# સાત્વિક ખોરાક

લેખક : શ્રી. સુરેશ દીક્ષિત,
એમ. એ., એમ. એસસી.

[ ૩ ]

## ચરબી અને મેદ ( Carbohydrate )

ચરબી ( fat ) અને મેદને શરીરને કામકાજ કરવા શકિત આપનાર અને ગરમી ઉત્પાદક ખોરાકમાં ગણાય. શરીરની સગડીને મળતાં એ બળતણ જેવાં ખોરાકનાં તત્વો છે. આપણા શરીરમાંથી દરરોજ ૨૭૦ ગ્રામ અથવા ૯½ ઔંસ કાર્બન ઓછો થાય છે. એટલે દરરોજ શ્વાસ અને બીજી રીતે ઓછા થતા કાર્બનનું પ્રમાણ પુરૂં પાડવા ખોરાકમાં આ બે તત્વોની આવશ્યકતા છે. ચરબીમાં ૮૦ ટકા કાર્બન અને બીજા કાર્બોહાઇડ્રેટમાં (ખાંડ, ચોખા ઇ. ) ૪૦ ટકા કાર્બન છે. આ ઉપરાંત થોડા પ્રમાણમાં કાર્બન પ્રોટીનમાંથી મળી રહે છે.

આપણું શરીર ૧૯% ટકા ચરબીનું બનેલું છે. માંદગી કે ભૂખમરામાં શરીરમાં ભરી રખાયલી ચરબીનો ઉપયોગ થાય છે. શરીરમાં ચામડી નીચે ચરબીનું પડ બાઝે છે. એથી શરીરનું રક્ષણ થાય છે. શરીરને ભરેલું અને દેખાવડું રાખવાને પણ ચરબીની અગત્ય છે. પરંતુ બેહદ ચરબીથી માણસ જાડું, કદરૂપુ અને ચાંચલ થઇ જાય છે.

ચરબીમાં આપણે ઘી, માખણ અને તેલ જેવા પદાર્થ ગણીએ. આમાંથી કેટલાક પદાર્થ પ્રાણીજન્ય અને કેટલાક વનસ્પતિજન્ય છે. દુધ, ઘી માખણ અને કોડલીવર વગેરે પ્રાણીજન્ય ચરબી ગણાય. જ્યારે કોપરેલ, તેલ, દીવેલ વિગેરે વનસ્પતિજન્ય છે. ખાંડ, ગોળ, મધ અને કેટલાંક શાક અને ફળમાં ચરબી નથી પરંતુ દાણામાં તેલ જેવા ચિક્કટ પદાર્થ થોડે પણ અંશે હોય છે. સોયાબીન, દાળ, ચણા, બદામ અને મગફળીમાં તેલનું તત્વ છે. જે પદાર્થમાં તેલીતત્વ હશે તે પદાર્થ પાતળા કાગળ ઉપર ડબાવી જોવાથી તરત કાગળ ઉપર ડાઘો પડશે.

આપણે ખોરાકમાં વનસ્પતિજન્ય તેલ અને પ્રાણીજન્ય ચરબી લઇએ છીએ પરંતુ એમાંથી પ્રાણીજન્ય ચરબી શરીરને વધારે ઉપયોગી છે. એથી શરીરને વધારે પોષણ મળે છે. ગુજરાતીઓના ખોરાકમાં પ્રાણીજન્ય ચરબી બહુ જ થોડી આવતી હોવાથી તેઓનો ખોરાક ખામીવાળો છે. ઘી, કોડલીવર અને બીજી ચરબીમાં વિટેમીન "એ" (A) વધારે હોવાથી શરીરના ઘડતરમાં અને રોગ સ્હામે રક્ષણ કરવા તે વધારે અગત્યનાં છે. વનસ્પતિના તેલમાં કાંતો વિટેમીન હોતાં જ નથી કે બહુજ થોડા પ્રમાણમાં હોય છે. આપણા ખોરાકમાં દુધ, માખણ અને ચોખ્ખા ઘીની આથીજ ઘણી અગત્ય છે. અને એ ન મળે તો ઇંડાં, માછલી ખાઇ તે મેળવી લેવાં જોઇએ. બજારમાં વેચાતાં " વેજીટેબલ ઘી." તો તદ્દનજ વિટેમીન માટે નિરૂપયોગી છે. ખોરાકમાં ચરબી પુરતા પ્રમાણમાં ન હોય તો ચૂનાક્ષાર ( Calcium ) ન પચે અને આંતરડાની અંદરનો સુવાળો ભાગ "એસીડ" થી ખરાબ થાય. ખોરાકમાં ચરબી વગર પગે સોજા

( Oedema ) ચડે છે. અને સાથે વિટેમીન "એ" અને "બી" અને આયોડીન વિના ચરબી કે તેલ પચે નહિ એ જાણવું જોઇએ.

આ ઉપરથી સ્હમજાશે કે દાળભાતમાં ઘી અને રોટલી ઉપર ઘી ચોપડીને ખાવાના રીવાજમાં શારીરિક આવશ્યકતા રહેલી છે.

મેદ ( Carbohydrate ):—ખાધાખોરાકના પદાર્થોમાં આ બીજો મોટો વર્ગ છે. આ ભાગમાં ખાંડ સાકર જેવી ગળી ચીજો અને આખાં બટાકા જેવી સ્ટાર્ચ (starch) ભરેલી ચીજો આવે. શરીરને સાકર અને સ્ટાર્ચ માટે વનસ્પતિ ઉપર આધાર રાખવો પડે છે. ઘણાખરા દાણાદુણીમાં સ્ટાર્ચ અને પાકાં ફળમાં સાકર હોય છે. વનસ્પતિમાં સ્ટાર્ચ બનાવવાની શકિત રહેલી છે. વનસ્પતિનું એકેએક લીલુ પાંદડું સૂર્યના અજવાળામાં કાર્બોનીક એસીડગેસ ( $Co_2$) હવામાંથી લઇને સાકર કે સ્ટાર્ચ બનાવે છે. આ શક્તિ પ્રાણીમાં નથી. એટલે માંસ ખાનારને આ તત્વ મળતુ નથી. વનસ્પતિ આમ એક રીતે હવા સાફ રાખે છે અને બીજી રીતે આપણને ખોરાક પુરો પાડે છે. ઝાડના પાંદડામાં બનેલી સાકર કે સ્ટાર્ચ તેના બી, ફળ, મુળ કે કંદમાં સંગ્રહ કરી રખાય છે. તેમાંય શેરડી, ડાંગર, જુવાર અને બાજરી જેવા ઘાસની જાતના છોડમાં આ શકિત ખાસ છે.

ખાંડ, ગોળ અને મધમાં સંપૂર્ણ સાકર છે. શેરડી અને બીજાં ગળ્યાં ફળમાં ( દ્રાક્ષ મોસંબી, ખજુર ) પણ એનો ઘણો ભાગ છે. જ્યારે ચોખા, મકકાઇ, ઘઉં, બટાકા અને બીજાં કંદમાં સ્ટાર્ચનો વધારે ભાગ છે. જે વસ્તુમાં પ્રોટીન અને તેલ વધારે હોય છે તેમાં સ્ટાર્ચ થોડા પ્રમાણમાં હોય છે. સ્ટાર્ચ અને સાકરનો મુખ્ય ઉપયોગ શરીરને કામ કરવાની શકિત અને ગરમી આપવામાં થાય છે. સ્ટાર્ચ ખાધા પછી મ્હોમાં આવતાં અને આંતરડામાં તે બદલાઇને તેની સાકર થઇ જાય છે. એટલે ભાત ખાવો એ ઘણે અંશે સાકર ખાવા બરોબર છે. શરીરમાં જ્યારે બહુ સાકર હોય છે ત્યારે "લીવરમાં" તે ભરી રખાય છે. જેનો ઉપયોગ પાછો જરૂર પડે થાય છે. માણસ બહુ ચાલવાથી કે શારીરિક મહેનતથી થાકી જાય ત્યારે થોડીક ખાંડથી તેનામાં તેજી આવે છે. શારીરિક મહેનત કરનારને મેદની વધારે જરૂર છે.

આપણા ખોરાકમાં સ્ટાર્ચ અને ખાંડ બીજાં પ્રોટીન, ચરબી, અને ક્ષાર જેવાં તત્વો સાથે સાથેજ આપવાં જોઇએ. એકલી ખાંડ ફાકીએ તો માદા પડાય, અતિશય સ્ટાર્ચ અને ગળ્યો ખોરાક ખાવાની ટેવથી પ્રમેહ ( Diabetes ) જેવા રોગ થાય છે. મ્હોટી ઉમ્મરના ઘણા હિંદુઓને આ રોગ હોય છે. ખાંડ અને મીઠું ( નિમક ) એક સરખાં ગણાવવાં જોઇએ. આપણે દ્રાક્ષ અને મોસંબી જેવાં ગળ્યાં ફળ ખાતા હોઇએ તો બીજી ખાંડ ખાવાની ભાગ્યેજ જરૂર છે. ખોરાકમાં લાડુ, બરફી અને જલેબી જેવા ખાંડના ઢેફાં જેવી વસ્તુઓ અતિશય પ્રમાણમાં ઝેરી ગણવી જોઇએ. એથી શરીરને બેહદ નુકશાન થાય છે. આપણા ખોરાકના ગળ્યા પદાર્થ રદ્દબાતલ કરવાથી ઘણા ફાયદા થશે. આવી વસ્તુઓ બહુ ખાવાથી પેટમાં પચતી નથી પરંતુ આંતરડામાં સડે છે અને ગેસ વધારે છે. એથી દાંત પણ બગડે છે. ભાત અને બટાકા જેવી વસ્તુઓ વધારે પ્રમાણમાં ખાવાથી ખોરાકમાંના બીજા ઘણા અગત્યનાં તત્વો પ્રોટીન, ચરબી અને ક્ષાર પચતાં નથી. અને બહુ ખાધું હોવા છતાં શરીર ભૂખે મરે છે. સ્ટાર્ચ અને સાકર પચવવાને વિટમીન "બી"ની જરૂરીઆત છે. આવી જાતનો બહુ ખોરાક ખાનાર માણસ તો જાડુ અને કદરૂપ થાય છે. જાડા માણસને પાતળા થવું હોય તો સ્ટાર્ચ અને સાકર ખાવાનું બહુ ઓછું કરવું જોઇએ.

# આંબાને આવ્યો'તો મ્હોર

આંબાને આવ્યો'તો મ્હોર
હાંરે બ્હેની ! આંબાને આવ્યો'તો મ્હોર.
માઝમને તીર વીર મામાનો માંડવો
રમતાં'તાં ભાઇબ્હેન મ્હોર—હાં રે૦
આંબાની ડાળ એક ડોકંતી આભમાં
હિંચંતો હીંચકે હિલ્લોલ
હાં રે વીર ઝૂલે-કળાયેલ મોર—હાં રે૦
નીચેરી ડાળ બ્હેની બેસી ટહૂકતી
કાળુડાં કામણનાં બોલ
હાં રે બ્હેની કૂજે-કોયલડી કિલ્લોલ—હાં રે૦
કૂંળી કૂંપળ દંતકળિયાં શી ફૂટતી
હાસંતી નયનાં ચકોર
હાં રે હસે વાસંતી દેવી કિશોર—હાં રે૦
મીઠી મંજુલ મૃદુ મંજરીઓ મ્હેકતી
સોનેરી સાળુની કોર
હાં રે ઊડે મધુરાણી કેરો અંચોળ—હાં રે૦
નાજુકડી ડાળ અંગ ઠમકે ઉછાળતી
નર્તંતી નારીનો દોર
હાં રે નાચ નાચે વાસંતી સુગોર—હાં રે૦
વીતી વસંત વીતી વર્ષાની વાદળી
વીતી શિશિર કઠોર
હાં રે બ્હેની-મૂર્છન્તી મૃત્યુની છોળ—હાં રે૦
આજે અભાગી ભાઇ એકલ અટૂલડો !
આવ્યો વસંત નઠોર
હાય ! ઊગ્યો રાતુડો આંસુડો મ્હોર !—હાં રે૦

ઉપવાસી

ચાલુ વાર્તા

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ઇન્દિરા સહસ્રબુદ્ધેકૃત નવલકથા 'બાળૂતાઇ ધડા ઘે'નો ગુજરાતી અવતાર

# એ પત્ની કોની?

રજુ કરનાર;
શ્રી. યજ્ઞેશ હ. શુક્લ

## પ્રકરણ પાંચમું

### ભાસ્કરની ઉંચાઇ

'ભાસ્કરથી શરમાવા જેવું એટલું બધું શું બન્યું? એ કાંઇ તારો વર બર થવાનો છે શું?' એમ વેણુએ મને કહ્યું અને એથી મને કેટલો ઝાટકો લાગ્યો તે મેં આગળ લખ્યું જ છે. તે વખતે મને વેણુ ઉપર ઘણો રોષ ચઢયો ખરો પણ હવે હું તે વાતનો વિચાર કરી રહી છું. 'એ છોકરી કેટલી ચાણાક્ષ હતી! મારૂં મન તેણે કેવું બરાબર પારખી લીધું!' એથી મને ઘણું આશ્ચર્ય થાય છે. તે વખતે મને રોષ ચઢયો નહિ; કારણ કે ખરેખર જ મારૂં લગ્ન તેની સાથે કરવામાં આવશે અથવા તેમ કરવામાં આવતાં હું સુખી થઇશ એમ મને તે વેળા બિલકુલ લાગ્યું નહિ. એક તો ભાસ્કર બરાબર મારી જ વયનો હતો. અમારી વયમાં ભાગ્યેજ બે ત્રણ વર્ષનો ફેર હશે. તે ઉપરાંત ભાસ્કર ઘણો જ ગરીબ; તેના પિતા સારૂં ભણેલા હતા પરંતુ તેમને ૧૦૦ રૂપિયાથી વધારે પગાર મળતો નહતો અને એમાંથી પણ થોડીક રકમ તેમને, તેમને ગામ કોકણમાં તેમના સગાંઓનાં ભરણપોષણ માટે મોકલવી પડતી હતી. એટલે આવા ગરીબ માણસ સાથે લગ્ન કરીને મારો નિભાવ કાંઇ થોડો જ થવાનો હતો. મને તો બાળપણથી જ સુખ સગવડમાં રહેવાની ટેવ. તેમાં વળી બાપુજીની હું એકની એક દીકરી. એટલે મારી હોંસ પૂરવા માટે પ્રત્યેક જણ તૈયાર. મારી સ્થિતિ આવી હોવાથી 'ભાસ્કર સાથે મારૂં લગ્ન કેમ થઇ શકે!' એવો વિચાર મારા મનમાં આવ્યા વિના રહી શકયો નહિ. મને તેના ઉપર પુષ્કળ પ્રેમ હતો પરંતુ એ પ્રેમ આવા પ્રકારનો હશે એવો ઘણા દિવસો સુધી તો મને સંશય સરખો આવ્યો નહિ.

અમે ઘણા દિવસ સુધી વડગામ રહ્યા. મારી અને ભાસ્કરની મૈત્રી વધુ ને વધુ વધતી ચાલી. મને તેના પ્રત્યે વિલક્ષણ પ્રેમ થવા માંડયો.

'તેને માટે આટલો બધો પ્રેમ થવા જેવું શું હતું?' એમ મને કોઇ પૂછે તો તેનો ઉત્તર મારાથી બિલકુલ અપાય એમ નથી.

ભાસ્કર દેખાવમાં સાધારણ જ હતો. તેનાં શરીરનો બાંધો સારો હતો અને વાને તે સામળો હતો. તેનું કપાળ ભવ્ય હતું અને આંખો પાણીદાર હતી. અત્યારની છેલ્લી પદ્ધતિ પ્રમાણે તે વાળ હોળતો હતો. તેનો પોશાક તો એકદમ સાદો હતો; એક ખમીસ, કોટ, ધોતીયું અને હંગેરીયન ટોપી, બહાર જતી

વખતે તે પગમાં ઘણી વાર બ્રાઉન રંગના સ્લીપર પહેરતો. કોઈ ને કોઈ ગાયન ગણુ-ગણ્યા કરવાની તેને ઘણી ટેવ હતી. અને તેનો ઉત્તમોત્તમ ગુણ એ હતો કે તે ઘણો જ ઉદ્યોગી અને મહત્વાકાંક્ષી હતો. આખો દિવસ કાંઈ ને કાંઈ તે કરતો જ રહે. નકામી બડબડ કરવાનું તેને જરાય આવડતું નહતું. તેના વિચાર ઉદાર અને સુધારક હતા. સ્ત્રી અને પુરુષ બરાબર સમાનતાથી વર્તે અને પુરુષ પુરુષ સાથે અને સ્ત્રી સ્ત્રી સાથે વર્તે તેવી રીતે તેઓ વર્તે તેમાં કાંઈ હરકત નથી, એવું તે કહેતો અને તેવા પ્રકારનું વર્તન રાખવામાં તે પોતે પાછું વાળીને જોતો નહિ.

વેણુ અને કુશી તો પછીથી એક બે દિવસમાં જ ગઈ અને પંડિત માસ્તર અ-મારા બંગાલામાં રહેવા આવ્યા.

બાપુજી કાંઈ વારંવાર વડગામ આવતા નહિ બા હમેશાં ઘરગથુ કામમાં જ ગુંથા-યલી રહેતી. મોટાભાઈ અને મધુએ કેટલાક નવા મિત્રો કર્યા હતા. ભાસ્કરને અને મોટા-ભાઈને કાંઈ ઝાઝું બનતું નહિ. મોટા-ભાઈ મારી બાનાં વલણ ઉપર પડયો હતો. તેને અમારા મત બિલકુલ પસંદ પડતા નહિ. ભાસ્કર સાથેનું મારું આપ્ત જેવું વર્તન તેને તદ્દન જ પસંદ પડતું નહિ. પણ તે કરે શું? બાપુજીના ભયને કારણે મારી ભાંજગડમાં પડવાની તેની હિંમત જ ચાલતી નહિ. ગમે તેની સાથે મોકળાશથી વર્તવામાં બાપુજી બિલકુલ વાંધો લેતા નહિ, તેની મોટાભાઈને ખબર હતી. ભાસ્કર માટે પણ બાપુજીનો મત સારો હતો એટલે ભાસ્કર સાથે ગમે ત્યાં જવાની અને ગમે તેટલો વખત તેની સાથે નિખાલસતાથી વાત કરતાં બેસી રહેવામાં મને જરાય ભય લાગતો નહિ.

તે દિવસો રજાના હતા એટલે અમને એકમેકના સહવાસમાં પુષ્કળ વખત રહેવાનું મળતું. ભાસ્કરની સાથે જ રહેવાથી કોઈ મને હસશે અથવા કોઈ આંગળી ચિંધશે એમ લાગવાનું પણ કાંઈ કારણ ન હતું. કારણ કે વડગામની આજુબાજુમાં આવા નિંદાખોર ઉંચ વર્ગની વસતી ન હતી. ભાગ્યે જ એવાં બે ચાર ઘર હશે. કણબી-માળીઓની વસતી કરતાં તેઓની વસતી ઘણી થોડી હતી.

આવી પરિસ્થિતિમાં મને અને ભાસ્કરને અમારા મન પ્રમાણે વર્તવાનો સારો સમય મળ્યો હતો. કોઈનો ધાક નહિ, કોઈનો ભય કે કોઈની શરમ પણ નહિ. માત્ર અંતરના મનોદેવતાની જે થોડી ઘણી બીતિ લાગતી તેટલું જ. અને તેય મને પોતાને જ લાગતી. ભાસ્કરને તો અમારા વર્તનમાં કાંઈ જ અયોગ્ય લાગતું ન હતું. મને લોકોની ટીકાનો ભય લાગતો પણ તેને તો એનો પણ ભય ન હતો.

અમારા નિત્ય કાર્યક્રમ પ્રમાણે એક દિવસ અમે ચારે જણ મળીને ટેનીસ વગેરે રમ્યાં. પછી તેઓ ત્રણે ફરવા જવા નીકળ્યાં.

પણ મારે ન્હાવું હતું એટલે મેં ભાસ્ક-રને કહ્યું:

'તું જા. હું આવતી નથી. મારે ન્હાવું છે.'

એટલે ભાસ્કરે કહ્યું:

'અમસ્તી નદી પર બેસવા તો ચાલ. ઘરે જઈને પણ હમણાં શું કરવું છે?' એમ કહીને તેણે મારા હાથમાંથી બેટ લઈને છોકરાને આપી દીધું અને તે મને નદી ઉપર જવા આગ્રહ કરવા લાગ્યો.

મનથી એનું મન દુઃખવાય નહિ. હું તેની સાથે જવા નીકળી. સવારના આઠ વાગ્યાનો તે સમય હતો. સૂર્યનાં કિરણોએ હજી પ્રખર સ્વરૂપ ધારણ કર્યું નહતું. એટલે ટેનીસ કોર્ટનું વાતાવરણ શાંતિ અને આહ્લાદકારક લાગતું હતું. ટેનીસનો સામાન લઈને છોકરો નીકળી ગયો. એ જ રીતે મધુ

અને મોટાભાઇ અમને ફસાવીને ત્યાંથી છટકી ગયા.

એ જોઇને ભાસ્કરે મને કહ્યું; ' ચાલ, સોનું; આપણે અહીંથી ટુંકો રસ્તો લઇને તેઓની પહેલાં પહોંચી જઇએ.

મને તેઓની યોજના પસંદ પડી. મેં કહ્યું: ' હાં, તેઓને એમજ સિકસ્ત આપવી જોઇએ. '

' અમે નદી ઉપર પહેલાં પહોચી જતાં તેઓ કેવા ભોંઠા પડી જશે ! ' એમ સમજીને મને મનમાં આનંદની ગુદગુદી આવતી હતી. અમે ઝડપભેર અશોકની ઝાડીમાંથી બહાર નીકળ્યાં અને એક નની પગથી વાળા ખાનગી માર્ગે જવા લાગ્યાં. આગળ ઉપર એ રસ્તો એક ખેતરમાંથી જતો હતો એમ અમને લાગ્યું પરંતુ એ રસ્તો તો ત્યાં જ બંધ થયો અને એ ખેતરની ચોપાસ વાડ કરી લીધેલી જણાઇ. આ જોઇને મેં ભાસ્કરને કહ્યું: ' આ શું ભાસ્કર ? આ રસ્તો તો અહીં જ અટકે છે અને આગળ તો બધી બાજુએ વાડ છે. હવે આપણે કેવી રીતે જઇશું ? હવે આપણે પાછા જ ફરવું જોઇએ. '

' છટ્ ! પાછા શા માટે ફરીએ ? અહીં સુધી આ પગરસ્તો આવેલો છે. એટલે અહીં જ કયાંક બહાર જવાનો માર્ગ હોવો જોઇએ. ' એમ કહીને તેણે અહીં કહી નજર ફેરવી અને વાડ તરફ બેટ બતાવીને તેણે કહ્યું: " પણે જો, ત્યાંથી કોઇએ વાડમાં છીંડું પાડીને બહાર જવાનો રસ્તો કરેલો છે. એટલે આપણે જરા નીચા વળીને ત્યાંથી બહાર જઇએ. ' એમ કહીને તેણે એ વાડનું છીંડુ બેટથી બરાબર કર્યું અને તેમાંથી તે બહાર રસ્તા ઉપર નીકળ્યો. તેની પાછળ મેં પણ જવા માંડયું. પણ મારો પગ જરા સરવાથી હું વાડમાં ભેરવાઇ પડી. એટલામાં ભાસ્કરે મને પકડી લીધી નહિતર કદાચ હું વાડમાં પડી જવાનો સમય આવી લાગત. વાડમાં ફસાવાને કારણે મારા હાથમાં ઘણા કાંટા પેંઠા હતા. ભાસ્કરે સંભાળથી એ સર્વ કાંટા કાઢી નાખ્યાં.

જે હેતુંથી અમે ટુંકો રસ્તો લેવાનો ખેત કર્યો હતો, તે સર્વ આ રીતે નિષ્ફળ ગયો. એટલે હવે નદી ઉપર જવાની શી ઉતાવળ છે ? એમ લાગતાં મેં ભાસ્કરને કહ્યું:

' ચાલ આપણે જમરૂખીના ઝાડ આગળ જઇએ. ત્યાંથી તું ફરવા જજે અને હું ઘેર જઇશ. '

ભાસ્કરને મારો ખેત પસંદ પડયો. અમે બન્ને જમરૂખીના બાગમાં ગયા. ઝાડ ઉપરથી પાકેલાં જમરૂખ કાપીને ખાધાં અને આ ઝાડ જો, પેલું ફુલ તોડ એમ કરીને અમે આખો બાગ ફેંદી વળ્યા. છેવટે બાગમાં એક હોજ હતો તે હોજ આગળ અમે આવી પહોંચ્યા. તે વેળા હોજ પાણીથી ભરેલો હતો અને બાગમાં કોઇ પશુપંખી સુદ્ધાં ન હતું. દૂર દૂરથી કોઇના બોલવાનો અસ્પષ્ટ અવાજ આવતો હતો. અમે ઘણી વાર સુધી હોજની ફરતે ફર્યાં, પછીથી હોજમાં ડોકાવીને પાણીમાં જોવા માંડયું. અમારાં બન્નેનાં પ્રતિબિંબ પાણીમાં પડતાં હતાં, તે જોઇને અમે વાત કરતાં હતાં. સૂર્યનાં કિરણો પણ હોજમાં પડતાં હતાં અને ઝાડનાં પાંદડા પણ હાલતાં હતાં. હોજમાંના પાણી તદ્દન ચોખ્ખાં હતાં એટલે અમારા ચહેરા તેમાં ઘણા જ સ્પષ્ટ દેખાતા હતા.

ત્યાં હોજ આગળ ઉભા રહીને અમે કેટલીય વાર સુધી વાતચીત કરી: પણ અમે શું બોલતાં હતાં અને વિષય કયો હતો તે કાંઇ જ અત્યારે કહી શકાય એમ નથી. અમારા વાર્તાલાપનો પ્રવાહ સહજ રીતે જ ચાલ્યા કરતો હતો. હું વચ્ચે વચ્ચે તેના તરફ નજર ચોરીને જોતી હતી. અમે બાગમાં ફરતાં હતાં.

તે દરમ્યાન ઝાડ, ફૂલ અને પક્ષી એ અમારા વાર્તાલાપના વિષયો હતા. ભાસ્કરને પ્રાણી શાસ્ત્ર અને વનસ્પતિ શાસ્ત્રને લગતી ઘણી સારી માહિતી હતી. તે મને એ વિષે કહેતો હતો. મને ખરેખર જ આ વિષય સંબંધી કાંઇ જ ખબર નહતી, એટલે મનમાં ને મનમાં હું શરમાતી હતી પરંતુ ભાસ્કરને એ ન બતાવતાં, મારી પાસે જે કાંઇ થોડો ઘણો માહિતીનો ખજાનો હતો તે વચ્ચે વચ્ચે ખોલવીને હું મારી આબરૂ સાચવતી હતી.

ભાસ્કર પ્રત્યેનું મારું માન ખૂબ વધવા લાગ્યું. મને તે સુંદર લાગવા માંડ્યો. તેની જેમ બરાબર નિરીક્ષણ કરતા રહેવું એમ મને લાગવા માંડ્યું. પણ તેની નજર સામે નજર મિલાવીને જોવાની હિંમત મારાથી થતો ન હતી. તેણે શરીર ઉપર આખી બાંયની કફની પહેરી હતી અને તેના ધોતીયાનો છેડો ડાબી ખાંધ ઉપર નાંખીને તે હોજમાંના બેટ સાથે રમતો હતો.

મારી મનસ્થિતિ બરાબર નથી એમ જાણતાં મેં કહ્યું:

" ભાસ્કર, હવે તું ફરવા જા, હું ઘરે જાઉં છું.

" હં, જવા લાગી ઘરે ! પણ હું જવા દઇશ ત્યારેને ! ' એમ કહીને ભાસ્કરે મારી આડે બેટ ધર્યું.

## નૂતન જન્મેલ બાળકને

( શાર્દૂલ )

( ૧ )

દેહે નગ્ન અને ગુલાબી અધરો અંગે સુંવાળાં વળી,
રે, જન્મ્યાં નવ બાળુડાં જનનીને ખોળે સુતું તું ચઢી;
તારા જન્મ પ્રસંગ રંગ ઉપરે આનંદતાં સૌ અતિ.
તે મધ્યે અહ, તું વિમુક્ત સ્વરથી આક્રંદતું જોરથી !

( ૨ )

રે'જે તુષ્ટ અને સદા જીવન આ તારું સુખે જીવજે,
રહેજે અંબુ પ્રવાહ આ ભવતણો ક્ષેમે તરી તું જજે
ઘેરીને તુજને રડે પ્રિયજનો મૃત્યુ સમે જ્યાહરે;
તારાં શાંત સુધા ભર્યાં વદનથી તું હાસજે ત્યાહરે !

રતુભાઈ ના. દેસાઈ

" નહિ ભાસ્કર, મારે હજુ ન્હાવું છે. મોટાભાઇ-મધુ ઘેર જશે અને હું અહીં જ રહીશ તો બા મારા ઉપર ચીડાશે. "

' હા, હા, મને એ બધું ખબર છે. ' એમ કહીને તેણે મને પાછળ હઠાવી. ' હમણાં બહુ બહુ તો નવનો સુમાર થયો હશે. એટલામાં મધુને મોટાભાઇ ઘરે ક્યાંથી જવાના ? બેસ અહીં આ પથરા પર. ખરું કહે, અહી તને મઝા નથી પડતી ? '

હું તેના તરફ જોઇને, કાંઇ પણ ન બોલતાં હસી રહી. મારું મન તે કળી ગયો. અમારી નાનપણની વાત કાઢીને અમે વાત કરવા માંડી. મેં કહ્યું:

" ભાસ્કર, આપણે પર્વતી પર ફરવા જતાં હતાં તેનું તને સ્મરણ થાય છે કે ? '

' હા, હજી બરાબર સ્પષ્ટ સ્મરણ છે. જેટલા ગમ્મતનાં તે દિવસો હતા ! નહિ ?' એમ અત્યંત આનંદથી તેણે કહ્યું. ' એક દિવસ મોટા ભાઇ તને ચીડ ચડે એવું બોલ્યા અને તું તેને મારીને ભાગી ગઇ. મોટાભાઇએ તને પકડવા પ્રયત્ન કર્યો પણ તું સપડાઇ જ નહિ એ પણ મને બરાબર સ્મરણમાં છે. '

' પાછળથી તેમણે મને પકડી પાડી પણ તે તો મને ઠેસ વાગી એટલે. મારા પગમાંથી લોહી વહવા માંડ્યું પરંતુ મોટા

ભાઇએ મને પારો સુદ્ધાં આપ્યો નહિ પણ તેં મારી કેટલી બધી કાળજી લીધી ? અને ખરેખર, ભાસ્કર, ત્યારથી જ તું મને ઘણો ગમે છે. '

' અને તું પણ તે સમયથી જ.' એમ કહીને તેણે મારો જમણો હાથ ધરીને આગળ આવ્યો અને તેની છાતી ઉપર તે મૂકીને મારા આંગળા ભીડીને ઉઘાડતો બેઠો.

' અને એકવાર મેં તને રમતમાં હરાવ્યો હતો તે તને યાદ છે ને ? '

' ચાલ ચાલ હવે, તું મને શાની હરાવે ' એમ મશ્કરીમાં તે બોલ્યો. ' હું કાંઇ કોઇ પોરીથી હારી જાઉં એવો રેંજી પેંજી નથી. શું પોતાની હુશીયારીના બણગાં ફૂંકે છે. '

" હા, હા, હરાવ્યો જ હતો. તને યાદ રહ્યું નથી. જોઇએ તો મોટાભાઇ કે મધુને પૂછીને ખાત્રી કરી આપું. '

' ચાલ હવે એમાં મોટાભાઇ મધુને શું પૂછવું હતું ? તેઓ પ્રમાણિકપણાંના પૂતળાં ખરાં ને ! '

' એટલી વાત કહેવામાં પ્રમાણિકપણાનાં પૂતળાં હોવાની શી જરૂર છે ? '

' અલબત્ત, તું તેની બહેન, એટલે તેઓ તારો પક્ષ ગમે ત્યારે લેવાના જ. '

હું તેના તરફ હાથ લંબાવીને બોલી:

' નહિ રે ભાઇ, તું અને તે એક જાતિના એટલે તે તારોજ પક્ષ લેવાના. છોકરી છોકરાં કરતાં ચઢી જવા જેવી કોઇ પણ વાત કરતાં જ અમારા મોટાભાઇને ખૂબ લાગી આવે છે એટલે હું કહું છું કે તે ખાત્રીપૂર્વક તારોજ પક્ષ લેશે. '

' ઠીક, પણ એમાં છે શું ? તે મને હરાવી તો શું અને મેં તને હરાવી તો શું ? આપણે એકજ છીએ ને ? આપણી વચ્ચે ભિન્નભાવ છે ક્યાં ? '

આ છેવટના વાક્યથી હું ચમકી.

મેં ભાસ્કર પ્રત્યે અર્થપૂર્ણ દૃષ્ટિએ જોયું.

' આ કહે છે તે ખરૂં છે કે ? અમે ખરેખર એક છીએ કે ? '

આવો વિચાર એક ક્ષણભર મારા મનમાં આવી પસાર થઇ ગયો.

તેણે મને હલાવીને પૂછ્યું:

' કેમ, શા ગૂઢ વિચારમાં પડી ગઇ ? '

' કાંઇ નહિ. પણ શું, ફરી તે દિવસો નહિ જ આવે કે ? ' મેં ઉદાસ ભાવે પૂછ્યું.

' કેવી રીતે આવે ? પણ આગળ ઉપર એના કરતાં પણ વધારે સુખના દિવસો કેમ નહિ આવે ? '

વાત કરતાં કરતાં અમે પત્થર પરથી ઉઠીને હોજ આગળ ક્યારે ગયાં તેનું અમને જ ભાન રહ્યું નહિ. અમે બન્ને હોજના કાંઠા ઉપર બેઠાં હતાં, અમારાં બન્નેનાં પ્રતિબિંબ પાણીમાં પડયાં હતાં. ત્યાં મારી દૃષ્ટિ સહજ જ ગઇ. મેં તરતજ કહ્યું:

' ભાસ્કર, પાણીમાં જોયું ? કેવો સુંદર દેખાવ છે એ ? જો પેલાં સૂર્યનાં કિરણ, પેલાં ઝાડનાં પાંદડા અને આપણે પણ આમ બેઠેલાં ! '

ભાસ્કરે મારી ખાંધ ઉપર હાથ મૂકયો અને પાણીમાંનો દેખાવ જોઇને બોલ્યો:

" વાહવાહ, વાહવાહ ! કેટલો સુંદર દેખાવ છે, નહિ ? બરાબર ફોટો લેવા જેવો. મારો અને તારો આવાં રીતે ફોટો લેવાયો હોય તો તને ગમે કે ? "

હું ફરી ચમકી. તેનો હાથ જરા રોષથી દૂર કરીને મેં કહ્યું: ' તારો અને મારો આવો ફોટો ? કોઇ કદી લઇ શકે નહિ. "

" કેમ વારૂ ? " તને આપણો આવો ફોટો ચિતરતાં નહિ આવડે ? "

" નહિ, જરાય નહિ. " મેં જરા તિરસ્કારથી કહ્યું.

ભાસ્કર એકદમ શરમાઇ ગયો. તેને ઘણું જ દુઃખ થયું હોય એમ લાગ્યું.

તે સાથેજ હું ઝટ હોજ ઉપરથી નીચે ઉતરી. તેનો હાથ પકડીને તેને પણ મેં નીચે ઉતાર્યો અને તેને મારી પાસે ઉભા રહેવાનું જણાવી. મેં કહ્યું:

' જો ભાસ્કર, જો, કોણ મોટું છે ? તું કે હું ? '

' આમ ઉભા રહેવાથી બરાબર સમજાય નહિ. ' એમ કહીને તેમ ને એક સીધાં એવાં ઝાડ આગળ લઇ ગયો અને મારી બન્ને ખાંધ ઉપર તેના બન્ને હાથ મુકીને અને મારૂં મોઢું બરાબર સીધું રાખવાનું જણાવીને તેણે એક પત્થરથી ઝાડ ઉપર નિશાની કરી. પછી મેં પણ એવી જ રીતે તેની ઉંચાઇ માપી. તો મારા કરતાં તે વધારે ઉંચો ઠર્યો. તે ઉંચાઇ તરફ આંગળી કરીને મેં તેને કહ્યું:

' જોયું ભાસ્કર, તું મારા કરતાં મોટો છે, એટલે તું મને કમી લેખશે, મારા ઉપર તારૂં મોટાપણું દાખવશે, ખરૂં ને ? '

' છટ ! એમ કદિ નહિ થાય. ' એમ ભાસ્કરે ભારે અભિમાનથી કહ્યું.

એટલામાં મધુ અમારી પાસે આવીને બોલ્યો:

' આ શું ચાલી રહ્યું છે ? ઝાડ ઉપર નિશાની શાની કરો છો ? '

' કાંઇ નહિ. અમે અમારી ઉંચાઇ માપી. ' આમ અમે બન્ને એકદમ બોલી ઉઠયાં.

' ઠીક, જોઇએ તું કેટલો ઉંચો છે ? ' એમ કહીને ભાસ્કરે તેની પણ ઉંચાઇ માપી અને પછી અમે ઘરે ગયાં.

## પ્રકરણ છઠું

## ચોરને શિક્ષા

' વડગામના દિવસો ' એવો વિચાર માત્ર મારા મનમાં આવતાં મને કેટલો બધો આનંદ થતો ! મારૂ હૃદય આનંદલહરીથી ઉછાળા મારતું. અને ' ઇશ્વર તારી કલા અગાધ છે ! ' એવા ઉદ્‌ગાર સહજ જ મારા મોંઢામાંથી બહાર નીકળતા.

તે વખતે હું બરાબર યૌવનમાં હતી. તેથી ભાસ્કર સિવાય મારા મનઃચક્ષુ આગળ બીજો કયો વિચાર આવવાનો હતો ?.

કોઇપણ વાત હું શિખવા કે કરવા લાગું કે તે ભાસ્કર માટે જ કરવી એમ મને લાગતું. પછી ભલે એ વાત કોઇપણ પ્રકારની અને કોઇ પણ રીતની હોય. મારા પોતાના પોશાકથી માંડીને તે ગળે પટ્ટા રૂમાલ સુધી, મારા વિચાર ભાસ્કરને શું પસંદ પડશે એને લગતા હતા. ભાસ્કર અમારે ઘેર રહે એવી કોઇને કોઇ યુકિત હું શોધી કાઢતી. તે અમારે ઘેર રહેવા નહિ આવ્યો ત્યારે કોઇને કોઇ કારણ કાઢીને હું તેની પાસે જતી. અમે એકમેકની સમીપ ન હોઇ શકીએ એવા પ્રસંગે હું તેને ગમતું ગીત ગાઇને આનંદ માણી લેતી.

ટુંકામાં જ કહીએ તો મને ભાસ્કરનું ગાંડુ લાગ્યું હતું. ભાસ્કરે તેના સુંદર સ્વભાવે મારાં મનને મુગ્ધ કરી નાંખ્યું હતું. અમારો એકમેકનો મેળાપ નહિ થાય તો તે ખોટેખોટ મારા ઉપર રોષે ભરાય અને તે માટે હું તેના ઉપર દોષ ઢોળીને તેની સાથે બોલવાનું છોડી દઉં અને છેવટે ભાસ્કર મને મનાવવા આવે ત્યાં સુધી વાટ જોઉં. ભાસ્કરની સ્થિતિ પણ મારા જેવી જ થઇ હતી. તેણે પોતે મારા કેટલાય ફોટો કાઢીને પોતાનાં ટેબલમાં, પેટીમાં, પુસ્તકમાં વગેરે જુદે જુદે ઠેકાણે રાખ્યા હતા અને હું તેની પાસે જતાં જ તે મને કહેતો:

" ગમે તેટલી બારીકાઇથી ચાંદની તરફ જોવા છતાં શુક્રની ચાંદનીનું તેજ તેમાં થોડું જ આપવાનું હતું ! હવે જો, વારૂ, મારી ઓરડીમાં એક જ તારો કેવો પ્રકાશી રહ્યો છે ! હવે તેનાં

તેજ આગળ કઇ વસ્તુ સુંદર લાગવાની નહિ ? ખુદ કાળો ભમ્મર કોલસો શુદ્ધાં તેના તેજથી ચકચકિત થઇ જવાનો. '

એમ કહીને ભારે માન મરતબાથી તે મને એકાદ ઉંચા સ્થળે લઇ જઇને બેસાડતો અને મારા બન્ને હાથ તેના હાથમાં ભીંસીને મારી તરફ એકી નજરે નિહાળી રહેતો.

અમે બન્ને ઘણીયેવાર આવી રીતે એકત્ર હોવા છતાં અમને કોઇએ એક શબ્દ સરખો કહ્યો નથી. ઠીક, અમારાં આવા પ્રકારના વર્તનથી ભાસ્કરના પિતા કે મારી બા અજાણ હતા એવું પણ નથી. તે છતાં તેઓ આંખ આડા કાન કરતાં હતાં. ભાસ્કર તો પંડિત માસ્તરથી કાંઇ જ ચોરી રાખતો નહતો. તેઓ બન્ને એક મેક પ્રત્યે બરોબરીના મિત્રો પ્રમાણે જ વર્તતા હતા. ભાસ્કર ઇન્ટરમાં હાલ પાસ થઇને બી.એ. ના વર્ગમાં આવ્યો હતો એ-ને ઘણા લોકો એને માન આપતા હતા. એ જ રીતે મને કોઇ માન આપતું નહતું છતાં હું સર્વની લાડકી હતી. પંડિત માસ્તરનો મત મારે માટે ઘણો સારો હતો. એટલે 'આ મારી પુત્રવધુ થાય તો હરકત નથી.' એમજ તેમને લાગતું હોવું જોઇએ. બાનો મત પણ પંડિત માસ્તર જેવો જ હોવો જોઇએ એમ મને લાગતું હતું. એટલે જ તેણે પણ અમારા પ્રત્યે દુર્લક્ષ કર્યું હશે.

મોટાભાઇ શી યુકિત લગાવી રહ્યા હતા તેનો મને કાંઇ પત્તો લાગ્યો નહતો. બાપુજીને આમાંની એક પણ વાતની ખબર નહતી.

તેથી અમે આ તક મળતાં એક એક ડગલું આગળ વધતાં ચાલ્યાં.

એક દિવસ બપોરના સમયે જમી રહ્યા પછી હું પુસ્તક લઇને વાંચતી પડી હતી. હું પુસ્તક વાંચતી હતી પણ મારું મન તેમાં બિલકુલ લાગતું નહતું તેમ મને ઉંઘ પણ આવતી ન હતી. આથી મને ઘણો જ કંટાળો આવ્યો. હું ઉઠી. મેં પુસ્તક તેની જગા પર મુકી દીધું. એ બરાબર બપોરનો સમય હતો. મોટાભાઇ, બા, મધુ બધાને સુંદર ઉંઘ આવી ગઇ હતી. તે જોઇને મેં ભાસ્કર પાસે જવાનો વિચાર કર્યો. કાંઇ પણ અંદાજ કર્યા વગર હું બંગલાની બહાર નીકળી. બપોરનો સમય હતો એટલે બહાર સખ્ત તાપ લાગતો હતો. હું જલદી જલદી ભાસ્કરની ઓરડીમાં ગઇ.

ઓલીમાં ભાસ્કર ચાર પાંચ પુસ્તક પોતાની પથારી પર પાથરીને કપાળ ઉપર બન્ને હાથ રાખીને સુતો હતો. તેને પણ મુદ્દલ ઉંઘ આવતી ન હતી. હું ધીમેથી તેની પથારી આગળ ગઇ અને ઘણી વાર સુધી ગુપચૂપ ઉભી રહી. તે પથારીમાં એક સરખો આળોટયા કરતો હતો. પણ તેણે કેમે કરી ઉંઘ આવતી નહતી. છેવટે તેને ધીમેથી ઉશિકા હેઠળથી એક ફોટો કાઢયો અને ફોટા તરફ તે એકી ટસે જોવા લાગ્યો. મેં પણ તે ફોટો જોયો અને.....

મારી છાતીમાં ધબકારા થવા માંડયા. 'હવે તે શું કરે છે?' તે જોવા માટે મારી આંખ આતુર થઇ. મારી ઇચ્છા પ્રમાણે તેણે ફોટાને ચુંબન કર્યું. હું તરત જ આગળ વધી અને તેના તરફ આનંદથી જોઇ રહી તેને અત્યંત હર્ષથી પૂછયું:

'અહો રાવ સાહબ, કોની ચોરી કરો છો? આપને કાંઇ ભાન છે કે?'

તેણે માથું ફેરવીને જોયું તો હું હતી. ઘણા સમય સુધી અમે એકમેક પ્રત્યે એમ જ જોઇ રહ્યા.

પછી તે બોલ્યો:

'હું ચોર છું ખરો; પણ તું હવે મને શી શિક્ષા કરશે?'

' આવા ચોરને શિક્ષા કરવાની નહિ હોય. એને તો માંગે તે બક્ષીસ આપવી જોઇએ. '

' વાહ, તો તો ઘણી જ ગમ્મત પડશે. ચાલ ત્યારે હવે; આપણા ગમતા બાગમાં જઇએ. ચાલ, ત્યાં જ ઠીક લાગશે અને સમય પણ આનંદમાં જશે. ' આમ ભાસ્કર બોલ્યો અને અમે બન્ને બહાર નીકળ્યાં.

રસ્તો ઓળંગીને અમે આંબાવાડીમાં આવ્યા. ભાસ્કર મારી સાથે કાંઇ જ બોલતો ન હતો. તે કાંઇક વિચાર કરતો હતો. અમને એકમેક વિના ચેન પડતું નથી એ વાત અમારા બન્નેનાં લક્ષમાં આવી ગઇ હતી. તે આજ મારી સમક્ષ લગ્ન સંબંધી વાત કાઢશે એમ મારાં મનમાં ચોકકસ લાગતું હતું. બાગમાં ગયા પછી હું એક ઘાટ છાયાવાળા ઝાડના થડ આગળ બેસીને પાંદડા સાથે રમવા લાગી. ભાસ્કર મારી પાસે બેઠો. ઘણો સમય થયો પણ અમે બન્ને કાંઇ જ બોલ્યાં નહિ. કેટલાક સમય પછી તે કોઇક ગીત ગાવા લાગ્યો. હું તેના સુરમાં એકદમ તલ્લીન થઇ ગઇ. પછી તે થોભ્યો અને તેણે એક લાંબો સુસકારો નાખ્યો.

હવે આ ક્ષણે તે મને લગ્ન સંબંધમાં પૂછશે, એમ મારું મન મને એક સરખું કહ્યા કરતું હતું. આ વિચારથી મારા હાથ અને હોઠ એક સરખા કંપી રહ્યા હતા મારામાં તેના તરફ જોવાની હિંમત જ નહતી. એટલામાં...

' સોનુ, હું જે બક્ષીસ માંગનાર છું તેના સંબંધમાં તેં પૂરતો વિચાર કર્યો છે કે ? ' આવા શબ્દો મારા કાન પર પડયા.

મારી નજર તરતજ ભાસ્કર તરફ વળી. અને મેં કહ્યું:

' વિચાર ! વિચાર એમાં શાનો કરવાનો છે ? ભાસ્કર તારામાં શું કમી છે ? '

' સોનુ, આજે મારા પ્રત્યેના પ્રેમને અંગે તને એમ લાગશે, પરંતુ પાછળથી કોઇક પળે પશ્ચાત્તાપ થશે. '

' જરાય નહિ. એવી શંકા તું મનમાં લાવીશ નહિ અને આગળ ઉપર જે થવાનું હશે તે થશે. અત્યારે આપણાથી શું થઇ શકે ! '

' એમ ને ? તો કાંઇ હરકત નહિ. નહિતર મેં તને ભલતાજ નાદે લગાડી એમ થાત. '

' નહિ, એમ જરાય નથી. મેં સર્વ કાંઇ વિચાર કરીને જ કર્યું છે. '

' મારી ગરીબીનો તેં વિચાર કર્યો છે? મારે ઘરે તારે રાંધવાનો સમય આવશે. એટલું જ નહિ પણ ઝાડું કાઢવાનું કે વાસણ માંજવાનું કામ સુદ્ધાં કોઇ વાર કરવું પડશે. '

' હરકત નહિ. પણ તું સુદ્ધાં મારી સાથે તે કરવા લાગશે ને ? '

' એટલું જ નહિ પણ તું મને તે કામ કરવાનું કહે તે પહેલાં જ હું તે કરીશ અને પછી તને કહીશ.'

' તો આ સિવાય મારે બીજું શું જોઇએ ? જ્યાં પતિપત્ની એકમેકને ગમે તે કાર્યમાં આનંદથી મદદ કરવા તૈયાર હોય ત્યાં બીજું શું જોઇએ ? '

' આવ ત્યારે અહીં આજથી આપણે એક થયાં. '

એમ કહીને ભાસ્કરે મને ચુંબન કર્યું.

( અપૂર્ણ )




## સ્વદેશ

મુંબાઈ ઇલાકા સ્ત્રી સભાની ૧૯ મી વાર્ષિક સભા તા. ૨૯ મી જાન્યુઆરીએ મળી હતી. તે વેળા કાઉન્સીલનાં પ્રમુખ તરીકે મીસીસ એફ્. એસ. તાલ્યારખાન અને ઉપપ્રમુખ તરીકે મીસીસ ફ્રાન્સીસ લો ની ચુંટણી થઇ હતી. નિવૃત્ત થતાં પ્રમુખ મીસીસ ફૈઝ તૈયબજીએ સર્વનો આભાર માન્યો હતો. મંત્રી શ્રીમતી સુમુદ શાહે વર્ષ ભરની પ્રવૃત્તિનો હેવાલ વાંચ્યો હતો અને કરેલા કાર્યની વિગતો રજુ કરી હતી. તે પછી કાર્યવાહક સમિતીની નિમણુક કરવામાં આવી હતી.

### લેડી વિદ્યાગૌરીનો હીરક મહોત્સવ

**ગુજરાતી મહિલાઓની જાગૃતિમાં પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓથી અત્યંત કિંમતી ફાળો આપનાર ગુજરાતનાં આદર્શ સન્નારી શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠને સાઠ વર્ષ પૂરાં થયાંથી તેમને હિરકમહોત્સવ ઉજવવાનો વિચાર તેમના કેટલાક મિત્રો કરી રહ્યા છે. ખા. બા. ચાહેવાળાની સૂચનાથી એક સભા અમદાવાદમાં આના સંબંધમાં મળી પણ ચૂકી છે.**

**સ્ટવ-સઘડીના ભોગઃ** (૧) મુંબાઇમાં સી. પી. ટૅંક રોડ ઉપર આવેલી સેન્ટ્રલ ફાર્મસીના એક ભાગીદાર શ્રી સુરેન્દ્ર વકીલનાં ૧૯ વર્ષનાં પત્ની કુપિલા રાત્રે સ્ટવ ઉપર ચ્હા કરવા જતાં અચાનક સાડી સળગી જવાથી દાઝી મરણ પામ્યાં. ( ૨ ) મુંબાઇમાં ગિરગામ બેક રોડ ઉપર રહેતા યજ્ઞેશ્વર ભાસ્કરની પત્ની કમળાબાઇ સ્ટવ ઉપર પાણી ગરમ કરવા જતાં સાડીનો છેડો સળગી જવાથી દાઝી મરણ પામી. ( ૩ ) લાલબાગ ઉપર રહેતી મોરામ્મા ગુલામ નામની વીસ વર્ષની મુસ્લીમ સ્ત્રી સગડી ઉપર ખાણું પકાવતાં સાડીનો છેડો સળગવાથી દાઝી મરણ પામી.

**આપઘાતઃ** ( ૧ ) મુંબાઇમાં મુસલમાન સ્ટ્રીટમાં રહેતી જયનાબી નામની ત્રીસ વર્ષની મુસ્લીમ સ્ત્રીએ શરીર ઉપર ગ્યાસતેલ છાંટી તે સળગાવી આપઘાત કર્યો. તે ધણીથી જુદી રહેતી હતી. ( ૨ ) શાન્તાકુઝમાં શ્રી. કાન્તિલાલ ત્રિવેદી નામનાં શિક્ષકનાં પત્ની શાંતાબાઇએ શરીર પર પાસતેલ છાંટી આપઘાત કર્યો. પતિએ તેને બેન તરીકે રહેવાની ફરજ પાડયાને પરિણામે આ બનાવ બન્યાનું કહેવાય છે. ( ૩ ) મુંબાઇમાં વિમળાબાઇ પાંડુરંગ નામની ત્રીસ વર્ષની સ્ત્રીએ માંદગીથી કંટાળી પહેલે માળેથી કૂદી પડી આપઘાત કર્યો. ( ૪ ) નાગપુરમાં પેરીન ભરૂચા નામની પારસી બાળાએ પંજાબી યુવક સાથે લગ્ન થઇ શકે એમ નથી એવું લાગતાં તળાવમાં ડૂબી જઇ યુવક સાથે આપઘાત કર્યો.

**પુત્રવધુને નુકશાનીઃ** ઓલપાડ તાલુકાના વેલુક ગામની દેવી નામની વિધવાબાઇએ તેના સસરા સામે ગાળો દઇ હુમલો કરવાના આરોપસર બદનક્ષીની ફરિયાદ માંડતાં સસરાને ત્રણ માસની સખ્ત કેદ રૂા ૭૫ દંડની સજા થઇ છે. સજા સામે થએલી અપીલ રદ જતાં, દેવીને રૂા. ૨૫ નુકસાની આપવા હુકમ થયો છે.

**બાલલગ્ન માટે સજાઃ** બાલલગ્ન પ્રતિબંધક કાયદાનો ભંગ કરવા માટે અમદાવાદના જીલ્લા મેજીસ્ટ્રેટે પ્રાંતિક તાબાના હરસોલના વતની ધુળાલાલ અને વખારિયા ફતેચંદને અનુક્રમે રૂા. ૪૦૦ અને રૂા. ૨૦૦ દંડ કર્યો છે.

**પારસી બાળાનું અપહરણ** કરી, તેના પર બળાત્કાર કરી સંભોગ કરવાના તેમજ તેમાં મદદ કરવાના આરોપસર વડોદરાના સેસન્સ જજ મી. સાહેબજાદાએ લીમડાનાં ઠાકોર રણજતસિંહને જુદા જુદા આરોપોસર ૩ા વર્ષની સખ્ત કેદ અને રૂા. ૬૦૦ ના દંડની સજા કરી છે. તેના નોકર હસનને અને ભાવનગરના માજી ફોજદાર ધનજીશાહને ૩ા વર્ષની સજા અને રૂા. ૨૦૦) તથા ૬૦૦ નો દંડ કરવામાં આવ્યો છે. મલંગ

ઉસ્તાદને તથા ઠાકોરના બે ડ્રાઇવરોને ૪ વર્ષની સજા અને રૂા. ૧૫૦ નો દંડ કરવામાં આવ્યો છે. આ સજા જુદા જુદા આરોપોસર થઇ છે અને તે ભેગી ભોગવવાની હોઇ બધા આરોપીઓને બે વર્ષ સુધીની સજા ભોગવવી પડશે. સજા સામે વડી અદાલતને અપીલ થઇ છે.

**પુનર્લગ્ન:** દાહોદમાં શ્રી. ઠક્કરબાપાના ખાનગી મંત્રી શ્રી. વિશ્વનાથ પંડયાએ કલોલનાં બ્રાહ્મણ બાળવિધવા શ્રીમતી શશિબાળા સાથે પુનર્લગ્ન કર્યું.

**છૂટાછેડા મળ્યા:** મહેસાણામાં લાંબા વખતથી ચાલતા ચકચાર ભર્યા કેસમાં મી. ઓઝા મુનસફનાં પત્નીને કોર્ટે લગ્ન વિચ્છેદનો હક્ક આપ્યો છે. છેવટનો ચુકાદો બાર માસ પછી અરજી કરવાથી આપવામાં આવશે.

**સાસુનો જુલમ:** "મારી સાસુ તથા મારી માસીજીએ મને ઘરમાં પુરી, પાટલીએ બાંધી, મારા મોંમાં ડુચા મારી, મને સગડીમાં ધીકતા તવેથાના ડામ દીધા, મારી માસીજીએ મારાં કપડાં ઉંચા કર્યાં, અને મારી સાસુએ મારા શરીર પરના જુદા જુદા ભાગો પર તેમજ ગુપ્ત ભાગ પર ડામ દીધા, એની અસહ્ય વેદનાથી હું બળી રહી છું."

એ બાળાનું નામ ડાહી: ઉત્તર દશક્રોઇના ઉવારસદ ગામના પટેલ જુગાભાઇ જીવાભાઇની દીકરી, ચઉદ વર્ષની એ ગભરૂબાળા ઉત્તર દશક્રોઇ તાલુકાના ફ. ક. મેજીસ્ટ્રેટ સમક્ષ પોતાની સાસુ બાઇ સાકર તે શીવાભાઇની વિધવા અને તેની માસીજી બાઇ તેના સામે ઇ. પી. કોડની કલમ ૩૨૪–૩૪૨ મુજબ ફરીયાદ નોંધાવતા ઉપરના શબ્દોમાં પોતાની કથની જણાવે છે; એ કથની આગળ ચલે છે. "મારો જુવાન પતિ બહાર ગામ ભણવા ગયો છે. મારી સાસુ અને માસીજી રોજરોજ જુલમ ગુજારતાં હતાં. મારે ત્યાં રોજ બીજા માણસો આવતા હતા હું એ માણસોને ઘરમાં નહીં આવવા દેવા માટે વિનવતી. મારી એ વિનવણીના પરિણામે તેઓ બંને ગુસ્સે થયા અને બન્ને જણાએ તા. ૨૧ મીના રોજ મારી પર ઘાતકી અત્યાચાર કર્યો. બાઇ ડાહીને તરત જ સીવીલ હોસ્પીટલમાં ખસેડેલી; અને આ સંબંધી સરજ્યંને બાઇ ડાહીને થયેલી ઇજાઓનો રીપોર્ટ કર્યો છે.

**વિદ્યાર્થીનીઓ માટે પ્રવાસ:** આંતરાષ્ટ્રીય વિદ્યાર્થી સેવા સંઘે (ઇંટરનેશનલ સ્ટુડન્ટસ સરવીસ); શ્રીમતી એસ. કે. દત્તને, ૧૯૩૪ માં ગોઠવાયો હતો. એવો જ આવતા ઉન્હાળામાં હિંદી સ્ત્રી વિદ્યાર્થીઓ અને શીક્ષકો માટે યુરોપનો પ્રવાસ ગોઠવવાની વિનંતી કરી છે, આ વર્ષે આ પ્રવાસ-પાર્ટી મુંબઇ મેની આખરે છોડશે પ્રવાસ ઓગસ્ટની ૧૦ મી સુધી ચાલશે.

ઓસ્ટ્રીઆ, ઝેકોસ્લોકીઆ, જર્મની, બેલ્જીયમ, હોલાંડ, ઇગ્લાંડ, સ્કોટલાંડ, ફ્રાંન્સ અને સ્વીટઝરલાંડની મુલાકાત લેવાશે અને દરેક સ્થળે વિદ્યાર્થીઓ અને શિક્ષકો સાથે મળવાની, યુનીવર્સીટી જીવનનું કંઇક જાણવાની, શિક્ષણ વિષયક અને અને સામાજીક સંસ્થાઓની પીછાન કરવાની અને આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી પરિષદોમાં હાજર રહેવાની તક આપવામાં આવશે.

**આંતરરાષ્ટ્રીય લગ્ન:** ( ૧ ) લખનૌ યુનિવર્સીટીના વાઇસ ચાન્સેલર ડૉ. આર. પી. પ્રાંજપેનાં ૨૮ વર્ષનાં પુત્રી કુ. શકુંતલા પ્રાંજપેએ જીનીવામાં સ્લેપઝોફ નામના રશિયન સાથે લગ્ન કર્યું છે. કુ. શકુંતલા જીનીવામાં આંતરરાષ્ટ્રીય મજુર કચેરીમાં કામ કરે છે. સ્લેપઝોફ વર્ષોથી સ્વીટ્ઝર્લાંન્ડ માંજ રહે છે. તે કલાકાર છે અને ફૂટબોલનો વિખ્યાત ખેલાડી છે. ( ૨ ) લાહોરના પંડિત બ્રીજલાલ નેહરૂએ મેગડોલના ફીટમેન નામની હંગેરિયન યુવતી સાથે લગ્ન કર્યાં છે. હંગેરીયન યુવતીએ શોભારાણી એવું નામ રાખ્યું છે.

**નરી પશુતા:** સાડા ત્રણ વર્ષની બાળા ઉપર બળાત્કાર કરવા માટે જબલપુરમાં કટનીના બોધન નામના માણસને ૪ વર્ષ સખ્ત કેદની સજા થઇ છે.

**પતિદેવ:** ગુજરાનવાળાના વકીલ હરનારાયણને તેની પત્નીનાં ભરણપોષણની રૂા. ૧૫૦ની, રકમ ન આપવા માટે વધારાના જીલ્લા મેજીસ્ટ્રેટે એક વર્ષ કેદની સજા કરી છે, કોર્ટના હુકમોની તેમણે સતત અવગણના કરી હતી.

**શ્રીમતી રાધાબાઇ સુબ્બારાયનને** જીનેવા ખાતે સ્ત્રી અને બાળકોના પ્રશ્નો ચર્ચવા માટે મળનારી આંતર રાષ્ટ્રીય પરિષદમાં હિન્દના પ્રતિનિધિ તરીકે ભાગ લેવાનું આમંત્રણ મળ્યું છે. ગયે વર્ષે પણ મીસીસ સુબ્બારાયનને આમંત્રણ મળ્યું હતું.

**કોણ કહે છે હું વિધવા છું ?** મોરાદાબાદના જાણીતા બેરીસ્ટર અને જમીનદાર શ્રી. ગંગાપ્રસાદ મિત્રની અગ્નિ સંસ્કાર ક્રિયા વખતે તેમનાં પત્ની સ્મશાન ભૂમિ પર હાજર રહ્યા હતા.

પતિ સાથે જ જીવનનો 'અંત લાવવાનો' તેમનો ઇરાદો હતો. ત્યાં હાજર રહેલાઓએ મીસીસ મિશ્રને ઘણાં ઘણાં સમજાવ્યાં અને આશ્વાસન આપતાં કહ્યું કે ઇશ્વરે તમને વિધવા બનાવ્યા છે તો પછી તેના પર વિલાપ કરવાનો કશો અર્થ નથી. આ શબ્દોથી તેઓ ઉશ્કેરાઇ ગયા અને બોલ્યાં કે "કોણ કહે છે કે હું વિધવા છું ? મારૂં જીવન મારા પતિના જીવન સાથે ઓતપ્રોત થઇ ગયું છે " ધણિનું શબ પૂરૂં બળે તે પહેલાં તો તેઓ ત્યાં મરણ પામ્યા હતાં.

**પ્રયાગ મહિલા વિદ્યાપીઠના** પદવીદાન સમારંભ પ્રસંગે માંગલિક પ્રવચન કરતાં રાષ્ટ્રપતિ બાબુ રાજેન્દ્રપ્રસાદે બધીય રાષ્ટ્રીય સંસ્થાઓને એકત્ર કરવાના વિચારને સમર્થન આપી દેશને માટે સ્ત્રીઓએ કરેલી સેવાઓની પ્રશંસા કરી હતી. અજ્ઞાન અને પરદેનશીન કહેવાતી સ્ત્રીઓ આગળ આવી દેશનું માન સાચવી લે છે અને કુમળા હૃદયની સ્ત્રીઓ જરૂર પડે પત્થર કરતાંય કઠિણ બની શકે છે, એમ તેમણે જણાવ્યું હતું. સ્ત્રીઓને શારીરિક તંદુરસ્તી જાળવવા અને બાળકોનો સંભાળ ભર્યો ઉછેર કરવાની તેમણે સલાહ આપી હતી. છેવટે મહિલા વિદ્યાપીઠનાં નવાં મકાનનો પાયો નાંખવાની ક્રિયા તેમણે કરી હતી.

### વિદેશ

મહિલા લીબરલ ફેડરેશન સમક્ષ લંડનમાં ભાષણ કરતાં લેડી શેટને હિન્દના ભાવિ તંત્ર સંબંધમાં વિવેચન કરતાં જણાવ્યું હતું કે હિન્દના નવા કારોબારી તંત્રમાં પ્રાંતો અગત્યનાં કેન્દ્ર બનશે. આગામી દશ વર્ષોમાં હિન્દીઓએ પ્રાંતિક સ્વતંત્રતા સફળ બનાવવી પડશે. પ્રાંતોમાં ખૂબ અગત્યનું કાર્ય કરવાનું છે અને તેના સંબંધમાં સંપૂર્ણ સત્તા આપવામાં આવી છે. કરાંચીની મહિલા પરિષદમાં હાજરી આપી આવેલાં મીસીસ કોરબેટ એશબીએ જણાવ્યું હતું કે પોતાના દેશ ઉપર બહારના લોકો અંકુશ ધરાવે એ હિન્દ, મીસર, પેલેસ્ટાઇન અને સીરીયાના લોકોને રૂચતું નથી. એ દેશોનાં મારા અનુભવ પરથી મને ખાત્રી થઇ છે કે આજની દુનિયામાં પરદેશી સરકારની પદ્ધતિ હવે વધુ વખત માટે શકય નથી.

**મીસ બેપ્સી પાવરીએ** ઇગ્લાંડની પાર્લામેન્ટની આગામી ચુંટણીમાં ઉમેદવાર તરીકે ઉભાં રહેવા નિર્ણય કર્યો છે એમ દિલ્હીના એક પત્રનો લંડનનો ખબરપત્રી જણાવે છે.

**જેલ કમીશનર તરીકે સ્ત્રી:** ઇગ્લાંડના ગ્રહ મંત્રી જેલોનાં મદદનીશ કમીશનર તરીકે એક સ્ત્રીની નીમણુંક કરવાનો વિચાર કરે છે. જો આ પદે કોઇ સ્ત્રીની નીમણુક થશે તો સ્ત્રી કેદીઓ સાથે સંબંધ ધરાવતા ખાસ પ્રશ્નોની જ આ નવી મદદનીશ કમીશનર સંભાળ લેશે. સામાન્ય જેલોની એ મુલાકાત પણ લેશે. જો સ્ત્રી મદદનીશ કમીશનર નીમાય તો તેને ખુબ કામ કરવાનું રહેશે, તેની પ્રવૃત્તિઓને સંકુચિત મર્યાદાઓમાં રોકી ન લેવામાં આવે એવી અપેક્ષા રાખવામાં આવે છે.

**મોટર સાઇકલ પર:** મીસ બ્રેન્ફીરોન અને મીસ વાલારા નામની બે યુવતીઓ ૧૧ મી ડીસેમ્બરે મોટર સાઇકલ અનેસાઇકલ સાથે દક્ષીણ આફ્રીકાના પ્રવાસે ગઇ છે. તેમણે સાથે બે રીવોલ્વરો અને ફ્લેશલાઇટ રાખ્યા છે. દક્ષીણ આફ્રીકાથી તેઓ મોટર સાઇકલ પરજ પાછાં ફરનાર છે.

**૧૫૦૦૦ સ્ત્રીઓ છુટાછેડા લે છે:** અસુખી ગૃહજીવનને પરિણામે ઇગ્લાંડમાં દરવર્ષે ૧૫૦૦૦ જેટલી સ્ત્રીઓ અદાલતનો આશ્રય લઇ છુટાછેડા મેળવે છે. ન્યાયાધીશે મુકરર કરેલી ભરણપોષણની રકમો આપવા ઉપરાંત ૩૫૦૦ પતિઓને જેલ સે-

### સ્ત્રીઓને અન્યાય કરતું બીલ રજુ ન થયું

આખા મુંબાઇ ઈલાકાની શિક્ષિત સ્ત્રીઓનો એક સરખા વિરોધ પછી, હિન્દુઓના દત્તક લેવાના કાયદામાં, હિન્દુસ્ત્રીઓને હડહડતો અન્યાય કરે એવો સુધારો કરનારૂં શ્રી દેસાઈનું બીલ મુંબાઈ ધારાસભામાં રજુ કરવામાં આવ્યું નથી. મુંબાઈ ધારાસભામાં ગઈ તા. ૨૫મીએ એ બીલ રજુ થવાનું હોઈ, એ બીલ સામેનો વિરોધ દર્શાવતા ઠરાવો ધારાસભાના સભ્યોમાં વહેંચવામાં આવ્યા હતા. અને મુંબાઇની કેટલીક આગેવાન બહેનો ધારાસભાની પ્રેક્ષકોની ગેલેરીમાં હાજર રહી હતી. શ્રી. દેસાઇએ આ બેઠકમાં એ બીલ રજુ કરવાનો તેમનો ઇરાદો નથી એમ જાહેર કરતાં હસાહસ થઈ રહી હતી. સ્ત્રીઓએ રજુ કરેલા સર્વાંગ વિરોધનું આ પરિણામ હોય એમ લાગે છે.

ગણવી પડે છે. પરિણિત યુગલોની તકરારોની તપાસ માટેની ખાસ સમિતિએ આ માહિતી એકઠી કરી છે.

**જર્મન સ્ત્રીઓને ફાંસીઃ** લશ્કરી રહસ્યો ખુલ્લાં પાડી દેવા માટે ફ્રાઉ બેનીત્ર વોન ટાફેકેન હેઇન અને ફ્રાઉ રેનાઇટ વોન નાઇઝનેર નામની બે પ્રતિષ્ઠિત કુટુંબની જર્મન સ્ત્રીઓને બર્લિનમાં ફાંસી દેવામાં આવી છે.

**ભગ્નહૃદયા પ્રેમિકાઓઃ** ઇલીઝાબેથ અને જેન નામની અનુક્રમે ૨૩ અને ૨૦ વર્ષની યુનાઇટેડ સ્ટેટસના નેપલ્સ ખાતેના કોન્સલ જનરલ મી. કોઅર્ટ ડુ બોઇસની પુત્રીઓએ મસીના ખાતે, ૧૫૦૦ ફૂટ ઉંચેથી વિમાનમાંથી કુદી પડી આપઘાત કર્યો છે. આ વિમાન એગ્રીજથી પેરીસ જતું હતું અને બન્ને સ્ત્રીઓ જ તેની ઉતારૂ હતી. આખુંય વિમાન તેઓએ ભાડે લઇ લીધું હતું. પાયલોટને એ બન્ને સ્ત્રીઓ કુદી પડયા પછીથી મોડેથી ખબર પડી હતી. જેન ફેરબસ નામના વિમાની અમલદાર સાથે અને ઇલીઝાબેથ બીજી ...ા વિમાની લેફ્ટેનન્ટ જોડે અદરાઇ હતી. આ ...ે યુવાનો એક અઠવાડિયા પહેલા મસીના ખાતેની બ્રિટિશ સીપ્લેનની ગંભીર હોનારતનો ...ગ બન્યા હતા. આથી નિરાશ થઇને બન્ને પ્રેમિકાઓએ પણ પોતાના દેહનો અંત આણ્યો.

**તુર્કી પાર્લામેન્ટમાં સ્ત્રીઓઃ** તુર્કસ્તાનની નવી પાર્લામેન્ટની ચુંટણીમાં પ્રતિનિધિઓ તરીકે ૧૭ સ્ત્રીઓને પ્રમુખ મુસ્તફા કમાલ પાશાએ ઉમેદવાર તરીકે પસંદ કરી છે. પહેલી જ વાર સ્ત્રીઓ મતાધિકારનો ઉપયોગ કરશે. ૩૦ વર્ષની ઉમરની સ્ત્રીઓ સભ્યપદ માટે લાયક છે.

### ચીનની મહિલાઓની લડત

ચીનની મહીલાઓને દેખીતી ગુલામોની દશામાં મુકવા માટે ચાલતી ચળવળ સામે સઘળા શહેરોમાં લડત ચલાવી રહેલી સ્ત્રી સંસ્થાઓ ચીનની ૨૦ કરોડ સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ધરાવે છે.

ચીનની મહીલાઓએ કનેમીન્ટાંગ વીપ્લવમાં મેળવેલા સમાનતાના હકકો તેમના હાથમાંથી ઝુટવી લેવા માટે પ્રત્યેક ભાગના સ્થાનીક શાસકો, માર્શલ ચીઆંગકાઇસેકની દોરવણી નીચે પસાર કરી રહ્યા છે.

આ સ્થાનીક રાજકર્તાઓના કાયદાઓ અનુસાર ચીનની મહિલાઓ નીચે જણાવેલી કેટલીક વસ્તુએ કરી શકે નહિઃ—

પુરૂષો સાથે સ્નાનમાં ભાગ લેવો.
પુરૂષો સાથે નૃત્ય કરવું.
ધુમ્રપાન કરવું.
પગ ઉઘાડા મુકવા.
વેઇટરો તરીકે કામ કરવું.
બાંય વગરના ફ્રોક પહેરવાં.
ઉઘાડા પગે ચાલવું.
પતિ સાથે રેસ્ટોરાંમાં જવું.
રસ્તા ઉપર પતિની સાથે સાથે ચાલવું.
સુગંધી વાળી વસ્તુઓ વાપરવી. વિગેરે

કેટલીક જગ્યાએ આ બધા કાયદાઓ પસાર કરવામાં આવ્યા છે અને વધુ પસાર થતા જાય છે. ચીનના જુના દિવસોના આ પુનરાવર્તન સામે ચીનની મહિલાઓ બળવો કરવા તૈયાર થઇ છે.

સ્ત્રી જગત માર્શલ ચીઆંગ-કાંઇ-શેકને દોષ દે છે. તેની પત્નિએ અમેરીકામાં કેળવણી લીધી છે અને તેના અંગરક્ષક તરીકે કામ કરે છે. આમ છતાંય સામાન્ય હક્કની તેની સંભાવના પુરાણી ઢબની છે.

તેઓ જણાવે છે કે તાજેતરમાં એક કાયદો પસાર કરીને માર્શલે તેમની સામે આ દમનનાં પગલાં લીધા છે. એ કાયદા અનુસાર સ્ત્રીની બદચાલને ફોજદારી ગુન્હો કરવામાં આવે છે. અને તે બદલ એક વરસની જેલની સજા કરવામાં આવે છે.

આ કાયદાથી સ્થાનિક શાસકોના હાથ છુટા થયા છે અને સ્ત્રીઓને " તેમના સ્થાન "માં મુકવા માટે અમર્યાદીત હદે જવા કેટલાક તૈયાર થયા છે.

માર્શલ ચીઆંગે પોતાનાં સુત્રો ફક્ત નીતિની બાબતોમાંજ મર્યાદીત કર્યાં નથી. તેણે એવું ફરમાન કર્યું છે કે સ્ત્રીઓએ ગળું ન દેખાય, બરડો ઢંકાય એવી લાંબી બાંયવાળાં અને છેક ઘુંટણ નીચે પહોંચે એવાં ફ્રોક પહેરવાં.

આ માસિક વડોદરા-રાવપરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે




જોરસીમી
શુદ્ધ સ્વદેશી જ્યોર્જેટ અને ક્રેપની
સુંદર સાડીઓ!
વિવિધ
સુંદર
મુલાયમ
અને
આકર્ષક
ધી બોમ્બે સીલ્ક મિલ્સ કોલાબા મુંબઇ ૫

## " ગુણસુન્દરી " કાર્યાલયમાં મળતાં સુંદર પુસ્તકો

# હાસ્યરસિક અને વાર્તા સાહિત્ય

| | | |
|---|---|---|
| વર્માની વિવિધ વાર્તાઓ | "ગુણસુન્દરી"ના તંત્રી રા. જયકૃષ્ણ વર્માની | ૧૨ સામાજીક-હાસ્યરસિક વાર્તાઓ-સુંદર ચિત્રો સાથે મૂ. રૂ. ૨- પો. રૂ. ૦- |
| લક્ષ્મીની સાડી | " | આઠ સામાજીક વાર્તાઓ ૧૧ આકર્ષક ચિત્રો સાથે મ. રૂ ૦-૧ પો. રૂ. ૦- |
| સંસાર વિપ્લવ | ગુજરાતના જાણીતા કવિ-લેખક શ્રી કેશવ હ. શેઠ રચિત | સમાજના-ખાસ કરીને સ્ત્રી-વર્ગના બળતા પ્રશ્નો છેડતી નવલકથા મૂ. રૂ. ૧- પો. રૂ ૦- |
| સોળ સુંદર વાર્તાઓ ( ભાગ બીજો ) | રા. જોધાણી, રા જાગીરદાર રા. રાયચુરા, રા. દેસાઇ વિ. | ગુજરાતના વિવિધ લેખકોની સોળ સુંદર ટુંકી વાર્તાઓ. મૂ. રૂ. ૧- પો. રૂ. ૦- |
| ષોડશી | હિન્દના વિધવિધ પ્રાંતોના સાહિત્યનાં શણગાર રૂપ | શ્રી. પીયૂષ સંપાદિત સ્ત્રી-જીવનની વાર્તાઓ મૂ. રૂ. ૧- પો. રૂ. ૦- |
| ઈર્ષ્યાની આગ | કંપની સરકારના સમયના હિંદનો ચિતાર આપતી | શ્રી, પીયૂષની લખેલી અદ્ભુત પ્રેમકથા મૂ. રૂ. ૧-૧ પો. રૂ. ૦-૧ |
| તૂટેલાં બંધન | કવિવર રવીન્દ્રનાથ ટાગોરની | સુંદર રચેલી. ગંભીર સામાજીક નવલકથા મૂ. રૂ. ૦-૮ પો. રૂ. ૦-૧ |
| રાસ-ચંદ્રિકા | કવિવર ખબરદાર રચિત સુંદર રાસ-સંગ્રહ | આકર્ષક અને સસ્તી બીજી આવૃત્તિ મૂ રૂ. ૦-૯ પો. રૂ. ૦-૧ |
| હાથીના દાંત | રા. પુરૂષોત્તમ ત્રીકમદાસે યરોડા જેલમાં લખેલું | અનીતિમાન પતિની પત્નીને યોગ્ય માર્ગ દાખવતું નાટક મૂ. રૂ. ૧-૦ પો. રૂ. ૦-૧ |
| ૧૦ ન્યાય | રા. પુરૂષોત્તમ ત્રીકમદાસ બેરીસ્ટર-એટ-લો એ રચેલું | સમાજના ન્યાયનો સુંદર ચિતાર આપતું નાટક મૂ. રૂ. ૦-૧૨ પો. રૂ. ૦-૧ |

ખાસ લાભઃ " ગુણસુન્દરી "ના ગ્રાહકોને આ પુસ્તકો ૨૦ ટકા વળતરથી અપાશે.

### મળવાનાં ઠેકાણાં

વ્યવસ્થાપક " ગુણસુન્દરી ", ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪;

અને જાણીતા બુકસેલરો પાસેથી.

## લવાજમના ભાવ

( ભેટ-પુસ્તકના પોષ્ટેજ ખર્ચ સહિત )

| સપ્ટેમ્બરથી ગ્રાહક થનાર માટે | પરદેશ માટે: | વર્ષની અધવચથી ગ્રાહક થનાર માટે |
|---|---|---|
| ૧૨ માસના : રૂ. ૪-૬-૦ | વર્ષના: રૂ. ૬-૮-૦ | ૧૨ માસના : રૂ. ૪-૧૨-૦ |
| ૬ માસના : રૂ. ૨-૬-૦ | ૩ વર્ષ: રૂ. ૧૬-૮-૦ | ૬ ,, રૂ. ૨-૮-૦ |

સપ્ટેમ્બર ૧૯૩૪ થી ઓગસ્ટ ૧૯૩૭ ; ત્રણ વર્ષના : રૂ. ૧૦-૦-૦.

[ નોંધ-કમમાં કમ બાર માસ માટે લવાજમ ભરનારનેજ ભેટ—પુસ્તકનો લાભ મળશે. ]

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૬-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ
તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુકલ
એપ્રીલ : ૧૯૩૫
કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪.
પુસ્તક ૨૪ મું ] [ અંક ૨ જો

## અનુક્રમણિકા



## બાલવિભાગ

તંત્રી : સોમભાઇ પટેલ

# બાળકને દાંત આવવાનો સમય




## એમાં જરાય શક નથી કે

બાળકના જીવનમાં બાળકને પોતાને માટે એથી વધુ ભયભરેલો અને માતાને અત્યંત ચીંતા ઉપજાવનારો બીજો કોઇ કટોકટીનો કે કસોટી કરે એવો સમય નથી. બાળક પાંચ મહિનાનું થાય ત્યારથી દાંત આવવા માંડે છે અને આ સમયની શરૂઆતથી આખર સુધીમાં બાળકના શરીરના બંધારણમાં મોટો ફેરફાર થાય છે, અને તે અરસામાં ઘણા ગંભીર દરદો ઉભરી નીકળે છે.

આ દુઃખ દૂર કરવા માટે ઘણી જાતના ઉપાયોનાં ભલામણ કરવામાં આવે છે, પરંતુ **મીરા ટીથીંગ નેકલેસ** કરતાં બીજી કોઇ પણ વસ્તુ વધારે અસરકારક સાબીત થઇ નથી. એ નેકલેસ અમારી પોતાની શોધ અને બનાવટ છે અને ટુંક સમયમાં આખી દુનિયામાં તે લોકપ્રિય થયો છે.




## મીરા ટીથીંગ નેકલેસ

મીરા ટીથીંગ નેકલેસ ઉગતા દાંત ઉપર જ નહિ, પરંતુ આખા શરીર ઉપર સાધારણ રીતે ફાયદાકારક અસર કરશે અને ઘણા પારણુંઓ આ સાદા ઉપાયથી દૂર કરી શકાશે.

અમારી આ કીમતી શોધના ઘણી નકલો થવાનો સંભવ હોવાથી પ્રજા છેતરાય નહિ તે માટે અમારો મીરા ટ્રેડમાર્ક જોવાના ખાસ ભલામણ છે.

હિંદ અને બ્રહ્મદેશ માટેના સોલ એજન્ટ — ટી. એમ. ઠાકોર એન્ડ કંપની, ૪૧, ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

પોસ્ટ ઓફીસ બોક્ષ નં. ૨૧૧૧, (કલકત્તા) નં. ૨૪૯ (મદ્રાસ) ૧૧૪ (કરાંચી) ૧૩૪ (લાહોર).



ઓમ્બે વીમેન્સ વર્ક–ગીલ્ડના કાર્યવાહકો અને લેડી બ્રેબોર્ન



મેડમ હલીદે અદીબના માનમાં લેડી કાવસજી જહાંગીર તરફથી પાર્ટી



શ્રી ભગિની સમાજ ( મુંબાઇ )નાં બ્હેનો પનવેલમાં ગ્રામ્ય-ઉદ્યોગ-સંઘના મથકે

# ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૪મું : એપ્રિલ : ૧૯૩૫ : અંક ૨ જો


## ચાંદની

[ વનમાં બોલે ઝીણા મોર ]

આભલે થાળીભર છલકાય
કે ઉજળી ચાંદની રે લોલ,
હૈડાં ઊજળેરાં ઉભરાય
કે હયો હયો ચાંદની રે લોલ ! (ધ્રુવ)

આભલે ચંબેલીના વેલા
કે ફૂલડે લચી રહ્યા રે લોલ,
ફૂલે ફૂલે કિરણના રેલા
કે જગને સીંચી રહ્યા રે લોલ. — ૧

આભલે દૂધે સીંચ્યો ખીલ્યો
કે એક બટમોગરો રે લોલ:
એની પાંખડીએ છે ઝીલ્યો
કે સુરભૂમિનો ઝરો રે લોલ ! ૨

ઝીલો ઝીલો એ અમીની ધારા,
કે સુરલોકથી સરે રે લોલ!
ઊજળી આંખોના અણસાર
કે ઊજળાં હૈયાં કરે રે લોલ!

ઝીલે મોગરા ને ચંબેલી,
કે ખીલવે પાંખડી રે લોલ;
ઝીલે ગુલછડી કો અલબેલી,
કે કુમુદની આંખડી રે લોલ!

ઝીલે વાદળી, સરિતા, સિંધુ,
કે હંસ ને મોરલા રે લોલ;
ઝીલી ચાંદનીપૂર્યાં બિંદુ
કે મોતીડાં ધરે કલા રે લોલ!

આવો, આવો સૌ ઝીલનારાં!
કે ઝીલતાં કાળપ જશે રે લોલ;
ઊજળાં હાસ્ય એ વિધિનાં ન્યારાં
કે ઊજળે હૈયે વસે રે લોલ!

રસરસ ચાંદની રે રેલાય
કે પરમ પ્રસાદની રે લોલઃ
અમૃત ઊજબેરાં ઉભરાયઃ
કે લ્યો લ્યો ચાંદની રે લોલ!

અરદેશર ફરામજી ખબરદાર

# કુમારી જ્યોતિર્મયી ગાંગુલી

લેખક :
શ્રી " વિનોદ "

આજે જે બેચાર બંગમહિલાઓના નામો હિંદ ભરમાં જાણીતાં છે એમાં એક બંગાલના સુપ્રસિદ્ધ સમાજસેવિકા કુમારી જ્યોતિર્મયી ગાંગુલીનું છે. એ બ્હેન દેશના ગણ્યાગાંઠ્યા શિક્ષિત દેશપ્રેમી બ્હેનોમાંના એક હોઇ બંગાળના રાષ્ટ્રજીવનને મોખરે ઉભા રહેવા સદ્ભાગી થયાં છે. એ બ્હેને દેશ પ્રેમનો એ અમૂલો વારસો એમના પિતાશ્રી પાસેથી મેળવ્યો છે એમ કહેવામાં ખોટું નથી. કુમારી ગાંગુલી કલકત્તાના સુપ્રસિદ્ધ બ્રહ્મ સમાજી નેતા શ્રી. દ્વારકાનાથ ગાંગુલીની કન્યા થાય. શ્રી. દ્વારકાનાથ ગાંગુલી એક બ્રહ્મ સમાજીનેતાજ માત્ર ન્હોતા..પણ મહિલોદ્ધાર અને ભારતીય રાષ્ટ્રીયતાના એક પ્રબળ સમર્થક હતા. " મહિલોદ્ધાર "ના એમના આદર્શની પૂર્તિ માટે ગાંગુલીજીએ " અબલા બાન્ધવ " નામનું એક બંગાલી પત્ર પણ કહાડેલું. એ સ્ત્રી શિક્ષણના પ્રબળ હિમાયતી હતા. એમનું પોતાનું લગ્ન એક ગ્રેજ્યુએટ મહિલા જોડે થયું હતું. કુમારી જ્યોતિર્મયીના માતુશ્રી શ્રીમતી કાદમ્બિની દેવી ગાંગુલી પ્રથમ બંગ મહિલા હતા કે જેમણે ગ્રેજ્યુએટ થઇને ડાકતરીનો અભ્યાસ કર્યો હતો. એ વિદુષી કોંગ્રેસના પરમ ભક્ત હતાં અને મહાસભાના પ્રથમ પાંચ સ્ત્રી પ્રતિનિધિઓ તરીકે આવનાર બ્હેનોમાંનાં એક હતાં. આવાં સુશિક્ષિત અને સુયોગ્ય માતપિતાના સંસ્કારોની, એમના આદર્શોની, એમના દેશાનુરાગની ઉંડી છાપ કુ. જ્યોતિર્મયી પર પડી છે.

એમના માતપિતાએ કુ. જ્યોતિર્મયીને કેવળ એમ. એ સુધીનું ઉચ્ચ શિક્ષણ આપવામાંજ પોતાના ધર્મની પૂર્ણાહુતિ માની નથી પણ એમની સમાજસેવા માટેની સારીયે પ્રેરણાનું ઉદ્ભવસ્થાન પણ એ માતપિતાજ. એ યુવતીએ ઉચ્ચ શિક્ષણ લેવા સાથે પોતાનામાં પ્રથમથી જ સમાજસેવાના આદર્શો કેળવવા માંડ્યા હતા અને એ ઉત્કંઠા આજે તો એટલી વધી છે કે એમના જીવનનું એકલું ધ્યેય માત્ર દેશ અને સમાજસેવા બની રહ્યાં છે.

આ પહેલાં એમના માતાએ બંગાલ મહિલા સમાજમાં એક અગ્રગણ્ય કાર્યકર્તા અને સમાજ સેવિકા તરીકેનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. ઇ. સ. ૧૮૯૦ માં જ્યારે પહેલી વખત હિંદી મહાસભાના સ્ત્રી પ્રતિનિધિ તરીકે ડૉ. કાદમ્બિની દેવી ગાંગુલી ચુંટાયા ત્યારે એમણે આખી મહાસભાના ઇતિહાસમાં પ્રથમ જ મહાસભાના વ્યાખ્યાન પીઠ પરથી—સ્ત્રી પ્રતિનિધી તરીકે વ્યાખ્યાન દીધું. શ્રીમતી ડૉ. કાદમ્બિની દેવીના ભાઇઓ શ્રી. મનમોહન ઘોષ અને શ્રી. લાલમોહન ઘોષ તો કોંગ્રેસના પ્રમુખપદે અને સત્કાર મંડળના અધ્યક્ષ પદે એ પહેલાં પહોંચી ચૂક્યા હતા. એ કાળે

એ ઉભય બંધુઓ જેવા પ્રખર વક્તા એક સુરેન્દ્રનાથ બેનરજી સિવાય ભાગ્યે જ અન્ય કોઇ જડતા; આજે પણ એવા વક્તૃત્વકળામાં નિષ્ણાત હિંદીઓ શોધ્યા ન જડે. એમની વક્તૃત્વકળાએ તો ઇંગ્લાંડને પણ મુગ્ધ કર્યું હતું.

મોસાલ પક્ષે પણ વારસામાં આવા ઉંચા સંસ્કાર પામનાર કુમારિ જ્યોતિર્મયી ગાંગુલીમાં સ્વાભાવિક રીતે જ બુદ્ધિમત્તા જન્મી હતી. એ શાળા અને કૉલેજના અભ્યાસમાં સૌથી મોખરે રહેતા. ચપળતા પણ એટલી જ દર્શાવતા. એમની કુશળતા એટલી ઉચ્ચ કોટિની હતી કે બાર વર્ષની નાની ઉમ્મરે એમણે ' મેટ્રીક્યુલેશન 'ની પરીક્ષા પસાર કરી હતી. બી. એ. ની પરીક્ષા પાસ કરતાં વેંત જ એ બેથ્યૂન કૉલેજમાં અધ્યાપક નિમાયા. અહીં રહીને એમણે ખાનગી અભ્યાસ કર્યો એમ. એ. ની પરીક્ષામાં એમને સુવર્ણ પદકો મળ્યા હતા.

ઇ. સ. ૧૯૧૫ માં કટક રેવનશા કૉલેજના અધિકારીઓએ કૉલેજના મહિલા વિભાગની રચના કરવા એમને આમંત્રણ આપ્યું. આ કાર્યની સફળતા વડે પોતે એટલી પ્રસિદ્ધિ મેળવી કે કૉલમ્બોની મહિલા કૉલેજના અધિકારી એમને મુખ્યાધ્યાપકના પદ માટે આમંત્રણ દીધું. ઇ. સ. ૧૯૧૭ માં મીસ ગાંગુલી એ પદ સ્વીકારવા ત્યાં ગયાં. સીલોન ગયા પછી એમણે એમનું કાર્યક્ષેત્ર ખૂબ વિસ્તૃત બનાવ્યું; કૉલેજના કાર્ય ઉપરાંત પોતે સાર્વજનિક કાર્ય પણ શરૂ કર્યું. પોતે સીલોનની રાષ્ટ્રીય મહાસભાના ત્રણ અધિવેશનમાં ભાગ લીધો અને ભારત અને સીલોનના નૈતિક સંબંધને વધારેને વધારે પુષ્ટ કરવાને ડૉ. કાલિદાસ નાગના સહકાર વડે એક મંડળ ઉભું કર્યું.

કૉલમ્બોના નિવાસ દરમ્યાન એ બહેન મજદૂરોના પ્રશ્નોમાં ભારે રસ લેવા લાગ્યાં. લંકાની બાળમજુરીપ્રથા નાબુદ કરવા-કરાવવામાં એનો બહુ મોટો હાથ હતો. એ માટે પોતે એક પ્રતિનિધિ મંડળ લઇ ગવર્નરને મળ્યાં અને બાર વર્ષની નીચેના બાળકો પાસે મજૂરી કરાવવાની મનાઇ કરાવી.

ઇ. સ. ૧૯૧૯ ના પંજાબના હત્યાકાંડે દેશના રાષ્ટ્રીય જીવનમાં કોઇ ઓરજ સ્ફુર્તિ અને ચેતન પેદા કર્યાં. મુડદાળ દેશમાં આત્મા આવ્યો અને તત્કાલિન પરિસ્થિતિ પર વિચાર કરવા ઇ. સ. ૧૯૨૦ માં કલકત્તામાં રાષ્ટ્રીય મહાસભાનું એક ખાસ અધિવેશન ભરાયું. શ્રી. જ્યોતિર્મયી ગાંગુલી પોતે સીલોનથી કલકત્તા એ બેઠકમાં ભાગ લેવા આવ્યાં અને એમણે સ્વયંસેવિકાદળ ઉભું કરી દીધું. પોતે એ સ્વયંસેવિકા દળના ' કેપ્ટન ' ચુંટાયા. ભારે કુશળતાથી કામ કરી એમણે એ " કેપ્ટનપદ "ને શોભાવ્યું. આગળ પણ ઇ. સ. ૧૯૦૩ માં અને ૧૯૦૬ માં એ બ્હેન સ્વયંસેવિકાનું કામ કરી ચૂકયાં હતાં અને એમની વ્યવસ્થાશક્તિ અને કુશળતા જોઇ પંજાબકેસરી સ્વ. લાલાજી બહુ જ પ્રસન્ન થયા હતા અને એ પ્રસન્નતાનું પરિણામ એ આવ્યું કે એમણે કુમારી ગાંગુલીને તરતજ જાલંદર બોલાવી કન્યા મહાવિદ્યાલયનું સુકાન એમને હસ્તે સુપ્રત કર્યું.

એ સમયે અસહયોગ આંદોલન પૂરજોશમાં ચાલતું હતું. એટલે કુ. જ્યોતિર્મયી લાંબો સમય ત્યાં ટકી ન શકયાં. દેશબંધુ દાસે એમને બંગાળમાં રાષ્ટ્રીય મહિલા કૉલેજની રચના કરવા બોલાવી લીધાં; જો કે પાછળથી દેશબંધુજીની એ અભિલાષા સફળ ન થઇ. ત્યારબાદ એ કલકત્તાની મ્યુનીસીપાલીટીની આરંભિક શિક્ષા સમિતિના સભ્ય નિમાયાં અને એ હોદ્દા પર બરાબર ચાર વર્ષ સુધી

કામ કર્યું. આજે એ સીટી કૉલેજની મેનેજીંગ કમિટિના સભ્ય છે.

પોતે એક કુશળ અને નિપૂણ શિક્ષિકા છે. વિદ્યાર્થીઓની શિક્ષા સાથે સાથે એ જનસમૂહની શિક્ષા પર પણ લક્ષ આપે છે. કુ. ગાંગૂલીએ કલકત્તાના વિદ્યાર્થીઓને સંગઠિત કરવાના કાર્યમાં ભારે ઉત્સાહ લીધો હતો અને કલકત્તા વિદ્યાર્થી એસોસીએશનની સ્થાપના કરી હતી. આજદીન સુધી એ મંડળ વિદ્યાર્થીઓની એક સુદૃઢ અને સુવ્યવસ્થિત સંસ્થા છે. પોતે પ્રારંભથી જ એના અધ્યક્ષા છે. એ ઉપરાંત 'વિદ્યાસાગર વાણીભુવન', બંગાલ સોશીયલ સર્વિસ લીગ અને મહિલાહિતકારિણી સભા જેવી આગેવાન સંસ્થાઓ સાથે એમને ઘણો જ નિકટ સંબંધ છે. વિજ્ઞાનાચાર્ય જગદિશચંદ્ર બસુ (બોઝ)ના પત્ની લેડી બોઝ તરફથી ચાલતી નારી શિક્ષા સમિતિના અંગે પણ એમણે પુષ્કળ કાર્ય કર્યું છે.

વાણીભવનમાં વિધવાઓના શિક્ષણનું સર્વ કાર્ય પોતે જ કરે છે. એ સંસ્થામાંથી નિકળેલાં પચાસ કરતાં વધુ વિધવા બ્હેનો બંગાલની ઘણીખરી સરકારી અગર ખાનગી શાળાઓમાં અધ્યાપિકાઓ તરીકે કામ કરી રહ્યાં છે. પોતે અછૂતોદ્ધારના કાર્યના પણ કટ્ટર પક્ષપાતિની છે, એ. અછૂતોદ્ધાર તરફના પ્રેમને લીધે ઇ. સ. ૧૯૨૯ માં મદ્રાસ પ્રાન્તીય સોશીયલ સર્વીસ લીગે એમને મદ્રાસ પ્રાન્તીય અસ્પૃશ્યતા નિવારણ કોન્ફરન્સના અધ્યક્ષ થવા નોતર્યાં હતાં. પણ એ જ્યોતિ વધારે ઉત્કૃષ્ટ અને જવલંત કાર્ય માટે જળતી હતી. ઇ. સ. ૧૯૩૦ માં દેશમાં સત્યાગ્રહ શરૂ થયો અને એ ભીષણ વિપ્લવે આખા દેશને હલમલાવ્યો. કુ. જ્યોતિર્મયી ગાંગુલી તો એજ તત્ત્વના ઘડાયા હતા. વિપ્લવે સૈસ્મિત વદને એમને આમંત્ર્યા અને એમણે એટલા જ સસ્મિત વદને, ઉમળકાભેર એમાં ઝંપલાવ્યું. બંગાલની અન્ય પ્રતિષ્ઠિત મહિલાઓ સાથે રહીને એમણે દેશસેવિકા સંઘની યોજનાનું કાર્ય હાથ ધર્યું. એ મહિલાસંઘે કરેલું કાર્ય અતિ યશસ્વી હતું. કલકત્તામાં સર્વ પ્રથમ શ્રી. ઇન્દુમતિ ગોયંકાની ગીરફતારી થઇ એ ગીરફતારીએ સારા બંગાલમાં ચેતન આણ્યું. પ્રતિદિન સ્ત્રીઓ અધિક અધિક સંખ્યામાં કેદ થતાં ગયાં. શ્રી. ગોયંકાની ગીરફતારીના બે ત્રણ દિવસ બાદ કલકત્તાની મહિલાઓએ દેશબન્ધુની સંવત્સરી પૂરદમામથી ઉજવવા એક સરઘસ યોજ્યું. પોલીસે સરઘસની મનાઇ કરી હતી. સરઘસ તો એમણે કાઢ્યું જ, સભા પણ થઇ અને પોલીસે લાઠીનો વરસાદ વરસાવ્યો એટલું જ નહિ પણ સભા પર ઘોડા દોડાવ્યાં. મનાઇ વિરૂદ્ધ સરઘસ કાઢવા માટે ૨૧ મી જુને કુ. જ્યોતિર્મયી ગાંગુલી સાથે અન્ય કેટલીક મહિલાઓને પકડવામાં આવ્યા અને સઘળાને ૭ ૭ માસના કઠોર કારાવાસની શીક્ષા ફરમાવવામાં આવી.

---

ચીમનલાલે પોતાના ચિરંજીવને બાજુમાં રહેતા લલ્લુભાઇને ત્યાં શાહીનો ખડીઓ લેવા મોકલ્યો.

"લલ્લુકાકા, મારા બાપા શાહીનો ખડીઓ મંગાવે છે" છોકરાએ જઇને કહ્યું.

"બીજું કાંઇ કહ્યું છે ?" લલ્લુભાઇએ સહાનુભૂતિથી પૂછ્યું. રખેને છોકરો કાંઇ ભુલી જતો હોય.

"હા. બાપાએ કહ્યું'તું કે એ મખ્ખીચુસ ના પાડે તો જીવણકાકાને ત્યાં જજે!" છોકરાએ કહ્યું.

## નહીં ગમે

ચાંદનીમાં ન્હાવું મ્હને નહીં ગમે હો બ્હેન !
સાગરનાં મોજાંઓની સાથ,
ક્રીડા કરવાને માટ :
ઉર્મિલ મુજ ઉર ચહે આ સમે હો બ્હેન !
ચાંદનીમાં—

રૂચતાં નિમન્ત્રણો વસન્તનાં ન બ્હેન !
આકર્ષે કાલઘંટ આજ,
ગભીર ઘેરો એ નાદ :
ઉર્મિલ મુજ ઉરમાં સદા રમે હો બ્હેન !
ચાંદનીમાં—

ફુલડાંની માળ હવે નહીં ગુથું હો બ્હેન !
વસ્રો નવસ્રાંઓ માટ,
પૂરાં પાડવાને કાજ :
લાગી લ્હે મુજને વાણેતાણે હો બ્હેન !
ચાંદનીમાં—

કોયલના સૂર સુણવા ગમે ન બ્હેન !
મીઠો ભલે એ ટહૂકાર :
છતાં જીવન સૂનકાર :
માનવીના આર્તનાદ ઉર સુણે હો બ્હેન !
ચાંદનીમાં—

ગાઉં ન ગીત ગઇકાલનાં હો બ્હેન !
બોલાવે જો ને મ્હને આજ,
કચરાયલો સમાજ :
જીવન સમર્પું એ કારણે હો બ્હેન !
ચાંદનીમાં—

જનાર્દન પ્રભાસ્કર




# જેમાં મને દત્તક બનાવે છે

લેખક: શ્રી. ડૉ. દેવેન્દ્ર ર. મજમુંદાર
એલ. સી. પી. એસ.

ઉનાળાના દિવસ હતા નર્મદા કિનારે સવારના પહોરમાં સૃષ્ટિ સૌંદર્ય અલૌકિક હતું. સૂર્યનારાયણ હજી ઉદયાચલ પરથી હમણાંજ ડોકિયું કાઢતા હતા. નદીના પાણીમાં અરૂણોદયનાં લાલ કિરણોનું સુંદર પ્રતિબિંબ પડી રહ્યું હતું. એ પ્રતિબિંબમાં રંગબેરંગી માછલાં આમતેમ દોડા દોડી કરી રહ્યાં હતાં. ઠંડો પવન વાતો હતો. પવનના જોરે કેટલીક હોડીઓ સપાટાબંધ રસ્તો કાપી રહી હતી. આ બધું દ્રશ્ય જોતો જોતો હું કેટલે દૂર નિકળી ગયો, તેનું મને ભાન રહ્યું નહિં.

અમારા બાપદાદાઓનું મૂળ વતન ચંદોદ. ચંદોદ વગેરે નદિ કિનારાના ગામના ગામલોકો રસોઇ માટેનાં લાકડાં ચોમાસામાં ભેગા કરી લે છે. નદિના પૂરમાં જે લાકડાં તણાઇ આવે તેને આ લોકો તરીને ખેંચી લાવે છે.

એમ કહેવાય છે કે એક વખત અમારા વડવા એક લાંબુ લાકડું નદી બહાર ખેંચી લાવ્યા. તે વખતે આકાશ ઘનઘોર હતું. વરસાદ મૂશળધાર પડતો હતો. પવન ખૂબ વાતો હતો અને અંધારે કઇ સ્પષ્ટ સૂઝતું નહોતું.

તે વખતે વાત એમ બનેલી કે એજ લાકડાને એક છેડે મોટો ખીલો હશે, એ ખીલાવાળો છેડો એક મગરે ગળેલો. પણ ખીલાને લીધે એ લાકડું મગરના મુખમાંથી પણું નિકળી શકેલું નહિં, એટલે લાકડા સાથે મગર પણ ખેંચાઇને આવેલો. પછી વીજળીના ચમકારામાં એ મગર દેખાયો. બૂમાબૂમ થવાથી લોકો ભેગા થઇ ગયા; અને સૌએ મળી મગરને મારી નાંખ્યો.

તે દિવસથી, જેમ ઘણાની અટક બકરા, વાઘ, કાગડી હાથી, ઢેડી વગેરે કહેવાય છે તેમ અમારી અટક " મગર " કહેવાવા લાગી. પછી તો એ મગરને ખેંચી લાવી મારવા બદલ સરકાર તરફથી મારા વડવાને વર્ષાસન બંધાયું હતું.

એ વર્ષાસન, વડવાના છોકરાના છોકરા, અને તેના છોકરાઓ વચ્ચે વહેંચાતું વહેંચાતું અમારા ભાગે એક રૂપિયો, પાંચ આના અને ચાર પાઇ જેટલી મોટી રકમ રૂપે આવ્યું હતું. એ મોટી રકમ પણ અમારા પિતરાઇઓ બચાવી પડેલા. આખરે કૉર્ટમાં લઢી લગભગ હજાર રૂપિયા ખર્ચી એ વર્ષાસન અમે પાછું મેળવ્યું હતું. એટલે એ લેવા દરવર્ષે અમારે ચંદોદ આવવું પડતું. જો કે હાલમાં એ વર્ષાસન સિવાય અમારો ગામ ગરાસ કંઇ પણ ત્યાં નહોતો.

મારે નોકરી તો વડોદરામાં હતી. પરંતુ વર્ષાસન લેવા જાઉં ત્યારે દર વર્ષે ઉનાળાનો એક મહિનો ચંદોદમાં ગાળવાનું મેં રાખ્યું હતું. સૃષ્ટિ સૌંદર્યનો આનંદ લઇ હું પાછો વળતો હતો; એટલામાં સામેથી એક આશરે પચાશેક વર્ષનો માણસ દોડતો દોડતો મારી પાસે આવી મને બાઝી પડયો.

"અબે એઇ, શું છે ? મને કેમ બાઝયો છે ? હું કાંઇ તારો સગલો બંગલો નથી. ચાલ, છોડે છે કે નહિ ? નહિં તો હમણાં જોવા જેવું થશે."

"બેટા ! એમ ઘરડા માણસને ધુતકારી કઢાય ? એ તું જ છે. તારામાં અને એનામાં જરા જેટલોયે ફરક નથી. વાહ, આબેહૂબ એજ મૂર્તિ."

"હા ગળેપડું, ખરી વાત છે. હું કાલે દેખાતો હતો તેવો જ આબેહૂબ આજ દેખાઉં છું. કાલનો આ ગોર્ધનદાસ—"

"હેં, તારૂં નામ ગોરધનદાસ છે ? ત્યારે તો વાત બરાબર મળતી આવી. કાલે મહારાજે એજ નામ કહ્યું હતું. ગોર્ધન, ગોધન, ઓ મારા ગોર્ધન બેટા રે !" એમ બોલતે બોલતે ડોસો મને વધારે જોરથી બાઝયો.

"કાકા ! ગાંડાની ઇસ્પીતાલમાંથી પહેરેગીરની નજર ચૂકાવી નાસી આવ્યા હો એમ લાગે છે. હશે ચાલો તમને ત્યાં પહોંચતા કરી દઉં."

"બેટા ! હું કોઇની યે નજર ચૂકાવીને આવ્યો નથી. પણ તું જ અમારી નજર ચૂકાવી વીસ વર્ષ સુધી નાસી ગયો હતો. પરંતુ સદ્‌ભાગ્યે, ગઇ કાલ રાત્રે જ ગુરૂજીએ મને કહ્યું, 'આવતી કાલે સવારે તને તારો છોકરો મળવો જ જોઇએ.' મેં કહ્યું 'પણ મારે એને ઓળખવો શી રીતે ? ત્યારે રાત્રે સ્વપ્નમાં તારી મૂર્તિ એમણે બતાવી. સ્વપ્નમાં જોયેલી એ મનોહર મૂર્તિ—, પણ હવે ઘેર ચાલ. અહીં વધારે ઊભા રહીશું તો લોકો જોવા ટોળે મળશે"

એ ગાંડાના મગજમાં શાનું ભૂત ભરાયું છે તે જોવા ખાતર હું એની સાથે જવા તૈયાર થયો. દસ-પંદર ઘર વટાવ્યાં એટલે એનું ઘર આવ્યું.

ઘર જોઇ હું તો આજોજ બની ગયો ! કારણ, એ ઘર નહિં પણ મોટો બંગલો જ હતો. બંગલાની આસપાસ સુંદર બગીચો હતો. બે ત્રણ માળી બગીચો સમો કરતા હતા. બંગલામાં બે ત્રણ નોકરો ઘરનું કામ કરવા રાખ્યા હતા.

"જો ભાઇ, આ મારી ગરીબની ઝુંપડી અને આ નાની સરખી વાડી." આ તરફના પૈસાદાર લોકોને પહેરવેશ પરથી ઓળખી કાઢવાનું કામ અઘરૂં હતું. તેથી મને એના નમ્ર શબ્દો સાંભળી નવાઇ ન લાગી. પછી એ મને બંગલામાં લઇ ગયો.

બંગલાની ઓસરીમાં હીંચકો બાંધેલો હતો. તેના પર અમે બન્ને જણ બેઠા. ઓસરીમાંથી ઉપર જવાના દાદરના બારણે તાળું મારેલું હતું એટલે એનું દીવાનખાનું જોવાની તક મને મળી નહિ. પરંતુ ઓસરીમાં જ ટાંગેલી છબીઓ, મૂકેલાં કબાટ, બીછાવેલી શેતરંજી અને ગાદી તકિયા વગેરે જોઇ આ ડોસાની શ્રીમંતાઇનો સહજ ખ્યાલ આવતો હતો.

ડોસાએ નોકર રામાને બૂમ પાડી બોલાવ્યો. રામો આવ્યો એટલે એને ઉપરથી પાકવા નાંખેલાં કોળાંમાંથી થોડાં કેળાં અને પપનસ લાવવા કહ્યું.

રામાએ કહ્યું, "પણ ઠાકોરલાલ—"

ડોસાએ રામાને 'ચૂપ' કહ્યું; અને આગળ બોલવા ન દીધો. પછી કહ્યું 'આ આપણા—માલીકના જ પરોણા છે માટે છાનોમાનો જા અને જલદી કર.'

રામો ગણગણતો ગણગણતો ચાલ્યો ગયો.

એનો ગણગણાટ સાંભળી ડોસાએ મને કહ્યું:—"જોયા કે અહીંના આ નોકરો ? છે કંઇ રીતભાતનું ભાન ? બાકી હું યે સાદાઇ જ વધારે પસંદ કરૂં છું. મેં એ લોકોને કહી જ મુક્યું છે કે મને શેઠ સાહેબ કે સાહેબ એવું કહેવું નહિ. ફક્ત ઠાકોરલાલ જ કહેવું. બાકી

તમારે ત્યાં શહેરમાં તો જે હોય તેને ' સાહેબ ' લગાડવાનું. ઘરની બૈરી પણ ' સાહેબ ' કહે.

જરા ઘાંટો પાડી ઠાકોરલાલ બોલ્યા, " કહું છું, સાંભળે છે કે ? જરા બહાર આવજે. "

એટલે ફૈથનેખલ વાળ હોળેલી તથા ટાપટીપથી ઘુગડાં ઘરેણાં પહેરેલી એક આધેડ સ્ત્રી બારણામાં આવી ઉભી રહી. એને ઉદ્દેશી ડોસાએ કહ્યું, "આ આપણા ચિરંજીવીને જોયો કે ? મારું સ્વપ્નું ખરું પડ્યું કે નહિ ? તું મને હસતી હતી ને કહેતી હતી કે સ્વપ્નાં જુઠાં. પણ આ તો સ્વપ્નાંમાં જોયેલી જ આબેહૂબ આકૃતિ. નામ સુદ્ધાં ગુરુ મહારાજે કહેલું ' ગોર્ધન ' તેજ છે. બેટા ગોર્ધન ! તારી માને પગે લાગ. "

એ લોકો સાથે મારે પણ થોડું, ગાંડાનું નાટક ભજવવું એવો વિચાર કરી, હું મારાં નવીન માતુશ્રીને પગે પડ્યો.

" ઠીક ત્યારે, હું થોડો ચ્હા બનાવી લાવું " એમ કહી માતુશ્રી અંદર ગયા.

એમના ગયા પછી ડોસા ઉઠ્યા અને ભીંતે ટાંગેલી એક છબી ઉતારી. એ છબી મને બતાવી કહેવા લાગ્યા, " ગોર્ધનભાઇ, જુઓ આ છોકરાં કેટલાં બધાં રૂપાળાં છે ? એ બધાં એકથી એક ચડી જાય એમ હતાં. પણ ઇન્ફ્લુએન્ઝાના કાલમ્હોમાં એક પછી આઠ આઠ દિવસને અંતરે હોમાઇ ગયાં. "

ડોસાનો કંઠ રૂંધાતો હોય એમ લાગ્યું. અને થોડાં ડુસકાં સંભળાયાં. ગદ્ગદ્ સ્વરે એ બોલ્યા, " પ્રભુને ગમ્યું એ ખરું. હશે ! પણ હવે વાત જવા દો. અમે છોકરાં માટે એક વર્ષ સુધી શોક કર્યો અને છેવટે ગઇ કાલેજ અમારા ગુરુજી-"

" ગુરુજી એટલે કયા મહારાજ ? " મેં ખાત્રી કરવા દાણો ચાંપી જોયો.

" અમારા ગુરુજી એટલે ઊંઝાના લંગોટિયા બાવા મગ્નાનંદ સ્વામી. બહુ સત્પુરુષ અને ચમત્કારી છે. એમને અમારા માટે દયા આવી. એમણે કેટલાંયે દૃષ્ટાંતો આપી મારું મન મનાવ્યું. પછી રાત્રે એમની મનોહર ( ! ) મૂર્તિ આંખ આગળ ખડી થઇ. ' ૭ મહિના સુધી ન્હાયા વગરની એ દેહલતા, મુખમાં ગાંજાની ચલમ ધારણ કરેલી અને શરીરપર મેલી લંગોટી સિવાય બીજી એક પણ ચીંદરડી

## રંગ લાગે

[ ઢાળ: લાઢેણી તો લળી લળી પાછું રે બાળે ]

આંબા કેરી ડાળ ઉપર સોનાનો રંગ લાગે,
ત્યારે કોને હૈયે ના હસવાનો રંગ લાગે ?
" વધારે વહાલો તને શાનો રંગ લાગે ?"
એવું મને પ્યારીને પુછવાનો રંગ લાગે !
નહિ મને કમાવા જવાનો રંગ લાગે,
નહિ મને વિદેશે વસવાનો રંગ લાગે;
જ્યારે એના મુખ ઉપર કાથાનો રંગ લાગે,
ત્યારે મારા અંતરે આશાનો રંગ લાગે !
રૂપેરી એની આંખ મહીં દીવાનો રંગ લાગે,
એવો મારા વેરી તણા વડવાનો રંગ લાગે.
સાંજે જેવો સરિતાના સરવાનો રંગ લાગે,
એવો એના વાળ તણી વચમાંનો રંગ લાગે !
જેવો એના હાથ મહીં ગરબાનો રંગ લાગે,
નહિનહિ એવો ચોંદી તણા સુકવાનો રંગ લાગે

પતીલ

પાસે ન રાખનારી અને બહારથી ગાંડા જેવી દેખાતી-એ મૂર્તિ હજી પણ ભૂલી શકાશે નહિ. એમણે સ્વપ્નામાં મને કહ્યું, "બેટા ઠાકોર! કલ ફજરમેં ઊઠ કે અસ્નાન કર લો. ર ગૌમાતાકુ હાથ લગા કે રોટી ખીલાઓ. ર બહાર ફિરનેકુ જાઓ. રસ્તે મેં જો માદમી તુમકો પહેલા મીલ જાય ઉસકુ તુમારા ડકા સમજના, આગલે જનમમેં વો તેરા ડકા થા."

ત્યારે મેં પૂછ્યું, "ગુરૂ મહારાજ! રસ્તામાં તો દસ પંદર જણ મળે. એ બધામાંથી મારે કોને દીકરો સમજવો?"

એના જવાબમાં ગુરૂ મહારાજે, તારી-ગોર્ધનની મૂર્તિ મને બતાવી. હું આગળ પૂછવા જતો હતો પણ એટલામાં ગુરૂ અલોપ થઇ ગયા

દરમ્યાન, ન્હા પાણી નારતો આવી પહોંચ્યાં. એને ધન્સાફ આપતે આપતે ઠાકોરલાલે પોતાની શી શી મિલ્કત છે તે ટૂંકમાં કહી સંભળાવ્યું. એ રહેતા હતા તે બંગલો અને બંગલી એમનો પોતાનો હતો. તથા સીમમાં પાંચસોએક વીઘાં જમીન હતી. દરમહિને પાંચસો રૂપિયા ભાડું આવે એવા એક મુંબઇમાં માળો હતો. વીસેક હજારની 'પરમેસ્વરી' ( Promissory ) નોટો અને દસ હજારનાં વૉર બૉન્ડ હતાં! આ મિલ્કત ઓછી ન કહેવાય.

એમની વાત સાંભળી મને ડોસા પર વિશ્વાસ આવવા લાગ્યો. અને મગ્નાનંદ સ્વામીનો ડોસા કરતાં મારા પર વધારે ઉપકાર થયો હોય એમ લાગ્યું.

"પણ ઠાકોરકાકા! મારા પિતાજી હયાત નથી અને મારે બીજો ભાઇ પણ નથી એટલે મારાથી તમારો દત્તક થઇ શકાશે નહિં."

"અરે દત્તકને બત્તક, બધુ જૂઠું છે. એમ કંઇ દત્તક લીધાથી ખરો વ્હાલ આવે? તું તારી મેળે અમને માબાપ તરીકે ગણજે એટલે અમારી આ બધી માયા તારીજ છે ને? વારૂ, તું અહીં ક્યાં રહે છે? આ છગન જૉર તારા શા સગા થાય?"

પછી ઠાકોરલાલને મેં મારી અને મારા કુટુમ્બની બધી હકીકત કહી. હું વડોદરામાં નોકરી કરૂં છું એ સાંભળી એમણે કહ્યું, "અરેરે ગોર્ધન! સાઠ રૂપઇડી માટે તારે આટલો બધો ઘસડબોરો કરવાનો? હશે, પણ હવે તારે એ વૈતરૂ નહિં કરવું પડે.

પણ મારે આ પગનું હાડકું વધે છે તેની દવા કરાવવા વડોદરે આવવું છે. ભાડે મકાન રાખી રહેવાનો વિચાર કર્યો હતો. પણ હવે તુંજ ત્યાં છે, ત્યારે તારે ઘેરજ રહીશું. તારે ઘેર મા બ્હેન વગેરે છે ને? અને આ સોમવારે ઑફીસમાં હાજર થવાનું છે. ત્યારે તું એમ કર કે આજ સાંજની ગાડીએ વડોદરે જા અને અમે પરમ દિવસે તારે ત્યાં સવારની ગાડીએ આવી પહોંચીશું."

પછી થોડાં ઘણાં ગપ્પાં મારી, હું સ્ટેશને આવ્યો; અને વડોદરે જવાની ગાડીમાં બેઠો. ગાડીમાં મને આ ડોસાની મિલ્કતનાજ વિચાર આવ્યા કર્યા. બપોરે ઘેર આવ્યો. માને આ વિષે બધી વાત અથથીઇતિ સુધીની કહી.

માએ કહ્યું, "જો જે ભાઇ સંભાળજે. એવો પાછો કોઇ લુચ્ચો લફંગો છેતરી ન જાય એની સંભાળ રાખજે. તું તો બહુ ભોળો છું—"

"પણ મા, એ ક્યાં આપણને છેતરવાનો છે? ઉલટું એના ગુરૂએ આ બુદ્ધિ એને સૂઝાડી છે. આ મોંઘવારીના વખતમાં પ્રભુએ આ અણધાર્યું બાર આપણને ઊઘાડી આપ્યું છે."

થયું; એ દિવસ પછી સવારની ગાડીના ટાઇમે હું, ઠાકોર કાકા અને કાકીને લેવા, સ્ટેશને ગયો. એમને ઘેર આણ્યાં. કાકાને જાણે કશું અજાણ્યું લાગ્યું જ નહિં. એમણે મારી બા સાથે વાતો કરી, એને છક કરી દીધી.

પછી એમણે કહ્યું; "હું ગોર્ધનનો મામો છું એમજ તમારે બધે કહેવું. કારણ કે મિલકત વિષેની વાત બધે જગજાહેર કરવાની જરૂર નથી."

ઠાકોરકાકા, એમનાં કપડાંલત્તાં અને ઘરેણાં ગાંઠાં ભરીને બે મોટી ભારે ટ્રંકો સાથે લાવ્યા હતા. પણ રસ્તામાં એની કુંચીઓ ખોવાઇ ગઇ હતી. એટલે નાહીને બદલવા માટે બીજું લુગડું એમની પાસે નહોતું. તેથી બજારમાં જઇ હું પાછો એમને માટે એક પંચિયા જોટો અને બે સાડીઓ પલાળવા માટે લઇ આવ્યો.

'પહેલે દિવસ પરોણો' એ કહેવત અનુસાર પહેલે દિવસે તો એમની પરોણાગત સારી રીતે કરવામાં આવી. બીજે દિવસે સવારે અમારો દૂધવાળો દૂધ આપવા આવ્યો. તે વખતે ઠાકોરલાલે પૂછ્યું, "તમે કેટલું દૂધ લ્યો છો?" મારાં પત્નીએ જવાબ આપ્યો. "એક શેર."

એટલે ઠાકોરલાલ બોલ્યા, "બસ, એક જ શેર? ના, ના, હવે કાલથી અઢીશેર દૂધ લેવાનું રાખજો. મારે એકલાને જ રોટલી સાથે ખાવાને શેર દૂધ જોઇએ છે." "અરે દૂધવાળા, હવેથી સવારે અઢીશેર અને સાંજે બશેર દૂધ આપજે." મને ઇંગ્રેજીમાં કહ્યું, "તમે પૈસાની ચિંતા કરશો નહિ એ તો બધું થઇ રહેશે."

મેં કહ્યું, "સારૂ, સારૂ હવે! પણ તેનું હમણાથી શું છે? તમે તમારી મેળે જોઇએ એટલું દૂધ મંગાવોને; પછી સૌ થઇ રહેશે." (મનમાં) "ખાને સા...ખવાય એટલું દૂધ. પેટ ફાટીને મરી જઇશ તો મે મારા બાપનું શું જવાનું છે?"

ઠાકોરકાકાના આવ્યા પછી હમારા ઘરની રહેણી કરણીમાં બહુ જ ફરક પડી ગયો હતો. સવારે જમતી વખતે એક રાયતું, બે ચટણીઓ, ત્રણ જાતના અથાણાં બે શાક, પાપડ તથા દાળ ભાત અને ઘીમાં લબદાવેલી રોટલી, સાથે મુરબ્બો કે એવું કંઇ ગળ્યું તો હોય જ. બપોરે લીપ્ટનના પીળા લેબલનો ચ્હા તથા સાથે બિસ્કીટ, ચેવડો કે સુખડી, એવુ એવું કંઇ હોય.

એમનાં મેલાં કપડાંને બદલે બીજાં તદ્દન નવાં કપડાં, જોડા, છત્રી વગેરે બધું આણ્યું હતું. એમની ટ્રંકની ચાવીઓ ખોવાયલી એટલે હાલ તુરત તો બધું ખર્ચ મેંજ કર્યું હતું. પણ એનાથી દશ ગણા પૈસા લીધા વગર હું થોડો જ રહેવાનો હતો?"

કાકા અને કાકી દરરોજ સાંજે ગાડીમાં બેસી ફરવા જતાં. સિનેમાનો દરેક નવો 'શો' (કાર્યક્રમ) તથા નવું નાટક જોયા વગર એમને ચાલતું નહિં. વળી શરીર સુધારવા આવેલા એટલે દાક્તરનું બીલ તો હોય જ. પથ્ય પાળવા માટે ફળફળાદિ અને પેટંટ દવાઓ પણ આવ્યા કરતી. કાકાએ ટ્રંકની કુંચીઓ માટે એમના ગુમાસ્તાને દસ દસ કાગળો લખ્યા છતાં એકેકનો જવાબ આવ્યો નહિં, એટલે ન છૂટકે મારે મારી સેવીંગ્સ બેંકના ખાતામાં ૧૨૦) રૂપિયા હતા તે ઉપાડીને વાપરવા પડયા.

અહીં આવ્યા પછી કાકાની તબીયત ઘણી સુધરી હતી. પહેલાં બહુ મહેનતે બે રોટલી ખાઇ શકતા. તે હવે પાંચ સાત રોટલી સારી રીતે પચાવી શકતા. અને તે ઉપરાંત ફરવા

જતા પહેલાં થોડું કાચું કોરૂં ખાતા તે તો જુદું. કાકા સાથે કાકીની તબિયત પણ સુધરી ગઇ હતી. કાકા કરતાં એક બે રોટલી વધારે જ ખાવી એવો એમણે નિશ્ચય કર્યો હતો.

મારો મિત્ર કચરાલાલ કાકાને જોઇ ખૂબ ખીજાતો. એને કાકાને તગડ જેવા જોયા એટલે મને સૂચના કરી કે, "ઉપવાસ અને તેથી થતા ફાયદા"નું પુસ્તક કાકાને વાંચવા આપ. કારણ કે જેમને ત્યાં પરોણા પર પરોણા આવ્યા જ કરતા હોય અને નિરાંતે જમવા પર પોતાનો હાથ બતાવતા હોય, તેમણે આ પુસ્તકની એક નકલ તો જરૂર વસાવવી જોઇએ.

આખરે કાકાને એ ચોપડી મેં આણી આપી. પણ કાકા એ બધી વાતને પી જાય એવા હતા. એમણે ચોપડી વાંચી કહ્યું, "ગોર્ધન ! આ ચોપડી લખનાર બધું જુઠે જુઠું લખે છે. કારણ આમા ઉપવાસ વિષે જે હકીકત લખે છે તે ખરી જ હોય તો તો હિન્દુસ્થાનમાં રોગ બોગ બિલકુલ ન રહેવો જોઇએ. આપણા હિન્દુસ્થાનમાં સેંકડે એંશી ટકા માણસો બિચારા ઉપવાસ જ કરે છે."

"કાકા ! એ લોક ભૂખ્યા રહે છે; પણ પુસ્તકમાં બતાવ્યા પ્રમાણે ઉપવાસ કરતા નથી."

"અરે જવાદે એ ઉપવાસ બુપવાસની વાત ! આ તો લખ્યું કે પેટ દુઃખે ત્યારે ભૂખ્યા રહીને બસ્તી લેવી. એવું અમે કંઇ ન સમજીએ. અમારી પાસે તો સીધો જ રસ્તો, કે પેટ દુઃખે ત્યારે સુંઠ, ગોળ ને ઘીની ગોળી કરી ખાવી અને તે ઉપર ચણાના લોટના મગજનો લાડુ ખાવો એટલે દુઃખાવો બેસી જાઇ દસ્ત સાફ આવી જાય. મધુમેહ થાય તો અચ્છેર ઘીમાં આ માલપુડા બોળી ખાઇ જવા અને ઉપર સો દંડ ખેંચી પચવવા. માથું દુઃખતું હોય તો અચ્છેર માવો, સાકર નાંખી ખાઇ જવો, કે માથું તાબડતોબ ઉતરી જશે. અમારી પાસે તો આવી દવાઓ છે."

ધીમે ધીમે કાકાને આવ્યે બે મહિના થઇ ગયા. મારૂં સેવીંગ્સ બેંકનું ખાતું તળીઆ ઝાટક થઇ ગયું. બે વખતનો પગાર પણ હોમાઇ ગયો હતો. છતાં હજી કાકાની કુંચીઓ આવી નહિં. એમણે એમના કારકુનને પાંચસો રૂપિયા રજીષ્ટરથી મોકલી દેવાનું લખ્યું. એ રજીષ્ટર આવતાં સુધી વાપરવા માટે મારા સસરા પાસેથી બસો રૂપિયા હું ઉછીના લઇ આવ્યો. કાકાના પાંચસો આવે ત્યારે એમાંથી મારાં લુગડાં તથા સૌભાગ્યવંતીનાં લુગડાં લાવવાનાં હતાં. અમે હમણાં ફાટેલાં લુગડાં ચલાવી લેતાં હતાં.

પંદર દિવસ થઇ ગયા; પણ કાકાનું રજીસ્ટર આવ્યું નહિં. બે ત્રણ વખત તો પોષ્ટમાં તપાસ કરી પણ બધું ફોગટ. આખરે મેં સુચવ્યું કે ત્યાંથી કુંચીઓ ન આવતી હોય તો તો અહીં બીજી કુંચી લગાડી જુઓ પણ કાકો બહુ કંજુસ અને મહા પહોંચેલો હતો. કાગળો લખવામાં અને તાર કરવામાં પૈસા ખરચતો પણ નવી ચાવી લેવાની સાફ ના પાડતો.

થોડા દિવસ પછી મારા સસરાએ મને સલાહ આપી કે, તમે જાતે જ ચાંદોદ જાઇ એમના કારકુન પાસેથી રૂપિયા લઇ આવો. મેં એ વાત કાકા આગળ કરી.

કાકા ધુંવાપુંવા થઇ ગયા. એમના મોં પરનું તેજ ઊડી ગયું. એમણે ગલ્લાંતલ્લાં મારી બહાનાં કાઢ્યાં, "તને નોકરીમાંથી રજા મળે એમ ક્યાં છે ? અને એ સાલા ખાઇ બદેલા મુનિમો, તને તે વળી દાદ દે ખરા ? ના રે, એમ કંઇ જવું નથી."

પણ માતુશ્રીએ મને એકાંતમાં બોલાવી,

કાકા ન જાણે એમ ચાંદોદ જઇ આવવા કહ્યું. મેં મારી ઓફીસમાં માંદગીનું બાનું કહાડી રજા લીધી અને ચાંદોદ જઇ પહોંચ્યો.

ચાંદોદ જઇ મારા મિત્રને ત્યાં ઊતર્યો અને ઠાકોરલાલ શેઠ વિષે વાત કરી. પણ એ તો કહે, " અહીં ઠાકોરલાલ નામનો કોઇ શ્રીમંત માણસ છેજ નહિં. હું આખા ગામના એકે એક માણસને ઓળખું છું; એટલે એ નાતનો માણસ હોય તો ખબર પડયા વગર રહેજ નહિં "

" હશે, પણ લાવ, જે બંગલો એણે પોતાનો કહ્યો હતો તે બંગલામાં જઇ આવવા તો દે " મેં વિચાર કર્યો.

બીજે દિવસે સવારે એ બંગીચાવાળા બંગલામાં મેં પ્રવેશ કર્યો. હું પહેલાં આવ્યો હતો અને જે દિવાનખાનું બંધ હતું તે ઠાકોરલાલની ગેરહાજરીમાં ખુલ્લું જોઇ મને નવાઇ લાગી. પણ મનમાં મને થયું, " કંજૂસ માણસની સંપત્તિ પારકાને લહેર કરવા માટેજ હોય છે. "

ઓસરીમાં જોઉં છું તો, જે છોકરાં એક પછી એક ઇન્ફ્લુએન્ઝામાં મરી ગયેલાંની છબી ઠાકોરલાલે બતાવેલી તે જ છોકરાં ત્યાં રમતાં હતાં. મને થયું એ છોકરાંનાં ભૂત તો અહીં નહિં રમતાં હોય ? '

એમાંથી મોટા છોકરાએ મને જોઇ પૂછ્યું, " કોનું કામ છે ? "

મેં બીતે-બીતે સામો પ્રશ્ન કર્યો, " તારૂં નામ શું ?"

" મારૂં નામ પ્રભાકર લલ્લુભાઇ "

મને થયું, " હું કદાચ કોઇ બીજાના બંગલામાં તો ભૂલથી નથી પેસી ગયો ? " એટલામાં બારણામાં એક બાઇને ઊભેલી મેં જોઇ. એણે પણ મને પાછો એજ પ્રશ્ન કર્યો, " કોનું કામ છે ? "

મેં કહ્યું. " ઠાકોરલાલ શેઠનોજ આ બંગલો છે ને ? "

" નારે ભાઇ, આ તો લલ્લુભાઇ શેઠનો બંગલો છે. આટલામાં આજુબાજુ પણ કોઇ ઠાકોરલાલનો બંગલો નથી. "

એટલામાં જે નોકરે મારે સારૂ કેળાં તથા પપનસ આણી આપ્યાં હતાં તેજ નોકર કંઇ કામ સારૂ ત્યાં આવી પહોંચ્યો. એણે મને ઓળખ્યો અને બોલાવ્યો, " કેમ સાહેબ, તબિયત કેમ છે ? "

મેં કહ્યું, "ઠીક છે. પણ પેલા ઠાકોરલાલ ક્યાં છે ? "

" પેલો લુચ્ચો મહેતાજી ? કોણ જાણે ક્યાં ન્હાસી ગયો એનો પત્તોયે નથી. "

" ત્યારે એ બંગલાનો માલિક નહોતો ? "

" અરે માલિક શાનો ? પૂછોને આ મેના બેનને. "

એટલે મેં મેનાબેનને હકીકત કહેવા કહ્યું.

એમણે કહ્યું, " એ ઠાકોરલાલ નોકરી શોધવા માટે અમારે ત્યાં કોઇની શિફારસ લઇ આવ્યો હતો. ગરીબ જાણી અમે એને ગુમાસ્તા તરીકે રાખ્યો. પછી અમારે લગ્નમાં થોડા દિવસ મુંબઇ જવાનું થયું, ત્યારે આખું ઘર એને સોંપીને અમે ગયાં હતાં. માણસ આવો લુચ્ચો હશે એવું કોને ખબર ? મુવો, ઘરમાંથી સારાં કપડાં અને ચાંદીનાં વાસણ પણ સાથે લેતો ગયો. "

" અને બા, મારી ઘડીઆળે લેતો ગયો ને ? " પ્રભાકરે કહ્યું.

" તે એણે તમને શું કહ્યું હતું ? કે હુંજ આ ઘરનો માલિક છું એમ ? મુવાની કેટલે સુધીની હિંમ્મત ? "

હવે મારી ફજેતીની વાત અહીં કહેવી ઠીક નથી એમ વિચાર કરી મેં કહ્યું, "એ સાલાને ખોળી કાઢી એની પાસેથી તમારો માલ હું કઢાવી આપીશ." એમ કહી હું ચાલતો થયો.

ઘેર આવી ઝટપટ સ્ટેશનનો રસ્તો લીધો. રસ્તામાં, એ ડોસાને કેટકેટલું કરી નાંખવાના વિચાર કરી લીધા. સાલાના બત્રિસે દાંત ન તોડી નાંખું તો મારું નામ ગોર્ધન મગર નહિ.

વડોદરે આવી ઘરમાં પગ મૂકતાં જ મેં જોરથી બુમ પાડી, "ક્યાં ગયો એ હરામખોર ડોસો? સાલાનું હમણાંને હમણાં ચામડું ઊતારી નાંખું છું."

"અરે પણ છે શું? કેમ બુમો પાડતો પાડતો આવે છે?"

"મને પહેલાં એ ડોસા પાસે—"

"કેમ, એ તો ચાંદોદ ગયા ને? તેં જ તાર કરીને એમને બોલાવ્યાં હતાં ને?"

"કોણે? મેં તાર કર્યો હતો? લુચ્ચો! હરામખોર! બહુ પક્કો નિકળ્યો. પણ હું ચાંદોદ ગયો હતો, એ વાત એને કહી કોણે?"

"તારી વહુએ, એ બિચારીને આપણી મસલતની ખબર નહોતી. ડોશી આગળ સહેજ કંઇ વાત કરી હશે. પણ એટલામાં તો ચારેક કલાક પછી કહે છે કે ગોર્ધનનો તાર આવ્યો છે કે તરત ને તરત નિકળી આવો, એટલે હમે જઇએ છિયે, કરીને બે ટ્રંકો સાથે લઇ ગયાં અને બે ટ્રંકો ઉપર પડી છે."

"ચાલો જોઇએ તો ખરા, એ ટ્રંકોમાં શું છે તે?" એમ કહી અમે બધાં ઉપર ગયાં અને તાળાં તોડી નાંખી ટ્રંકો ઉઘાડી. અંદર જોયું તો પત્થર અને રોડાં!

બીજે દિવસે ટપાલમાં કાગળ આવ્યો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

ચિ. ભાઇ ગોર્ધનદાસ,

*ઠાકોરલાલની પ્રેમપૂર્વક આશીષ સ્વીકારશો.* તમે બે મહિના સુધી અમારી ઉત્તમ રીતે પરોણાગત કરી તે બદલ તમને અંતઃકરણપૂર્વક અમારા આશીર્વાદ હો.

*આપના કુટુંબ સાથેના પરિચયની યાદ*ગીરી હરહંમેશ રહે તે બદલ તમારાં પત્નીની સોનાની બંગડીઓ અમે સાથે આણી છે. અને તમારા કાપડિયા પાસેથી સાઠ રૂપિયાનું કાપડ તમારે નામે લખાવી આણ્યું છે; તે તમને વિદિત થાય.

મારી અખૂટ દોલતમાંથી બે ટ્રંકો ભરીને રોડાં તથા પત્થર તમારે ત્યાં મૂકયાં છે. તેનો ઉપયોગ તમે તમારું ઘર બંધાવો ત્યારે કરશો એવી આશા છે.

આપનાં માતુશ્રીને નમસ્કાર તથા પત્નીશ્રીને આશીર્વાદ.

હાલમાં હું આપના જેવા બીજા ભોળા માણસની શોધમાં છું, એટલે મારી ફીકર ચિંતા કરશો નહિં. મને જે યાદ કરે તેને યથાયોગ્ય. એજ.

લી. ઠાકોરલાલના
આશીર્વાદ.

*

મારે માથે થયેલા દેવાને પહોંચી વળવા, મારે હવે શું કરવું તેના વિચારમાં હું દિવસ રાત મશગુલ રહું છું.



# સંતતિનિયમન—એક અગત્યનો રાષ્ટ્રીય પ્રશ્ન



લેખક :
ડૉ. અમૃતલાલ હ. પટેલ,
ડી. પી. એચ, હેલ્થ ઓફીસર, સુરત

[ લેખાંક ૧ લો ]

## જીવનનો આદર્શ—સુખી દંપતી જીવન

દંપતી જીવનના સુખનો આધાર ત્રણ બાબતો પર છે. પતિ–પત્નીનો પરસ્પર નિર્મળ પ્રેમ, આજીવિકાનું યોગ્ય સાધન અને મર્યાદિત સંખ્યામાં બાળકો. બાળકો વગરનું ઘર કેવું સુનું લાગે છે? આદર્શ ગૃહજીવનમાં બાળક અગત્યનું સ્થાન ભોગવે છે. પરંતુ ગૃહજીવનના ખરા સુખમાં, વધારે પડતી સંખ્યામાં બાળકો અંતરાયરૂપ નિવડે છે. દરેક સુખી ગૃહમાં બાળકો જરૂરી છે પરંતુ કોઇ પણ વસ્તુ જરૂરીયાત કરતાં વધી પડે તો તે દુઃખરૂપ થઇ પડે છે. કુટુંબના ઉપર બોજારૂપ ન થઇ પડે તેટલીજ સંખ્યામાં જો બાળકો હોય તો ગૃહસ્થાશ્રમ સ્વમાન અને નીતિપૂર્વક ચાલી શકે છે. આધુનિક દંપતીને અત્યારે જો કોઇ પ્રશ્ન ગંભીર રીતે ગુંચવતો હોય તો તે એ છે કે, પોતે સ્વમાનપૂર્વક અને સગવડથી ઉછેરી શકે તેટલીજ સંખ્યામાં બાળકો ઉત્પન્ન કરવાં, અને તેથી વધારે એક પણ બાળકને ઉત્પન્ન થતું, સ્વમાન, નીતિ અને ધર્મને બાધ આવ્યા વગર કેવી રીતે રોકવું?

આવાં મનોરથો અત્યારે દરેક કેળવાયેલ દંપતી સેવે છે છતાં આ મનોરથ સિદ્ધ કરવા માટે પૂરતું જ્ઞાન અને સગવડ નથી, તે સર્વ કોઇ સ્વીકારે છે. યુરોપમાં, આવી જાતનું જ્ઞાન અને આવી સગવડ દરેક દંપતીને કેવી રીતે આપવી તે એક રાષ્ટ્રીય પ્રશ્ન થઇ પડયો છે અને આ મનોદશાને લીધે સંતતિનિયમનની હીલચાલને તે દેશની પ્રજા માનની દ્રષ્ટિથી જુએ છે.

### બાળકોની ઉત્પત્તિ અમુક સંખ્યામાં એટલુંજ નહિ પણ અમુક મુદતને અંતરે જ થવી જોઇએ

મર્યાદિત સંખ્યામાં બાળકો ઉત્પન્ન કરવાના જેટલોજ બીજો અગત્યનો પ્રશ્ન એ છે કે દરેક બાળકનો જન્મ અમુક મુદતને અંતરેજ થવો જોઇએ તેથી વહેલો નહિ. બાળકની માતા પોતાના પહેલાં બાળકને બરાબર મોટું કરી શકે અને સુવાવડમાં પોતે ગુમાવેલી તંદુરસ્તી પાછી મેળવી લઇ, બીજા બાળકને જન્મ આપવાને અને તેને ઉછેરવાને લાયક બને તેટલું અંતર તો બે સુવાવડ વચ્ચે હોવું જ જોઇએ આ વાત જો આપણે કબુલ કરીયે તો એક બાળકના જન્મ પછી માતાને ઓછામાં ઓછો પાંચ વર્ષનો આરામ તો જોઇએ જ. આટલા અંતર સિવાય આગલા બાળકને ઉછેરવું અને પોતે ગુમાવેલી તાકાત પાછી મેળવવી મુશ્કેલ છે. આ પાંચ વર્ષના અંતર દરમ્યાન બીજું બાળક ઉત્પન્ન થઇ

જવાની બીકથી તદ્દન નિરાળા રહેવું અને દંપતી સુખ ભોગવવું તે બન્ને વાતો વિજ્ઞાનની મદદ વગર તદ્દન અસંભવિત છે, તેવો સર્વનો અનુભવ છે. સાધારણ રીતે દર સવા વર્ષને અંતરેજ બીજું બાળક અવતરે છે આ સવા વર્ષના ગાળાને પાંચ વર્ષ જેટલો લાંબો કરવો,તેજ સંતતિ નિયમનનો ખરો ઉદ્દેશ છે.

## મનુષ્યજાતિની ઉન્નતિ એટલે કુદરત સાથે વિગ્રહ

મનુષ્યની ઉન્નત્તિ કુદરતના અનિયંત્રિત બળને કાબુમાં લાવવાથી જ થઇ છે. મનુષ્યનું જ્ઞાન કુદરતના બળને કાબુમાં રાખી તેનો મનુષ્ય જાતિના ભલા માટે ઉપયોગ કરે છે. આ કાર્યને કૃત્રિમતા કહો કે અકુદરતી કહો પણ તેનો સભ્ય જગતે એક યોગ્ય કૃત્ય તરીકે જમાનાથી સ્વીકાર કરેલ છે.

## અમુક સમયને અંતરે જ બાળકો કેવી રીતે ઉત્પન્ન થઇ શકે ?

વિજ્ઞાન કહે છે કે રજ અને વીર્યના અણુઓ, સંયુક્ત થવાથી ગર્ભ ઉત્પન્ન થાય છે. અનુભવ એમ બતાવે છે કે સાધારણરીતે સવા વર્ષે, કોઇ વખત વર્ષે અને ઘણી વખત બે, ત્રણ ચાર, કે તેથી વધુ વર્ષને અંતરે, સ્ત્રીની પ્રકૃતિ અને તંદુરસ્તી અનુસાર અને બીજા અનેક કારણોને લઇને આમ રજ અને વીર્યના અણુઓનો સંયોગ થવામાં અંતર વધારે કે ઓછું હોય છે. આ કાર્યને ધર્મ કે નીતિ સાથે જરા પણ સંબંધ નથી. મનુષ્ય જો આવું અંતર સવા વર્ષનું હોય તેને વિજ્ઞાનની મદદથી વધારીને પોતાની સગવડ ખાતર પાંચ વર્ષનું કરે તો તેમાં પાપ કે અનીતિ નથીજ. આ દલીલ તદ્દન સીધી, સાદી અને જલદીથી કબુલ કરી શકાય તેવી છે. આધુનિક સંતતિનિયમનનું જ્ઞાન મનુષ્યને આટલું કાર્ય શિખવે છે. સંતતિ નિયમનનું આ કાર્ય વિજ્ઞાનની મદદથી પુરૂષ અથવા સ્ત્રી તે બેમાંથી કોઇને માનસિક વ્યથા કે તંદુરસ્તીની હાની કર્યા વગર સિદ્ધ કરે છે. જ્યારે આજ જાતનું કાર્ય મનુષ્ય જાતિ જમાનાથી એક અથવા બીજા હાનીકારક ઉપાયોથી કરતી આવી છે. સંતતિ નિયમનના કહેવાતા આદર્શ ઉપાય બ્રહ્મચર્યથી જેઓ આ કાર્યની સિદ્ધિ મેળવવા યત્ન કરે છે તેઓ માનસિક તેમજ શારીરિક વ્યથાને ભોગે બહુ તો ચાર છ કે આઠ માસ અથવા વર્ષ સુધી ફતેહ મેળવ્યા પછી પરાજય પામેલા છે. તેમના કડવા અનુભવનું ચિત્ર હિંદુ સંસારમાં ઘરે ઘરે માલુમ પડે છે.

## વિજ્ઞાનની મદદથી સંતતિ નિયમન કરવું તે શું નુકસાનકારક છે ?

ડોકટરો વિશ્વાસપૂર્વક કહે છે કે વિજ્ઞાનના સાધનોથી સંતતિ નિયમન કરવામાં માનસિક વ્યથા નથી; તંદુરસ્તીની હાની નથી. આ લાઇનમાં અનુભવ લેનારા તથા આ વિષયના અભ્યાસી સાદી સમજના મનુષ્યો, ડોકટરોના ઉપરના મતને ટેકો આપે છે. અંધશ્રધાળુઓ નીતિ અને ધર્મના નામના બણગા ફૂંકનારાઓ આથી વિરૂદ્ધ દલીલ કરે છે. વાંચક બહેનોએ કોની વાત માનવી તેનો પોતે જ વિચાર કરી લેવો.

આ બાબતમાં વધારે વિવેચનમાં નહિ ઉતરતાં ઇગ્લેન્ડની અંદર સંતતિનિયમનના જ્ઞાનનો ફેલાવો કરવાના ઉદ્દેશથી સ્થપાયેલી સંસ્થા " નેશનલ બર્થ કન્ટ્રોલ એસોસીએશન " નો આ વિષયમાં શું અભિપ્રાય છે તે નીચે ટાંકીશું. અત્રે જાણવું ઉપયોગી થઇ પડશે કે ઇગ્લેન્ડના હાલના અગ્રગણ્ય નેતાઓ તથા ડોકટરો આ સંસ્થાના ચાહક છે અને આ સંસ્થાને ત્યાંની ગવર્નમેન્ટે દેશનું હિત ઇચ્છ-

નારી અને ભલું કરનારી સંસ્થા તરીકે સ્વીકારી છે.

( ૧ ) વિજ્ઞાનની મદદથી તૈયાર કરવામાં આવેલા સંતતિ નિયમનના સાધનોનો રીતસર ઉપયોગ કરવાથી મનુષ્યની શારીરિક કે માનસિક સ્થિતિને જરા પણ નુકશાન થવાની કિંચીત પણ બીક નથી.

(૨) વિજ્ઞાનની મદદથી તૈયાર કરવામાં આવેલી દવાઓનો સંતતિ નિયમન માટે ઉપયોગ કરવાથી તંદુરસ્તીને નુકસાન થતું નથી.

(૩) નિષ્ણાત ડોકટરો સંતતિ નિયમન માટે જે રબરની પેસરીનો ઉપયોગ કરવાની ભલામણ કરે છે તેનાથી વાપરનારના શરીરને જરા પણ હાની થતી નથી.

( ૪ ) ઉપર, બતાવેલા સાધનો બહુ લાંબા સમય સુધી વાપરવાથી પુરૂષ અથવા સ્ત્રીને કોઇ પણ જાતનું માનસિક અથવા શારીરિક નુકસાન થતું નથી એટલું જ નહિ પરંતુ જ્યારે આ સાધનોનો ઉપયોગ બંધ કરવામાં આવે છે ત્યારે પાછો ગર્ભ નિયમિત રીતે રહે છે અને તંદુરસ્ત બાળક અવતરે છે.

(૫) સંતતિ નિયમનના ઉપર બતાવેલા સાધનો દંપતીજીવનના શારીરિક તથા માનસિક સુખમાં જરા પણ અંતરાય રૂપ નથી નિવડતા. ઉલટું તેમના ઉપયોગથી દંપતી જીવન સુખી, ચિંતા રહીત અને સંતોષી બને છે.

યુરોપ અને અમેરીકામાં મનુષ્ય જાતિ જે સુખ અને સગવડ સંતતિ નિયમનના જ્ઞાનથી મેળવી રહી છે તે આપણા દેશમાં કેવી રીતે મેળવી શકાય ?

આનો વિગતવાર જવાબ આવતાં અંકમાં મળશે.

## દીવડો હોલવાશે

જરા ધીમે વાઓને અનિલરાય કે દીવડો હોલવાશે
આવા ઝેરીલા માર ના સહાય કે દીવડો હોલવાશે
એની કુંળી નાજુકડી છે કાય કે દીવડો હોલવાશે
એણે દ્વેષ ભર્યા ડંખ ના ખમાય કે દીવડો હોલવાશે
ભલે પ્રગટે ને દેહ બળી જાય કે દીવડો હોલવાશે
છતાં શાને અકાળે બૂઝાય કે દીવડો હોલવાશે
ભલે સરતાં ને સ્નેહ સરી જાય કે દીવડો હોલવાશે
છતાં યૌવનમાં કેમ ખરી જાય કે ? દીવડો હોલવાશે
જરા ફેલાવી તેજ ને વિલાય કે દીવડો હોલવાશે
એનું થાપું કૃતાર્થ બની જાય કે દીવડો હોલવાશે
એણે દીલડાના દેવ તૃપ્ત થાય કે દીવડો હોલવાશે
પછી છોને ગમે ત્યારે જાય કે દીવડો હોલવાશે
એણે દુનિયાના દ્વેષ ના ખમાય કે દીવડો હોલવાશે
એની શીળી નાજુકડી છે કાય કે દીવડો હોલવાશે
આવા ઝેરીલા માર ના સહાય કે દીવડો હોલવાશે
જરા ધીમે વાઓને *અનિલરાય !* કે દીવડો હોલવાશે

મનુ હ. દવે

# : : : : લેખકો ! તમારા લાભ માટે : : : :

લેખક : " નિરંજન "

આજકાલ દરેક જણ પોતાના માલની જાહેરાત કરે છે. બાહોશ વેપારીઓ જાણે છે કે જાહેર ખબર આપ્યા વિના તેમના માલનો ઉઠાવ નહિ થાય; ડાહ્યા વેપારીઓ એટલા માટે પોતાની આવકનો સારો જેવો ભાગ જાહેર ખબર પાછળ ખર્ચે છે. કહેવાય છે કે એ વાતમાં અમેરિકન વેપારીઓ સૌને માથે પછાડે એવા હોય છે. એ લોકો પોતાની વાર્ષિક આવક-જે લાખો ડોલરની હોય છે તેનો ૫૦ ટકા ભાગ જાહેર ખબર માટે ખર્ચે છે અને તેઓ પ્રામાણિકપણે માને છે કે એ જાહેરખબરને પરિણામે જ તેમનો માલ ખપે છે. હિંદમાં પણ એવા કેટલાય વીરલા વેપારીઓ પડયા છે. શકિતની એક જાણીતી દવાના બનાવનાર વૈદરાજ લગભગ દરેક પત્રમાં પોતાની જાહેર ખબર આપે છે–એ માટે લાખ રૂપીઆ ઉપર દર વર્ષે ખર્ચે છે અને પરિણામે એક પૈસાના માલનો એક રૂપીઓ ઉપજાવે છે.

તમે વર્તમાનપત્રો કે માસિકો વાંચવાના શોખીન હશો તો તમે એવી અનેક જાહેર ખબરો જોઇ હશે. અસ્રાની બ્લેડની જાહેર ખબર આપનાર કહે છે કે તેની બ્લેડ દુનિયામાં સારામાં સારી છે; અને તે જરૂર હોય છે. સંભાળ ન રાખો તો બે ચાર કાપ તો જરૂર પડે. મોટર કારની જાહેર ખબર આપનાર કહે છે કે તેની મોટરકાર જેવી બીજી કોઇ મોટરકાર દુનિયામાં હજી સુધી બની નથી અને બનશે નહિં. અને જરૂર રાહદારીઓને પાંગળા કરવામાં યા તેમને સીધા સ્વર્ગે પ્હોંચાડવામાં એવી મોટરકાર અજોડ હોય છે અને સારામાં સારી સેવા આપે છે. દારૂની જાહેરખબર આપનાર બીજા કોઇ પણ દારૂ કરતાં પોતાના માલને ઉંચો જણાવે છે. અલબત, એ લોકો નમુનાની બાટલી મોકલી આપે તો એ બાબતની જરૂર ખાત્રી કરી શકાય !

આ પ્રમાણે બધા વેપારીઓ પોતાના માલની જાહેરાત કરે તો પછી લેખકોએ પોતાના લેખ, કાવ્ય કે વાર્તાની જાહેરાત શા માટે ન કરવી ? વેપારીઓ મનુષ્યો છે તેમનો માલ લેનારા પણ મનુષ્યો છે. તેવીજ રીતે લેખકો પણ મનુષ્યો છે અને તેમના વાચકો પણ મનુષ્યો છે. વેપારીઓ જે રીતે પોતાનો માલ માટે ખરીદનારના મગજ ઉપર જાહેરાતથી અસર કરી શકે છે, તેવીજ રીતે લેખકો પણ પોતાના માલની જાહેરાત કરી શા માટે લોકોના મગજ પર અસર ન કરે ? અલબત્ત કેટલાક લેખકો કે પ્રકાશકોએ એ માર્ગ અત્યાર પ્હેલાં લીધો છે પરંતુ એમના દાખલાનું અનુકરણ હજી જોઇએ તેટલું સર્વ વ્યાપી નથી થયું. અને તેટલા માટે જ આ લેખ દ્વારા લેખકોને વણમાગી સલાહ હું આપું છું કે તમારા માલની બને તેટલી જાહેરાત કરો–ખુબ જાહેરાત કરો. એમ કરશો તો ટુંક વખતમાં તમારો લેખ, કાવ્ય કે વાર્તા વાંચવા માટે વાચકોની પડાપડી થશે; પરિણામે તંત્રીઓ પણ તમારો માલ મેળવવા હરિફાઇ માંડશે અને તમારે ઘેર રોજ મની ઓર્ડરોનો વરસાદ વરસશે. એ જાહેરાત કેવા પ્રકારે કરવી તેના થોડાક નુસખા હું અહિં આપું છું.

( ૧ ) મેં લખેલો આ લેખ ખરેખર

અત્યંત હાસ્ય-રસિક છે એ લેખ તમે વાંચવાનું શરૂ કરતાં પ્હેલાં ખુબ સાવચેતી રાખજો; એકાદ ઓરડામાં બારણા બંધ કરીને જ બેસજો અને તે પછી જ એ લેખ વાંચવાની શરૂઆત કરજો નહિ તો એ લેખના વાચનના પરિણામે-તમને એટલું બધું-ખડખડાટ હસવું આવશે કે તમારી આજુબાજુના માણસો એ સાંભળીને તમારા મગજનો સ્ક્રુ ઢીલો થઇ ગયો છે, એમજ માની બેસશે અને તમને થાણા મોકલવાની તૈયારી કરશે. તમારી પત્નીના હાથે એ લેખ ચઢે નહિ એની ખાસ સંભાળ રાખજો નહિ તો તે રાંધવાનું ભૂલી જશે અને તમારે ભૂખે ઠોકાવું પડશે. આ લેખ વાંચતા તમારૂં ધોતીઉં કમ્મરેથી છૂટી જાય કે તમારી પાટલુનનો પટો તૂટી જાય યા ખુબ હસવાથી તમારૂં જડબું હમેશ માટે પહોળું થઇ જાય કે એવું બીજું કાંઇ પણ થાય તો તેની જવાબદારી મારે શિરે નથી, એની કૃપા કરી નોંધ લેજો. ટુંકમાં તમારે પોતાને જ હિસાબે ને જોખમે એ લેખ વાંચજો.

(૨) આ લેખમાં જે હાસ્યરસનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે છેલ્લી સ્ટીમરમાં ખાસ ઓર્ડરથી જાપાનથી આયાત કરેલો છે. એ માલ જાપાનીઝ છે માટે હલકી કીમતનો છે એમ માની લેવાની ભૂલ ન કરશો કારણ કે એના પર ભારે જકાત ભરવી પડી છે. એ માલ જરા પણ ભેળસેળ કર્યા વિના તમારા ખાસ લાભાર્થ અહિં આપવામાં આવે છે.

(૩) આ લેખ મૂળ જે કાગળ પર લખેલો છે તે વાધમાર પેપર મીલનો બનાવેલો હોઇ શુદ્ધ સ્વદેશી છે. અલબત્ત, એ મીલની મુડી મોટે ભાગે યુરપથી આવેલી છે. અને એના સંચાલકો પણ યુરોપીઅનો છે. પરંતુ મજુરો બધાય સોએ સો ટકા હિંદી છે. એટલે તમારા સ્વદેશીવ્રતનાં પાલનમાં એથી જરાય હરકત આવે એમ નથી. વળી એ કાગળ કોઇ સરકારી ઓફીસમાંથી તફડાવેલો પણ નથી એટલે ચોરીનો માલ રાખવામાં મદદ કરવાનો આરોપ તમારા પર આવી શકશે નહિ. ઉપરાંત જે ફાઉન્ટન પેનથી એ લેખ લખાયો છે તે પણ શુદ્ધ સ્વદેશી જ. અર્થાત શુદ્ધ સ્વદેશી છે, એમ કહીને મને દુકાનદારે આપી છે. એના જુદા જુદા ભાગો જુદા જુદા દેશમાંથી કદાચ આવ્યા હશે પરંતુ આખી પેન તો હિંદુસ્થાનમાં જ બનાવાઇ છે. એનું ૧૮ કેરેટનું સોનાનું પાનું તો શુદ્ધ સ્વદેશી જ ગણી શકાય કારણ કે મૂળ સોનું હિંદથી જ મોકલવામાં આવ્યું હતું.

(૪) આ લેખ તમને આટલો સસ્તો મળી શકે છે તેનું કારણ એ છે કે એ લખવા માટેના કાગળ મેં મારા એક મિત્રની ઓફીસમાંથી તેની ગેરહાજરીમાં તફડાવેલા છે અને જે પેનથી એ લખાયો છે તે પણ વર્ષો પહેલાં મેં ટ્રામમાંથી એક જણના ખીસામાંથી તફડાવી હતી. અલબત્ત, કાગળ દેશી છે કે વિદેશી તે જાણવાનો યા પેન માટે ચોરીનો યા તેમાં મદદ કરવાનો આરોપ આવે કે નહિ તેનો વિચાર કરવાની તમારે જરૂર નથી. તમારે બાવા સાથે કામ નથી, ટપાકા સાથે સસ્તામાં તમને સારો લેખ મળે છે એટલું જ તમારા માટે બસ છે.

(૫) આ લેખ લખતી વખત મેં શુદ્ધ સ્કોચ વ્હીસ્કીનો ઉપયોગ કર્યો છે; પેલો રંજીપેજી દેશી મહુડાનો દારૂ વાપર્યો નથી, એની ખાત્રી રાખજો. પરિણામે તમે લેખ માટે જે કાંઇ ખરચશો તેનો બદલો તમને આના પાઇ રીતે પૂરેપૂરો વળી રહે છે. કારણ કે શુદ્ધ વ્હીસ્કીના પરિણામે જે પ્રતિભા

મારા મગજમાં એ લેખ લખવા માટે સ્ફુરી છે, તે પણ ઉંચી જાતની અને એ વાંચતાં તમે પણ સાતમા આસમાને જરૂર પહોંચી જશો.

( ૬ ) જે માણસોના મોઢાં હંમેશાં દીવેલ-પીધાં જેવાં રહેતા હોય, જેમના મગજ પર અત્યંત ચિંતાનો ભાર હોય, બૈરી સાથે તકરાર થવાથી જેમના મગજની સ્ટીમ ચઢી ગઇ હોય, એવા એવા સર્વ માટે આ લેખ એક રામબાણ ઉપાય છે. દીવેલ-પીધા મોઢાંને હસતાં કરવાની, ચિંતાનો સમુળગો નાશ કરવાની યા મગજની સ્ટીમ શાંત પાડવાની એ લેખમાં અજબ શક્તિ ભરી છે. આ પ્રકારના લેખો માટે અમે ખાસ પેટન્ટ કઢાવ્યું છે, માટે બીજા કોઇએ તેની નકલ કરવી નહિ. વાચકોને ખાસ ચેતવણી આપવામાં આવે છે કે અમારૂં નામ ઠામ તપાસી જોઇ, ખાત્રી કરીને જ પછી લેખ વાંચવો, અને નકલી માલથી ખુબ સાવધ રહેવું.

( ૭ ) તમે જીંદગીથી કંટાળી ગયા હો, આપઘાત કરવાનું મન થતું હોય, જગતની જંજાળથી છુટવાના તમે ફાંફાં મારતા હો, યા તમને બૈરી ન મળતી હોય અને તેથી તમે મુંઝાતા હો કે એવી કોઇ પણ મનઃસ્થિતિમાં તમે હો તો આ લેખ જરૂર વાંચજો. તમારી મુશ્કેલીઓનો ઉકેલ તમને સહેલાઇથી એમાંથી મળી આવશે. એક હજાર રોગની એક દવાની જેમ અનેક પ્રકારની મુશ્કેલીઓમાંથી આ લેખ તમને યોગ્ય માર્ગ દાખવશે.

આટલા નુસ્ખા લખ્યા પછી તંત્રીજી કહે છે કે હવે વધુ માટે જગ્યા નથી, એટલે મારે ને છુટકે આટલેથીજ થોભવું પડે છે. તંત્રીજીને ભય લાગે છે કે જો બધા જ લેખકો પોતાના માલની એમ જાહેરાત કરવા લાગશે તો લેખને બદલે જાહેરાત વધુ જગ્યા રોકશે. પરિણામે તેમને એવા લેખો કચરાની ટોપલીને સ્વાધીન કરવા પડશે. તંત્રીજીની એ ટોપલી ઘણા વર્ષોની જુની હોઇ તદ્દન ખખડી ગઇ છે અને એવો વધુ ભાર સહન કરી શકે એમ નથી. એટલે એ ટોપલીની દયા લાવી આટલેથીજ પતાવું છું.*

* અમને પણ એ ટોપલીની જ દયા આવે છે નહિ તો આ લેખ પણ તેનેજ સ્વાધીન અમે કર્યો હોત. આ લેખ લખતાં લેખકે કદાચ થોડો ઘણો શ્રમ ઉઠાવ્યો હશે, એમ અમને લાગે છે. તં. ગુ.

---

ડોકટરઃ આ દવા આપી છે તે દર ત્રણ કલાકે પીવી અને બહુ હલકો ખોરાક લેવો.
દરદીઃ ખોરાકમાં શું શું લેવાય દાકતર સાહેબ ?
ડોકટરઃ જરા ભાત ને ઓસામણ કે એવું જ કાંઇ
દરદીઃ બાજરીનો રોટલો ખવાય સાહેબ ?
ડોકટરઃ ખવાય.
દરદીઃ જરાક મગની દાળ ને દુધીના મુઠીઆં...
ડોકટરઃ થોડા થોડા લેજો; વાંધો નહિ.
દરદીઃ જરાક વાલની દાળ ખવાય ?
ડોકટરઃ સ્હેજસાજ લેજો.
દરદીઃ ને સાહેબ પાંતરા ને વાટીદાળનાં વડાં...
ડોકટરઃ જરા જરા લેજો.
દરદીઃ જરા વેડમી કે શીખંડ ખવાય કે નહિ ?
ડોકટરઃ બધું ખવાય. પણ ડોકટરનું માથું ન ખવાય




# એના મન

લેખક: 'લક્ષ'

સાંપ્રત સમયમાં સ્નેહલગ્ન કરવાની ભાવના ઠેર ઠેર પ્રસરી છે. ભાવના મૂર્ત થવાના પ્રસંગો તો માત્ર ગણનાસાધ્ય સ્થિતિમાં બની રહેલા કહી શકાય છે. એ ભાવનાઓનું સંપૂર્ણતઃ પાલન શકય બનેલું નથી. આપણો સમાજ વર્તમાન સમયે કેટલાએ વિભાગમાં વહેંચાઇ ગએલો નિહાળી શકીએ છીએ. જેમાનો એક સુધારક પક્ષ કે જ્યાં સ્નેહલગ્નની ભાવનાઓ મૂર્ત કરવા માટેનું ક્ષેત્ર પ્રાપ્ય છે.

બીજો પક્ષ એવો પણ છે કે દુનિયામાં થતું હોય તે થવા દઇએ અને આપણું સંભાળીને બેસી રહીએ. મધ્યમવર્ગમાં આવા મંતવ્યના માનવીઓ વસી રહેલા નિહાળીએ છીએ. તેઓ સ્ત્રીઓને મધ્યમ પ્રમાણમાં કેળવણી આપવામાં માને છે પણ લગ્નની બાબતનો પ્રશ્ન યુવાન કે યુવતીઓ પર છોડી દેવા ખુશી નથી. એવા વર્ગની કુમારિકા યુવતીઓના "મનની આ નાનકડી વાતો છે."

## વાત પહેલી

"સરલા તારી સગાઇ થવાની છે કાં?"

"હા આવડા મોટા થયા છીએ એટલે સગાઇ તો થશેજ ને! થવા દે મારી બેન. સગાઇ થવા દે, હવે સાસરે જવાનો વખત આવી પુગ્યો છે."

"સગાઇ થવાની હોય ત્યારે તો આપણો આનંદ છલકાઇ જતો હોય ને તું આમ કેમ બોલે છે? જીંદગીની ખરી મઝા જ લગ્ન પછી મળે છે. આખી દુનિયા એટલા માટે જ પરણે છે આપણા જેવાનાં હૈયાં તો ઝટ પરણવા સારૂં કુદતાં હોય. પરણવું એ જ જીંદગીનો મહામુલો લ્હાવો છે."

"બેન, પરણી જવાની ઇચ્છા તો સહુના હૈયામાં હોય. પણ આપણા જેવાઓને પરણ્યા પછી એ જીંદગીની મઝા માણવાના વખત ક્યાં મળવાના છે. તેમાંએ મારા બા અને મારા બાપુજી તો બહુજ ભણેલું ગણેલું કુંટુંબ ગોતવા માગતા નથી. કહે છે કે એવા ઠેકાણે દિકરીને દઇએ એટલે દિકરીના આચારવિચાર બદલાઇ જાય અને દિકરી આપણા સામી થાય. એટલે મારી સગાઇ તો એવા ઠેકાણે થવાની. જ્યાં જુના જમાનાના પાકે પાયે રહેઠાણ હોય અને તેથી હું જાણું કે સાસરીયામાં કામવાળી બની હું એમ સમજીને જ મારે પગ મુકવાનો છે. તારા બાપુજીના જુના જમાનાના પણ તારા વિનોદ ભાઇ બહુ ભણેલાં અને વળી નવા જમાનામાં માનનારા છે એટલે તારૂં સાસરૂં તો તારા વિનોદભાઇ સારૂં જ ગોતે ને મારે તો ભાઇએ હજી નાનો છે. મારો પક્ષ લેનાર કોણ!"

' પણ બેન તેઓ આજના જમાનાના પતિ સમજુ-અને લાગણી વાળા હોય છે "

"બ્હેન એ તો બહુ ભણેલા અને આગળ વધેલા તેઓજ સમજણવાળા હોય છે બાકી આખો દિવસ ધંધામાં રચ્યા પચ્યા રહેનારા અને રાત પડતાં તેઓ સત્તરને નવ છવીસને છ બત્રીસ અને પાંચ સાડત્રીસ બેંતાલીસનો બે પાણુ કરનારાઓ તો ફકત કમાવું કમાવું ઝંખતા હોય છે. તેઓના અંતરમાં કોમળ લાગણી ક્યાંથી ટકી શકે ? સંપત્તિમાં સઘળું નિહાળનારા આપણી આશાઓના પુરક ક્યાંથી બની શકે ? જોની હું આપણા પડોશની, કમળાનીજ વાત કરું. એ ક્યારની સાસરે જવા કુદા કુદ કરી રહી હતી ! પણ સાસરે જઇને છ મહિના પછી આવી ત્યારે જોઇએ તો જાણે એ કમળાજ નહિ. મોઢું ફીક્કું પડી ગએલું અને જાણે કેટલાએ દિવસનો મંદવાડ ભોગવ્યો હોય, તેવી તો એનામાં નબળાઇ આવી ગએલી જોઇને મેં તો પૂછ્યું કે અલી કમળા આ શું થયું ? તો કહે કે કાંઇ નહિ એ તો સાસરે જવાની બહુ હોંસ હતી તે આ હોંસ પુરી થઇ. પછી તો એણે એના સાસરવાસ દરમ્યાન વેઠેલી મુશ્કેલીઓ વર્ણવી ત્યારે જાણ્યું કે ભાગ્યયોગે એવું સાસરું મળી જાય. તો તો જાણી લેવું જ કે જીવતા કાળી કેદમાં ભંડાઇ ગયા. જો તે કમળાની વાત કરું.

" કમળા ચાર અંગ્રેજી ભણી છે ખરું ? વે એના વડે ચાર પાંચ અંગ્રેજી ભણેલા છે પછી એના બાપની માલની દુકાને બેસી યા છે. " સાવ પરાધીન કહેવાય એવીજ ાની દશા છે. હવે કમળા કેટકેટલી આશાઓ ાવતીતી ? નવા જમાનાસુલભ થએલું વલું દાંપત્યજીવન ડૂજીવવાના કોડ એના યામાં ઉભરાતા હતા. પતિના ઘરનું પાણી ાધા પછી, એનો એ થનગનાટ ક્યાં એ જતો રહ્યો છે. કહે છે કે દિવસના તો આખા ઘરનું સખત કામકાજ કરવું પડે છે અને કોઈ કામકાજ ન આવડે તો એની વગોવણી કરવામાં જરાએ કચાશ રખાય નહિ. પતિના બે ચાર મીઠા મધુરા શબ્દો કાને પડવાનો વખત તો કદીએ મળેજ નહિ. આખો દિવસ દ્રવ્ય ઉપાર્જન અર્થેની વ્યાપારી પ્રવૃતિમાં વ્યતિત કરનાર પતિ, હું ઉપર કહી ગઇ તેમ રાતના થોડોક વખત તો તેરને ચાર સત્તરને પાંચ બાવીશને નવ એકત્રીશની ત્રેણુ પાણુ કરવામાં ગાળે, પછી એ થાકી ગએલા સ્વામિરાજ પોઢી જાય. હા એકવાત એણે કરી, એને તે એટલામાં જ સમજી જવાની છે કે. એના લાભના માટે તે પતિરાજ હજાર કામને પણ બાજુએ મુકી દે છે. બોલ એવી દશા કરવાનું કોને ગમે ? તેના કરતા કુમારાપણું શું ખોટું ? "

" સાચી વાત, કમળાની વાત સાચી; પણ તું મારી, માસીબાના દિયરની દીકરી સરલાને તો ઓળખે છે ને ? કહે છે કે એના સાસરીઆ બહુજ નવા જમાનાના છે અને ત્યાં ગયા પછી અંગ્રેજી ભણતર આપવાનું શરૂ કર્યું છે. વળી તેઓ એવા ધનવાન નથી. છતાં એ સાસુ નણંદ વિ તરફથી કામકાજમાં પુરતી મદદ મળે છે અને એનો વરતો છે કાંઇ ! ઘણોજ હોંશીયાર અને વળી બહુ જ લાગણીવાળો છે. સરલાને તો જીવની માફક રાખે છે; એનું નામ સાસરીનું સુખ.

" એ બધુંએ સાચું પણ આપણા માટે એવું સાસરૂં મળે તેમ નથી એનું શું ?' એ તો સુધરેલા કહેવાય એવાઓને ત્યાં સગાઇ કરવામાંએ આપણા માવતરને હીણપદ લાગે છે. સરલાની સગાઇ થઇ ત્યારે એનો વર એને જોવા આવેલ, અને અભ્યાસમાં આગળ વધી શકશે કે નહિ, એમ પુછેલું અને એ સાંભળીને જુના જમાનાની મારી માનો છછડી

ઉડેલા કે, " આપણાથી અજાણ્યો જુવાન આવીને આપણી દિકરીને જે તે કે'છે તેના કરતાં વર ન મળતો હોય તો છોકરીને કુવે નાખી દેવી. બોલ દુનિયામાં ન મળે એવા જુના જમાનાના માણસો અહિં ગાડાંના ગાડાં ભરાય તેટલા પડ્યા છે. અરે વીણ્યા વીણાય નહિ અને ગણ્યા ગણાય નહિ એટલા છે એટલે હું તો માનું છું કે સાસરે જવું એટલે કામવાળા બનીને જવું."

પુષ્પા તારી વાત સાચી પણ મારા ભાઇ તો મારો પક્ષ લેનાર છે. એ તો અત્યારથીજ ચોક્ખું સંભળાવી દે છે કે સગુણાના સાસરા ગોતવાની જવાબદારી મારી છે ને મારા ભાઇ તો એને ગમે એવો મઝાનો ભણેલો હોંશિયાર વરજ ગોતે એટલે મને તો નિરાંત છે. બાકી એટલું તો ખરૂં કે એવો વર મળે તોજ આપણા મનની મુરાદ પુરી થાય. બાકી અરધું ભણેલને એવો વર મળે તો જાણવું કે જીંદગીની મીઠાશ ખરી ગઇ છે.

## વાત બીજી

" શારદા તારી સગાઇ તો પૈસાદારને ઘેર થવાની છે ને શું ?"

" હા વાત તો ચાલે છે. "

" અહો ત્યાં જો તારી સગાઇ થઇ જાય તો તું ધણી નસીબદાર. ઘેર મોટરગાડી રસોયા નોકર એટલે લગભગ નાના રાજવાડાં જેવું કહેવાય. ત્યાં સગાઇ થાય તો ખરેખર તારા નસીબ તેજ !

" મારૂં કપાળ ! મારા નસીબ તેજ !"

" એમ કેમ બોલે છે ? "

" એમ નહિ ત્યારે કેમ બોલે ? મોટર, ગાડી, રસોયા, નોકર વિ. ના લશ્કરને મારે કરવું શું ? તું જાણે છે કે જ્યાં વાત ચાલી રહી છે તે ત્રીજવર છે. પાંચ છોકરાં આગલી સ્ત્રીઓનાં છે ત્યાં મારૂં ખુંય ઉજળું બાકિ આથમી ગયું જ માની લે. પાંચ પાંચ છોકરાં માડીરે ! બા બા કરીને મને તો ઘેરી જ લે. આજની જીંદગીમાં બાંધેલી આશાની ઇમારતો તો જાણે કડડડભુસ કરતીકને પડીજ જવાની. પાંચ પાંચ છોકરાંઓની સારવાર કરતાં કરતાં નવરી થાઉં તે દિ સુખના સ્વાદ આરોગુંને ! અરે માડી, પાંચ પાંચ છોકરાં ! એમાં કોઇ સાજું કોઇ માંદુ, કોઇને કાંઇ કોઇને કાંઇ ને મને તો છોકરાંઓની સારવાર કરવાનો અનુભવે ન હોય ત્યાં છોકરાઓની સારવાર કરતાં શીખવું. જીંદગીનાં લગ્ન પછીના આ પાંચ વર્ષ કોઇ જુદા જ પ્રકારના રસનું પાન કરીને વિતાવવાની હોંસ હોય ત્યાં જીંદગીની શરૂઆતથી જ આવી ઉપાધી વળગે એટલે મારે તો એમ જ માનવું કે હું આયા બનીને જઇશ. "

" પણ તારી સાથે વાત ચાલે છે એ કાંઇ બહુ મોટી ઉંમરના નથી. બહુ તો માંડ બત્રીશ પાંત્રીશ વર્ષના હશે. "

" બત્રીશ વર્ષના હોય તેથી શું ? સાસરે જઇને મઝાના પતિ સાથે જીંદગીની મઝા માણશું એવા અહીં રચેલા મનોરથને તો મારે આહીંથી જ વળાવી દેવા જોઇએ. ત્રીજ વર. અરે બબ્બે બાઇડીઓ થઇ ગઇ, બબ્બે સ્ત્રીઓ સાથે વરસો સુધીનો સહવાસ લેનારના અંતરમાં હવે પ્રેમના ઝરણા પુરજોશથી ક્યાંથી વહેતા હોય ? અને જ્યાં વયની સમાનતા હોય ત્યાં ખરો પ્રેમ લાગું આયુષ્ય ભોગવી શકે છે. હવે જો એ શ્રીમાન મારા કરતાં અઢીગણા મોટા. મને તો છોકરાં જેવી લેખે. નાનકડા ઉપર મોટું પોતાની મોટાઇનું માપ રાખીને જ વર્તે. હું ઘરમાં પગ મુકું ત્યારથી જ તે હુકમ કરવા માંડે. વળી બીજું બબ્બે સ્ત્રીઓ સાથે જીંદગી વિતાવી હોય એમાના કઇના ક્યા ગુણ એને ગમ્યા હોય અને કઇના ક્યા લક્ષણ પરસ્પરના ગુણને મુકાબલે અવગુણ

રૂપે દેખાયા હોય ? મારામાં કદાચ જુદા જ પ્રકારના લક્ષણો હોય. હવે હું એની મૃત પત્ની જેવા લક્ષણ કયાંથી ધરાવી શકું ? ત્યારે એને જે ગમી ગયું હોય એ જ જોઇએ. હું તે કદાચ ન આપી શકું. અહીં માવતરે છોકરૂં ગણાઇને જીંદગી વિતાવી હોય. અને એવા લગ્ન થાય તો ત્યાં જઇને ય છોકરૂં ગણાવું ને ? વળી આપણે કંઇક કહેવા જઇએ તો તું શું સમજે ? તારૂં શું ગજું ? એમ કહીને તરછોડી નાખે. હું તો આખો દિન ને રાત એમજ ચિંતવ્યા કરૂં છું કે કયાંય બીજે એની સગાઇ થઇ જાય તો હુ જાણે ઉગરી. હું તો ખરેખરૂં કહી દઉં છું કે એ લોકો જોવા આવશે ત્યારે મારામાં કંઇક ખામી છે એવો દેખાવ કરીશ પછીથી ભલે માવતર ધમકાવે પણ એવી દુઃખની દુનિયામાં પડતી તો અટકું ?

" પણ બીજે આવું પૈસાદાર ઘર મળવું મુશ્કેલ છે હો. "

" પૈસાદાર સાસરાની શી જરૂર છે ? અરે બીચારા કેટલાએ ગરીબ ભાઇઓને દુઃખી કરી એના હાડકા ચામડા એક કરી નાખીને અનેકની હાય લઇને મેળવેલા પૈસાનો ઉપયોગ કરનાર સાસરાની જરૂર નથી. માત્ર આનંદથી મઝાનું જીવન ગાળી શકાય, એવી શક્તિવાળો સાધારણ સ્થિતિનો પતિ મળે તો યે મને તો સંતોષ છે. જેટલું સુખ એ પતિ આપી શકે તેટલું પૈસાદાર પતિ આપી શકે નહિ. ભલેને એવા પતિ સાથેના સ્નેહ લગ્ન હોય તો ય એવી શ્રીમંતાઇમાં અંધ બનેલો પતિ કદીએ જીવન પુરેપુરૂં સુખી બનાવી શકે નહિ. ગરીબો તરફ દયા ભાવથી જોનારૂં અને ગરીબોની ગરીબી ટાળવાની જેને તાલાવેલી લાગી હોય એવા પતિની હું તો ઇચ્છા કર્યા કરૂં છું. એવા પતિ મળશે તો મારૂં જીવન અનન્ય સુખી બન્યું છે તેમ જાણીશ. "

## વાત ત્રીજી

" દિવ્યલતા ? આજ તો તારા ગામમાં આવ્યા હતા ને શું ? "

" હા આવ્યા હતા. અમારે ઘે આવ્યા હતા ને ? "

" તેં જોયા ? "

" અરે જોવા માટે તો ઘણીએ આથી પા થઇ પણ ત્યાં તો મારી બાએ ત્રાડ. પ કે બેસીરે છાની માની. શરમાતી નથી ? અને હું તો એક બાજુ બેસી ગઇ. અમ ફક્ત જરાક અજોડ વાયુ મોઢું દેખા જાણમાં આંખે ચશ્મા પડાવ્યા હતા. પ બરાબર જોવા જાઉં તે પહેલા તો મારે બે જવું પડયું.

" હા બરાબર છે આંખે ચશ્મા ચડ છે અને સાવ યુવાન છે હો અને કે મઝાનો દેખાવડો છે ? "

" તેં જોયા ? "

" હા. "

" કયાં ? "

" અરે હું લાયબ્રેરીએથી ચોપડી બદલ વીને આવતી હતી. ત્યારે તારા વર એ મિત્ર સાથે વાતો કરતા કરતા ચાલ્યા જત હતા. મારી સાથે શારદા હતી. તેણે કહ્યું આ ચસ્માવાળો તે દિવ્યલતાનો વર. તે બ એ. ના છેલ્લા વરસમાં છે. "

" ત્યારે કહે જોઇએ કેના જેવા લાગ્યા ?

" કહું મારા રમણભાઇથી એ વધા રૂપાળા છે બાકી ચ્હેરો થોડો ઘણો રમણભાઇ મળતો આવે છે. શારદાએ કહ્યું એટલે પછ મેં બરાબર ટીકીટીકીને જોઇ લીધા. હજુ તે મુછે ઉગતી આવે છે અત્યારે તો એના ચ્હે રાનો દેખાવ બહુ ભવ્ય લાગે છે. "

" તો તો સારૂં. બાકી બધાય કહે છે તે ખરા કે રૂપાળા છે તેવા જ હોશિયા પણ છે. "

"હા તે હશે ને એની ચાલવાની સ્ટાઇલ પણ કેવી મઝાની છે; અને અંગ્રેજી તો તડોતડ, fast બોલી શકે છે. બન્ને મિત્રો ઝપાટાબંધ અંગ્રેજી વાતો કરતા જતા હતા."

"તું કાંઇ સાંભળી શકી."

"ના ના સમજી શકાયું નહિ પણ High અંગ્રેજી બોલતા હતા. એ આપણે ક્યાંથી સમજી શકીએ ?

"અરે તારાબેન શી વાત કરું ! જ્યારે સગાઇ નહોતી થઇ ત્યારે તો એમજ થયા કરતું હતું કે કેવો વર મળશે ને શું થશે; પણ સારા નસીબે વર તો હું સારો પામી. એનો એક કાગળ તો આવી ગયો પણ એનું લખાણુ બહુ ઉંચું. એવાજ એના ઉંચા ગુણુ હોય તો બસ. પણુ ભલા રસ્તામાં ચાલ્યા જતા હતા; ત્યારે એ બીડી કે સીગાર પીતા હતા ?"

"ના તો મેં જોઇ નહિ."

"તો નહિ પીતા હોય, નહિતર આજના કોલેજીયન જુવાનિયા સીગાર પીવાના બહુ શોખીન હોય છે. ઠીક એ તો પીતા હશે તો એ હું એમની કદાચ કોલેજ જીવનમાં એવી ટેવ વળગી હશે તો એ છોડાવી શકીશ. મને બીડી કે સીગાર ઉપર બહુ જ તીરસ્કાર છે. મારા વરની પસંદગી તો મારા માવતરને કરવાની હતી. એટલે મને તો ચિંતા રહ્યા કરતી હતી કે કેવો પતિ મળશે પણ હવે તો નિરાંત થઇ ગઇ અને તારાં માવતર તો એકદમ સુધરેલા એટલે તું તો તારી મેળેજ તારો વર ગોતવાની ને ? કહેતો ખરી કે કેવોક વર ગોતીશ ?"

"હું કહું ? તારા વર જેવોજ વર મને ગમે છે પણ હજુ તો હું મેટ્રીક થઇશ. પછીની વાતને ?" તું તો ચોથીમાંજ ઉઠી ગઇ પણ તારા વર તને વધારે ભણાવશે, જરૂર કોલેજીયન છે એટલે ભણાવશેજ."

"હા એ તો કાગળમાં લખતા હતા કે આગળ અભ્યાસ વધારવાનું બની શકે તો કરવું પણ અહીં ક્યાં બની શકે તેમ છે ? એ તો પછી એની પાસે ગયા પછી જ વાત."

## વાત ચોથી

"તેં મેટ્રીક પસાર કરી હવે આગળ જવાની ઇચ્છા છે ?"

"ના આગળ જવાની ઇચ્છા નથી."

"ત્યારે થોડાજ કાળમાં તારે પરણી જવું જોઇશે કારણ કે આવડી મોટી કુમારી છોકરીને કાંઇ માવતર ઘરમાં રાખી શકે નહિ. આપણે બધા સાપના ભારા કહેવાઇએ."

"શા માટે સાપના ભારા ?" એ કાલ જુની ઉક્તિનું અવસાન નિપજાવવાની જરૂર છે. સાપના ભારા છીએ કે નહિ તે આપણે બતાવી આપવું જોઇએ. સાપના ભારા તરીકે સંબોધવાના કાળ ગયા. હવે તો શક્તિ તરીકે સંબોધવાના કાળ આવ્યા છે."

"પણ યુવતી, કુમારી યુવતી સાપનો ભારો તો ખરીજ. તું સાપના ભારાનો ભાવાર્થ સમજી છે ? સાપનો ભારો એટલે અનેક સાપને જેમ ઘરમાં વસાવતાં એમાંનો કોઇ સર્પડંખ દેશે તેનો ભય સેવાય છે એથીજ સાપને કોઇ પણ વ્યક્તિ વાસ કરવા માટેની અજાણતાએ પણ સગવડ આપતા નથી."

"પણ આપણે ક્યાં સાપ છીએ તે એને કરડીએ ?"

"અહો ત્યાંજ તને સમજણ નથી. આપણો કરડ તો વિચિત્ર મનાય છે. સાપના કરડનો ઉપાય જગતમાં હોય છે પણ આપણા કરડનો તો ઉપાય જ નથી એમ મનાઇ રહ્યું

છે. આપણો કરડ એટલે શું ? જોક હું. આપણી કોઇ પણ બ્હેન યૌવનાવસ્થાના ભાન ભુલાવનારા પ્રવાહમાં ધસડાઇ જાય છે. તેને કરડ કહેવામાં આવે છે અને એવા કરડથી બચવા માટે માવતરો તત્કાળ આપણને સાસરવાસી બનાવવામાં જ તેઓનું શ્રેય નિહાળે છે અને ભવિષ્યના એ ઝઝુમતા ભયમાંથી ઉગરી જવા માટે પ્રભુના પાડ માની પોતાના ડહાપણની પ્રસંશા કરે છે. "

" અહો એવી વાત છે ? જ્યારે તો જરૂર મારે પરણી જવું પડશે પણ આપણામાંની સંયમી વૃત્તિની જ્યાં સુધી પ્રબળતા રક્ષવામાં આવે છે ત્યાં સુધી તારૂણ્યતાએ લક્ષ વિમુખ બનાવનારા ઉછાળાઓ અને તરંગો આપણાથી હજારો ગાઉ દુર રહે છે. યુવકવર્ગ પ્રતિ ભાતૃભાવથી દ્રષ્ટિપાત કરનારને કદીએ એવી સ્થિતિ અનુભવવી પડે નહિ. કૌમાર્ય પાલનમાંજ સાધુતાના અંશ ઉગાડવાની આવશ્યકતા છે. સાધુતાની જ્યોતના જળહળતા પ્રકાશમાં વિષયીભાવનાતરંગી તરલાઓ કયાંએ દટાઇ જાય છે. "

" અહો ત્યારે તો સર્પના ભારા હોવાનું અસત્ય ઠેરવી શકાય. પણ ત્હારા કથન અનુસાર ત્હારાં કથન વર્ણવે છે તેવી ભાવના અને સાધુતા જ્યારે પ્રત્યેક કુમારીકા ધારણ કરશે ત્યારે અશુદ્ધ, પાવિત્ર્ય ભંજક ભાવનાના આગમનને અવકાશ સાંપડશે નહિ. અને કૌમાર્યના બ્રહ્મચર્યસ્વની પ્રતિમા જગવી જનને ચકિત બનાવી મુકશે. સાંપ્રત સમયમાં ઠેરઠેર કર્ણગોચર થતાં આચાર ભ્રષ્ટતાના પ્રલાપોના અસ્તિત્વને હણી નાખવાનું આપણામાં સામર્થ્ય છે. પુરાણા કાળની પ્રણાલીકાઓમાં આપણે ભલે ન માનીએ પણ પવિત્રતાના પ્રકાશ વડે આપણી મહાત્તા છે. સર્જક એવા કૌમાર્ય પાલનમાં સહેજે અપવિત્રતાના અણુ પ્રવેશી ન જાય તે માટે સાવધ રહેવાની સંપૂર્ણ આવશ્યકતા જણાવાય છે. પાવિત્ર્ય પાલન કાંઇ ઘરના ખુણામાં પડયા રહીને જ કરી શકાય છે એમ નથી પણ વિદ્યાસાધક પ્રવૃતિની સાથે ય આપણે શુદ્ધ ભાવથી આપણા પાવિત્ર્યને પાળી શકીએ છીએ. નવી દુનિયામાં એ પવિત્ર્ય પાલન એ તો મુખ્ય વસ્તુ જ રહેવાની છે ને એવા ભવ્ય પાવિત્ર્ય પાલનથી આપણે સાપના ભારા નથી પણ વંદનીય શક્તિઓ છીએ એમ સાપના ભારા કહીને આપણી ઉપેક્ષા કરનાર જન સમુદાય પાસે ઉચ્ચારાવી શકીએ. "

" હું બસ એવી જ કુમારિકાઓના દર્શન કરવાની ઇચ્છા રાખું છું પોતાના કૌમાર્યના અખંડીત બ્રહ્મવર્યસ્વથી જગતજનને ચકિત કરનાર કુમારિકાઓની નિરંતર વૃદ્ધિ થતી રહે તેવી જંખના કર્યા કરૂં છું, અને આપણે ય એવા જીવન જીવી શકીએ એવી મારા અંતરની ઉત્કૃષ્ટ આકાંક્ષા છે.

" વાહ રે વાહ, બસ કેળવણીની સમૃદ્ધિ તે આનુ નામ. "

---

લીલા : પણ લતા બ્હેન, તમે ડૉક્ટર પર આટલાં બધાં ગુસ્સે કેમ થાઓ છો ?

લતા : મુઆને કહ્યું કે મને થાક બહુ લાગ્યો છે, તો કહે ' તમારી જીભ બતાવો !




# અકસ્માતમાં પ્રાથમિક મદદ

લેખિકા : શ્રીમતી કુસુમબહેન મંગળદાસ મુનશી

**વ્યાખ્યા**

અકસ્માતમાં પ્રાથમિક મદદ એટલે અકસ્માત અથવા એકાએક આવેલી માંદગી વખતે ડૉક્ટર આવી પહોંચે તે પહેલાં એ વિષયના જ્ઞાનથી કેળવાયલું માણસ શાસ્ત્રીય મદદ કેવી રીતે આપી શકે તેનું વૈદક તથા શસ્ત્રવિદ્યાનું વ્યવહાર ખાસ સામાન્ય જ્ઞાન.

**એ જ્ઞાનનો ઇતિહાસ**

અકસ્માતમાં પ્રાથમિક મદદના કાર્યના ઇતિહાસનું ટુંકમાં વર્ણન કરીશ. અસલના વખતમાં યુદ્ધના મેદાનમાં ઘાયલ થયેલઓને તેના સાથીદારો પીઠ પાછળ ઉંચકી રાખતા અથવા લડાઇ પુરી થાય ત્યાંસુધી કશી પણ દરકાર લીધા વગર ત્યાં ને ત્યાંજ પડી રહેવા દેતા. ઘાયલ થયેલા પોતાનાજ સાથીદારોના કે ઘોડાના પગ નીચે છુંદાઇ મરતા. આથી ઘાયલ થયેલા ઓ ક્રમેતે મરણને શરણ થતા. જાણવા પ્રમાણે સને ૧૭૯૨ માં લૅરી નામના એક લશ્કરી અમલદારે "ફ્લાઇંગ ફીલ્ડ હોસ્પીટલ" સ્થાપવાની યોજના કરી. તેની આ યોજનાને પહેલા નેપોલીઅને સંગીન ટેકો આપ્યો. ત્યાર બાદ ફ્રેન્ચ લશ્કરમાં બૅરન પરસી નામના એક નામચીન સરજને " સ્ટ્રેચર બૅરરસ કોર "ની સ્થાપના કરી. છેલ્લી અમેરીકન સીવીલવૉર વખતે સને ૧૮૬૪ માં અમેરીકામાં ઍમ્બ્યુલન્સની એક સરખી પ્રથા દાખલ કરવાનો કાયદો પસાર થયો. સને ૧૮૭૨ માં વિલાયતમાં પૅાટરીઝના કારખાનામાં પ્રાથમિક મદદનું શિક્ષણ દાખલ કરવામાં આવ્યું. સને ૧૮૭૭ માં સેંટ જોન ઍમ્બ્યુલન્સ એસોસીએશન સ્થપાઇ તથા એજ સાલમાં પ્રમાણપત્રો પ્રથમ આપવામાં આવ્યાં. સને ૧૮૭૮ માં એ કેળવણીનું પ્રથમ પુસ્તક છપાયું. અને સને ૧૮૮૮ માં મહારાણી વિક્ટોરિઆએ સેંટ જોન ઓરડરને ' ચૅપ્ટર ' ની સનદનું માન અર્પણ કર્યું. છેલ્લાં ૫૦ વરસની કારકિર્દીમાં દુનિયાના જુદા જુદા ભાગોમાં મળી એ સંસ્થા તરફથી ૨૦૦૦૦૦૦ વીસ લાખથી વધુ પ્રમાણપત્રો અપાયાં છે. અને જ્યાં જ્યાં અકસ્માત થવાનો સંભવ હોય ત્યાં ત્યાં પ્રાથમિક મદદ આપવા શહેરી જીવનના એક અનિવાર્ય ભાગ તરીકે એનો સ્વીકાર થાય છે. સને ૧૮૬૪ માં "જીનીવા" ખાતે યુરોપીયન કન્વેન્શનપર સહી કરવામાં આવી જેની શરતોથી યુદ્ધમાં ઘવાયેલા તથા તેની સારવાર કરનારાઓને " અપક્ષીય " ઠરાવવામાં આવ્યા તથા સારવારના સર્વ સરંજામને " પ્રાઇઝ ઑફ વૉર " લડાઇની લુંટ ન હોવાનું ઠરાવવામાં આવ્યું. પ્રાથમિક મદદના કાર્યને આથી ઘણી મોટી પ્રગતિ મળી. યુદ્ધના મેદાનમાં પ્રાથમિક

મદદ માટે "એમ્બ્યુલન્સ કોર" જેમ અનિવાર્ય થઈ પડી તેમ શહેરી જીવનમાં વૈદક અને શસ્ત્રવિદ્યા એક અતિઉપયોગી પૂર્તિ રૂપ થઇ પડયું.

**ઉપયોગિતા**

મોટા શહેરોમાં પણ કોઇક વખત ડાકટરની મદદ તુરત મળી શકતી નથી. નાનાં શહેરોમાં તથા ગામડાઓમાં વેળાકવેળાએ કે અધવચ રસ્તામાં ડાકટરની મદદ મળતાં કલાકો અને કદાચ દિવસો નીકળી જાય. તે વખતે દરદીને પ્રાથમિક મદદ મળે તો તે એક આશીર્વાદ સમાન થઇ પડે છે એટલુંજ નહીં પણ કેટલીકવાર તેથી જોખમમાં આવેલી જીંદગી બચાવી શકાય છે. આવા સંજોગોમાં પ્રાથમિક મદદ નહીં મળવાને લીધે સહેજ ઈજા પરથી ગંભીર નુકસાન થવાનો સંભવ રહે છે.

**એ જ્ઞાનની આવશ્યકતા**

યવા કાળને કોઇ ડાહ્યું નથી. અકસ્માતને કાયદો હોતો નથી. અકસ્માત ધાર્યો થતો નથી. ધાર્યો થાય તે અકસ્માત ન કહેવાય. અમુક સ્થળે કે સંજોગોમાંજ અકસ્માત થાય એવી મર્યાદા બાંધી શકાતી નથી. સુધરેલા જમાનામાં સુધરેલાં સાધનોની સગવડ વધવા સાથે અકસ્માતનાં સંજોગો પણ વધવા પામ્યા છે. તેવા સંજોગોમાં પ્રાથમિક મદદનું જ્ઞાન આપવાનો જેટલો બને એટલો વધારે પ્રચાર થવો ખાસ આવશ્યક છે.

પ્રાથમિક મદદનું જ્ઞાન તેને ડાકટર કે સરજ્યન બનાવી શકતું નથી પણ ડાકટર કે સરજ્યનની મદદ મળે તે પહેલાં પ્રાથમિક મદદ આપનાર જે અતિ ઉમદા સેવા બજાવી શકે છે તે પછીથી મળેલી ડાકટરની કે સરજ્યનની મદદ કરતાં વધુ કિંમતી થઈ પડે છે.

**પ્રાથમિક મદદ આપનારમાં હોવા જોઇતા ગુણો**

૧ બારીકીથી અવલોકન કરનાર. જેથી થયેલી ઈજાનું બરાબર નિદાન કરી તેના યોગ્ય ઉપચાર કરી શકે.

૨ કુનેહબાજ (યુક્તિવાળો) દરદીને નાહકના સવાલો પુછયા વિના થયેલી ઈજા બરાબર સમજી શકે.

૩ તોડ કાઢવામાં પ્રવીણ (તદબીરવાળો) જે વખતે જે સાધનો મળી આવે તેનો સારામાં સારો ઉપયોગ કરે.

૪ હાથનો ચાલાક. દરદીને નાહક વેદના કર્યા શિવાય ઉચકમુક કરી શકે અને સફાઇથી પાટા વિગેરે બાંધી શકે.

૫ સારાસારનો વિચાર કરનાર. કેવી તરેહના ઉપચારથી વધારે ફાયદો થશે તે સમજનાર.

૬ સ્પષ્ટ વક્તા. દરદીને તેમજ બીજાઓએ શું કરવું તે બરાબર સમજાય એવા શબ્દોમાં કહી શકે.

૭ ખંતીલો. એક વાર નિષ્ફળતા મળ્યા છતાં નિરાશ ન થતાં પોતાના પ્રયાસો ચાલુ રાખે.

૮ દિલસોજ. દરદીના તરફ દયા બતાવી પોતાના દિલમાં દયા રાખી તે મુજબ સારવાર કરી શકે.

ઉપરના ગુણો ઉપરાંત પ્રાથમિક મદદ આપનારમાં સમયસૂચકતા. સમયસૂચકતાનો ગુણ હોવો ખાસ જરૂરનો છે. જેથી સમયને અનુસરીને યોગ્ય સારવાર કરી શકે.

સખ્ત હૈયું (ધાકુંદીલ) વખત આવે પોતાનાં અંગત સગાંની સારવાર કરવી પડે તો (નરવસ) નહીં થઇ જતાં હિમ્મતથી સારવાર કરે.

સ્વાર્થ ત્યાગ. પોતાનો ગમે તેવો સ્વાર્થ હોય છતાં પ્રાથમિક મદદ આપતી વખત તો પોતે પહેલાં એજ કામ કરવાનું છે એમ સમજીને મદદ કરે.

**પ્રાથમિક મદદ આપનારની ફરજો**

અકસ્માતમાં પ્રાથમિક મદદ આપનારની ફરજ ડાક્ટર આવી પહોંચે ત્યાં સુધીની જ હોય છે, અથવા દરદીને પ્રાથમિક મદદ આપી યોગ્ય વાહનમાં યોગ્ય રીતે હૉસ્પીટાલમાં લઇ જઇ સરજ્યનને સોંપવા સુધીની જ હોય છે.

પ્રાથમીક મદદ આપનારે આટલું તો ખાસ જાણવું જોઇએ કે તેના દ્વારા થતી મદદ એ દૈવી મદદ છે. તેથી પોતાને ગમે તેવું નુકસાન થતું હોય અગર પોતાનું કામ રખડી જતું હોય તો તેના ભોગે પણ પ્રાથમિક મદદ આપવાની તેની સૌથી પહેલી ફરજ છે. એ કામ જાણનાર બીજું કોઇ હાજર ન હોય તો, દરદી, પોતાને સગો હોય કે ન હોય, મિત્ર હોય કે ન હોય, તદન અપરિચિત હોય તો પણ તેને પોતાના એક અંગત સંબંધી ગણી પ્રાથમીક મદદ આપવી એક પવિત્ર અને દૈવી ફરજ છે એમ તેણે સમજવું જોઇએ. કારણ એક અપરિચિત માણસને પણ અકસ્માત નડયો હોય અને આપણે ધાંધલમાં હોઇએ કે તે તરફ દુર્લક્ષ કરીને ચાલ્યા જઇએ તો પણ તેનો આત્મા તો પોકારશે કે " Oh pass not pass not headless by you who can help me in my distress " મારા તરફ દુર્લક્ષ કરી ચાલી નહીંજા, કદાચ તું જ મારું દુઃખ નિવારણ કરી શકશે.

પ્રાથમિક મદદ આપનારે બીજાઓ જે કામ નહીં જાણતા હોય તેવાઓની દખલગીરી નહીં થવા દેવી જોઇએ. તેમજ ( નરવસ ) મનના નબળા અને ( નેગેટીવ ) નિરાશાવાદીઓને તો ત્યાંથી તરતજ દુર ખસેડવાની કુનેહ વાપરવી જોઇએ. વળી અકસ્માતમાં પ્રાથમિક મદદ આપનારે નીચેની બધી બાબતોનો સંપૂર્ણ વિચાર કરવાની જરૂર છે.

**અકસ્માતને લગતી બાબતો**

૧ અકસ્માતનું પોતાના અધિકારમાં આવે તેટલું પુરેપુરું "નિદાન" કરવું.

૨ "કેવી તરેહના પ્રલાજો કેટલે દરજ્જે" લેવા તે નક્કી કરવું.

૩ ડાકટર આવી પહોંચે ત્યાંસુધી સંજોગોને અનુકુળ હોય એવા બધા પ્રલાજો કરવા તેમજ નીચલી દૃષ્ટિએ બધી બાબતો તપાસવીઃ

(૧) દર્દી અથવા દર્દીઓ. દર્દીની જાત મરદ કે ઓરત હોય તે પ્રમાણે ઉપચાર કરવા પડે છે. દર્દીએ મરજીથી અગર સંજોગને આધીન થઇ શરીરને કેવી સ્થિતિમાં રાખ્યું છે તે તપાસવું. ઘણા માણસો હોય તે વખતે સૌથી વધારે જરૂર હોય તેના ઉપર વધારે લક્ષ આપવું.

(૨) નિશાની, લક્ષણો તથા હકીકતથી પુરેપુરા વાકેફ થઇ પછી ઇજાની સારવાર કરવી.

(૩) કારણ અથવા કારણો તપાસી પરિણામ અથવા પરિણામોનો વિચાર કરી તે મુજબ માવજત કરવી. પ્રાથમિક મદદ આપવામાં આસપાસના સંજોગોનો ઘણો આધાર રહે છે. તેમાં, ૧ જોખમનાં સંભવિત સાધનો ૨, નિદાન માટે સંભવિત બાતમી. ૩, મળી આવતી મદદનો આધાર. ૪, મદદ માટે મળી આવતાં સાધનો. ૫, દર્દીનો બચાવ તથા ૬, દર્દીને ખસેડવો હોય તો કેવી રીતે ખસેડવો વિગેરેનો સમાવેશ થાય છે. તેથી આસપાસના સંજોગોમાં રહેલી બધી બાબતોનો સંપૂર્ણ વિચાર કરી તે પ્રમાણે સારવાર કરવાની જરૂર છે.

અકસ્માત અનેક તરેહના થાય છે અને તે દરેકની જુદી જુદી સારવાર હોય છે પણ અત્રે સ્થળ સંકોચને લીધે તેની નિશાનીઓ કારણો અને સારવારની જુદી વિગતોમાં



# લોહીનાં આંસુ

લેખક : શ્રી ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

ગુજરાત મેલમાં હું જ્યારે રાજનગરથી મુંબાઇ જવા માટે ત્રીજા વર્ગમાં એક ડબ્બામાં દાખલ થયો ત્યારે તે ડબ્બામાં મકરાં પૂર્યાં હોય તેમ આશરે પંદર માણસો બેઠેલાં હતાં. ટ્રેનના બધાયે ત્રીજા વર્ગના ડબ્બાઓમાં હું સગવડ ભરી જગ્યા માટે શોધ કરી ચૂક્યો હતો પણ બધેયે ગીરદી હતી. આખરે કોઇ પણ એક ડબ્બામાં જગ્યા કરી લેવાના ઠરાવથી મેં આ ડબ્બો પસંદ કર્યો હતો.

હું જેમ તેમ તપાસ કરીને સામાન મૂકવાના ઉંચા પાટીયા પર બેઠો અને ટ્રેન ઉપડી. મારાવાળા ડબ્બામાં બેઠેલાં ઉતારૂઓમાંની એક યુવતીને જોતાંજ હું ચોંક્યો. એની આસપાસ એનાં માતાપિતા બેઠેલાં હતાં. તેઓનું કોઇનું મારા તરફ ધ્યાન જણાતું ન હતું. એની માતા બારી બહાર નજર કરી રહી હતી. એનો પિતા એક પુસ્તક વાંચવામાં તલ્લીન હતો. પરંતુ જેમ હું યુવતીને જોઇને ચોંક્યો તેમ તે પણ ચોંકી. એક પળ તે મારા તરફ અનિમિષ નયને જોઇ રહી. એ નયન થોડીક વારે સજળ બન્યાં. જાણે એમાંથી લાલ રંગનો પ્રવાહી નીકળતો ન હોય એમ મને લાગ્યું ! બિચારીએ એક ડુસકું ભર્યું અને એક પુસ્તક વાંચવા માંડ્યું.

એ કોણ હતી ?

હાય ! એની યાદ હું જન્મભર વિસરી શકું તેમ નથી. એનો અને મારા જીવનનો ઇતિહાસ હું જીવીશ ત્યાં સુધી મને યાદ રહેશે.

સરકારી વકીલ મિ. અમુલખદાસની એ પુત્રી છે. એનું નામ રમા છે. પાંચ વરસ પર તે રાજનગરમાં મારા મકાનની જોડે જ રહેતી. મારા કુટુંબ સાથે એના કુટુંબને ઘણો સારો મેળ હતો.

એ શાળામાં ભણતી. હું વિદ્યાપીઠમાં ભણતો. અમે બહુવાર સાથે સાથે નાટક-સિનેમા જોવા જતાં; નદીપાર ફરવા જતાં; વ્યાખ્યાનો સાંભળવા પણ જતાં. અમો વચ્ચે એક પ્રકારનો અનેરો કોમળ ભાવ જાગૃત થયો હતો. સારે નસિબે અમે એક જ જ્ઞાતિનાં હતાં.

એક વેળા અમે એક સ્વદેશી પ્રદર્શન જોવા ગયાં હતાં. રમાના માતપિતા તેમ જ મારાં માત પિતા પણ સાથે હતાં. મારી બે બહેનો પણ સાથે હતી. હું અને રમા સૌથી જુદાં પડીને સાથે સાથે સ્ટોલો જોતાં ફરવા લાગ્યાં.

અચાનક જ રમાએ મને કહ્યું: "મહેશ ! કદાચ આ આપણું છેલ્લું મિલન હોય. આવતી કાલથી કદાચ આપણે નહીં મળી શકીએ."

"કારણ ?" મેં પૂછ્યું.

"પૂછવામાં માલ નથી."

"પણ એવું શું છે ?"

રમા મને જવાબ આપે તે પહેલાં જ અમારી નજદીક તેના પિતા અને માતા આવી લાગ્યાં. તેની માતાએ તેને કહ્યું: "ચાલ, રમા, હવે આપણે ઘેર જઇએ છીએ."

"માશી" રમાની માતાને હું 'માશી' કહેતો. મેં કહ્યું: "અમે બધાં આવીશું ત્યારે રમાને સાથે લાવીશું. એ કાંઇ ખોવાઇ નહીં જાય."

"ના," એકદમ મિ. અમુલખદાસે જરાક મોટા સ્વરે મને કહ્યું: "તારી સાથે રમાને ફરવા દેવાની નથી."

તેઓ ત્રણે ચાલ્યાં ગયાં. એ વખતે મેં જોયું કે, રમાની આંખમાં આંસુ હતાં. એ એક એવો આઘાતકારક અચિંત્યો પ્રસંગ હતો કે, જે, મને ન સમજાય એવી મુંઝવણ કરાવી રહ્યો. રમાએ આજનું અમારું મિલન છેલ્લું કહ્યું હતું, એનું કારણ પૂછવામાં માલ નથી એમ જણાવ્યું હતું. મિ. અમુલખદાસે



# જળરાણી

૧

કોણે આ નાનકડી વીરડી
સરિતા કાંઠે ખોદી ભાઇ!
વન વગડે ત્યાં ભર ઉનાળે
પાણી કયાંથી આવ્યાં ધાઈ!

સૂકી સરિતામાં છે રેતી
વીરડે કોણ હશે જળદેવી
પૂછે વીરને એની નાની
"બતાવશો મુજને જળરાણી ?"

૨

"દેખ ! બહેની !" વીર કહેતો
વીરડો ખોદે નદીને તીર;
રેતી બ્હાર નિકાલે ત્યાં તો
પાતાળમાંથી ફૂટયાં નીર.

જોયું બેની ! કોણે ખોધો
વીરડામાં મૂકે જળ દોટો
આવી પ્હોંચ્યા જળરાણી
પાતાળથી દેતાં પાણી.

સોમાભાઇ ભાવસાર



રમાને મારી સાથે ફરવા દેવાની નથી એમ ખબર આપી હતી. આવી રીતે આ લોકોની અમારી સાથેની રીતભાતમાં ફેરફાર કેમ થયો ?

મેં ચારી બહેનોને અને મારી માતાને આ સંબંધમાં પૂછપરછ કરી. તેઓને તેનું કાંઇ જ કારણ સમજાયું નહીં. એ કુટુંબ સાથે અમારા કુટુંબને કાંઇ કલેશ કંકાસ થયો ન હતો; ચડભડાટનું પણ કાંઇ કારણ ઉપસ્થિત થયું ન હતું, તેમજ અમુલખદાસની કોઇ બીજા શહેરમાં બદલી પણ થનાર નહોતી. ત્યારે આમ અમોને અળગાં કરવાનું કારણ શું હોઇ શકે ?

બે દિવસ વહી ગયા અને કારણ સમજાયું. તરતનીજ શરૂ થયેલી સત્યાગ્રહની હીલચાલમાં જોડાઇને મેં પીકેટીંગમાં ભાગ લેવા માંડયો હતો તેથી મિ. અમુલખદાસ મારા ઉપર નારાજ થયા હતા એટલું જ નહીં પણ અમારા કુટુંબના કોઇ પણ સમભૂતને મેળાવા તેમણે મનાઇ કરી હતી. તેમણે મારા પિતાને પોતાના આ ઠરાવ પ્રદર્શન વેળાજ

જાહેર કરી દીધેલો હતો. પણ મારા પિતાએ આપેલા જવાબથી તેઓ નારાજ થયા હતા. મારા પિતાએ તેમને કહ્યું હતું: "મહેશ ઉમ્મર લાયક થયેલો છે. એની બાબતમાં મારાથી માથું મારી શકાય નહીં." મિ. અમુલખદાસે તેજ ઘડીએ કહ્યું હતું "તો હવેથી રમા અને મહેશ સાથે ફરી શકશે નહીં." રમાએ આ બેઉની વાતચીત સાંભળી હતી અને તેથીજ તેણે મિલન છેલ્લું હોવાનું કહ્યું હતું.

મારા હૃદયમાં આઘાત થયો. મારી અને રમાની વચ્ચે જે કોમળ ભાવ જાગૃત થયો હતો તેના તાર તૂટયા. મને એ હીલચાલમાં ફના થવાની લગની લાગી હતી. વિપત્તિઓની દરકાર ન હતી. કારાવાસની ભીતિ ન હતી. મારા પિતાની દોરવણી પ્રમાણે ચાલવા હું રાજી ન હતો તો અમુલખદાસની દોરવણી પ્રમાણે ચાલું જ શેનો? મારું વ્યક્તિસ્વાતંત્ર્ય કોઇ ખૂંચવી લે નહીં એ એ જોવા જ હું રાજી હતો. પરિણામે દેશ ભક્તિને ખાતર મેં રમાનો સંબંધ ગુમાવવો યોગ્ય લેખ્યો. અમુલખદાસની મનાઇ પછી ન તો મેં કે ન મારા કુટુંબમાંના કોઇએ તેમને ત્યાં પરિચય રાખ્યો.

એક રાતે મારી ધરપકડ થઇ. મને યાદ છે કે, એ રાતે જ્યારે હું પોલિસમેનો સાથે મારા ઘરમાંથી બહાર નીકળતો હતો ત્યારે અમુલખદાસના ઘરની બારીમાંથી એક ચન્દ્રવદન આંસુ ટપકતી આંખોએ મારા તરફ જોઇ રહ્યું હતું.

પીકેટીંગ પ્રવૃત્તિ બદલ અમો નવ યુવકોની એક પાર્ટીની ધરપકડ થઇ હતી. દરેકને દોઢ વર્ષની જેલ મળી. ક વર્ગ અપાયો. ભાગ્યના ખેલ જુઓ. મને પકડાયલો જોઇને જે ચન્દ્રવદનની આંખમાંથી આસુ સર્યાં હતાં તે જ રમાના પિતા સરકારી વકીલ અમુલખદાસ અમારા કેસમાં અમારી સામે હતા અને અમને સખત સજા કરવા તેમણે જ માજીસ્ટ્રેટને ભલામણ કરી હતી.

જેલમાંથી છૂટી હું મુંબાઇમાં રચનાત્મક કામોમાં ભળ્યો હતો. જરૂરી કામ પરત્વે મારે રાજનગર આવવું થયું હતું. મુંબાઇ પાછો જતો હતો ત્યાં આજ પાંચ વર્ષે ગુજરાત મેલમાં પહેલી જ વાર રમાનો મને ફરીથી મેળાપ થયો. ધપ્ ધપ્ કરતી ધપતી મેલના ધપકારા ગણતો હું જ્યારે મારો પૂર્વ ઇતિહાસ યાદ કરતો હતો ત્યારે મેં જોયું કે, રમાની ચોપડીમાં બે અશ્રુબિન્દુ ટપકયાં. એ આંસુ હું વધુવાર ન જોઇ શકયો.

એક સ્ટેશન આવ્યું. હું તરત જ એ ડબ્બામાંથી ઉતરી ગયો. ડબ્બાનું બારણું વાસતાં, પ્લેટફોર્મ પરથી મેં ડબ્બામાં નજર કરી. ત્રણ જુદા જુદા ભાવના ચહેરા મેં જોયા. અમુલખદાસ કઠોર ભાવે મારા તરફ જોતા હતા. એમની પત્ની જેમને હું 'માશી' કહેતો, તે ચિંતાતુર ભાવથી મારા તરફ જોતાં હતાં અને રમાની આંખમાંથી અશ્રુબિન્દુઓની સેરનીસેર એના ગાલ પર પડીને એના ખોળામાંના પુસ્તકના પાનાંપર ટપકતી હતી!

હું બીજા ડબ્બામાં બેસીને મુંબાઇ પહોંચ્યો. ત્યાર પછી રમા સંબંધી તપાસ કરાવતાં મેં જાણ્યું કે, ગયે વર્ષે તેનાં માબાપે અમારી જ્ઞાતિના એક રાવસાહેબના દારૂડીઆ પુત્ર સાથે એનું લગ્ન કર્યું હતું. હજી તો એના કોમળ કરમાંથી મીંઢળ પણ છુટયું નહતું અને એને સાસરે યે વળાવી નહતી ત્યાં એ દારૂડીઓ યુવક મરણ પામ્યો! ત્યારથી એ બિચારીને શિરે વૈધવ્ય આવ્યું છે! જન્મભર હવે એને આવાં આસું જ સારવાનાં છે!

હાય! હિંદુસમાજમાં નજીવાં કારણસર યોગ્ય વર ગુમાવીને કેટલાયે આપખુદ મનસ્વી માબાપો પોતાની પુત્રીઓનાં લગ્ન આવી રીતે કરી નાંખે છે અને પછીથી જન્મભર તેમને લોહીનાં આંસુ સારવાની ફરજ પાડે છે!

એ દિન કયારે આવશે કે જ્યારે આવી ગુલામી તોડી ફોડીને વ્યક્તિસ્વાતંત્ર્યથી હિંદુબાળાઓ પોતાનાં લોહીનાં આંસુ સુરેખ મોતીની સુશોભિત સેરમાં પલટાવી નાંખશે!

# પિતાઓને

લેખક :
શ્રીમતી પુષ્પાવતી જે. મહેતા
બી. એ.

જગતના ઘણા ખરા દેશોના સાહિત્યમાં અનાદી કાળથી સ્ત્રીઓને શિખામણ આપવાની પદ્ધતિ પડી ગઇ છે. પ્રાચીન શાસ્ત્રકારો, કવિઓ તેમજ લેખકોએ પણ સ્ત્રીઓને ઉદ્દેશીનેજ ઉપદેશ આપવાનું ઉચીત ધાર્યું છે. આધુનિક સાહિત્યમાં પણ ઘણાં ખરાં માસીકો અને પુસ્તકો એક અથવા બીજી રીતે સ્ત્રીઓને ઉદ્દેશીને ઘણું લખે છે. અત્યાર સુધી ધર્મને નિમિત્તે અને કર્તવ્યને નિમિત્તે લેખો લખાતા અને સ્ત્રીઓના ધર્મને આદર્શની ચર્ચા થતી. અને સ્ત્રીઓ માટે માત્ર એકજ આદર્શ ભૂષણ રૂપ મનાયો છે અને તે આજ્ઞાધીનતા. આ આદર્શ કદાચ ભૂષણ રૂપ હશે. પણ તેને જે સ્વરૂપમાં ચર્ચવામાં આવે છે એ સ્વરૂપમાં તેને ભૂષણ માની લેવું અસહ્ય લાગે છે.

નવા યુગમાં સ્ત્રીઓના ઉપદેશમાં એક તત્ત્વ ઉમેરાયું. પુત્રી ને પત્ની રૂપે પુષ્કળ ઉપદેશ ગ્રહણ કરેલી સ્ત્રી હવે માતા રૂપે ઉપદેશ પામવા માંડી છે. પશ્ચિમના માનસશાસ્ત્રે નવું સાહિત્ય પુરતા પ્રમાણમાં ઉત્પન્ન કરવા માંડયું છે. પશ્ચિમના વિદ્વાનોના પડઘા અહીં પડવા માંડયા છે. અને અનુવાદ ઘણા થવા માંડયા છે. અને આવા લેખો ઘણું ખરું માતાને ઉદ્દેશીને જ લખાય છે.

માનસશાસ્ત્ર મનુષ્યના ઘડતરમાં બાળવયને બહુ મહત્વ આપે છે. આ ઘડતરમાં માતાનો ભાગ મહત્વનો છે. માતા જ પ્રેરણા પાય છે અને સંસ્કાર સીંચે છે. બાળકના સદ્‌ગુણી દુર્ગુણી હોવાનો આધાર પણ માતા પર હોય છે. આ કથન ઘણે અંશે સત્ય છે. પણ આપણા હિન્દુ સમાજમાં આ કથનથી વિપરીત પરિસ્થિતિ દેખાય છે. જે સમાજ પુરેપુરો અજ્ઞાત છે, જ્યાં કુટુંબમાં માતાનું સ્થાન જ નથી ત્યાં માતાઓને બાળક વિષે વારંવાર કહેવું ઘણે અંશે નકામું છે.

હિન્દુ સમાજમાં, કુટુંબમાં મુખ્ય સત્તા પિતાની હોય છે. અને કુટુંબની કેળવણી, આર્થિક સ્થિતિ અને ધર્મ ત્રણે પિતાની ઇચ્છાનુસાર જ હોય છે. વળી કુટુંબની મહત્તા, પ્રતિષ્ઠા વગેરેનો આધાર પણ પિતા પર હોય છે. વળી સંયુક્ત કુટુંબમાં તો પિતાના પિતાની સત્તા જ હોય છે. જ્યાં પિતાનો પણ સાદ કોઇ સાંભળતું નથી, ત્યાં માતાનો સાંભળે જ કોણ ? આથી પિતૃ સત્તા મુખ્ય ગણાતી હોય તે સમાજમાં બાળકની કેળવણી, રીતભાત અને સંસ્કાર માટે પિતાને જ ઉત્તરદાતા ગણવા જોઇએ.

બાળકની અજ્ઞાન અવસ્થા એટલે ઘણી જ નાની વય સુધી જ માતા પર તેનો સર્વ આધાર રહે છે. પણ તે વય વટાવ્યા પછી પિતૃસત્તાના ઘણા અનુભવો તેને ભોગવવા પડે છે. માતાઓ અતિસ્નેહને વશ થઇ કે અજ્ઞાનતાથી બાળકને કદી અયોગ્ય શિક્ષણ આપતી હશે. પણ પિતાની સત્તાના મદમાં કેટલાં બાળકોનાં જીવન છુંદાઇ ગયાં હશે તેની કલ્પના પણ દુઃખકર છે. સ્વામીત્વનાં હક્ક પુરૂષે પત્નીપર રાખ્યા છે તેટલાંજ સંતાનો પર પણ રાખ્યા છે. વળી કુટુંબમાં પોતાની મહત્તા વધારવા માટે પિતાને અતિશય

કાળજી હોય છે. આ મહત્તા ઘણીવાર ત્રાસમાં ફેરવાઇ જાય છે. બાળક તોફાન કરે–વાંક કરે કે ભણે નહિ તો તેને બીક બતાવવામાં આવે છે કે "બાપાને કહી દઇશ ! આવા વર્તનથી બાળક પિતાને 'હાઉ' જ માને છે અને સદાય તેનાથી ડરતાં રહે છે. ઘરમાં ખુબ તોફાન કરતાં બાળકો પિતા બહારથી આવે કે તરત જ ચુપ થઇ બેસી જાય છે અને દુઃખકર તો એ છે કે પિતાને આમાં જ પિતૃત્વની મહત્તા લાગે અને કદીએ બાળક છૂટ લેવા પ્રયાસ કરે કે તોફાન કરે તો ધમકી કે માર તેને માટે તૈયાર જ હોય છે. પિતાએ પણ બાળક સાથે છૂટથી ભળવું જોઇએ અને તેની ઇચ્છા, કે મુશ્કેલી જાણવી જોઇએ તે વિચાર પિતાને ઘણીવાર હોતો નથી.

પિતૃસત્તા મુખ્ય ગણાતી હોવાથી આપણા સમાજમાં સંતાનો પર સ્વામિત્વનો હક્ક પિતાનો છે. અને આ સ્વામીત્વની ભાવના પિતાને સંતાનો પાસે પોતાને ગમતુ કરાવવા પ્રેરે છે, અને પિતા પોતાની લાગણીને વશ થઇ સંતાનો પાસે તેમ કરાવવા પ્રયાસ કરે છે. કદી ભાગ્યવશાત બાળક સારું થયું તો તેના વિચાર કચડી નાખવામાં આવે છે. માનસશાસ્ત્રના અભ્યાસીઓ બાળકને રમત, શિક્ષણ અને રીતભાતમાં બને તેટલી સ્વાતંત્રતા આપવા કહે છે. બાળકના મન પર અયોગ્ય અંકુશથી તેનો વિકાસ રૂંધાય છે. અને પ્રગતિ જોઇએ તેટલી થતી નથી તેમ માને છે. પણ આ સુચનાને વ્યવહારનું રૂપ આપી શકાતું નથી. સામાન્ય રીતે બાળકના આદર્શ તે પિતાના આદર્શ જ હોય તો તે 'સારૂં' મનાય છે, નહિતર 'કોના જેવું વર્તન છે ?' 'નાક કપાવશે,' ઇત્યાદિ વચનોથી તેને ઉધડું લેવામાં વાર લાગતી નથી. પિતાનું સ્વામીત્વ કેટલે અંશે પ્રબળ છે તે મહાત્મા ગાંધીજીની આત્મકથામાં દર્શાવ્યા પ્રમાણે તેઓએ જ પોતાના પુત્રોના શિક્ષણ માટે કરેલા પ્રયોગ પરથી જણાય છે. તે પ્રયોગની યોગ્યતા જોવાની નથી પણ તેમાં બાળકના કે તેની માતાના અવાજને જરાપણ સ્થાન નથી. સામાન્ય રીતે, બાળકને પિતાને દરેક ઇચ્છા કે આજ્ઞાને આધીન થવું જ પડે છે.

બાળવય વટાવ્યા પછી પણ જુવાન સંતાન આજ્ઞાપાલન ન કરે તો પિતાની સર્વ વ્યાપક સત્તા તેને–તેના વિચારને કે આદર્શને કચડી નાખવા ચુકતી નથી. ઘણીવાર એવું બને છે કે સંતાનોનું હિત માતા વધારે કરી શકતી હોય છતાં પિતાના વિચાર તેથી ઉલટા હોય તો માતાથી પોતાના વિચાર વ્યવહારમાં મુકી શકાતા નથી. અને સંતાનોને પિતાનીજ આજ્ઞાનુસાર ચાલવું પડે છે. સામાન્ય રમત ગમત કે કપડાંથી માંડીને છેવટ લગ્ન જેવા જીવન પ્રશ્ન પણ પિતાની ઇચ્છા પ્રમાણેજ ઉકેલાય છે. સ્વામીત્વની અને પિતૃત્વની પરંપરા એટલી પ્રબળ થતી જાય છે કે આધુનીક પિતા સંતાનો યુવાન હોય તો પણ કયું પુસ્તક વાંચે અને કયું નહિ, તે પણ પોતાનીજ ઇચ્છા મુજબ ઇચ્છે છે. અલબત, પિતા સંસારમાં–જીવનના આરંભમાં માર્ગ દર્શક છે–પાલક છે–અને જ્ઞાનની દાતા છે. પણ એ જ્ઞાનની અહંતા સીમા ઓળંગી બહાર ન જવી જોઇએ કે જેથી સતાનોને ભવિષ્યમાં કઠીન થઇ પડે.

ખરૂં જોતાં આધુનીક બાળક પિતૃત્વની પ્રબળ સત્તા અને માતૃત્વની અજ્ઞાનતા અને ગુલામી નીચે કચરાઇ જાય છે. તેનો શારીરિક અને માનસિક વિકાસ રૂંધાય છે. અને જગતનાં સશક્ત બાળકોમાં હિન્દનું બાળક સમાજ ને કુટુંબ, અયોગ્ય કેળવણી અને જીવનનાં અપુર્ણ સાધનોથી નીચોવાઇ જાય છે. આનો એકજ માત્ર ઉપાય છે અને તે

ભવિષ્યના પિતાઓને સંતાનો પ્રત્યેના ધર્મ સમજાવવા.

અત્યારના શિક્ષણક્રમમાં ખામી એક જણાવાય છે અને તે એજ કે કન્યાઓને બાળકની માતા થવું છે અને બાળકના વિકાસમાં અને ઘડતરમાં તેને ઉપયોગી થાય તેવું જ્ઞાન તેને મળતું નથી. આ કદાચ ખરું હશે. પણ કદી આ જ્ઞાન કન્યાને આપ્યું તો બાળકનો પિતા એ જ્ઞાનને વ્યવહારમાં મુકવા દેશે ? તે પણ પોતાના તરંગો અને વિચારોથી પોતાના જ્ઞાનનું પ્રદર્શન કરવા પ્રેરાશે. અને પરિણામે બાળકને શોષવું પડશે.

હિન્દમાં સામાન્ય રીતે મોટે ભાગે યુવાનો લગ્ન કરે છે. આપણો સંસાર લગ્ન પ્રધાન છે. અને બાળકો આશિર્વાદ મનાય છે. આ આશિર્વાદને ખરા આશિર્વાદ રૂપ કરવા માટે માતા કરતાં પિતાને સંતાનો પ્રત્યે કેમ વર્તવું તે સમજાવવાની વધુ અગત્ય છે.

પિતાનું પરમ કર્તવ્ય સંતાનને આજ્ઞાધીન બનાવવા કરતાં-પોતાની પ્રતિકૃતિ રૂપ બનાવવા કરતાં-અને પોતાનાજ વિચાર અને આચાર પ્રમાણે દોરવા કરતાં વિશેષ છે. 'The band that rocks the cradle rules the nation' આ કથન પ્રમાણે જ જે હાથ બાળક પર શાસન કરે છે-જે અહંતા બાળકના આદર્શને છુંદી શકે છે તેજ અહંતા બાળકનું-દેશનું-કલ્યાણ કરવા યોગ્ય માર્ગે જાય તો સમર્થ થઇ શકે, બાળકને દબાવવા કરતાં-પત્નીને સમજાવવા અને જોખમદારીને બહાને અનર્થો કરવા કરતાં પિતાએ કુટુંબનું કલ્યાણ અને બાળકનું શ્રેય શામાં રહેલું છે તે વિચારવુંજ અગત્યનું છે.

## વિધવા

બળતું અંગ સમાજનું ગણાય રે, વિધવા શાને થઈ!
એને ખાવામાં મેણાં ખવાય રે, વિધવા શાને થઈ!
એને પીવામાં કુવો પુરાય રે, વિધવા શાને થઇ!
એને ગાવામાં રૂદન ગવાય રે, વિધવા શાને થઈ!
એને સ્વપ્ને ન સુખ જણાય રે, વિધવા શાને થઇ!
એને આબરૂને ઓઠે કપાય રે, વિધવા શાને થઈ!
એના હૈયાનાં હેત નીંદાય રે, વિધવા શાને થઈ!
એના કંકણ ફોડી નખાય રે, વિધવા શાને થઈ!
એની જીંદગીમાં ઝેર રેડાય રે, વિધવા શાને થઈ!
એને હૈયે હુતાશ પ્રકટાય રે, વિધવા શાને થઇ!
એની અંતર જ્યોતિ બુઝાય રે, વિધવા શાને થઈ!
સુખ સ્નેહને યૌવન હણાય રે, વિધવા શાને થઈ!
એની આશાની વેલડી છેદાય રે, વિધવા શાને થઈ!
એના શિરવાળ ચન્દ્રક ભુલાય રે, વિધવા શાને થઇ!
એના હૈયામાં કારમી લ્હાય રે, વિધવા શાને થઈ!
એના નયનોમાં નિર ન સુકાય રે, વિધવા શાને થઈ!
એના આક્રંદ કરૂણ સંભળાય રે, વિધવા શાને થઈ!
એને દેખી સમાજ મલકાય રે, વિધવા શાને થઈ!

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

---

# સાત્વિક ખોરાક

લેખક :
શ્રી. સુરેશ દીક્ષિત,
એમ. એ. એમ. એસસી.

## (૪) વિટેમીન

વિટેમીન ( Vita = જીવન ) ખોરાકનાં બહુજ અગત્યનાં સત્વો છે. ઇ. સ. ૧૯૦૦ પહેલાં વિટેમીન બહુ જાણીતાં નહતાં. પરંતુ ચીનજાપાન તરફ બેરી-બેરીનો મરણાંત રોગ ફાટી નીકળ્યો ત્યારે તેનું કારણ શોધતાં જણાયું કે એ લોકો મીલના પોલીશ કરેલા ચોખા ખાતા હતા. આ ચોખામાં વિટેમીન " બી " ન હોવાથી આ જીવલેણ રોગે ઘર ઘાલ્યું હતું. પ્રોટીન અને સ્ટાર્ચની માફક વિટેમીન ખોરાકમાંથી સ્હેલાઇથી જુદાં પાડી શકાતાં નથી. એટલુંજ નહિ પરંતુ ખૂબ તાપ ઉપર અને ઉઘાડા વાસણમાં રાંધવાથી અંડધા કલાકમાં વિટેમીન ખાખ થઇ ઉડી જાય છે. અતિશય રાંધેલા કે ઉકાળેલા ખોરાકમાં વિટેમીન સચવાતાં નથી. દુધમાં બધાં વિટેમીન છે પરંતુ તેને બહુ ઉકાળવાથી તે જતાં રહે છે. તેવુંજ બીજા રાંધેલા ખોરાકમાં થાય છે. ઉંદર, કબુતર અને કુક્કર જેવાં પ્રાણી ઉપર પ્રયોગો કરીને વિટેમીનની અસર ચોક્કસ સાબીત્ થયેલી છે.

અનુક્રમે એ થી ઇ ( A–E ) સુધી પાંચ જાતનાં વિટેમીન પૃથકપૃથક ઉપયોગ માટે જાણીતાં છે. આ સત્વો એટલાં બધાં આવશ્યક છે કે એમને " વિટેમીન " એટલે " જીવનસત્વો " જેવું મહાનામ અપાયુ છે. ખોરાકમાં વિટેમીન ન હોય તો અનેક પ્રકારના રોગ અને મરણ સુદ્ધાં નીપજે. આથી સમજી શકાશે કે કોઇ પણ માણસ બજારમાં વેચાતા ડબ્બા કે શીશીમાં ભરેલા ખોરાક ખાવાથી લાંબુ જીવીજ ન શકે. આપણી કેટલીક ઉંચી કોમોમાં બજાર કે વિશીનુ ન ખાવાનો પ્રતિબંધ છે તે આ દ્રષ્ટિએ પુષ્ટ છે.

૧. વિટેમીન " એ " ( A ):—વિટેમીન " એ " સૂર્યના તડકાથી વનસ્પતિના લીલા પાંદડામાં ઉત્પન્ન થાય છે. ઝાડનાં કુળાં પાંદડાં અને બીમાં તે હોય છે. વનસ્પતિ ખાધાથી પ્રાણીના શરીરમાં તે જાય છે અને તેનો સંગ્રહ ચરબીમાં થાય છે. ખાસ કરીને લીવરમાં તેની જમાવટ થાય છે. લીવરમાંથી તે દુધમાં ભળે છે અને છેવટે દુધમાંથી તે ન્હાનાં છોકરાંને મળે છે. આ વિટેમીનથી રોગથી બચવાની શક્તિ આવે છે અને શરીરના ઘડતરમાં તે ઉપયોગી છે. આંખ સુજી જવી, રતાંધળા થવું, શરદી, ક્ષય, પથરી અને સંગ્રહણી જેવા રોગ વિટેમીન " એ " ખોરાકમાં ન હોય તો થાય છે.

ઇંડાં, કોડલીવર, માખણ, લીલો પોંક, અને સ્હેજ ઉગવા દીધેલા ચણા, મોગ અને

અડદ વિગેરે કઠોળમાં તે છે. દુધ અને લીલાં શાકમાં પણ તે થોડા પ્રમાણમાં છે. જ્યારે બટાકા, મૂળા, કાંદા અને બીટરૂટ જેવા કંદમાં વિટેમીન " એ "નું પ્રમાણ નહિ જેવુંજ છે. કુબી અને લીલીભાજીમાં તે વધારે પ્રમાણમાં છે.

૨. વિટેમીન "બી" (b):—આ વિટેમીન પણ વનસ્પતિમાં છે. ખોરાક પચવવામાં અને મગજ તથા સ્નાયુઓની કાર્યશક્તિમાં વિટેમીન "બી" ઉપયોગી છે. પ્રાણીના મગજ, હૃદય, લીવર અને આંતરડામાં તેનો સંગ્રહ થાય છે. ચરબી, તેલ કે ઘીમાખણમાં આ વિટેમીન નથી. ખમીર (yeast), ઇંડાં, ટામેટો, અખરોટ અને લીલાં શાકમાં તે સારા પ્રમાણમાં છે. ઘઉં, ચોખા, ઓટ, કઠોળ, (ચણા, અડદ, મોગ, ) અને કુબી, કાંદામાં થોડા પ્રમાણમાં છે. કઠોળના વિટેમીનને " બી૧ " ($B_1$,) સંજ્ઞાથી ઓળખાય છે. બટાકા, રતાળુ, વેંગણ, પપૈયા, નારંગી, દ્રાક્ષ અને કેળાંમાં નહિ જેવું પ્રમાણ છે. લીલીભાજીમાં તે સારા પ્રમાણમાં છે.

વિટેમીન "બી" સાધારણ રાંધવામાં મરી જતું નથી પરંતુ દાળશાકમાં ખારો (Soda) નાંખવાથી તેનો નાશ થાય છે. આ વિટેમીન પાણીમાં રહેજે ધોવાઇ જાય છે. એટલે ધોમેલા કે ઓસાવેલા ભાત તથા નિચોવી કહાડેલાં શાકમાં તે રહેતું નથી. આ ઉપરાંત બજારમાં વેચાતો મેદો, મીલના પોલીશ કરેલા ચોખા અને એવી રીતે બહુ સાફ કરેલા દાણાદુણીમાં વિટેમીન " બી " જરાય નથી. આવો નિઃસત્વ ખોરાક ખાવો એ રોગને આમંત્રણ આપવા જેવું ગણાય. આથીજ મીલ કરતાં ઘેર ખાંડેલી ડાંગરના ચોખા, કે હાથે ઘંટીએ દળેલો લોટ વધારે સારાં અને સાત્વિક છે.

૩. વિટેમીન " સી " ( C ):—વિટેમીન "સી"નો ઉપયોગ લોહી સાફ રાખવામાં, દાંત અને હાડકાંને મજબુત બનાવવાને અને આંતરડાં ચોખ્ખાં રાખવામાં થાય છે. દાંતમાંથી લોહી નિકળવું, કામકાજ કરવા આળસ આવવું, હૈયાનું વધારે પડતું ધબકવું વિગેરે રોગ આ વિટેમીન વિના થાય છે. આ વિટેમીનને anti-scorbutic કહે છે. લીલાં શાકભાજી અને ફળમાં આ વિટેમીન ખાસ કરીને છે. સણુધા ફોડેલા કઠોળમાં આ વિટેમીન એની મેળે ઉત્પન્ન થાય છે. ઉઘાડા વાસણમાં અને ખુબ તાપ ઉપર રાંધવાથી વિટેમીન "સી"નો પણ નાશ થાય છે. માટે બને તેટલાં ફળ અને શાક કાચાં ખાવાથી તે શરીરને મળી રહે. ન્હાનાં છોકરાંને દુધ સાથે નારંગીનો રસ આપવાની આથી જ જરૂર છે.

આ વિટેમીનનું વધારે પ્રમાણ લીંબુ, નારંગી, ટામેટા, કાચીકુબી અને પાલકની ભાજીમાં છે. આથી ઓછું પ્રમાણ ગાજર, કાચા બટાકા, કાકડી, પીચ અને અનેનાસ, પપૈયા અને કેરીમાં છે. ઇંડાં છાશમાખણ, સોયાબીન, ઘઉં, દાળચણામાં એનું પ્રમાણ રહેજે નથી.

૪. વિટેમીન "ડી" (D):—વિટેમીન "ડી" જેે પુરતા પ્રમાણમાં ખવાય તો હાડકાં પોચાં રહે છે અને શરીર કંતાઇ જાય છે. ખોરાકમાં કેલશીઅમ અને ફોસફરસ હોવા છતાં વિટેમીન "ડી" વગર હાડપીંજર ઘડાતું નથી. મ્હોટું ફુલી ગયેલું પેટ, વળી ગયેલા સંગડાતા પગ, અને તાણ જેવા રોગ થાય છે. વિટેમીન " ડી " વિના મજબુત બનતા નથી અને લોહી પણ ફીક્કું પડી જાય છે.

વિટેમન " ડી "-કાડલીવર ઓઇલ, ઇંડાં, દુધ માખણ અને થોડું ઘીમાં છે. વનસ્પતિજન્ય તેલમાં તે રહેજે નથી. તલના તેલમાં કે કોપરેલમાં આની ખામી મોટી છે. સૂર્યના

તડકાની અસરથી વિટેમન "ડી" ઉત્પન્ન થઇ શકે. તલ વિગેરેનાં તેલને તડકામાં મૂકી પછી વાપરવાથી એમાં આ વિટેમીન આવશે. શરીરે તેલ ચોળી તડકામાં બેસવાથી પણ વિટેમીન "ડી" ઉત્પન્ન થાય છે. તેલચોળી તડકે બેસી ન્હાવાનો રીવાજ આપણા દેશમાં ડહાપણ ભર્યો છે. આ વિટેમીન બહુ જ થોડી જાતના ખોરાકમાં હોય છે. ન્હાના છોકરાંને દરરોજ એકાદ બે ચમચી કોડલીવર આપવાની જરૂર છે. એમાંથી વિટેમીન "ડી" પુરતાં પ્રમાણમાં મળી રહે. બજારમાં વેચાતાં ભેગવાળા તેલ ઘીમાં એ મળવું અશક્ય છે.

૫ વિટેમીન "ઇ" (E) આ વિટેમીન (anti-sterility) આપવા બાળકને જન્મ આપવાની શક્તિ માટે ઉપયોગી છે. ખાવામાં વિટેમીન 'ઇ" ન આવે તો બાળક જન્મવાની શક્તિ જતી રહે છે. અને કવચિત જન્મે છે તો ખોડખાંપણવાળાં અને માદલાં મરવા જન્મે છે. ઉંદર ઉપર પ્રયોગ કરતાં જણાયું છે કે પાંચ મીલીગ્રામ જેટલું વિટેમીન "ઇ" નર અને માદાને આપવાથી તે પ્રજા ઉત્પન્ન કરી શકે છે. આ વિટેમીન ખાસ કરીને એ ત્રણ ઉઘાડેલા ઘઉંને વાટી તેમાંથી કડાતા દુધમાં છે. ગાયભેંસના તાજા દુધમાં અને લીલી ભાજીમાં પણ વિટેમીન "ઇ" છે.

આ ઉપરથી જોઇ શકાશે કે ઘર બાંધવાને ઇંટ ચૂનો વિગેરે બધો સામાન હોય પણ કડીઆ વિના ઘર ન બંધાય તેમ પ્રોટીન, ક્ષાર, ચરબી વિગેરે સર્વ કંઇ ખોરાકમાં હોય છતાંય વિટેમીન વિના શરીર ન તો બંધાય કે તેનું રક્ષણ થાય. જો આપણે વખતો વખત ઉકળ્યાં વિનાનું તાજું દુધ, કાચા ટોમેટા, ગાજર, કુબી, સલાડ, નારંગી લીંબુ, લીલા વટાણા કે કઠોળ, લીલી ભાજી, લીલો પોંક, અખરોટ, ઇંડાં, કોડલીવર, છાશ માખણ, હાથે દળેલો લોટ, હાથે ખાંડેલા ચોખા ખાતા રહીએ તો આપોઆપ જ બધાં વિટેમીન આપણા ખાવામાં આવે. છતાંય યાદ રાખવું જોઇએ કે ખોરાકને અતિશય રાંધવો, બહુ તાપ ઉપર કે ઉઘાડો રાખવો, અથવા ધોઇ નિચોવી બહુ સાફ કરી ખાવો એમાં વિટેમીન હોય તોય તેનો સર્વનાશ કરાય છે. ખવાય તેટલું તાજું અને કાચું ખાવું એમાં જ વિટેમીનનું રહસ્ય છે.

---

શેઠ (નોકરી માટેના ઉમેદવારને): તમે માનો છો કે તમે સખ્ત મજુરી કરી શકશો.

ઉમેદવારઃ આ શહેરનો દરેક મેજીસ્ટ્રેટ એમ માને છે!

* * *

મગનલાલઃ કેમ છગનલાલ, ધંધાપાણી કેમ છે? કંઇ નવા ઓર્ડરો મળે છે કે નહિ?

છગનલાલઃ આજે સવારે જ બે ઓર્ડર મળ્યા છે. મારી પત્ની તરફથીઃ "૭ વાગે ઘેર આવી જજો ને કોલસા લેતા આવજો."

# 'વેરની વસુલાત'નું બોલપટ

—•○•—

અવલોકનાર :
શ્રી. જયમનગૌરી પાઠકજી

**આ** બોલપટ રા. કનૈયાલાલ મુનશીની પહેલી નવલકથા 'વેરની વસુલાત' પરથી ઉતાર્યું છે. એ જોતી વેળા કેટલીક બાબત ધ્યાનમાં રાખવાની છે. નવલ નાટક અને બોલપટ ત્રણેમાં જીવનનું પ્રતિબિંબ પડે છે, છતાં સાધનનો ભેદ હોવાને લીધે વસ્તુ એક હોય તોયે તેના નિરૂપણમાં ભેદ આવે છે. જેમકે, નવલમાં વસ્તુની ગૂંથણીનું ને બોલપટમાં નિરૂપણના સાતત્યનું પ્રાધાન્ય હોય છે. નાટકમાં કાર્યનું ઐક્ય અને બોલપટમાં કાર્યના વેગ પર વિશેષ ઝોક રાખવો પડે છે. આમ હોવાને લીધે, નવલ કે નાટકના કરતાં કંઇક જુદી જ નજરે બોલપટ જોવું જોઇએ. એમ ન કરીએ તો તેના કળાકારોને અન્યાય થાય.

આ 'વેરની વસુલાત'ની કળા રા. મુનશીની નથી. એક દિવસ એ નવલકથા બોલપટ પર આવશે તો શું થશે, એવી કલ્પના યે કદાચ એમને એ લખતી વેળા આવી નહિ હોય. છતાં એ લખતી વેળા જ્યાં જ્યાં એમનું હૃદય હાલી ગયું હશે ત્યાં ત્યાં આ બોલપટનાં રસિક પ્રેક્ષકોનાં હૈયાં પણ હાલી ઊઠયાં હશે. આ વિચિત્ર લાગે એવી ઘટનાનું કારણ જાણનારને આ બોલપટમાં ઘણી વધારે ખૂબીઓ દેખાશે.

બે વાર એ બોલપટ મેં ધ્યાન પૂર્વક જોયું છતાં એની એકે એક ખૂબી હું જોઇ શકી નથી. ને એમ થાય તેમાં નવાઇ પણ નથી. બોલપટ એ કંઇ નવલકથાની જેમ એક જ કળાકારની મેધાનો ચમકાર નથી. અનેક કળાકારોની કળાનું એમાં મિશ્રણ થયું હોય છે. એ બધાએ શી શી મુશ્કેલીઓ વટાવી હશે તેનો સ્ટુડિઓમાં ઘણીવાર જનારને પણ પૂરેપૂરો ખ્યાલ આવી શકતો નથી, તે ઘેર બેઠાં મને શી રીતે આવી શકે ?

આ બોલપટ નાટક નહીં પણ નવલકથા પરથી ઉતારવાનું હતું. એથી પ્રારંભે જ મુશ્કેલી. વળી પાત્રો પણ સંખ્યાબંધ છે તેમનો મેળ સાધવાનો, ખાસ કરીને નવલની વાર્તામાં વર્ષોના ગાળા પડે છે તે ચિત્રપટ પર થોડા કલાકમાં ઓળંગવાના. ઉપરાંત, કરુણ પ્રસંગોની પરંપરાથી સામાન્ય પ્રેક્ષકો માટે બોલપટ ભારી થઇ ન જાય તે જોવાનું. એ માટે અમુક અમુક અંતરે રમુજી પ્રસંગો એમાં મૂકવા છે–પછી તે મૂળમાં હોય કે ન હોય. દાખલા તરીકે, તાર આવ્યો જાણીને જ હેબકી જનારી અભણ સ્ત્રીઓ નિમિત્તે જે વિનોદપ્રસંગ આણ્યો છે તે મૂળમાં નથી. આજ પ્રમાણે મૂળમાંનું ઘણું ઘણું કાઢી નાખવું પડયું છે. ને તો યે ડાયરેક્ટર મિ. બલમીએ ધારેલી કેટલીક ખૂબીઓ નહીં આવી હોય ને નહિ ધારેલી કંઇ કંઇ આવી ગઇ હશે.

આની પહેલી ખૂબી તો છે કે 'વેરની

વસુક્ષાત ' ન વાંચી હોય એવા હજારો પ્રેક્ષકોને પણ સમજ પડે એવું એ છે ને તોયે ખાસ કરીને એના પહેલાં ભાગમાં મૂળ નવલને ઘણે અંશે અનુસરી શકાયું છે એ પ્રશસ્ય છે. બોલપટના સંવાદો નાટક કરતાં ટુંકા ને અસરકારક તથા વાર્તાના પ્રવાહને એકધારો રાખતા હોવા જોઇએ. તે પર પુરતું લક્ષ રાખીને એ ગોઠવ્યા છે, છતાં મૂળના કંઇ કંઇ ફકરાઓ અંદર ડોકિયાં કર્યાં વિના રહ્યા નથી. આમ રા. મુનશીની પ્રતિભા ભાષાનાં અંતર ભેદીને બહાર આવે છે. ભાષાનાં અંતર ભેદીને કારણ બોલપટની ભાષા ગુજરાતી નથી પણ હિન્દી છે ને તેમાં રા. મુનશીની ભાષા કે શૈલીના ચમત્કાર આવતા નથી. લેખકની કૃતિમાં રહેલું નિગૂઢ કાવ્યતત્ત્વ જે ભાષાથી યે પર છે તે કદી ભુંસાતું નથી ને તે પર જ તેની મહત્તાનો આધાર છે. આ બોલપટ પરથી રા. મુનશીની કળા નહિ પણ મહત્તા આમ અણધારી રીતે જોવાનો પ્રસંગ આવે છે.

કેમેરામેનની કેટલીક કરામત સરસ છે. સાસરે ગયા પછી તનમનના ચહેરા પર વિષાદની છાયા આવે છે તે પાંદડાના પડછાયા એના મોં પર નાખીને બતાવી છે. વળી ચંપાના નાચમાં 'છમાં એકને એકમાં છ'ની પ્રિઝમની કારિગીરી આવે છે તે પણ મુકાબલે જોવા જેવી છે.

એમાંનું સંગીત પણ કેટલીક વાર કાર્યને પોષે છે. મારી પાસેજ એક સંગીતના પરીક્ષક બેઠા હતા તેમણે બે ત્રણ બાબતો મને કહી. એક એ કે એમાં દરિયાકિનારે કવાલી આવે છે તે ખરેખરા કવાલની ગાયકીનો ખ્યાલ આપે છે. બીજુ, ચંપાના નાચની ચપળતી એવી છે કે નાનપણની સારી તાલીમ હોય તો જ એ કરી શકાય. તેમણે સમજાવ્યું કે જ્યાં કાવ્યકલા કામ કરતી અટકે છે ત્યાં સંગીતકળા શરૂ થાય છે. એક સરસ ઉદાહરણ આમાં આવે છે—તનમનને કિશોર દરવાજા આગળ છૂટાં પડે છે તે વેળાના અન્યથા ઝાઝી અસર મૂલ નવલ ન વાંચી હોય તેને ન કરે એ પ્રસંગે સાજના હૃદયભેદક સૂરો વાગવા માંડે છે. એ સૂરો કિશોર ગાડીમાં બેસે છે તે ક્ષણે ઓચિન્તા ટીપ પર જાય છે ત્યારે તનમનના હૃદયમાંથી આખરી મિલનની જાણે કારમી ચીસજ હોય એવા લાગે છે. સંગીતની અદ્દભુત શક્તિનો આ પુરાવો છે. સવિતાદેવીના કંઠમાંથી એ સૂરો નીકળી શકે એમ નથી કારણ એમનો આત્મા સંગીત નહીં પણ અભિનયમાંજ વ્યક્ત થઇ શકે છે । આ હકીકત બોલપટના નિર્માતાઓના ધ્યાન બહાર રહી નથી એ તેમની કુશળતા બતાવે છે.

નટમંડળની પસંદગી બહુજ અગત્યની વસ્તુ છે. કળા વિષયમાં બને છે તે પ્રમાણે પ્રાન્ત અને ધર્મના ભેદ રાખ્યા વિના એ પસંદગી કરેલી છે એટલે પસંદગી સફળ થઇ છે. નવલની નાયિકા તનમન બનનાર સવિતાદેવી આ બોલપટનું કેન્દ્ર બને છે. પ્રિયતમની આંખે પ્રિયા જેવી દેખાય છે તેવી તો કવિ કાલિદાસને પણ ન દેખાય એટલે નટીમાં 'એકલું' રૂપ હોય તે બસ નથી. મૂળને તે અનુરૂપ હોવું જોઇએ, નહિ તો સર્જકની કલા મૂર્તિમંત થઇ શકે જ નહિ. એમ હોવાથી સવિતાદેવીની કલા અર્થવતી બને છે. એ અર્થકરી પણ નીવડશે એવો મને ભરોસો છે. મૂળમાં તનમનનો પ્રેમ આર્ય સ્ત્રીઓના હૃદય પર અસર કરે એવો છે. અને સવિતાદેવીનો અભિનય પણ આર્યબાળાઓના હૃદયનો વિકાસ કરવામાં સહાયકારી થાય એવો જ છે. તનમનનો તનમનાટ એમના હાવભાવમાં સહેલાઇથી ઊતરે છે, એવી ઉક્તિ છે કે કુલાંગનાઓની સઘળી

પ્રવૃત્તિને અવધિ હોય છે માત્ર તેમના પ્રેમને અવધિ હોતી નથી એ નિરવધિ પ્રેમમાંથી જીવનમાં જે માધુરી તેમજ કારુણી પ્રકટે છે તે આ લેખવામાં રા. મુનશી સફળ થયા છે એથી સવિતાદેવીનું કામ સહેલું થયું છે કે અઘરું એ એક પ્રશ્ન છે. એનો ઉત્તર ગમે તે હોય પણ કિશોર, રઘુભાઇ, રમા અને અનન્તાનન્દ એ ચાર નટરત્નો વચ્ચે જાણે મધ્યમણિ હોય તેમ સવિતાદેવી દીપી ઊઠે છે. ખાસ કરીને, ટ્રેઇનમાં કિશોરને જોઇને દુઃખી તનમન વ્યાકુળ બની, 'કિશોર–કિશોર' કરતી સ્ટેશન પરની મેદનીમાં દોડે છે ત્યારે મારી આંખમાં પાણી આવી ગયાં હતાં. મુનશીની આંખમાં પણ એ જોઇ વીસે વરસ ફરી પાછાં પાણી આવ્યાં હશે. એમાં જ અભિનયની પરાકાષ્ઠા છે. અને આમ જ સવિતાદેવી આ બોલપટના મુખ્ય પાત્ર તરીકે સાર્થક થાય છે. આ પાંચ અને મિ. સર્વોત્તમ બદામી આદિ ચાર મળી, નવરત્નની મુદ્રિકા સમું આ બોલપટ પ્રકાશે છે. એ સહુને સુવર્ણથી સાધનાર રા. ચીમનલાલ દેસાઇને આવું સુંદર બોલપટ પ્રજા સમક્ષ રજુ કરવા માટે ખરેખરો ધન્યવાદ ઘટે છે.

બીજી એક દૃષ્ટિએ પણ રા. ચીમનલાલને ધન્યવાદ આપવો પ્રાપ્ત થાય છે. અગાઉ ભારતમાં કથા અને પુરાણ ભજવતાં તેટલો ભાગ હાલ સામયિકો અને બોલપટો ભજવે છે. આથી દરેક બોલપટનું એકંદર વાતાવરણ કેવું છે, એ પ્રશ્નનું અગત્ય ઓછું નથી. આ નજરે પણ આ બોલપટ વખાણી શકાય એવું છે. પિતા અને પુત્રી અને ભાઇ ને બહેન સાથે બેસી જોતાં જરા પણ સંકોચાય નહિ એ બાબત ખાસ કાળજી રાખી હોય એવો એકંદરે એનો અભિનય છે. ને તો યે પાત્ર નીતિ કે શિષ્ટતાના પ્રેમીઓને અથવા રા. મુનશી કે એમની નવલોના પ્રેમીઓને જ નહીં પણ સઘળાં પ્રેમીજનોને આ બોલપટ પ્રિય થઇ પડે એવું છે. આ એની મોટી ખૂબી છે.

અને મુનશીજી ! એમને ધન્યવાદ આપવો કે નહિ ? 'વેરની વસુલાત' નવલકથા પર નહિ પણ એના બોલપટ પર આ લખું છું તેથી આવો સવાલ કોઇ કરે પણ ખરું. મને એ વિશે શંકા નથી. સવિતાદેવી હોત પણ મુનશી ન હોત તો તનમન ન હોત પણ મુનશી હોત ને સવિતાદેવી ન હોત તો યે તનમન તો હોત–અરે ! રા. મુનશી પણ પણ નહિ હોય ત્યારે યે તનમન તો હશે. એ માટે એમને પણ ધન્યવાદ–મારા હાર્દિક ધન્યવાદ !

સરલાઃ તરલા, તારા પતિની જીભ તો પળવાર સખણી રહેતી નથી.

તરલાઃ અરે વાત જ પૂછ ના. હું તો એકાએક મુંગી થઇ જાઉં તો એને આઠ દિવસ સુધી ખબર ન પડે !

# શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

## રાસની પરિક્ષાનું પરિણામ

ગયા ડીસેમ્બર ૧૯૩૪ માં લેવાયેલી સ્વ. કવિ બોટાદકરના રાસપુસ્તક ' રાસતરંગિણી 'ની પરીક્ષામાં કુલ ૮૬ બ્હેનોએ ભાગ લીધો હતો; તેમાંથી ૬૦ બ્હેનો ઉત્તીર્ણ થયેલાં જાહેર કરવામાં આવે છે. એ બ્હેનોને અમારાં અભિનંદન છે.

' ગુણસુંદરી 'ના ઓગસ્ટ ૩૪ ના અંકમાં પ્રગટ કરેલ યોજના મુજબ સ્વ. પન્ના ચૈતન્યલાલ સેવકરામ ઠક્કર સ્મારક ફંડમાંથી નીચેનાં પહેલાં ત્રણ બ્હેનોને ઇનામો આપવાનું જાહેર થયું છે.

૧. શ્રી. જયાલક્ષ્મી જે. દેસાઇ, ભાવનગર...રૂ. ૧૫)

૨. સૌ. સુસ્મિતા મૃગેન્દ્ર મજમુદાર, સુરત... „ ૧૦)

૩. શ્રી. તારાબ્હેન પંડિત, અમદાવાદ .. „ ૭)

આ ઉપરાંત નંબર ચારથી દસનાં નીચેનાં બ્હેનોને આશ્વાસન ઇનામો મળશે:

(૪) ગંગાબ્હેન જ. બધેકા (૫) મણિબાઇ લક્ષ્મીરામ (૬) કલાવતી શંકરલાલ કવિ (૭) મોહિની દિનકરરાય ઓઝા (૮) સરોજના શંકરલાલ ઠાકર (૯) ચન્દ્રા રામચંદ્ર ભટ્ટ (૧૦) સુલોચના

મી એપ્રિલ ૧૯૩૫ સોમવારે સાંજે ૩ા વાગ્યે ( સ્ટૅ. ટા. ) મંડળના હોલમાં એક મેળાવડો કરવામાં આવશે. આ પ્રસંગે જામનગરવાળા કીર્તનકાર શ્રીયુત ( સુરદાસ ) ઉદ્ધવજી સેલૈયાનું આખ્યાન અને ભજનો પણ ગાઈ બતાવશે.

## સ્ત્રીવિદ્યાલયની વાર્ષિક પરીક્ષા તા. ૯ મીથી ૨૦ મી સુધી

મંડળમાં ચાલતા શિક્ષણવર્ગો ( Home Classes ) તથા સ્ત્રીવિદ્યાલયમાં અભ્યાસ કરનાર બ્હેનોની વાર્ષિક પરીક્ષા એપ્રિલ માસની ૯ મી તારીખે શરૂ થશે ને ૨૦ મી સુધી ચાલશે; બહારથી જે બહેનો પરીક્ષામાં બેસવા ઇચ્છતાં હોય તેમણે તે બાબતની અરજી મોડામાં મોડી ૧ લી એપ્રિલ સુધી મંડળના મંત્રી ઉપર મોકલી આપવી.

## નિબંધ લખવાની હરિફાઈ થશે તા. ૨૩ મી એપ્રિલ મંગળવાર

મંડળ તરફથી મંડળના સભાસદો તેમજ અન્ય ગુજરાતી હિન્દુ બહેનોને સવિનય જણાવવામાં આવે છે કે " ખરો સંતોષ વિદ્યામાં કે લક્ષ્મીમાં ? " એ વિષય ઉપર નિબંધ લખવાની હરિફાઇમાં જે બહેનો ઉતરવા માંગતાં હોય તેમણે પોતાનાં નામ સિરનામાં સાથે મંડળના મંત્રીઓ ઉપર તા. ૧૫ મી એપ્રિલ સુધીમાં મોકલી આપવાં.

મજકુર નિબંધ લખવાની હરિફાઇ તા. ૨૩ મી એપ્રિલ ૧૯૩૫ મંગળવારે બપોરે બે વાગે [ સ્ટૅ. ટા. ] મંડળના હોલમાં રાખવામાં આવી છે, નિબંધનું લખાણ ફૂલ્સ્કેપ કાગળ ઉપર એક બાજુ લગભગ પાંચથી છ પાનામાં સમાવેશ થઇ શકે તેટલું હોવું જોઇએ. નિબંધ લખવાને કાગળો વગેરે મંડળમાંથી પૂરા પાડવામાં આવશે.

ઉપલી હરિફાઇમાં પહેલા ત્રણ નંબરે આવનાર બહેનોને અનુક્રમે રૂ. ૨૫; રૂ. રૂ. ૧૫; ૧૦; એમ ત્રણ ઇનામો સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ સ્મારક ઇનામી નિબંધ ફંડમાંથી અપાશે.

## મંડળને ભેટ

સૌ. રમાદેવી રતિલાલ ઠક્કર તરફથી ત્હેમના ભત્રિજાના લગ્નની ખુશાલીમાં રૂપીઆ ૨૧) ( એકવીશ ) મંડળને ભેટ મળ્યા છે. સેક્રેટરીઓ ઘણા આભાર સહિત તે સ્વીકારે છે. મંડળના સભાસદો પોતાને ત્યાંના લગ્ન પ્રસંગોએ મંડળને યાદ કરી ભેટ મોકલશે એવી અમો આશા રાખીએ છીએ.

## મંડળનાં નવાં લાઈફ મેમ્બર

સૌ. પ્રભાવતી ઇશ્વરદાસ વેણીલાલ સુતરિયા; સૌ. વસંતગૌરી હિરાલાલ કાજી, સૌ. સદોરીબાઇ દયાળદાસ ખુશીરામ. ચાલુ સાલે મંડળના લાઇફ મેમ્બર થયા છે. તે માટે સેક્રેટરીઓ તેમનો ઘણો આભાર માને છે.

## સ્વ. જયાવંતી દુલેરાય સ્મારક-ફંડ

### લેખિત નિબંધનું પરિણામ

મંડળ તરફથી દર વર્ષે દેશદેશાવરોમાંથી ગુજરાતી સ્ત્રીઓ પાસેથી સ્ત્રીઉપયોગી નિબંધો માંગવામાં આવે છે. ચાલુ વર્ષમાં હિન્દુ લગ્નની ભાવના વિષે નિબંધ માંગ્યા હતા. ચૌદ નિબંધો મળ્યા હતા. મૅનેજીંગ કમિટીએ શ્રીયુત ભવાનીદાસ નારણદાસ મોતીવાળા, બી. એ. એલએલ. બી. ને પરીક્ષક તરીકે નિમ્યા હતા ત્હેમણે નીચે મુજબ પરિણામ જણાવ્યું છે.

૧ લું ઇનામ રૂ. ૩૦) કુ. સુરજ ચુનીલાલ શેઠ
૨ જું ઇનામ રૂ. ૨૦) ગં. જેકોરબાઇ જગજીવનદાસ
૩ જું ઇનામ રૂ. ૧૦)
રૂ. ૫) સૌ. મણીગૌરી વિઠ્ઠલદાસ અને રૂા. ૫) બ્હેન લીલાવંતી વિનાયક પ્રધાનને વહેંચી અપાશે.
ઉપલાં ઇનામો સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ સ્મારક ફંડમાંથી અપાશે.

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ઇન્દિરા સહસ્રબુદ્ધેકૃત
નવલકથા 'બાળૂતાઇ ધડા ઘે'નો ગુજરાતી અવતાર

# એ પત્ની હતી ?

રજૂ કરનાર :
શ્રી. યજ્ઞેશ હ. શુક્લ

## પ્રકરણ સાતમું

### મોટાભાઇની નીતિ ?

થયું. આ સમયથી ભાસ્કરનો મને નેહ લાગ્યો અને તે જન્મભર ટકી રહ્યો એમ કહું તો કાંઇ હરકત નથી. બેટા, આ વાત સાંભળીને તને કદાચ હસવું આવશે, પરંતુ આવી વાતનો તને અનુભવ થયા વિના ખ્યાલ આવે એ પણ શકય નથી. કેટલાક વખત સુધી મારી પાસે ભાસ્કરનો એક ફોટો હતો પરંતુ તેને ભૂલી જવો જોઇએ એમ માનીને મારાં લગ્ન થયા બાદ, મારે પોતાને હાથે, મનને કઠિણ કરીને મેં તે બાળી નાખ્યો હતો. તે વખતે મારાં અંતરની સ્થિતિ કેવી થઇ હતી તે હું તને શું કહું ? પણ મેં ઘણું સારૂં કામ કર્યું અને હું નીતિપૂર્વક ચાલવાનો પાઠ શીખી એમ માનીને મેં તે સમયે તો મારાં મનને ધન્ય માન્યું. એ ફોટો જો તને જોવાને મળ્યો હોત તો ઠીક થયું હોત, પરંતુ ફોટા, ઉપરથી માણસની કેટલી ઓળખ કરી શકાય ! ફોટા ઉપરથી માણસના સ્વરૂપની માત્ર રૂપરેખા જણાય છે. જો કોઇ માણસની ખરેખરી ઓળખાણ કરવીજ હોય તો તેને પ્રત્યક્ષ જોવો જોઇએ. તે પછી તેના હાવભાવ, વિચાર, સ્વભાવ, વર્તન અને પ્રત્યેક ક્રિયામાં થનારા બારીક ફેરફાર અને તે ફેરફારથી બીજાના મન ઉપર થનારી અસર એ બધું કાંઇ માત્ર ફોટા ઉપરથી થોડુંજ સમજાનાર છે ?

ભાસ્કર, કોઇ પણ વાત કરવા લાગે કે તે કેટલી ઝડપથી, ભૂલવિના અને આનંદથી તે કરે તે જોવાજોગ હોય છે. તેની પાણીદાર આંખો હમેશાં આનંદથી નાચતી રહેતી. તેનું મોઢું હમેશાં આનંદિત અને હસતું રહેતું. તેના વાળ હમેશાં કાળાભોર અને સારી રીતે છટાથી હોળેલા રહેતા. તેનો સ્વભાવ સારો હોવાને કારણે, છેક નાનાં બાળકથી માંડીને તે મોટાં માણસો સુધી સર્વનો તે પ્રિય હતો. તેના બોલવા ચાલવામાં વિલક્ષણ પ્રકારની નિર્ભયતા હતી. જે વિચાર સ્પષ્ટ રીતે જાહેર કરતાં બીજા લોકો આગળપાછળ જોયા વિના રહેતા નહિ તે વિચારો વિનાસંકોચે તે જાહેર કરતો. કોઇપણ પ્રશ્ન સંબંધમાં પોતાનો મત દર્શાવતાં પહેલાં તે પૂરેપૂરો વિચાર કરતો અને પછી જે બોલવાનો હોય તે બોલતો આવે સમયે તે અત્યંત પુખ્ત માણસ જેવો લાગતો પરંતુ હાસ્યમશ્કરી પણ છેક નાનાં બાળક જેવી જ તે કરી શકતો. કદિ કોઇને વાગે અથવા કોઇ માંદુ પડે તો તેને ઘણું દુઃખ થતું. એવા સમયે ભારકરની માફક મન મૂકીને કામ કરનારો મનુષ્ય બીજો

ભાગ્યેજ મળતો. લોકોને ઉપયોગી થઇ પડીને લોકોને આપણાં કરવાની શૈલી ભાસ્કરમાં ઉત્તમ પ્રકારની જોવા મળતી હતી. તેના આવા આવા અનેક સારા ગુણોને લીધે તે મોટમોટા માણસો ઉપર પોતાની છાપ પાડી શકતો અને તેથીજ કોઇ તેને તુચ્છકારતું નહિ. થોડા જ શબ્દોમાં કહીએ તો ભાસ્કર સર્વને ગમતો હતો.

'પણ, કુસુમ, તારી આગળ તેના ગુણો-નું હું ગમે તેટલું વર્ણન કરૂં તો પણ તે અપૂર્ણ જ રહેવાનું. માત્ર વર્ણનથી કોઇ પણ વસ્તુની બરાબર કલ્પના કદિ જ આવતી નથી. અને તેથી, તને તેને માટે કાંઇ જ લાગનાર નથી, પરંતુ મારા ધ્યાનમાં તો મદા સર્વદા ભાસ્કર જ છે અને તેથી જ આજે આ આત્મચરિત્ર લખવાનો મારે માટે સમય આવ્યો છે.

ભાસ્કર અને હું નાનપણથી એક સાથે ઉછર્યાં એમ કહેવામાં કાંઇ હરકત નથી. વચ્ચેનાં પાંચ છ વર્ષો જ અમે એકમેકથી દૂર હતાં; પણ વિચારથી તો અમે સમીપ જ હતાં, એમ પણ કહેવામાં કાંઇ હરકત નથી. અમારી વયમાં બહુ બહુ તો બેત્રણ વર્ષનું અંતર હશે પણ આ અંતરને પરિણામે તે મોટો અને હું નાની એવું અમને મુદ્દલ લાગતું નહિ. અમારી સ્થિતિ સર્વ બાબતોમા સરખી જ હતી એમ કહેવામાં કાંઇ હરકત નથી. ભાસ્કર તેના વર્ગમાં હુશિયાર અને જાણીતો હતો તેમ હું પણ હુશીયાર અને જાણીતી હતી. તેને વાચનનો નાદ હતો તેવો મને પણ હતો. તે સર્વને ગમતો હતો તેમ હું પણ સર્વને ગમતી હતી. ફક્ત મારા પિતાશ્રી પાસે પૈસા હતા તેવા તેના પિતા પાસે ન હતા. તેના આ કમીપણાં તરફ મારૂં લક્ષ કદિ પણ ગયું ન હતું આવી રીતે અમે બન્ને સમાન હતાં છતાં પણ તેના કરતાં હું મોટી છું એમ માનીને તે મને માન આપતો, અને હું મારા મનથી તેને મોટો માનીને તેને માન આપતી.

આને પરિણામે, અમારો એકમેક પ્રત્યેનો પ્રેમ અને માન વધતાં ગયાં. ઉતાવળ કરીને લગ્ન કરી લેવાનો અમારા બન્નેનો વિચાર જ ન હતો, તો પણ, અમને બન્નેને ઉઘાડે છોગ એકમેક પ્રત્યે પ્રેમ કરવામાં કોઇ પણ પ્રકારનું પાપ લાગતું ન હતું. અમારો બન્નેનો વિચાર વધુ શિક્ષણ મેળવવાનો હતો એટલે, તાબડતોબ લગ્ન કરી લેવાનો અમારો વિચાર ન હતો. એ ઉપરાંત, અમારો પ્રેમ કેટલે સુધી ટકે છે તે જોવાનો મારો હેતુ હતો. અમારો એકમેક પ્રત્યે આટલો પ્રેમ હોવા છતાં પણ ભાસ્કરને દેવ સમાન માન-વાની મારી પ્રવૃત્તિ ન હતી તેમ તે પણ, મને બીજા પુરૂષોની જેમ સ્ત્રી હોવાને કારણે ગમે તેવી માનતો ન હતો. અમે ખરેખરાં મિત્ર હતાં. અમે એકમેક કરતાં ઘણાં ઉત્તમ વા કનિષ્ટ ન હતાં એટલે અમારી મૈત્રી કાયમને માટે ટકી રહી.

કુસુમ, તારો પતિ પસંદ કરતી વેળા તું એક વાત ધ્યાનમાં રાખજે કે તે તારો બધી બાબતોમાં સમોવડિયો હોય ! તે તારા કરતાં વયે વધારે મોટો કે ગુણે વધારે શ્રેષ્ઠ ન હોવો જોઇએ. આમ હોતાં, એકને બીજાના દોષ તરત જ જણાઇ આવે છે અને પછી તેને એ દોષોની ખંત લાગે છે–પછી તે સ્ત્રી હોય કે પુરૂષ હોય–અને આમ હોવું અત્યંત સ્વાભાવિક છે. એક વાર એકમેકના અવ-ગુણની જાણ પડી ગઇ કે, તેની વારંવાર ચર્ચા થવા માંડે છે અને પછી કજીયો થાય છે. આથી શરૂઆતમાં જ કાળજી રાખવી. એકમેકના ક્ષુલ્લક દોષો હોય તો તે પ્રત્યે આંખમીચામણા કરવાની અને તે જાતે કદી ન બનાવવાની સાવચેતી રાખવી, પણ આ વાત સહજ પોતાપણાંથી જ થવી જોઇએ.

ભાસ્કરની અને મારી એકમેક પ્રત્યે બોલવાની આવા જ પ્રકારની ટેવ હતી. પણ શું આ બધું થ હતું, પરંતુ માત્ર ઇશ્વરના મનમાં જ નહતું એટલું ખરું. અમારા ઉત્કૃષ્ટ પ્રેમની પૂર્તિ થાય એવું કોઇના જ મનમાં રહતું.

આ પૃથ્વી ઉપર ફળ, ફુલ અને બાળકો નિર્માણ થાય છે પણ સારાં ફળ, અને સારાં ફુલ નિર્માણ કરવા માટે મનુષ્ય જેટલી ખટપટ કરે છે તેટલી સારી ખટપટ બાળકો નિર્માણ કરવા માટે કરતાં નથી. એ આશ્ચર્યની વાત નથી શું ? પ્રેમ જ ન હોય એવાં યુગલને સારાં બાળકો કયાંથી થાય ? અને તે છતાં બાળકો થાય તો તેની સંભાળ પણ કોણ રાખે છે ? ' ઇશ્વરે દીધા છે તો ઇશ્વર જ તેની સંભાળ રાખશે ' એમ જણાવીને બાળકો જેમ ઉછરે તેમ ઉછરવા દેવા ઉપરાંત કાંઇ જ કાંઇ વધારે કરતું નથી ! જેવી રીતે માબાપનાં સૌન્દર્યનો અંશ બાળકોમાં ઉતરેલો જણાય છે તેવી જ રીતે તેના ગુણ, તેના વિકાર વગેરેનું પરિણામ બાળકો ઉપર ઉપજતું નથી શું !

અમારા આ પ્રેમ દરમ્યાન જ અમે ઉપર જણાવેલા બાગમાં એક દિવસ કેટલોક સમય વાત કરતાં કરતાં બેઠાં હતાં. ઝાડ નીચે બેસીને વાંચી રહ્યા બાદ, અમે એકમેકના હાથમાં હાથ નાંખીને ફરતાં ફરતાં વાડીની પશ્ચિમ તરફ ગયાં. અમે બહુ બહુ તો અર્ધોક માઇલ ગયા હઇશું એટલામાં ખળખળ વહેતું એક ઝરણું જણાયું. આ ઝરણાંના કાંઠે કેટલોક સમય અમે બેઠાં. તે પછી ઝાડીમાં કોઇ પક્ષીના માળા શોધવા માટે અમે આમ તેમ જોવા માંડયું. અમારી ઇચ્છા પ્રમાણે મને એક માળો જડયો અને તે જોઇને અમને અત્યંત આનંદ ફુરયો. એ માળો કેટલો સુંદર હતો ! તેની બાંધણી કેટલી સફાઇદાર હતી !

તે જોઇ ભાસ્કરે કહ્યું:

' સોના, આપણું ઘર પણ આવું જ સુંદર થશે, નહિ ? '

તેના તરફ જોઇ હું ગાલમાં હસી અને અત્યંત અભિમાનથી બોલી:—

' કેમ નહિ થાય ? '

આ શબ્દો નીકળતાં જ તેણે મને ભીંસીને આલીંગન દીધું અને તે બોલ્યો.

' સોના, આપણે કેટલાં સુખી છીએ, નહિ ? '

એટલામાં નીલ રંગના બે સુંદર પંખી કિલબિલ અવાજ કરતાં અમને જણાયાં. અમારા હાથમાંનો માળો, એ પક્ષીઓનો જ હશે એમ અમને લાગ્યું. કારણ એ પંખીઓ તે જ ઝાડ પર આમ તેમ ઉડતાં હતાં. અમે માળો ઝાડ ઉપર મૂકી દીધો અને એ પંખીઓ તે માળામાં બેસે એમ માનીને લાંબે સુધી ઉભાં રહી તેઓની ગંમત જોવા માંડી પણ પંખીઓ માળામાં જાય જ નહિ. મને ઘણી નિરાશા થઇ. પંખીઓ પોતાનો કિલબિલાટ કર્યે જ રાખતાં હતાં. એટલે તેનાં છગાને કાંઇ ઇજા બીજા કરી હશે એમ માની ને મેં ભાસ્કરને કહ્યુઃ

' ભાસ્કર, આપણે આજે જે કર્યું તે બરાબર નહિ કર્યું. તેઓના પ્રેમમાં આપણે આજે નકામાં આવ્યાં. આમ આપણા પ્રેમમાં કોઇ આવે તો આપણને કેવું લાગે ! '

' કેવું લાગે ? એવું કાંઇ થાય તો હું મરી જાઉં, હું જગતમાં હોઉં ન હોઉં તે સરખું જ હશે. હું માત્ર તારી છાયા છું, તું હશે તો હું છું. તું મારી પાસે નહિ હોય તો હું યે નથી. '

' ગમે તે કહે, ભાસ્કર, પણ આપણે આજે બિચારા તે પક્ષીઓનું નકામું નુકસાન કર્યું. જો, એ બન્ને કેવાં કરૂણતાથી ફડ ફડ કરી રહ્યાં છે ! મને તો શુંઇનું કાંઇ થઇ

## વ્હેમી સાસુ અને વિનિત વહુ

લીલા ડોસી એક ખરેખર વ્હેમનું જબરજસ્ત બારદાનજ હતી; જ્યારે તેનો પુત્ર કીશોર અને પુત્રવધુ જયાલક્ષ્મી એક સુશિક્ષિત સંસ્કારી દંપતિ હતાં. ઇશ્વરકૃપાથી જયાલક્ષ્મીને એક પુત્ર અવતર્યો. જયાલક્ષ્મી પુત્રને ઉછેરવામાં સંસ્કારી ગૃહલક્ષ્મીને છાજે તેવી સર્વ સંભાળ લેતી હતી છતાં દૈવયોગે એકદમ પુત્ર બીમાર પડી ગયો. જયાલક્ષ્મીને તેના વ્હાલસોયા બચ્ચાંના દર્દની કંઇ પણ ગમ ન પડવાથી તેણે પોતાની સાસુની તે બાબદમાં સલાહ લીધી. વ્હેમી અને અક્કલની બારદાન લીલા ડોસીએ બચ્ચાંના રોગને માટે કંઇ પણ વૈદક દૃષ્ટિબિંદુ લક્ષમાં લીધા સિવાય તરતજ અભિપ્રાય આપ્યો કે, તેને ભૂતનો વળગાડ છે અને તેથી દોરાધાગા, ડાકલા, ભૂવા, વિગેરે ઉપચારોની ધમાલ મચાવી મૂકી. સુશિક્ષિત જયાને આ ઉપચારો ગળે ન ઉતર્યા અને તેથી વૈદકીય ઉપચારોની શોધમાં પડી. તેવામાં એક વખતે "ગુણસુન્દરી" વાંચતા તેની નજર "જયકર્સ કન્વ્હલશન કર્યોર" યાને "બચ્ચાંઓની આંકડીનો રામબાણ ઇલાજ" ... પડી અને મેસર્સ વનમાળી ભીખાની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇને સરનામેથી તેનું મફત મળતું સાહિત્ય મંગાવી વાંચી જોતાંજ તેની ખાત્રી થઇ કે તેના વ્હાલાં બચ્ચાંનું દર્દ ભૂતપ્રેતનો વળગાડ નહીં પરંતુ આંચકીનું દર્દજ હતું અને ઉપરોક્ત જયકર્સ કન્વ્હલશન કર્યોરની બાટલી અજમાવતાં તેના અનહદ હર્ષ વચ્ચે બચ્ચું ખુશખુશાલ હરતું ફરતું થઇ ગયું અને તેની ખુશાલીનો પાર રહ્યો નહીં.

સુજ્ઞ વાંચકો! આંચકીના દર્દને અજ્ઞાનતાથી ભૂતપ્રેતનો વળગાડ માની તમારા વહાલાં બચ્ચાંઓની જીંદગી જોખમમાં મૂકો તે પહેલાં "જયકર્સ કન્વ્હલશન કર્યોર" અજમાવી જોશો તો તમો પણ ખુશાલી અનુભવશો: સુજ્ઞેષુ કિં બહુના!!

જાય છે, અને આપણા પર પણ આવોજ દુઃખનો પ્રસંગ આવી પડશે કે શું એવો મને ભય લાગે છે !'

'ચાલ, હવે એવી નકામી કલ્પના કરીને મનમાં દુઃખી ન થા.'

મેં માત્ર એક લાંબો નિઃશ્વાસ નાખ્યો.

મારો હાથ પકડીને ભાસ્કર મને તે સ્થળેથી બીજે સ્થળે લઇ ગયો. તેની ખાંધ ઉપર માથું ટેકવીને, અને મારો એક હાથ તેની કમ્મરે જોશથી વીંટાળીને ધીમે ધીમે પગલે હું તેની સાથે ચાલતી હતી, ત્યાં તો...

કોઇ અમારી પાછળ આવતું હોય એવો અમને ભાસ થયો અને અમે બન્નેએ પાછળ વળીને જોયું તો મોટાભાઇ અમારા તરફ રોષભરી દ્રષ્ટિએ જોઇ રહેલા જણાયા. મોટાભાઇની એ ક્રોધિત મુખમુદ્રા જોઇને હું ઘણી જ ગભરાઇ ગઇ અને ભાસ્કરને એકદમ વળગીને ઉભી રહી. મોટાભાઇ તરત જ આગળ આગળ આવ્યા મારા હાથને તેમણે એક આંચકો લગાવ્યો અને ભાસ્કર પાસેથી મને દૂર ખેંચીને કહ્યું:

'કારટી, ઊભી રહે; તારા આ બધા ચાળા હવે હું બાપુજીને લખી જણાવું છું. તું હવે ઘણીજ છકી ગઇ છે. આજ સુધી તારી બધી વાત હું દૂરથી જ જોયા કરતો હતો પરંતુ હવે તો એ મેં નજરોનજર જોઇ છે.'

ભાસ્કરે પોતાની ચિત્તવૃત્તિ જરાપણ ડગવા ન દેતાં મારો હાથ ફરી તેના હાથમાં લીધો અને કાંઇક મારા તરફ જોઇને અને કાંઇક મોટાભાઇ તરફ જોઇને તે બોલ્યો

'સોના, આ ગભરાવાનો સમય નથી. મોટાભાઇ કહે છે તે પ્રમાણે તેમનું સમાધાન કરવા માટે આપણે પોતેજ બાપુજીને આપણા સર્વ ચાળા લખી જણાવીએ અને એ રીતે મોટાભાઇનો શ્રમ બચાવીએ. પછી તરત જ મોટાભાઇ તરફ જોઇને તેણે કહ્યું 'કેમ મોટાભાઇ, પછી તો તમારાં મનનું સમાધાન થશે ને ?'

ભાસ્કરનું આ શાન્ત ભાષણ સાંભળીને મોટાભાઇને વધારે રોષ ચઢયો. તે રોષથી પોતાના ડોળા ફેરવીને ભાસ્કર તરફ જોઇને તે આવેશથી બોલ્યાઃ

'લોકોના ઘરમાં પેસીને, અને મોટાપણાનો ડોળ ઘાલીને તેમના ઘરમાં ફાવે તેવા નાગા નાચ નાચી અને તેઓના નામને કાલિમા લગાડયા પછી પણ મોઢું ઉંચુ રાખીને બોલતાં તારા જેવા સુશિક્ષિત ગૃહસ્થને કેમ શરમ પણ લાગતી નથી ?–કહે છે કે આટલો બધો ક્રોધ કરવા જેવું શું થયું છે ! તેં તારી લાજ મર્યાદા ગુમાવી દીધી હશે પણ અમારે તો ચાર લોકની વચ્ચે રહેવાનું છે.'

પછી તે મારા તરફ જોઇને બોલ્યાઃ

'સોના, તારે આપણા બાપુજીનાં નામની અને કુળની કાંઇપણ આબરૂ રાખવી હોય તો આ દુષ્ટનો હાથ છોડી દે, અને મારી સાથે ચાલ. બા, બાપુજીને સર્વ હકીકત કહે અને ફરી...'

આટલા સમયમાં તો મારો ભય દૂર થઇ ગયો અને તેમનું બોલવાનું પુરું થાય ન થાય ત્યાં તો મેં કહ્યું:

'મારે કાંઇ હાલમાં જ લગ્ન કરી નાખવું નથી. પછી બાપુજીને કહેવાની શી જરૂર છે ? અમારું શિક્ષણ પૂરું થાય ત્યાં સુધી જો અમારી મૈત્રી આવી જ રીતની કાયમ રહેશે તો જ અમે લગ્ન કરનાર છીએ.'

'જો એમજ હોય તો ભાસ્કાર સાથેનું તારું અત્યારનું વર્તન એકદમ અનીતિ જ છે.'

'એ કઇ રીતે મોટાભાઇ ?' ભાસ્કરે મારો પક્ષ લઇને પૂછયું.

મોટાભાઇ ફરી ચીડાઇને બોલ્યાં:

'જો ભાસ્કર, તારે વચ્ચે બોલવાનું કાંઇજ કારણ નથી. તું તારે ઘરે જા, જોઇએ.'

'તે તારે શા માટે કહેવું જોઇએ? મને ઠીક લાગશે ત્યારે જઇશ.'

'તે ઘરે જાય તે કેમ ચાલશે?' મેં વચ્ચેજ કહ્યું. 'તે અને હું એક જ છીએ. અને વળી, આ પ્રશ્ન અમારો બન્નેનો છે. અનીતિનો દોષ તેં મારા ઉપર મૂક્યો છે તે તેના ઉપર પણ મૂક્યા બરાબરજ છે. એટલે તારે જો આ પ્રશ્નનો વાદવિવાદ કરવો હોય તો અમારા બન્ને સાથે જ કર. નહિતર, તું અમારી ભાંજગડમાં ન પડ; હું કાંઇ નાની છોકરી નથી કે તું મને આ વાત શિખવે છે! નીતિ અનીતિની વ્યાખ્યા કરવાનું કામ ઘણું મુશ્કેલ છે. તે પ્રત્યેકનાં મોટાંપણાં પર કે હીનપણાં પર આધાર રાખે છે. કોઇ જુના વિચારની બાઇને ૧૫-૧૬ વર્ષની છોકરીને અવિવાહિત જોતાં અનીતિ લાગશે અને ચાંદલો ન કરવામાં કે મંગળસૂત્ર ગળામાં ન પહેરવામાં પાપ લાગશે પણ મને તેમાં એવું કાંઇ જ લાગતું નથી. મારી નીતિ અનીતિની વ્યાખ્યા બીજાઓનાં કરતાં તદ્દન નિરાળી જ છે.'

'વાહ, વાહ! મોટી પંડિતા જ થઇ ગઇ કે નહિ! કહે છે કે મારી નીતિ અનીતિની વ્યાખ્યા તદ્દન નિરાળી જ છે! તારી વ્યાખ્યા પૂછે છે કોણ? અને એમ તો હોવાનું જ ને! એમ નહિ હોય તેમાં જ આશ્ચર્ય! એમ નહિ હોય તો પરપુરૂષના હાથમાં હાથ અને ખાંધ પર ખાંધ મૂકીને નાચનાં કેવી રીતે ફાવે?'

મોટાભાઇ ખૂબ ચીડાઇને તેમજ ભવાં ચઢાવીને બોલ્યા: તેના આ શબ્દો સાંભળીને મેં કહ્યું:

'મોટાભાઇ, તારે જો વાદવિવાદ કરવો હોય તો કર, નહિતર આવા શબ્દો વાપરીને અમારાં મનને નિરર્થક દુઃખી કરવાનો કાંઇ અર્થ નથી.'

'હા, હા; હું વાદવિવાદ શા માટે કરૂં? આ બધી હકીકત બાપુજીને જણાવું એટલે બસ. પછી તેમને જે કાંઇ કરવું હશે તે તેઓ કરશે.'

એટલું કહીને તે તરત જ આગળ ચાલ્યો પણ ફરી તેના મનમાં કોણ જાણે શું કાંઇ આવ્યું હશે, તે તે ફરી આવ્યો અને તેણે મને કહ્યું:

'પણ હમણાં તું ઘરે ચાલ, બધી હકીકત આપણે બાને જણાવીએ ત્યાં સુધી...'

'ત્યાં સુધી તેને મારી સાથે બોલવા ન દેવી, એટલી જ તારી ઇચ્છા છે ને?' એમ ભાસ્કરે પુછ્યું.

'હા, એટલી જ ઇચ્છા છે.'

'તો પછી ચાલો, આપણે બધા જ બા પાસે જઇએ.' એમ ભાસ્કરે કહ્યું અને અમે ફરી એકમેકના હાથ ધરીને ચાલવા માંડયું.

મોટાભાઇ ફરી ચીડાઇને બોલ્યા.

'જો તમારે આમ લટકા મટકા કરવા હોય તો મારી સાથે ન આવો.'

'મોટાભાઇ, આમાં લટકા મટકા જેવું કાંઇ નથી. આતો તારી-અમારી સમજ છે. ઠીક તને નહિ ગમતું હોય તો તું આગળ જા, અમે પાછળ આવીએ છીએ.' આમ હસતાં હસતાં મોટાભાઇને શરમાવતા ભાસ્કર બોલ્યો.

આથી મોટાભાઇ વધુ ચીડાયો અને ત્યાંથી આગળ ચાલી ગયો. અમે બંને જરા અંતરેથી પાછળ ચાલવા લાગ્યાં.

## પ્રકરણ આઠમું

### બાની કલ્પના

મોટાભાઇ અમારા કરતાં ઘરે વહેલા આવીને ઠેઠ તેની ઓરડીમાં ગયા. તરત જ રોષમાં ને રોષમાં એક લાંબો લચકપત્ર તેણે બાપુજીને લખી કાઢયો. ભાસ્કરની અને મારી કલ્પના એવી હતી કે પ્રથમ તે બા પાસે જશે અને તેને સર્વ વૃત્તાંત કહેશે પણ બા પાસે તો તે એક શબ્દ સરખો પણ બોલ્યા નહિ.

અમે બંગલેથી આવ્યા તે બાદ મેં ભાસ્કરને કહ્યું:

' ભાસ્કર, આપણે બન્નેએ મળીને આ વાત બાને કહેવાની શી જરૂર છે ? તું પંડિત માસ્તરને બધું કહે અને હું બાને કહીશ. તું અત્યારે અમારે ઘરે આવશે તો વળી મોટાભાઇનો મિજાસ વધારે ગરમ થશે અને એકાદ વાર તેમનો સંતાપ અતિરેક પર જશે. '

પરંતુ ભાસ્કરે ઝટદઇને હા ન કહી. મને ત્યાં છોડીને જવાનું જાણે તેના જીવ ઉપર આવી ગયું હતું.

અમે કેટલીય વાર સુધી બંગલાના ફાટક આગળ ઉભા રહ્યાં. બત્તી કરવાનો સમય થયો હતો. રસ્તા આગળથી એકાદ બીજોજ માણસ અને બળદગાડી ખડખડ અવાજ કરતી જતી હતી. દૂર દૂર આવેલાં ઝુંપડાંઓમાંથી અને બંગલાઓના આગારોમાંથી દિવા ચળક ચળક કરતા હતા. રસ્તાની બન્ને બાજુએ આવેલા ચૂનો લગાવેલા પત્થરો બીજી બધી વસ્તુઓ કરતાં વધારે સ્પષ્ટ રીતે દેખાતા હતા.

અમારાં અંતઃકરણ ખિન્ન થએલાં હતાં. ભાસ્કર તો ઘણો સચિંત અને ઉદાસ થયો હતો, થોડાજ સમય ઉપર મોટાભાઇ સાથે બોલતી વેળા તેણે ધૈર્યનો ખોટોજ દેખાવ કર્યો હતો કે શું એવી કોઇને શંકા આવી જાય. તેણે કેટલીય વાર સુધી તેનો હાથ મારા હાથમાં મજબૂત રીતે ધરી રાખ્યો હતો.

મેં ભાસ્કરને કહ્યું:

' ભાસ્કર, આપણે હવે જઇએ. રાત્રિ થઇ છે, એકતો બા ક્રોધિત થઇ હશે અને તેમાં મને મોડી થએલી જોઇને તે વધારે રોષ કરશે. '

' રોષ કરવા દે આજનો દિવસ કરવો હોય તો ! આજેજ આપણે જે કાંઇ વાત કરવી હોય તે કરી નાખવી જોઇએ. કારણ કાલે આપણે કેટલાં પરતંત્ર હોઇશું તેનું કાંઇ અત્યારે કહી શકાય એમ નથી. '

' છટ, આટલો બધો ભય રાખવાનું કાંઇ જ કારણ નથી. મોટાભાઇને આપણું વર્તન પસંદ નથી એટલે બાકીના બીજા માણસો પણ વિરૂદ્ધ જ હશે એવું મને લાગતું નથી. બા, બાપુજી, પંડિત માસ્તર એમને તો આપણું લગ્ન થાય એ પસંદ જ પડશે એવી મને ખાત્રી છે. આપણે ભય રાખવા જેટલું માત્ર એટલું જ છે કે, તેઓ આપણને તાબડતોબ લગ્ન કરી નાખવા જણાવશે, પણ લગ્નને અંગે આપણા શિક્ષણમાં કેવી અડચણ આવશે તે તેઓને કહેશું એટલે બસ. '

' પણ તેઓને તે ગમવાનું નથી. તેઓ આપણને તાબડતોબ લગ્ન કરવાને જણાવશે અને તે મને જરાય પસંદ નથી—અને તેથી તો મને વધારે ખેદ થાય છે. "

રાત્રિ થતાં મને બાની તેમજ મોટાભાઇની વધારે બીતી લાગવા માંડી. મે ભાસ્કરના હાથમાંથી મારો હાથ છોડાવી દીધો અને કહ્યું:

'ઠીક, જે થવાનું હશે તે થશે. તું હવે જા, બા મારા પર ચીઢાશે.'

એમ કહીને હું તરત જ ઘરમાં ગઇ. પછી ભાસ્કર ઘરે ગયો કે નહિ તે સુદ્ધાં જોવાનું મને ભાન રહ્યું નહિ. પણ મેં તેનો હાથ બાજુએ સેરવી દીધો ત્યારે તેણે પોતાનું શરીર નિરાશાથી ભીંત ઉપર ઢોળી દીધું એવું મને લાગ્યું.

હું ઘરે ગઇ ત્યારે સર્વ જમવા બેઠાં હતાં. મને એકદમ શરમાવા જેવું લાગ્યું. હું તરત જ હાથપગ ધોઇને પાટલા પર બેઠી અને કોઇની સાથે એક શબ્દ સરખો પણ બોલ્યા વિના હું જમી. બાથી માંડીને તે મધુ સુધી કોઇ જ કાંઇ બોલતું નહતું. મને લાગ્યું કે મોટાભાઇએ બધી હકીકત બાને કહી હોવી જોઇએ અને તેથીજ બધા રોષમાં છે. પણ ખરી વાત એમ ન હતી, તે તો મને પાછળથી માલમ પડ્યું. વધારે મોડું થવાને કારણે મોટાભાઇ વધારે ક્રોધિત થયા હતા. હું જમી, પણ તદ્દન મનું જ જમી; અને હમેશ પ્રમાણે નીચે ન બેસતાં છેક ઉપર જઇને પથારી પાથરી સુઇ ગઇ.

મારૂં આવું વર્તન અને મોટાભાઇનું આવું વર્તન જોઇને બાને આશ્ચર્ય થયું. આ છે શું એની જ તેને સમજણ ન પડી. બધું કામ આટોપાયા સુધી તે કાંઇ પણ બોલી નહિ. પછી તે મારી ખોલીમાં આવીને મારી પથારી ઉપર બેઠી અને મારા માથા પર હાથ ફેરવીને. તેમજ શરીર ઉપર પણ હાથ ફેરવીને મને તાવબાવ આવ્યો છે કે શું તે જોવા લાગી. પછીથી મને હળવેથી દિલાસાને બોલીઃ

'સોના, બેટા, આજ આટલી વહેલી કેમ સુઇ ગઇ! તારૂં માથું બાથું દુખે છે કે શું?'

અને મેં તરતજ બાને કહ્યુંઃ

'બા, ત્યારે તું મારા ઉપર ચીઢાઇ નથી! મને તો એમ લાગ્યું કે તમે સર્વ મારા ઉપર ખૂબ રોષે ભરાયાં છો અને તેથીજ કોઇ મારી સાથે કાંઇ બોલતું નથી...'

'હા, હું એમ ક્રોધિત થઇજ હતી, અને સોના, તારા જેવી તરૂણ છોકરી ઘરે આવતાં આટલું મોડું કરે એથી કોને રોષ નહિ ચડે વારૂં? આમ કરવાથી લોકો નાના પ્રકારની શંકા કુશંકા કરે છે અને નકામું તારૂં નામ વગોવે છે.'

'લોકો નકામું જ જો નામ વગોવતા હોય તો તે પ્રત્યે લક્ષ શા માટે આપવું? તને તો હું ખરાબ રીતે વર્તું છું એમ લાગતું નથી ને?'

'જો, અમને આમ લાગતું નહિ હોય તો પણ, લોકોના બોલવા પ્રત્યે એકદમ આંખ મીંચામણા કર્યે કેમ ચાલે?'

"તો પછી લોકો ગમે તે બોલે એટલે મારે ભાસ્કર સાથે ન બોલવું અને ભાસ્કરે મારી સાથે ન બોલવું એમ તને લાગે છે!"

'જો તે તારી સાથે લગ્ન કરનાર હોય તો મને જરાય હરકત નથી."

'એમ ને? તો અમારો લગ્ન કરવાનો જ વિચાર છે—પણ મોટાભાઇને એને માટે આટલો બધો ક્રોધ કરવા જેવું શું છે?

'એટલા ખાતર જ મોટાભાઇ ચીઢાયલા છે કે? મને ખબર નહિ. તે છતાં મેં તેને ત્રણ ત્રણવાર એક સરખું પુછી જોયું. પણ તેના રોષનું કારણ તેણે મને જણાવ્યું નહિ.'

'તો પછી મોટાભાઇ પાસેથી તને આ

વાતની મુળે જ ખબર પડી નહિ ? ' મેં આશ્ચર્યથી પૂછ્યું.

' નહિ. એ તો અત્યારે તારી પાસેથી જ માલમ પડે છે. ઠીક, પણ સોનુ, તો હવે લગ્ન સમારંભ જલદી પતાવી લેવો જોઇએ. '

' છેઃ એટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર છે ?–અને વળી ભાસ્કર હમણાં જ લગ્ન કરવા તૈયાર થશે એમ મને લાગતું નથી. '

'આપણે પંડિત માસ્તરને પૂછી જોઇએ. તેમનો મત લીધા વિના તો કોઇથી કાંઇ કરી શકાવાનું નથી ને ? સિવાય, પુના પત્ર લખીને બધી હકીકત ત્યાં પણ જણાવવી જોઇએ. ત્યાં જમાઇ તરીકે ભાસ્કર પસંદ પડે તે પછી બધી વાત ! ' બા જરા ડગમગતા સ્વરે બોલી.

' કેમ, એમ કેમ કહે છે ? બાપુજીને ભાસ્કર ગમતો નથી શું ? '

' એમ તો ગમે છે પણ માત્ર ગમવું અને જમાઇ તરીકે પસંદ પડવું એમાં પુષ્કળ ફેર છે. '

' જમાઇ તરીકે પસંદ પડવા માટે તેનામાં એવી શી કમીના છે ? ' મેં જરા રોષથી પૂછ્યું.

' એજ કાંઇ ખાસ વાત નથી. ' બા જરા અચકાઇને બોલી.

' ત્યારે બીજી કઇ ? ' મેં કપાળ અને ભવાં ચઢાવીને રોષથી પૂછ્યું.

' પૈસા. અહીંના જેવી આટલા જાણીતા ગૃહસ્થની છોકરીને શોભે એવું એ સ્થળ છે કે કેમ ? આ મહિનાનો પગાર તેજ મહિનામાં પૂરો કરવો પડે એવી જેની સ્થિતિ હોય એવાં ગરીબ ઘરમાં અમે અમારી દિકરી આપીએ તો લોકો અમને શું કહેશે ? ઉપરાંત, તને પણ આવી ગરીબીમાં સુખ મળશે કે ? '

' મુખ્ય માણસ સારો હોય અને તેની સાથે આપણો મેળ મળતો હોય પછી સુખ ન મળે એવું બીજું શું હોય ? સુખ શું પૈસામાં જ ભરી મૂક્યું છે ? ઉપરાંત, અમારા પેટ પૂરતું તો અમને મળશેજ મળશે. તમે કાળજી કરશો નહિ. ભાસ્કર પૈસા મેળવીને તમારી કોટીનો થયા વિના કદિ કહેવાનો નથી, અને જગા પૈસાવાળાની નથી. એજ વાતનો શું લગ્ન કરતી વેળા પ્રથમ વિચાર કરવાનો છે કે ? કે ભાસ્કરની અને મારી નાનપણથી જ સારી મૈત્રી છે અને લગ્ન કરીએ તો અમારા બન્નેનાં જીવન સુખમાં જશે એ વાત જોવાની છે ? '

' સોના તું કહે છે તે ખરૂં છે પણ પૈસાનો સુદ્ધાં આપણે વિચાર કરવો જોઇએ. એના તરફ બિલકુલ નહિ જોઇએ તે ન ચાલે. સંસારમાં જ્યાં ને ત્યાં પૈસાની જરૂર પડે છે અને પૈસા નહિ હોય તો એકમેક પ્રત્યે પ્રેમ ટકવો જોઇએ તેટલો ટકતો નથી. અને ઘરમાં કંકાસ શરૂ થાય છે. '

' એવો કંકાસ થવા પામે એટલી બધી ગરીબીમાં અમે કદિ મૂકાનાર નથી. '

એટલામાં બારના ટકોરા વાગ્યા. વાત કરતાં કરતાં ઘણુંજ મોડું થયું એટલે બાએ કહ્યુંઃ

' ઠીક હવે ઉંઘ, એમને બધું જણાવીને પછી શું કહે છે તે જોઇએ. ' તેણે દીવો હોલવ્યો અને હું ત્યાંજ નિદ્રાધીન થઇ ગઇ.

( અપૂર્ણ )



# સમાલોચના

**દ્વિરેફની વાતો:** [ ભાગ બીજો ] કર્તા: શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. કિં. રૂ. ૧-૪-૦.

સમર્થ વિવેચક, કુશળ નવલકથાકાર અને નર્મલેખક તરીકે શ્રી. રામનારાયણ પાઠકનું નામ આખા ગુજરાતમાં હવે સુવિખ્યાત થઇ ચુકયું છે. ચોક્કસ હેતુને લક્ષમાં રાખીને માનવલાગણીઓનું બારીક પૃથક્કરણ કરતી તેમની નવલિકાઓ ગુજરાતનાં નવલિકા સાહિત્યમાં જુદીજ ભાત પાડતી અત્યારપહેલાંની પૂરવાર થઇ ચૂકી છે. ' દ્વિરેફની વાતો ' નો પહેલો ભાગ સારો આદર પામ્યો. તે પછી આ સંગ્રહ પ્રમાણમાં કાંઇ મોડો પ્રકટ થાય છે. છતાં એ ઓછા આદરને પાત્ર તો નહિ જ થાય. આ સંગ્રહમાંની દશ વાર્તાઓમાં મહેફિલે ફેસાને ગુયાનની ચાર વાર્તાઓ આપણા નવલિકા સાહિત્યમાં જુદીજ ભાત પાડે છે, 'કુલાંગાર' અનુભવવા જેવી નાટિકા છે. અને એમાં અસ્પૃશ્યતાનો પ્રશ્ન સારી રીતે છણ્યો છે. બે મુલાકાતો, સુરદાસ આ સંગ્રહની ઉત્તમોત્તમ વાર્તાઓમાંની એ છે. સુંદર રૂપરંગયુક્ત આ સંગ્રહ ગુજરાત અપનાવી લેશે એમાં અમને કાંઇ શંકા નથી.

**સત્યમય જીવન:** લેખક: શ્રી. કિશોરલાલ મશરૂવાળા, પ્રકાશક ઉપર પ્રમાણે. કિંમત રૂ. ૦-૧૦-૦.

ગુજરાતના પ્રથમપંક્તિના વિચારક શ્રી. કિશોરલાલભાઇએ આમાં લોર્ડ મોર્લીના ' ઑન કોમ્પ્રોમાઇઝ ' સત્યાગ્રહની મર્યાદાને આધારે સત્યાસત્યનો વિચાર રજુ કર્યો છે. એમાં તેઓ કહે છે તેમ, ' વિચાર, વાણી અને વ્યવહારમાં સત્યનો ઉપાસક કેમ વર્તે અને આપણા દેશના જુદા જુદા પ્રશ્નો વિષે આપણું વર્તન કેવું હોવું જોઇએ અને શું છે એ વિષેની સિદ્ધાંત તેમજ વ્યવહારની દૃષ્ટિએ ચર્ચા ' કરવામાં આવી છે. આખાય વિષયનું શ્રી. કિશોરલાલભાઇએ અત્યંત તલસ્પર્શી વિવેચન એમાં કર્યું છે.

**ઊધઇનું જીવન:** અનુવાદક: શ્રી. કિશોરલાલ મશરૂવાળા, પ્રકાશક: નવજીવન પ્રકાશનમંદિર, અમદાવાદ. કિં. દશ આના.

મોરીસ મેટરલિંક કૃત પુસ્તકનો આ અનુવાદ રજુ કરીને શ્રી. કિશોરલાલભાઇએ ઊધઇ વિષે શકય એટલું જ્ઞાન મેળવવાનું સુંદર સાધન પૂરું પાડયું છે. અનુવાદની શૈલી ઘણી મર્મગ્રાહી છે.

**હૃદય વીણા:** રચનાર: શ્રી. નરસિંહરાવ ભોળાનાથ. પ્રકાશક: સી. જમનાદાસની કંપની મુંબાઇ ૨ કિં. રૂપિયો સવા.

સાક્ષર શ્રી. નરસિંહરાવભાઇના બીજા કાવ્ય સંગ્રહની આ ત્રીજી આવૃત્તિ થાય છે એ હવે કવિતા શોખીન વાચક વર્ગ ગુજરાતમાં વધતો જાય છે. એના પૂરાવા રૂપે લેખી શકાય.

**કાશ્મલનનાં કાવ્યો:** લેખક: કાશ્મલન, પ્રકાશક: શ્રી. રંજિતલાલ હરિલાલ પંડયા, ૧૨૧, મેડોઝ સ્ટ્રીટ, મુંબાઇ કિંમત ૦-૮-૦

લગભગ ૨૫ વર્ષ ઉપર લખાયલાં કાવ્યોને આ પુસ્તકમાં પહેલીવાર સંગ્રહીને લેખકે ગુજરાતના કવિતા સાહિત્યમાં અલ્પ સ્વરૂપે પણ ઉમેરો જરૂર કર્યો છે. કાશ્મલનને નામે શ્રી. રંજિતલાલે કવિતા પ્રદેશ ખેડયો છે. જો કે કવિ કરતાં એક વિવેચક કે નવલિકાકાર તરીકે તેમનું મૂલ્ય જરૂર વધુ થશે એમ અમને લાગે છે. આ સંગ્રહમાંના કાવ્યોના દોષોથી તેઓ પોતે સારી રીતે માહિતગાર છે એ તો એમના નિવેદનથી જાણી શકાય છે. કુદરત અને માનવજીવનમાંથી વિવિધ ભાવોને તેમણે કવિતાદ્વારા આમાં રજુ કર્યાં છે અને ૨૫ વર્ષ પહેલાંની કૃતિઓ હોવા છતાં એમાં શુષ્કતા લાગતી નથી. છંદો ઉપર તેમનું પ્રભુત્વ સારું જણાય છે. કેટલેક સ્થળે કિલષ્ટ સંસ્કૃત શબ્દોનો ઉપયોગ ખુંચે છે. છતાં એકંદરે આ કાવ્યો કવિતારસિકોને આનંદવા સમર્થ નિવડશે.

**છુટકારો:** અનુવાદક: શ્રી. કિસનસિંહ ચાવડા. પ્રકાશક: સ્વસ્તિક ગ્રંથમાળા. કાર્યાલય, ૧૧૮ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨ કિંમત રૂ. ૧-૪-૦

સ્વસ્તિક ગ્રંથમાળાના ત્રીજા વર્ષનું આ પ્રથમ પુસ્તક મશહૂર બંગાળી નવલકથાકાર શ્રી. શરદ્‌ચંદ્ર ચટ્ટોપાધ્યાય લિખિત નવલકથાનો અનુવાદ છે. ત્રણ પિતરાઇ ભાઇઓના સામાન્ય કુટુંબની આસપાસ આ આખી નવલકથાની વસ્તુ ગુંથણી કરવામાં આવેલી છે. જીવનના કુટપ્રશ્નોને અત્યંત સરળતાથી સ્પર્શી એનો સ્વાભાવિક ઉકેલ કરવો એ શરદ્‌બાબુની કલાસિદ્ધિ છે. નાની સરખી આ નવલકથા એમનું સચોટ પાત્રાલેખન, માનવ સ્વભાવનું ઉંડું નિરીક્ષણ વ્યક્ત કરે છે. શ્રી. કિસનસિંહ ચાવડાએ આ અનુવાદમાં મૂળનાભાવો સફળ રીતે ઉતારવા માટે બની શકતું કર્યું છે અને આખીય કથાને સુરુચિપૂર્ણ રીતે ગુજરાતી ભાષામાં ઉતારી છે.

**ગુલામ:** લેખક: શ્રી. શ્યામજી વાઘજી ઠક્કુર પ્રકાશક કુંવરજી કેશવજી શાહ ચીંચ પોકલી, મુંબઇ. કિંમત રૂ. બે.

સુંદર રૂપ રંગથી શોભતું આ પુસ્તક ' સત્ય પ્રકાશક અને સ્વદેશ 'ની ૧૯૯૧ની ભેટ તરીકે પ્રકટ કરવામાં આવ્યું છે. એમાં ભાઇ તેલ વાળાની હિન્દુસમાજના જુદા જુદા પ્રશ્નો ચર્ચતી પાંચ નવલિકાઓ સંગ્રહાઇ છે. વાર્તાઓની લખાવાસાદી છતાં પ્રભાવવાળી છે. શ્રી ભાનુશંકર વ્યાસે ટુંકા આમુખમાં વાર્તાઓના ગુણદોષની યથા યોગ્ય ચર્ચા કરી છે તે સાથે અમે-સમત થઇ છીએ.

**ત્રણ નાટકો:** લેખક: શ્રી. રમણ ન. વકીલ, વિલ્સન કોલેજ, મુંબાઇ, કિંમત એક રૂપિયો.

પેટના ખાડા, ભાવનાની ભીંતો અને ભવસુધારવા એ ત્રણ ભજવી શકાય એવાં એકાંકી નાટકો આમાં રજુ થયા છે. પહેલું નાટક ગુજરાતના આજના સાહિત્ય જીવન ઉપર સચોટ કટાક્ષ કરે છે. લેખકોને, કવિઓને પણ પેટનો ખાડો પૂરવાનો હોય છે એ વસ્તુનું ભાન કરાવવામાં એ નાટક સફળ નીવડે એવી રીતે એ લખાયું છે. ભાવનાની ભીંતોમાં આજના વ્યવહાર જ્ઞાન શૂન્ય કોલેજીયનોની મનોદશાનો ચિતાર આપ્યો છે. જ્યારે ' ભવસુધારવા ' એ જ્ઞાતિના પટેલીયાઓના ચિત્રો રજુ કરે છે. સાદી શૈલીમા લખાયલાં આ નાટકો કોલેજોમાં કે શાળાઓમા ભજવવાં જેવાં છે. ભજવવાને અંગેજ આ નાટકો લખાયલાં હોઇ એમાં કેટલીક ક્ષતિઓ હોય એ સ્વાભાવિક છે.

**કેમનસીબનું કિસ્મત:** લેખક શ્રી. જમિયત. કે. પંડયા, પ્રકાશક શ્રી. અંબાલાલ હરિલાલ પંડિત અરૂણોદય કાર્યાલય, ખંભાત, કિંમત પાંચ આના.

અરૂણોદય ગ્રંથમાળાનાં પહેલાં કિરણ તરીકે આ નાની નવલિકા પુસ્તકરૂપે પ્રકટ થઇ છે. ગુજરાતમાં તેમજ મુંબાઇમાં અત્યારે આંક ફરકના જુગારે જે ગંભીર સ્વરૂપ લીધેલું છે તે જોતાં આ નવલિકા સારી અસર કરનારી નીવડશે. આંક ફરકના જુગારની બદીથી સત્યાનાશ વળે છે એ બતાવની એક કુટુંબની આ કથા, એ બદીમાં સપડાયલાઓ માટે માર્ગદર્શક નીવડે તો લેખકનો શ્રમ સફળ થએલો ગણાશે.

**સાબરમતી:** ( પ્રથમ ખંડ ) સંપાદક શ્રી. નગીનદાસ પારેખ, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ, કિં. ૧-૪-૦

સ્વ. શાન્તિલાલ બેંકર સ્મારક માળાના પ્રથમ પુસ્તક તરીકે ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓનાં દ્વૈમાસિક ' સાબરમતી 'માંથી લેખો પસંદ કરીને તેનો સંગ્રહ આ નામે પ્રકટ કરવામાં આવ્યો છે. ગાંધીજી, કાકાસાહેબ કાલેલકર, મશરૂવાળા, મહાદેવભાઇ, નરહરિભાઇ પરીખ, રામનારાયણ પાઠક, વિનોબા ભાવે, દિ બ. કેશવલાલ ધ્રુવ, ધર્માનંદ કોશાબી વિગેરે વિદ્વાનોની લેખનીના પ્રસાદવાળા કવિતા, સાહિત્ય, તત્વજ્ઞાન ઇતિહાસ વગેરેના લેખો એમાં પસંદ થયા છે. ઉપરાંત સ્વ.' શાન્તિલાલના ચાર લેખો પણ એમાં લીધા છે. આખો ય સંગ્રહ વિવિધ રસનું વાચન પૂરૂં પાડે છે.

**ગરીબાઈનો ગુનો:** કિંમત ત્રણ આના.

પ્રસ્થાન કાર્યાલય તરફથી ચાલતી સસ્તવતી ગ્રથમાળાના પાંચમાં વર્ષનું આ દશમું પુસ્તક છે. પ્રખ્યાત સમાજશાસ્ત્રી હેન્રીજ્યોર્જનાં એક ભાષણનો આ અનુવાદ શ્રી. શંકરલાલ શાસ્ત્રીએ સારી ભાષામાં રજુ કર્યો છે.

**પ્રોપ્રાયટરી હાઈસ્કુલ રજતમહોત્સવ સ્મારક ગ્રંથ:** સંપાદક; વિષ્ણુપ્રસાદ મ ભટ્ટ અમદાવાદ.

ચાલુ વર્ષમા અમદાવાદની પ્રોપ્રાયટરી હાઇસ્કુલનો રજતમહોત્સવ પૂર ઉત્સાહથી ઉજવાયો. તે પ્રસંગે સંસ્થાના સ્થાપકો શ્રી. જીવણલાલ દિવાન અને શ્રી. બળવંતરાય ઠાકોરને આ ગ્રંથ ભેટ ધરવામાં આવ્યો છે. ગ્રંથમાં મુખ્યત્વે ત્રણ વિભાગો છે. તેમાં પહેલા વિભાગમાં શાળાનો ઇતિહાસ સંચાલકોનો જીવનપરિચય વગેરે છે. બીજામા

સંસ્મરણો છે અને ત્રીજામાં શિક્ષણવિષયક લેખો છે. પ્રસંગોચિત છબીઓ અને ચિત્રો પણ એમાં આપેલાં છે. આખોય ગ્રંથ સુવાચ્ય બન્યો છે.

**ભગિનીસમાજ પત્રિકા:** વર્ષ ૧. અંક ૧.

મુંબાઇની આગેવાન મહિલા સંસ્થાઓમાંની એક શ્રી ભગિનીસમાજ તરફથી આ પાક્ષિક પત્રિકા શરૂ કરવામાં આવી છે. શ્રીમતી હંસાબહેન મહેતા, શ્રીમતી ઉર્મિલાબહેન મહેતા અને શ્રી. બચુબેન લોટવાળા જેવી વિદુષી બહેનોના હાથમાં એનું તંત્ર છે. આ પ્રથમ અંકમાં સ્ત્રી ઉપયોગી અનેક વિષયોની નોંધો ઉપરાંત શ્રી. શારદા મહેતા, દા. સુમંત મહેતા અને શ્રી. મગનલાલ વ્યાસના લેખો પણ વાચનયોગ્ય છે. અમે પત્રિકાને સફળતા ઇચ્છીએ છીએ.

**માલિકા:** લેખક: શ્રી. અંબુ ક. વશી. પ્રકાશક: મેસર્સ સી. જમનાદાસની કંપની, મુંબાઇ, ૨. મૂલ્ય: રૂા. ૧-૮-૦.

થોડાક વર્ષો પ્હેલાં "અનાવિલ" જ્ઞાતિના એક પત્રની ભેટ તરીકે પ્રકટ થયલા આ નામના જ શ્રી. વશીના એક પુસ્તકની સમાલોચના કર્યાની અમને ઝાંખી યાદ છે. એ પુસ્તક સુધારા વધારા સાથે નવા રૂપરંગમાં પ્રકટ થતું જોઇ અમને આનંદ થાય છે. આ સંગ્રહમાં સંગ્રહિત થયલી અઢાર સાહિત્યકૃતિઓમાં બે નિબંધિકા અને એક નાટિકા બાદ કરતાં બાકીની પંદર ટૂંકી વાર્તાઓ રૂપે છે. એ વાર્તાઓની વાનગી આ માસિકના વાચકોએ પણ અગાઉ ચાખી છે. શ્રી વશીની કેટલીક વાર્તાઓમાં સચોટ પાત્રાલેખન અને જોરદાર વસ્તુ છે અને ભવિષ્ય માટે સારી આગાહી આપે છે. આપણા ગુજરાતી સમાજના, ખાસ કરીને એમની પોતાની અનાવિલ જ્ઞાતિના કૂટ સામાજીક પ્રશ્નો અને તેમાંથી પરિણમતી સામાજીક સમસ્યાઓ એ ભાઇ આપણને નવલિકાના રૂપમાં ગુંથીને આપે, એમ અમે ઇચ્છીએ છીએ.

**બાળકોનો બેલી કોણ? અને બાળકોનો બાંધવ:** લેખક: શ્રી. ગૌરીશંકર. કા. ચતુર્વેદી. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય: દરેકનું પાંચ આના.

સત્યાગ્રહની ચળવળ અને તેને પરિણામે મળતો જેલનિવાસ ગુજરાતી સાહિત્યની દૃષ્ટિએ અત્યંત ઉપકારક નીવડયો છે. આ બે સુંદર નાટકો લેખકે વીસાપુર જેલમાં લખ્યાં હતાં. શ્રી. ગિજુભાઇ માને છે કે એ નાટકોથી બાલ અને કિશોર સાહિ ઉમેરો થાય છે. એ વાત સાચી છે, પરંતુ ક વધારે સાચી વાત તો એ છે કે એ નાટકો રાંઓ માટેના સાહિત્યમાં પણ બે આવશ્યક પુ ઉમેરે છે. હિંદના દલિતવર્ગોમાં જેમનું ર દલિતોનાં પણ દલિત તરીકે ગણાય છે, તેવાં બા તરફ નવી દૃષ્ટિ કેળવવા માટે આ નાટકો મા અને શિક્ષકોએ ખાસ વાંચવા જોઇએ. અલ કિશોરોને ભજવવામાં તે અત્યંત ઉપયોગી એમ છે, પરંતુ સૌથી પ્રથમ તેનું વાચન મા અને શિક્ષકો માટે આવશ્યક છે. એ નાટ આશય ફળીભૂત થાય અને આપણી નવી ઉઘરે તો આપણાં બાળકો અનેક અનિષ્ટોમ બચી જાય અને વધારે લાયક શહેરીઓ નીવ આ પ્રયાસ માટે અમે શ્રી. ભાઇ ગૌરીશંક ધન્યવાદ આપીએ છીએ અને એવાં જ બીજાં નાટકો લખવા આગ્રહ કરીએ છીએ.

**નવી દૃષ્ટિ:** લેખક: શ્રી. હરભાઇ. પ્રકાશ ઉપર પ્રમાણે. મૂલ્ય: દસ આના.

શિક્ષણશાસ્ત્રના ઉંડા અભ્યાસી તરીકે હરભાઇનું નામ હવે તો ખુબ જાણીતું થઇ ગયું. શ્રી. દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનમાં માધ્યમિક શાળ ઓના શિક્ષકોના લાભાર્થે તેમણે ચલાવેલા વર્ગો શિક્ષણશાસ્ત્રના જુદા જુદા સિદ્ધાંતો વ્યાખ્યાનોદ્વા ચર્ચ્યા હતા. એ વ્યાખ્યાનોની નોંધો આ પુસ્તક સંગ્રહવામાં આવી છે. વર્ગમાં હાજર ન રહી શ નાર ગુજરાત કાઠિયાવાડના અનેક શિક્ષકો એમાં જરૂર લાભ મેળવી શકશે, અને એથી એમને તેમ એમના શિષ્યોને ખુબ ફાયદો થશે, એમાં શંકા નથ

**ચીન-જાપાન-યાત્રા:** લેખક: શ્રી. ક્ષિતિમોહ સેન. પ્રકાશક: શ્રી પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય: આઠ આના.

કવિવર ટાગોરના એક પટ્ટશિષ્ય સેનબાબુએ આપેલા વ્યાખ્યાનોનો આ સંગ્રહ ચીન-જાપાનની સંસ્કૃતિનો અભ્યાસ કરવા ઇચ્છનારને અત્યંત ઉપયોગી થઇ પડશે. ગુરૂદેવ સાથે એ બન્ને દેશની યાત્રા તેમણે કરી હતી અને ત્યાંની રહેણીકરણી, સંસ્કૃતિ, દશ્યો વગેરે સંબંધી નોંધો ટપકાવી લીધી હતી. એમના અનુભવો એમણે એવી સુંદર શૈલિમાં રજુ કર્યા છે કે વાચક તેમની સાથે યાત્રા કરતો એ બધું અનુભવતો હોય એમ જ લાગે.

# બિખરે મોતી

ઉઘાડા જખમ જેવું, માનું
મમતાળુ હૈયું, અને
અવરો ધેલા આંસુનું
હંસગીત.

**એમાં**

પ્રચારકામ, શિક્ષણ, પુરતકિયા નીતિ

**નથી.**

**એમાં**

આપણા જીવનની કરૂણતમ છતાંય
વાસ્તવિક વસ્તુનું રેખાંકન............

**છે.**

મુખ્ય કામ
કમળાદેવી ચટ્ટોપાધ્યાય,
રેખા કાણેકર, રોહિણી
વિગેરે

---

તમારા શહેરના માનિતા થીએટર પર અચુક જોશો.

# ડી. વિદ્યાબ્હેન મણિમહોત્સવ સમારંભ

અમદાવાદની વીસથી વધુ સાર્વજનિક સંસ્થાઓના કાર્યકર્તાઓ, જે સંસ્થાઓ સાથે લેડી વિદ્યાબ્હેન નીલકંઠ, પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રી કે સભ્ય તરીકે કાર્ય કરી રહ્યાં છે, તે સૌ ગયા જાનેવારીમાં ગુ. વ. સોસાઇટીની ઓફીસમાં ચાલુ વર્ષે લેડી વિદ્યાબ્હેન સાઠમા વર્ષમાં પ્રવેશ કરે છે, તે અવસરે એમનો મણિમહોત્સવ ( ડાયમંડ જ્યુબીલી ) ઉજવવા સંબંધી વિચાર કરવા એકઠા થયા હતા; અને તેમાં થયેલી ચર્ચાના અંતે તે પ્રસંગે નીચે મુજબ કાર્યક્રમ યોજવા નિર્ણય થયો હતોઃ

( ૧ ) લેડી વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ એમનું સાઠમું વર્ષ પુરૂં કરે તે આગમચ આ વર્ષે આસો મહિનામાં કે એવા અનુકૂળ બીજા દિવસોમાં એમનો મણિમહોત્સવ ( *Diamond Jubilee* ) ઉજવવો; અને તેના અંગે નીચે પ્રમાણે કાર્યક્રમ યોજવો.

( ૨ ) છેલ્લાં પોણોસો વર્ષમાં ગુજરાતી સ્ત્રી જીવનમાં જે બહોળા ફેરફાર, પ્રગતિ અને પરિવર્તન થવા પામ્યાં છે, તેના દિગ્દર્શનરૂપ જુદા જુદા લેખકો પાસે વિવિધ લેખો કાવ્ય, નિબંધ, વિવેચન, વગેરે તેમ લેડી વિદ્યાબ્હેનના જીવન વિષે, ચરિત્રાત્મક, વિવેચનાત્મક, સ્મરણ નોંધ વગેરે, મંગાવી તે ગ્રંથકારે સંગ્રહી સદરહુ અભિનંદન ગ્રંથ, સચિત્ર, પ્રકટ કરવો અને તે પ્રસંગે એમને તે અર્પણ કરવો.

( ૩ ) એ પ્રસંગે સ્ત્રીઓની ગૃહકળા, હુન્નર ઉદ્યોગ, ભરત ગુંથણ, શિવણ, ચિત્રકામ, પાકશાસ્ત્રોની વાનીઓ વગેરેનું પ્રદર્શન ભરવું; અને તેની ઉદ્દ્ઘાટન ક્રિયા લેડી વિદ્યાબ્હેનના હસ્તે કરાવવી.

( ૪ ) બાળાઓમાં સંગીતનો શોખ કેળવાય અને તે વૃદ્ધિ પામે એ હેતુથી લેડી વિદ્યાબ્હેનનું નામ જોડીને એક વિજયપાત્ર ( Trophy ) અમદાવાદ મ્યુનિસિપાલિટીને સોંપવું; એવી શરતે કે અમદાવાદ મ્યુનિસિપાલિટીએ પ્રાથમિક કન્યાશાળામાં ભણતી સર્વ બાળાઓ હરિફાઇમાં ઉતરી, જે શાળાની બાળાઓનું કામ ઉત્તમ માલુમ પડે તેમને એ વિજયપાત્ર તે વર્ષ માટે આપવું.

( ૫ ) સર રમણભાઇ રચિત ' રાઇનો પર્વત ' નાટક એ પ્રસંગે ભજવવા ઘટતી તજવીજ કરવી.

( ૬ ) એ પ્રસંગે પ્રીતિભોજન યોજવું.

સદરહુ સમારંભ ખર્ચને પહોંચી વળવા સારૂ રૂ. ત્રણથી રૂ. પંદરનો ફાળો ઉઘરાવવાનું નક્કી કરવામાં આવે છે.

જેઓ રૂ. ત્રણ આપશે તેઓ પ્રીતિભોજનમાં હાજર રહી શકશે તેમજ તેમને અભિનંદન ગ્રંથ ભેટ મળશે.

( ૭ ) સદરહુ સમારંભ સારી રીતે પાર પાડવા, નીચે મુજબ મંત્રીઓ નીમવામાં આવે છેઃ

( ૧ ) ડૉ. મણિલાલ એચ. ભગત, ( ૨ ) રા. પ્રાણલાલ કે. દેસાઇ, ( ૩ ) પ્રો. જેઠાલાલ ગો. શાહ, ( ૪ ) પ્રો. બા. હોરમસજી પી. ચાહેવાળા, ( ૫ ) મીસ દીનબાઇ કામા, ( ૬ ) મીસીસ પીરોજા ઇન્જીનિયર, ( ૭ ) રા. રા. હીરાલાલ ત્રિ. પારેખ.

# સૌ. લક્ષ્મીબાઇ પ્રાગજી હરિયાણી

## હરિફાઈ ઈનામી નિબંધ

" સ્ત્રીઓ અને સ્વાસ્થ્ય " એ વિષય પર જે કોઇ સ્ત્રી પુરુષ નિબંધ લખી મોકલે તેમાંથી ઉત્તમ નિબંધ જેમનો પરીક્ષક પસંદ કરશે તેમને રૂ. ૫૦)નું ઇનામ આપવામાં આવશે.

### શરતો

( ૧ ) નિબંધ આશરે બારસો લીટીનો હોવો જોઇએ.

( ૨ ) તે છપાવવાનો હક્ક સોસાઇટીને સ્વાધીન રહેશે.

( ૩ ) પરીક્ષકનો અભિપ્રાય છેવટનો ગણાશે.

અમદાવાદ
પો. ઓ. નં. ૨૩
તા. ૯-૩-૧૯૩૫

લી.
વિદ્યાબ્હેન ર. નીલકંઠ
ઑન. સેક્રેટરી, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી.

તા. ક. તા. ૩૧ મી જુલાઇ ૧૯૩૫ સુધીમાં સદરહુ નિબંધ મળી જવો જોઇએ. તે મુદત પછી મોકલેલા નિબંધો સ્વીકારવામાં આવશે નહિ.

# શારદામંદિર તરફથી બ્હેનો માટે વ્યાયામ વર્ગ

ઉન્હાળાની રજાઓમાં એક માસ માટે શારદામંદિરમાં બ્હેનો માટે ગયા વર્ષ મુજબ વ્યાયામવર્ગ ચલાવવામાં આવશે. તેમાં પહેલા તથા બીજા વર્ષનો વ્યાયામનો અભ્યાસક્રમ રાખવામ આવ્યો છે. બીજા વર્ષનો અભ્યાસક્રમ કર્યો હોય તેવી બહેનોની અરજી આવે, છેલ્લા વર્ષનો અભ્યાસક્ર રાખવામાં આવશે.

અમદાવાદની સ્થાનિક બહેનો વ્યાયામવર્ગના છાત્રાલયમાં રહ્યા સિવાય આ વર્ગનો લાભ લઇ શકશે.

શ્રી. સવિતાબ્હેન ત્રિવેદી બી. એ. આ વ્યાયામવર્ગની તેમજ તેને અંગે ચાલતાં છાત્રાલયની દેખરેખ રાખશે.

શારદામંદિરના વ્યાયામ શિક્ષક શ્રી. અંબાલાલ ઇનામદાર આ વર્ગના મુખ્ય શિક્ષક તરીકે કામ કરશે.

ગયે વર્ષે આ વર્ગનો ૫૬ બ્હેનોએ લાભ લીધો હતો. આ વર્ષે પણ બહેનો આ વર્ગનો સંપૂર્ણ લાભ લેશે.

અભ્યાસક્રમ, લવાજમ તથા વ્યાયામવર્ગના નિયમોની વિશેષ માહિતી માટે એક આનાની ટીકીટ મોકલી વ્યાયામવર્ગનું પરિચય પત્ર જલદી મંગાવો.

પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.

[ શ્રી. મંત્રી, શા. મં. વ્યાયામમંદિર, શારદામંદિર રોડ, એલીસબ્રીજ, અમદાવાદ




## સ્વદેશ

મેડમ હલીદે અદીબ' તુર્કસ્તાનના પ્રખ્યાત સ્ત્રી નેતા મેડમ હલીદે અદીબ દિલ્હીની જમીયા મીલીયામાં વ્યાખ્યાનો આપ્યા પછી કલકત્તા, પેશાવર, હૈદ્રાબાદ વગેરે સ્થળે જઇ મુંબાઇ પધાર્યાં હતાં અને તેઓ મુંબાઇથી પાછાં ઉપડી પણ ગયાં છે. મુંબાઇમાં તેમના માનમાં વિવિધ સમારંભો કરવામાં આવ્યા હતા અને તેમણે જાહેર વ્યાખ્યાનો પણ આપ્યાં હતાં. પ્રીન્સેસ વીક્ટોરીયા મેરી જીમખાનાના બગીચામાં લેડી જહાંગીર તરફથી યોજાયલા સમારંભમાં એક સદી પહેલાં સમાજમાં તુર્ક સ્ત્રીઓના સ્થાન વિષે બોલતાં હલીદે હાનુમે જણાવ્યું હતું કે ઓગણીસમી સદીના શરૂઆતના વર્ષોમાં તેમની દશા સારી ન હતી. સુધારાના અંકુર ઇ. સ. ૧૮૩૯માં સારામાં ફુટેલાં, અને ત્યાર પછી આજ સુધી એનો વિકાસ થતો આવ્યો છે.



આજે તુર્કસ્તાનમાં અનેક રમણીઓ દાકતરી અને વકિલાત કરે છે. લગ્નની છુટ પુરી છે. સ્ત્રી અને પુરૂષના અધિકાર સરખા છે. તેમની નીતિભાવના ઉચ્ચ છે, આર્થિક સમાનતા પણ પુરેપુરી છે. બહુ પત્નીત્વની પ્રથા નાશ પામી છે. આર્થિક સ્વાતંત્ર્યનો એ પ્રતાપ છે. છેલ્લી સદી દરમ્યાન પણ આ પ્રથાના અસ્તિત્વ છતાં સ્ત્રીઓનો તેની સામેનો પોકાર ચાલુ હતો.

હજી પણ પડદાના ભવિષ્યને ગોપની હીંદની મુસ્લીમ લલનાઓની દશાને ઉદ્દેશીને બોલતાં હલીદે હાનુમે જણાવ્યું કે ઇસ્લામે પડદાના આવા રિવાજને સ્થાન આપ્યું નથી. ઇસ્લામ તો સ્ત્રીઓ સ્વચ્છ અને સુઘડ પોષાક પહેરે અને પુરૂષોની ખુશામત કરવા તરફ જ લક્ષ ન આપે એમ કહે છે. જો સ્ત્રીઓને આમ પડદામાં પુરી રાખવામાં આવશે તો અંતે ઇસ્લામને પણ હાની પહોંચશે.

હિંદમાં સુધારાના પ્રવાહ વિષે બોલતાં હલીદે હાનુમે જણાવ્યું કે પૈસાદારો માટે કાંઇક થાય છે. પરંતુ ગરીબો માટે કંઇ જ થતું નથી. સ્ત્રીઓનો ઉદ્દેશ સુંદર અને શાંત સૃષ્ટીનો છે. પુરૂષો ભિન્નભિન્ન રાષ્ટ્રને પોષે છે, પરંતુ સ્ત્રીઓનું રાષ્ટ્ર તો એક અને અખંડ છે. તેમણે હીંદના સુધારકોને વિજય ઇચ્છયો હતો. શ્રીમતી એફ. એસ. તાલીયારખાને વકતાનાં વખાણ કર્યાં હતાં. અને જણાવ્યું હતું કે હિંદની સ્ત્રીઓ તેમના જીવનમાંથી અનુભવના પાઠ શીખશે.

સર કાવસજી જહાંગીર હોલમા તેમનાં માનમા મળેલી જાહેર સભામાં તેમણે નીચે મુજબ સંદેશો આપ્યો હતો.

" મહાત્મા ગાંધી: આ આલમમાં સૌથી મહાન વ્યકિત છે: જે મહાન પ્રશ્નો તેમણે હાથમાં લીધા છે તેનું એકલા હાથે નિરાકરણ થઇ શકે જ નહિ. તેમાં તો સાગી પ્રજાની સહાય અને સહકાર જોઇએ; પ્રચંડ લોકમતનું પીઠબળ જોઇએ. હિંદના ગામડાઓનો ઉદ્ધાર જ્યાસુધી નહિ

થાય ત્યાં લગી હિંદ મહાન દેશ થઇ શકશે નહિ; પોતાનું ધ્યેય પ્રાપ્ત કરી શકશે નહિ. "

**જે. સી. હેવાલ સામે વિરોધ** દર્શાવવા ફેબ્રુઆરીની તા. ૨૬ મી એ સ્વદેશી મારકેટમાં શ્રીમતી બચુબહેન ઠકકરનાં પ્રમુખપદે જુદી જુદી સ્રીસંસ્થાઓના આશ્રયે મળેલી સભાએ નીચેનો ઠરાવ પસાર કર્યો હતો.

" મુંબાઇની સ્રીઓની આ જાહેરસભા જે. પી. સી. રીપોર્ટની સામે પોતાનો વિરોધ જાહેર કરે છે અને એવું સુચન કરે છે કે રાજદ્વારી બંધારણ ઘડવાનો અધીકાર પરદેશી સત્તાનો નથી પરંતુ દેશમા વસતી પ્રજાનો છે. "

શ્રીમતી હંસાબહેન મહેતાએ ઉપલો ઠરાવ મુકતા જણાવ્યું કે, આપણી ઉપર એકવાર નહીં પણ અનેક-વાર આવા કહેવાતા સુધારાઓ ઠોકી બેસાડવામાં આવ્યા છે. ૧૯૧૭ માં મોંટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા દાખલ કરવામાં આવ્યા. તે બાદ સાયમન કમીશનના સુધારાઓ દાખલ કરવા પ્રયત્ન થયો પણ પ્રજાનો સાથ ન મળતાં તે પાછા ઠેલવામાં આવ્યા. કોઇવાર સરકારે પ્રજાની માંગણી સ્વીકારી નથી. એટલે સાયમન કમીશનના જેમજ આ સુધારાને આપણે પાછા ઠેલવા ઘટે.

શ્રીમતી લીલાવતી મુન્શીએ જણાવ્યું કે વિદેશી વેપારીઓ આ બંધારણ આપણા ઉપર ઠોકી બેસા-ડવા માંગે છે અને તે સાથે અત્યાર સુધી એકતાની મુર્તિરૂપ રહેલી સ્રીઓમાં કોમી વિખવાદના બીજ રોપવા માંગે છે. એટલે સ્રીઓએ પોતાની એકતા જાળવી રાખી નવા બંધારણને વખોડી કાઢવું જોઇએ. સૌ બ્હેનો આ નવા સુધારાની વિરૂદ્ધ પ્રચાર કરવા મંડી જાય એવી મારી વિનતી છે.

શ્રીમતી મણીબહેન કારાએ કહ્યું કે જ્યારે મજુર વર્ગ ભુખે મરે છે, દેશભકતો ફાંસીએ ચઢે છે, ગોળીઓ ખાય છે. ત્યારે આપણી ઉપર નવું બંધારણ ઠોકી બેસાડવાની પ્રવૃતિ ચાલે છે. પણ હું પુછું છું કે આપણા રાજ્યનું બંધારણ ઘડી કોણ શકે ? એ આપણો જ અધિકાર છે અને આપણે આ બંધારણનો સદંતર બહિષ્કાર કરવો ઘટે છે.

શ્રી. નરીમાને સ્રી સમાજને એકતા ન છોડવા અને સુધારાને સચોટ રીતે વખોડી કાઢવા હાકલ કરી હતી. શ્રીમતી પટેલ, શ્રીમતી નંદીનીબાઇ, શ્રીમતી સોફીયા સોમજી વગેરેએ વિવેચન કર્યા બાદ ઠરાવ પસાર થયો હતો.

**સંતતિ નિયમન માટે પ્રચાર** કરવા માં હિન્દ આવેલાં આંતર રાષ્ટ્રીય પ્રચારક મીસીસ એડીથ હાઉમાર્ટીને મુંબાઇમાં મુંબાઇ ઇલાકા કે સભાના આશ્રયે જાહેર ભાષણ આપતાં જણાવ્યું હતું કે, " લગભગ બે લાખ સ્રીઓ હિંદમાં બાળ જન્મને કારણે મરણ પામે છે. એમને જો સંતતિ નિયમન પરની સલાહનો લાભ આપવામાં આવે તો એમાંની કેટલી માતાઓના જીવન બચી શકે ? "

એમણે વધુમાં જણાવ્યું કે સાઠ સિતેર વર્ષ પહેલાં જે હાલત ઇગ્લાંડની હતી તે આજે હિંદની છે. ૧૮૭૬ માં ઇંગ્લાંડમાં સંતતી નિયમનની ચળવળ શરૂ થઇ ત્યારથી મરણ પ્રમાણ ઘટયું. પ્રમુખસ્થાનેથી શ્રીમતી તાલ્યારખાને કહ્યું કે હિંદમાં સંતતીનિયમનની ખુબ જરૂર છે. મ્યુનીસીપાલીટીઓએ અને જાહેર સંસ્થાઓએ આ વિષય ઉપાડી લેવો જોઇએ અને સંતતીનિયમનની કલીનીકો અને હોસ્પીટલો ખોલવી જોઇએ.

મુંબઇની ધારાસભાના સભ્યો સમક્ષ જાહેર તંદુરસ્તીના એક અંગ તરીકે સંતતીનિયમનના ચળવળ બાબતમાં વિચારો તેમણે જણાવ્યા હતા.

તેમણે જણાવ્યું કે આ ચળવળનું લક્ષ્ય તંદુ-રસ્ત અને સુખી પ્રજા તૈયાર કરવાનું છે. આ વસ્તુ ત્યારેજ શકય છે કે જે બાળકો તંદુરસ્ત હોવાનો જરા પણ સંભવ નથી. તેમનો જન્મ અટકાવી શકાય.

જાહેર તંદુરસ્તીની ચળવળના હેતુઓ પણ એક સરખાજ છે, જેમ કે રોગચાળામાં પરિણમે એવી સ્થિતિ ઉદભવતી અટકાવવી, તથા લોકોને તંદુરસ્ત અને સુખી રાખવા.

મીસીસ હાઉમારટીને આગળ બોલતાં જણાવ્યું કે આ ચળવળને ૧૮૭૫ માં ડા૦ એની બેઝંટ અને ડા૦ બ્રેડલો સામે ચાલેલા કેસથી ઘણી જાહે-રાત મળી હતી. ડા૦ બેઝંટ અને ડા૦ બ્રેડલોએ એક અમેરીકન ડાકટરનું સંતતીનીયામક પધ્ધતિઓ બાબતનું એક પુસ્તક ફરીથી પ્રગટ કર્યું હતું. જેથી

તેમની સામે કેસ માંડવામાં આવ્યો હતો. લોકોને આ પુસ્તકની હયાતી વિષે અનાયાસે જાણ થઇ હતી અને તેથી કરીને સંતતીનીયામક પદ્ધતિઓના જ્ઞાનની મધ્યમ અને ઉપલા વર્ગોના લોકોને જાણ થઇ હતી.

આજે પરિણામે જન્મ પ્રમાણ કે જે હજારે ૩૬૬ નું હતું તે હજારે ૧૫ ઉપર આવી પહોંચ્યું જ્યારે મરણ પ્રમાણ જે હજારે ૨૫ નું હતું તે ૧૨ ઉપર આવી પહોંચ્યું.

બાળમરણ પ્રમાણ જે હજારે ૨૦૦ ઉપર હતું તે ૬૦ ઉપર આવ્યું હતું. વળી માતાઓના મરણ પ્રમાણમાં પણ અજબ રીતે સુધારો થયો.

ત્યાર બાદ એમણે આ ચળવળના આગેવાનોએ નીચલા વર્ગોમાં આ પદ્ધતિઓનું જ્ઞાન ફેલાવવા લીધેલા પ્રયાસોનું બયાન આપ્યું હતું.

અગાડ બોલતાં એમણે જણાવ્યું કે હિંદમાં સ્થિતિ વધુ ખરાબ હોઇ આ ચળવળના ફેલાવાની જરૂરીઆત વધુ અગત્યની છે. આ દેશમાં જન્મ મરણનું પ્રમાણ તેમજ બાળ મરણ અને માતાઓના મરણનું પ્રમાણ અત્યંત ઉંચું છે અને જે સ્ત્રીઓ અનેક કારણોસર બે બાળકોની માતા થવાને પણ લાયક નથી તેને ચાર કે પાંચ બાળકો ઉછેરવાનો બોજો ઉઠાવવો પડે છે.

છેવટે વક્તાએ ગરીબ વર્ગોની સ્થિતિ તપાસી તેમને મદદ આપવા કાયદો કરવાની આવશ્યકતા બતાવી હતી.

**પારસી બાનુની સખાવતઃ** પારસીઓ માટે સ્વીમીંગ બાથ બાંધવા માટે એક પારસી બાનું જે પોતાનું નામ જાહેર કરવા ખુશી નથી—એ રૂા. બે લાખ આપવા ઠરાવ્યું છે.

**પતિદેવને સજા થઇ !:** મુંબાઇમાં હનુમાન ગલીમાં રહેતી તારાબાઇ નામની વણિક યુવતીને કોલસાથી ડામવાના આરોપસર તેના પતિ પ્રાણજીવન ચતુર્ભુજને ગુન્હેગાર ઠરાવીને એક વર્ષ સુધી સારી ચાલચલગતના રૂા. ૧૦૦) ના જામીન અને કોર્ટ ઉઠે ત્યાં સુધીની કેદની સજા કરવામાં આવી છે.

**પતિદેવ, પાછા વળો:** અમદાવાદમાં કાળુપુર ભોઇવાડાની પોળમાં ઔદિચ્ય બ્રાહ્મણ ચીમનલાલ મણિલાલની પુત્રી શારદાનું લગ્ન રાયપુર પીપરડીની પોળમાં રહેતા ભીખુલાલ અંબાલાલ નામના વીસ વર્ષના યુવાન સાથે નક્કી થયાં હતાં. આ લગ્નનો વરઘોડો મંડપમાં પ્રવેશ કરતી વેળા અટકાવવામાં આવ્યો હતો. આ યુવાનના લગ્ન ચાર વર્ષ પર કળાવતી નામની યુવતી સાથે થયાં હતાં. આ કળાવતીએ વરઘોડો અટકાવી પતિદેવને પાછા ન પરણવા સમજાવ્યા હતા પણ વરરાજા માન્યા નહિ અને તેમણે લગ્ન કર્યું.



રશિયન કલાકાર મો. યુરાસ્લેપઝાવ સાથે લગ્ન કરનાર હિંદી મહિલા
**શ્રી. શકુન્તલા આંજપે**

**પતિદેવ:** સાઠાસાલમાં ડૉ. બાળાશંકર પંડયાના ઘરમાં પુત્રીના સંગપણને કારણે પતિપત્ની વચ્ચે ઝઘડો થયો. એવામાં દાકતર ઉશ્કેરાઇ ગયા અને તેમણે કુહાડીવતી પત્નીનું ખૂન કર્યું. પછીથી ઝેરી દવા પી પોતે પણ આપઘાત કર્યો.

**આપઘાત** (૧) અમદાવાદમાં આર. સી. હાઇસ્કુલ પાછળ લુહારવાસમાં રહેતા ચીમનલાલ નારણદાસની સોળ વર્ષની યુવાન પત્નિ બાઇ ચંપાએ શરીર પર ગ્યાસતેલ છાંટી તે સળગાવી આપઘાત કર્યો છે. સાસુ સસરા અને પતિનો અસહ્ય ત્રાસ હોવાને કારણે તેણે આ પગલું ભર્યાનું મેજીસ્ટ્રેટ સમક્ષ જણાવ્યું હતું (૨) કલકત્તામાં રૂખ્મણી નામની ગુજરાતી સ્ત્રીએ પતિનું અવસાન થતાં જીવન અસહ્ય લાગ્યાથી સાડી સળગાવી જીવનનો અંત આણ્યો. (૩) સુરત જીલ્લામાં આવેલા પારડી ગામમાં શ્રી. મહિપતરામ પંડયા ક્ષયની

બીમારીમાં ગુજરી જતાં તેમનાં પત્ની દમયંતીએ પતિની ચિતામાં બળી મરવાની ઇચ્છા કરી તેમ કરતાં તેમને રોકી રાખવામાં આવ્યાં. એટલે તેમણે પાસેના તળાવમાં જઇ આપઘાત કર્યો. (૪) રાજકોટમાં મણી નામની લુહાણા યુવતીએ પતિના ઘરે પડતાં દુઃખને અંગે કંટાળી આપઘાત કર્યો.

**સ્ત્રીઓના હક્કો** "સ્ત્રીઓ પુરૂષોની ચાકરડી નથી કે રમકડાં નથી; આજે સ્ત્રીઓનાં હૈયાં એક તદન નવાજ ઉત્સાહના આવેશથી ચમકી રહ્યાં છે." આ શબ્દો શ્રીમતી સરોજીની નાયડુએ અખીલ હિંદ મહીલા પરિષદના સંબંધમાં મળેલી એક સભામાં એક સુંદર ભાષણ આપતાં ઉચ્ચાર્યા હતા.

"સ્ત્રીઓના હક્ક" સંબંધે ઉભી થયેલી ચર્ચા વીશે તેમણે કહ્યું હતું કે, "અમારે કોઇના ઉપર સખ્તાઇ કરવા માટે અમારા હક્કો જોઇતા નથી, પરંતુ એ હક્કોમાં રહેલી જવાબદારીઓ અદા કરવા માટે જ એ અધિકારો અમને જોઇએ છે. આજ સ્ત્રીઓને લગતા કાયદાઓ એવા વિચિત્ર છે કે તેને અંગે સ્ત્રીઓ અપંગ જેવી બની ગઇ છે. અમે પુરૂષોની સાથે ખભેખભા મીલાવીને અમારી માતૃભુમીના રાજકીય, નૈતિક અને આર્થિક ઉદ્ધાર માટે કામ કરવા માગીએ છીએ. અમે પુરૂષોની ગર્દન પર ઘંટીના પડની માફક બોજારૂપ થવા માગતી નથી.

હિંદુસ્તાનમાં ચાલી રહેલ કોમી વીખવાદ સંબંધમાં તેમણે જણાવ્યું કે "ધર્મ એ આપણો ખાનગી-અંદર અંદરનો વિષય છે. મારૂં હૃદય શુદ્ધ કરવા માટે હું મંદીરે જઇ ઇશ્વરની પુજા કરૂં છું. અને મારી મુસલમાન બ્હેનો એમને અનુકુળ રીતીએ બંદગી કરે છે. મારા ખ્રીસ્તી મીત્રો દેવળમાં જાય છે. પણ જ્યારે રાષ્ટ્રીય લડતના ક્ષેત્રમાં કામ કરવાની વાત આવે ત્યારે આપણે આપણા ધર્મના ભેદ ભુલી જઇએ છીએ અને આખી પ્રજાના સામાન્ય હીત માટે કામ કરવા લાગી જઇએ છીએ.

કાયદાકાનુનોમાં સ્ત્રીઓની લાચાર દશા અને પરાધીનતાની વિશે તપાસ કરવા માટે બીન-સરકારી બહુમતીવાળું અને સ્ત્રીઓની ઘટતી સંખ્યા સાથેનું એક કમીશન તાત્કાળ નીમવાની અખિલ હિંદ મહિલા પરિષદે કરેલી માંગણીની પુનરૂક્તિ કરનારો એક ઠરાવ એ સભામાં પસાર થયો હતો, અને એવું કમીશન નીમવા માટેની કોઇ દરખાસ્ત વડી ધારાસભામાં આવે તો તેને અનુમોદન આપવા ધારાસભાના સભ્યોને વિનંતિ કરવી એવું એ ઠરાવમાં ઉમેરવામાં આવ્યું હતું.

આવું કમીશન નીમવા સંબંધમાં સરકારનું શું વલણ છે એ બાબત ડૉ૰ દેશમુખે પુછેલ પ્રશ્નના જવાબમાં હોમ મેમ્બરે જણાવેલા સરકારના વલણ સામે સભાએ વિરોધ દર્શાવ્યો હતો.

બાળલગ્ન પ્રતિબંધ માટે બ્રિટિશ ઇંડીયામાં દરેક ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટને બાળલગ્ન અટકાવવાની સત્તા મળે એ રીતે હાલના બાળલગ્ન પ્રતિબંધ કાયદામાં સુધારો કરવા માટે વડી ધારાસભાના સભાસદોને વિનંતિ કરનારો ઠરાવ સભામાં પસાર થયો હતો.

**એક પર બીજી કરવા જતાં થએલી કેદ:** કિશોરગંજમાં ૪૦ વર્ષની વયના બે બાળકોના પિતાએ એક પત્ની જીવંતી હોવા છતાં ફરી પરણવાનો પ્રયત્ન કરતાં પત્નીએ ફરિયાદ માંડી. એટલે તેની ધરપકડ કરાવી.

**પાકટ વયે લગ્ન ?:** બિઆવરની કૃષ્ણ મિલના સેક્રેટરી શ્રી. કનૈયાલાલ ભાર્ગવ, જેમની ઉમ્મર ૪૫ વર્ષની છે એમનાં એક ૧૩ વર્ષની બાળા સાથે લગ્ન થવાનાં છે એવા સમાચાર મળતાં મહાત્મા ગાંધીજીએ બિઆવરનાં ખાદી ભંડારના મેનેજર અને આગેવાન મહાસભાવાદી શ્રી. રામનિવાસ શર્મા પર આ પ્રમાણે તાર કર્યો છે: "જો લગ્ન ચોક્કસપણે થવાના હોય તો જાહેર વિરોધ ગોઠવો કારણ કે છોકરી આટલી પાકટ વયના પુરૂષ સાથે પરણવા તદન અયોગ્ય છે: આ તારથી ત્યાંના સામાજીક કાર્યકરોમાં ઉત્સાહ ફેલાયો છે અને જાહેર વિરોધ ગોઠવવાના પગલાં લેવાય છે અને આ અનિચ્છનીય સંબંધ અટકાવવાના દરેક પ્રયત્ન થઇ રહ્યા છે, શ્રી૰ કનૈયાલાલ પાંચ વાર પરણી ચુક્યા છે.

**સ્વેચ્છા લગ્ન કર્યું:** રતલામની રતનબાઇ, જૈન નામની પોરવાડ જ્ઞાતિની અઢાર વર્ષની યુવતીએ પિતાની મરજી વિરૂદ્ધ જઇ પોતાને જ્ઞાતિના

હાલ રતલામના જ રહીશ શ્રી. શેતાનમલ કિશોરમલ સાથે લગ્ન કર્યું આથી પિતાએ દંપતી સામે ફરિયાદ માંડી. તે દરમ્યાન રતનબાઇએ કોર્ટ સમક્ષ નિવેદન કરી જણાવ્યું હતું કે 'મારી માતા મરણ પામેલ હોઇ મને બદલામાં આપી મારા પિતા પોતાનું લગ્ન કરવા ઇચ્છતા હતા, આથી લાયક વર શોધી મેં તેની સાથે લગ્ન કર્યું છે.'

એગમ શાહનવાઝ શબ્દસંધમા બાલકોનુ રક્ષણ અને કલ્યાણ કરવાને લગતો સલાહકારક કમીશનના

અત્યંત

# કરૂણ અવસાન

[ તંત્રીસ્થાનેથી ]

ગુજરાતની ગણીગાંઠી લેખિકાઓમાં અગ્રસ્થાન ભોગવતાં શ્રી. જયમનગૌરી વ્યોમેશચન્દ્ર પાઠકજીથી 'ગુણસુન્દરી'નો વાચકવર્ગ સુપરિચિત છે. આ માસિકમાં એ બહેનની અનેક કૃતિઓ પ્રકટ થઇ ચૂકી છે. અને આ અંકમાં પણ તેમનો એક લેખ અન્યત્ર પ્રકટ થએલો છે. એ બહેન ઉપર, તેમના પતિ અને અમારા સ્નેહીમિત્ર શ્રી. વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજીનાં ૪૦ વર્ષની યુવાન વયે થએલાં અકાળ અવસાનથી આવી પડેલી આપત્તિના અમારા વાચકોને ખબર આપતાં અમને અત્યંત દુઃખ થાય છે.

શ્રી. વ્યોમેશચન્દ્ર પાઠકજી, 'માસિકના અનેક શુભેચ્છકોમાં ઘણું આગળ પડતું સ્થાન ધરાવતા હતા. અને અનેકવાર માસિક સંબંધમાં તેમની સલાહ આપતા હતા તેઓ વિદ્વાન હોવા ઉપરાંત ગુજરાતી સાહિત્યના સેવક હતા. તેમના લખેલા અનેક લેખો ગુજરાતના સામયિકોમાં પ્રકટ થયા છે અને તે વખણાયલા છે. સંસ્કૃત ભાષા ઉપર તેમનો અચ્છો કાબુ હતો અને સંગીતનું પણ તેમને સારું જ્ઞાન હતુ. તેઓ સારા વક્તા હતા. તેમનાં આવાં અકાળ અવસાનથી ગુજરાતી સાહિત્યે એક સારો સેવક ગુમાવ્યો છે.

પ્રો. પાઠકજીનાં અવસાનથી શ્રી. જયમનબહેન જેવાં આશાભર્યાં યુવતી ઉપર આવી પડેલા અકાળ વૈધવ્ય માટે અમને ઈશ્વરને સુદ્ધાં દોષ દેવાનું મન થઈ જાય છે. અમે તેમનાં આ દુ:ખમાં સમભાગી થઈએ છીએ અને તે સાથે ઈશ્વર તેમને આ દુઃખ સહન કરવાને પૂરતું બળ આપો એવી પ્રાર્થના કરીએ છીએ.

પ્રો પાઠકજીનાં તેમજ શ્રી. જયમનબહેનનાં બહોળાં કુટુંબ મંડળના આ શોકમાં અમે અમારો સમભાવ દર્શાવીએ છીએ.

પ્રતિનિધિ તરીકે બેગમ શાહનવાઝને આમંત્રણ કરવામા આવ્યું છે. તેમણે એ આમંત્રણનો સ્વીકાર કર્યો છે. જીનીવા ખાતે આતરરાષ્ટ્રીય મજુર પરિષદમા હિન્દી સરકારના સલાહકારક તરીકે પણ તેઓ કામ કરશે

વિદેશ

રાજીનામું આપ્યું. બ્રિટિશ સરકારે આત્મરક્ષણને બ્હાને શસ્ત્રસાજમા વધારો કરવાનો નિર્ણય કર્યો તેની સામે વિરોધ દર્શાવવા માટે મીસીસ કોરબેટ એશબીએ જીનીવા ખાતેના એક સભ

સ્ટીટ્યુટ પ્રતિનિધિ તરીકે રાજીનામું આપી દીધું છે.

**હિન્દની મહિલાઓ:** 'હિન્દની મહિલાઓ તેઓનાં પોતાનાં ઘરમાં અગત્યનું સ્થાન ધરાવે છે. એટલે જો સરકારની ધારાસભાઓમાં હિન્દની સ્ત્રીઓ સ્થાન મેળવવાની ઇચ્છા કરે તો તેથી હિન્દના પુરૂષોને કાંઇ ફટકો પડી જવાનો નથી.'

સ્ત્રીઓના આંતરરાષ્ટ્રીય સંઘ, સ્ત્રીઓની રાષ્ટ્રીય સભા અને સ્ત્રી શહેરીઓની એસોસીએશનની લીવરપુલની શાખા તરફથી યોજાયલી એક સભામાં, ભાષણ કરતાં મીસીસ રમા રાવે ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા હતા. હિન્દી પ્રશ્નો ઉપર જુદી જુદી સ્ત્રી વક્તાઓના વ્યાખ્યાનોની આ સભામાં યોજના કરવામાં આવી હતી. એમાં મીસીસ રમા રાવનું વ્યાખ્યાન સૌથી વધુ પ્રેરક અને રસપ્રદ હતું.

હિન્દમાંની સ્ત્રી ચળવળ વિષે બોલતાં મીસીસ રમા રાવે જ્ઞાતિ, ધર્મ કે પ્રાંતના ભેદભાવ વિના ૧૯૧૭ માં અખિલ હિન્દના ધોરણે એ ચળવળની શરૂઆત કેમ થઇ અને કેમ વિકાસ પામી તે સમજાવ્યું હતું.

તેમણે કહ્યું કે સ્ત્રીઓ માટે મતાધીકાર મેળવી શકાયો છે પણ દેશના કાયદાઓ હજી સ્ત્રીઓ પ્રત્યે અન્યાયકર્તા છે. મીલ્કત ધરાવવા માટે કરવેરા આપતી સ્ત્રીઓને આવક વેરો આપતી સ્ત્રીઓને તેમજ યુનીવર્સીટીની પદવીઓ ધરાવતી સ્ત્રીઓને મતાધીકાર આપવામાં આવેલો છે. આ મર્યાદાઓને કારણે પુરૂષોના પ્રમાણમાં મતાધીકાર ધરાવતી સ્ત્રીઓની સંખ્યા ઘણી થોડી છે. આથી વધારે સ્ત્રીઓને મતદાર બનાવવાના પ્રયત્નો મહીલા સંસ્થાઓ અવીરત કર્યા કરશે.


પશ્ચિમ હિન્દની ટેનીસની રમતમાં ચેમ્પીઅન ( આગેવાન ) થનાર
મીસ સેન્ડીસન

દેવદાસી જેવી અન્યાયી અને જુનવાણી પ્રથાઓ સામે સફળ લડત ચલાવવામાં કેવી રીતે આવી હતી તે જણાવ્યા પછી મીસીસ રમા રાવે હીન્દમાં લાખો લોકોની નીરક્ષરતા માટે ખેદ દર્શાવ્યો હતો. વ્હાઇટ પેપરની દરખાસ્તોથી હિન્દની સ્ત્રીઓને અસંતોષ થયો છે. હિન્દી સ્ત્રીઓને પુખ્ત વયના સર્વને મતાધિકાર આપવામાં આવે એ હિન્દ માટે સર્વોત્તમ નીવડશે એવી પણ હિન્દની મહીલાઓની માંગણી છે.

**લંડનમાં કજોડાં થાય છે:** લંડનમાં ગયા વર્ષે ૧૬ વર્ષની ઉંમરની ૭૦૬ બાળાઓનાં લગ્ન એવા પુરૂષો સાથે થયાં હતાં કે જેમની ઉંમર ૫૦ વર્ષની આસપાસ હતી ! ૧૬ વર્ષની ઉપરનાં ૨૯ યુવકોનાં લગ્ન ૨૧ વર્ષની યુવતીઓ વેરે થયાં હતાં ! માત્ર ચાર જ જોડામાં વર-વહુ ૧૬ વર્ષની ઉમરનાં હતાં. છુટાછેડાના કિસ્સા વધતા જાય છે.

**ઈજનેર બનવું છે:** મેડ્રીડ ( સ્પેન )ની એક યુવાન ઘોબણે ઇજનેરની પદવી મેળવવા માટે ભણવાનાં ખર્ચનાં નાણાંની સ્પેન સરકાર પાસે માંગણી કરી છે. ૧૮ વર્ષની ઉમરે તે લખી કે વાંચી શકતી ન હતી. પણ પછીથી તે ૨૨ મે વર્ષે બી. એ. થઇ અને હવે તેને ઇજનેર બનવું છે.

**અમેરિકામાં છુટાછેડાના કાયદા:** અમેરિકાના યુનાઇટેડસ્ટેટ્સના ૪૮ પ્રાંતોમાં ૪૪ જુદા જુદા પ્રકારના છુટાછેડાના કાયદા અસ્તિત્વ ધરાવે

છે ! કેવળ પાંચ પ્રાંતોમાં એક સરખા કાયદા છે. નેવેડા પ્રાંત છૂટા છેડા માંગનારને માટે એક સ્વર્ગ મનાય છે. તે પ્રાંતમાં છ અઠવાડીયાં રહેવાથી એક વ્યક્તિ ત્યાંની રહીશ બની શકે છે અને પછી તેને ૨૪ કલાકની અંદર છૂટાછેડા મળવાથી તે બીજું લગ્ન કરી શકે છે. પરંતુ દક્ષિણ કેરોલીના એ બાબતમાં બહુ સખ્ત લેખાય છે. ત્યાં છૂટાછેડાનો કાયદો જ નથી, ભલેને પછી ધણી ધણીયાણી વચ્ચેનો સંબંધ ગમે તેટલો ખરાબ ચાલતો હોય ! દક્ષિણ ડકોટામાં લગ્ન થયું હોય તો પતિ પોતાની પહેલી પત્નીના જીવનકાળમાં બીજી સ્ત્રી પરણી શકતો નથી.

**સેક્રેટરીઓ તરીકે જાપાની બાળાઓ** નવા યુગની માંગણીને અનુસરીને મંત્રીઓ માટે, આવતાં માસથી ઓસાકામાં યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશન તરફથી તાલીમ વર્ગો શરૂ કરવામાં આવનાર છે. ઘણી કંપનીઓએ આવતા વર્ષથી સેક્રેટરી કામ કરી શકે એવી બાળાઓની માંગણી કરી છે અને પરિણામે ખાસ અભ્યાસક્રમની યોજના કરવાની યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશનને ફરજ પડી છે.

વિદેશી પેઢીઓને એસોસીએશનના અંગ્રેજી અભ્યાસવર્ગોની સ્નાતીકાઓ પુરી પાડવામાં આવી છે પણ જાપાની કંપનીઓ તરફથી પણ માંગણી વધી ગઈ છે.

એસોસીએશનમાં આ વિષય પર તાલીમ આપનારાઓની માન્યતા મુજબ જો સ્ત્રીઓ તેઓના કાર્ય વિષે સંપૂર્ણ જ્ઞાન ધરાવીને કામ કરવા માંડે તો પુરૂષો કરતા મંત્રીઓ તરીકે તેઓ વધારે સફળ પુરવાર થશે, કારણ કે તેઓ વધારે સાવચેતી રાખનારી અને સચોટ હોય છે.

આ અભ્યાસક્રમ શરૂ થાય તે પહેલાં મોટી મોટી પેઢીઓના વડાઓ, ડીરેક્ટરો, મેનેજરો વગેરે તરફથી 'સ્ત્રી મંત્રીઓની સંગીન અને નબળી બાજુઓ' 'સ્ત્રી મંત્રીઓની જરૂર છે ?' અને 'સ્ત્રી મંત્રી માટેનું કાર્યક્ષેત્ર' એ વિષય પર ખાસ અભિપ્રાય માગવામાં આવ્યા છે. આ અભીપ્રાયો અભ્યાસક્રમ નક્કી કરવામાં ઉપયોગી નીવડશે.

**ઈજીપ્તની વિમાની બાળાઃ** ૧૯૧૯ માં સ્ત્રી સ્વાતંત્ર્યની ચળવળ શરૂ થઈ. તે પછી ઈજીપ્તની મહીલાઓએ જીવનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં ઘણી સારી પ્રગતી કરી છે, અત્યાર સુધી ઘણા ધંધાઓમાં સ્ત્રીઓએ પ્રવેશ કર્યો છે એટલું જ નહિ પણ કેટલીક સ્ત્રીઓએ તો, નવોજ ચીલો પાડીને સાહસ સમાયું હોય એવા ધંધાઓ સ્વીકારવા માંડયા છે.

આવા ધંધામાં પ્રવેશનાર મીસ લતીફા એલ નાદી ઈજીપ્તની સૌથી પ્રથમ વિમાની મહિલા છે. એક વર્ષ ઉપર મીસ લતીફાએ 'એ' લાઇસન્સ મેળવ્યું હતું અને હવે તે 'બી' લાયસન્સ માટે અભ્યાસ કરી રહ્યા છે. આ પ્રમાણપત્ર મળતાં મીસીસ એમી મોલીસનના જેમ તે વેપારી ધંધામાં પ્રવેશ કરી શકશે.

એક અખબારનવેશે ફ્લાઈંગ સ્કુલમાં લતીફા નાદીની મુલાકાત લીધી હતી અને વિમાની કળામાં ઈજીપ્તની મહિલાઓનાં ભાવી સંબંધમાં તેની સાથે ચર્ચા કરી હતી. તેણે જણાવ્યું હતું કે વિમાની ખાતાના સત્તાવાળાઓ ઈજીપ્તની બાળાઓને ઉડ્ડયન કળામાં નિષ્ણાત થવાને ઉત્તેજન આપી રહ્યાં છે અને તેઓએ એવી યોજના કરી છે કે ઉડ્ડયન શીખવા માટે એરોડ્રામમાં અરજી કરનાર પ્રથમ પાંચ સ્ત્રીઓએ પાંચ ઈજીપ્શીઅન પાઉન્ડને સ્થાને માત્ર ૩ પાઉન્ડ ( ઈજીપ્શીયન ) ની ફી આપવી. અત્યાર સુધીમાં ત્રણ બાળાઓએ આ તકનો લાભ લીધો છે.

'એ' લાઇસન્સ મેળવવા માટે આશરે ૧૫ કલાક જેટલું શિક્ષણ વિમાનમાં લેવાની જરૂર છે. સાહસનો મને શોખ છે અને એ કારણેજ મેં આ ધંધો સ્વીકાર્યો છે.

વિમાની ઉડ્ડયને મને હમેશાં આકર્ષી છે, પણ મારા માતપિતા હું આ ધંધો સ્વીકારૂં તેની વિરૂદ્ધ હતાં. હું તેઓને કેમે કરી સમજાવી ન શકી. એટલે હું છુપી રીતે આલમાઝા ભાગી ગઈ અને વિમાની ઉડ્ડયનની કલા શીખવવામાં આવે એટલા બદલામાં એમ. એસ. આર. ઓફિસમાં મેં નોકરી માટે અરજી કરી. ડાયરેક્ટરને મારે માટે કાંઈ વધુ આશા જણાઈ નહીં. પણ તેણે હું સારી વીમાની થઈ શકું કે કેમ એના સંબંધમાં કસોટી કરવાનો નિરધાર કર્યો. મને તાલીમ આપનારનો રીપોર્ટ ઘણો પ્રોત્સાહક આવ્યો એટલે મારી ઇચ્છા ફળી. મેં સ્ટાફ ઉપર કામ કરવા માંડયું. અને તે સાથે 'એ' લાઇસન્સ માટે પણ અભ્યાસ આરંભ્યો. એક વર્ષ પહેલાં મેં આ લાઇસન્સ મેળવી લીધું હતું.

ઈજીપ્તમાં સ્ત્રીઓને ઉડ્ડયન શીખવા માટે અસાધારણ ખર્ચ થાય છે. એ તાલીમ મેળવવાનું ઘણી થોડી સ્ત્રીઓ માટે શક્ય છે અને ધાધોર તરીકે સ્ત્રીઓ માટે વિશાળ ક્ષેત્ર પડેલું હોવા વિષે પણ શંકા છે.

———o———

# પ્રતિજ્ઞા પાલન

આજે રા' નવઘણને ચેન પડતું નથી. પીરસેલા ટાટ પડી રહ્યા છે. ચ
કુંવરો જમવા આવ્યા છે પણ રાજા આવતા નથી. રાજા પંચાળદેશમાં ગયા હત
ત્યાં ગુજરાતના રાજા સિદ્ધરાજે મશ્કરી કરી કે " આવો જુનાગઢના જુના રાજા
બધી સભા હસી પડી. રા' નવઘણને કારી ઘા વાગ્યો. રીસ તો બહુ ચઢી પણ ગ
ખાઇ ગયા. અહંકારી સિદ્ધરાજ પર વેર લેવાની પતિજ્ઞા કરી. હજુ સુધી અપમાન
અસર રાજામાં વ્યાપી રહેલી હતી તેવામાં સિદ્ધરાજનો ભાટ જુનાગઢમાં આ
ચઢયો. તેણે વળી બળતામાં ઘી હોમ્યું, અને સિદ્ધરાજનાં ખૂબ વખાણ કર્યા. ર
નવઘણે, ભાટને મરાય તો નહિ એટલે તેના ગાલ ફાડી નાખવાની પ્રતિજ્ઞા કરી. પો
કરેલી પ્રતિજ્ઞાઓ અમલ લાવે તે પહેલાં તેનો અંતકાળ આવ્યો. રાજાનો જીવ જત
નથી. ચારે કુંવર પાસે બેઠા છે. રાજાએ કહ્યું, " છે કોઈ માનો પૂત, જે પાટણને
ગઢ તોડે, ભાટના ગાલ ફાડે અને સિદ્ધરાજનું નાક કાપે ? " રા' ખેંગાર બોલ
ઉઠયો, " પિતાજી મારૂં વચન છે આપની ત્રણે ઇચ્છાઓ પાર પાડીશ. સુખેથી સ્વર્ગે
સિધાવો. " રાજાએ તેના માથા પર હાથ મૂકયો અને ગાદીનો વારસ ઠરાવ્યો.

રા' ખેંગાર પોતાનું વચન પાળવા વખત જોયા કરતો હતો. એક વખત
સિદ્ધરાજ માળવા તરફ ગયો હતો ત્યારે એકદમ પાટણ જઈ તેનો પૂર્વ તરફનો દર
વાજો તોડયો, સિદ્ધરાજના ભાટને પકડી મંગાવી તેના ગાલ ફાડી જા
એટલી સોના મહોરો ભરી અને સિદ્ધરાજે માગું કરેલી કન્યા રાણકનું હરણ કર્યું
તેની સાથે લગ્ન કર્યું. અને આ રીતે તેણે સિદ્ધરાજનું નાક કાપ્યું.

ન્યુ ધરા સ્કૂલ } 
મુંબઇ. }

ગ્રં. ૮.

# સંઘર્યો સાપ પણ કામનો

વિસનગરમાં સોમચંદ નામનો એક વાણિયો રહેતો હતો. તે બહુ ચતુર હતો, તેમ જ વ્યવહાર કુશળ હતો. તે એમ સમજતો હતો કે આ દુનિયામાં કોઇ ચીજ નકામી નથી. પરમેશ્વરે જે કાંઇ બનાવ્યું છે તે બધું કંઇને કંઇ ઉપયોગનું છે જ, આમ સમજી આ વાણિયે પોતાના ઘરનાં તમામ નાનાં મોટાંને સખત તાકીદ કરેલી કે કોઇપણ ચીજ નિરુપયોગી છે એમ જાણી ફેંકી દેવી નહિ પણ એક પેટીમાં સંગ્રહ કરવો. છોકરાઓ કાગળના કકડા કરી, ફેંકવા જાય તો તરત જ લડવા માંડે અને તે કકડા પેલી પેટીમાં નંખાવે. બૈરાં કચરો પુંજો વાળી ફેંકવા જાય તો તે પણ સોમચંદ શેઠ પેલી પેટીમાં જ નંખાવતા. અમુક વખતે જ્યારે આ સંગ્રહ બહુ વધી પડી મોટો ઢગલો થતો ત્યારે શેઠ પોતે ઝીણવટથી તપાસી તે કચરો ખેડુતને ખાતર માટે આપી દેતો અને તે બદલ પૈસા લેતો.

આવી રીતે નજીવી ચીજોનો પણ સંગ્રહ કરવાની તેની ટેવ તેના જુવાન દીકરાઓને ગમતી ન હતી. એક વખત તેનો મોટો દીકરો બોલી ઉઠયો કે, "બાપા, તમને કચરો, રાખ વગેરે એકઠાં કરવાની ટેવ પડી છે, તેથી લોકોમાં આપણી હાંસી થાય છે. માટે એ ટેવ છોડી દો સારૂં." ત્યારે બાપે કહ્યું, "તને એથી શરમ લાગતી હોય તો તું તારે ફાવે તેમ કરજે, પણ હું તો મારા અનુભવથી કહું છું કે ધૂળ, રાખ જેવી વસ્તુઓ કામની છે તે તો પ્રત્યક્ષ છે, પણ વખતે 'સંઘર્યો સાપ પણ કામનો થઇ પડે છે.' લોકો ગમે તે બોલે તેની મને પરવા નથી. હું તો સંગ્રહ કરવાનો તે કરવાનો." છોકરો કહે, "આપની એમ જ મરજી છે તો ભલે. હું કાંઇ વિશેષ કહેતો નથી પણ સંઘર્યો સાપ શું કામનો છે તે મને સમજાતું નથી." બાપે કહ્યું, "બેટા, વખત આવશે ત્યારે તે પણ બતાવીશ."

એક દિવસ એવું બન્યું કે રસ્તામાં મરેલો સાપ પડેલો તે મોટા છોકરાના

# દેશ દેશાવરમાંથી

## સહરા

દેશ દેશાવરમાં ધરતીએ જૂદો જૂદો સ્વાંગ સજ્યો છે. ઉત્તર દક્ષિણ ધ્રુવના પ્રદેશોમાં જઈએ તો દૂર દૂર નજર પહોંચે ત્યાં સુધી બરફ છવાયેલો દેખાય, કોન્ગો કે એમેઝોન નદીઓમાં સફર કરીએ તો ગાઢાં અંધારાં જંગલોમાંથી જવાનું થાય, કેનેડાના પ્રેરીનાં મેદાનોમાં ઉભા રહીએ તો લીલા લીલા ઘાસના મહાસાગરમાં ઉભા હોઈએ એવો ભાસ થાય. સહરામાં જ્યાં જુઓ ત્યાં વેરાન પ્રદેશ દીસે છે. વનસ્પતિ સિવાયના ઉઘાડા ઓડિયા ખડકો, ટેકરાઓ અને રેતીના રણો એટલે સહરામાં ગરમી પણ ઘણી જ અને રાત્રે ઠંડી પણ ખરી. દિવસના થર્મોમી ટરનો પારો ૨૦૦ ડીગ્રીએ પહોંચ્યો હોય તો રાત્રે છેક શૂન્ય સુધી ઉતરી પડે છે. દુનિયાનાં વરસાદ વિનાનાં ગરમમાં ગરમ રણોમાંનું સહરા એક રણ છે.

સહરા આફ્રિકાને ઉત્તર છેડે છે. ૩૦૦૦ માઈલ એની લંબાઈ છે. ૧૦૦૦ માઈલ એની પહોળાઈ છે. રણનો વિસ્તાર લગભગ આખા યુરોપ ખંડ જેટલો થાય. સમુદ્રમાં જેમ ઉંચે આકાશ અને નીચે પાણી તેમ સહરાના ભર રણમાં ઉંચે આકાશ અને નીચે રેતી. સહરાનો પ્રચંડ સૂર્ય એ રેતી પર તપે છે. અને આખા રણને ગરમ ગરમ કરી મૂકે છે. અગ્નિના ભડકા બળતા હોય એવા ઉના ઉના પવનો દિવસે ફૂંકાય છે. એ પવનના જોસથી રેતી ઉડે છે. સમુદ્રમાં જેમ પાણીનાં મોજાં ઉછળે તેમ સહરામાં રેતીનાં મોજાં ઉછળે છે. કોઈક કોઈક વાર તો હજાર હજાર ફીટ જેટલા ઉંચા રેતીના ઢગલાઓ જોસભેર ફૂંકાતા પવનથી ખડકાયા હોય છે. આવા રેતીના ઢગને આપણે સેન્ડ ડ્યુન્સ ( Sand Dunes ) કહીએ છીએ. એકાએક પવનો વાવા માંડે તો બિચારા મુસાફરોની આવા રણોમાં શું સ્થિતિ થાય ?

સહરામાં આરબ લોકો વસે છે. વરસમાં જે બે પાંચ ઇંચ વરસાદ વરસ્યો હોય અને એનાં પાણી જ્યાં જ્યાં ઘયાં હોય એવા ભાગોમાં આરબોનાં રહેઠાણ છે.

થોડા પાણીએ રણમાં થતાં ખજુરનાં ઝાડ, આરબો પોતાના ઠામની આસપાસ વાવે છે. તેઓ ઉંટ પાળે છે. રણમાં મુસાફરી કરવાને ઉંટ સર્જાયેલું છે. ખજુર અને ઉંટડીનું દૂધ આરબોનો ખોરાક છે. આરબોનાં આવાં રહેઠાંણુને એઓસીસ કહેવામાં આવે છે. એઓસીસની આજુબાજુ લીલોતરી જણાય છે. એ લીલોતરીમાં આરબોનાં ગધેડાં કે ખચ્ચરો ચરતાં હોય છે. આમ કેટલાક આરબો એઓસીસમાં વસે છે. જ્યારે ઘણાએ વેપાર કરે છે. અને લૂંટ પણ ચલાવે ખરા. જ્યાં આરબ વેપારીની ઉંટની વણઝાર પડી હોય, ત્યાં એક નાનું સરખું ગામ વસી જાય કારણ કે એકેક વણઝારમાં બબ્બે કે ત્રણ ત્રણ હજારસુધી ઉંટ હોય. એ ઉંટના ચલાવનારા રબારીઓ હોય, એ વણઝારના રખેવાળો હોય. અને એ સર્વેના તંબુઓ ખેંચાય ત્યાં ગામ ન બને તો શું થાય ?

સહરાના આકરા તાપો આરબોને સહેવાના, ત્યારે પડતી રાતની ચાંદની પણ એમને જ મહાલવાની. સહરાની ધોળી દૂધ જેવી રેતી પર વાદળાં વગરના ખુલ્લા આકાશમાં નિર્વિઘ્ને વિહાર કરતાં ચંદ્રની રૂપેરી ચાંદની પથરાઇ રહે. એટલે એક મનોહર દૃશ્ય થઇ જાય છે. દિવસના તાપે બળ્યા બળ્યા થઇ રહેલા સહરાના વણઝારો અજવાળીઆની ઉજવળ રાત્રે ને અંધારીઆની અંધારી રાત્રે મોડે સુધી રણની નિરવ શાંતિમાં આકાશ તરફ મન માંડી બેસી રહે અને તારાઓના વૃન્દોને જોયા જ કરે. એ જોતાં જોતાં કોઇ દિવસ એમની ધીરજ ખૂટતી નથી અને એથી કરીને જ વિજળીના દિવાઓથી પ્રકાશીત થયેલા શહેરોનાં સામાન્ય શહેરીઓ કરતાં સહરાવાસીઓનું આકાશી તારાઓનું જ્ઞાન વિશેષ હોય છે. કુદરતની શાન્તિ અનુભવતાં લાધેલું આ જ્ઞાન એમને ઝાડ પાન સિવાયના અને રસ્તા વગરના રણમાં રાત્રે દિશા સૂચવવા ઘણું ઉપયોગી થઇ પડે છે.

વરધભાઇ પટેલ

# ચતુર કાગડો

આ મેં મારી આંખે જોયેલું છે. તમને આ વાર્તામાં બે કાગડાની ચતુરાઇની ખબર પડશે.

એક હતી બિલાડી. તે રસ્તા પર પડેલી એક ભાખરી લઇને એક ઘરના છાપરા ઉપર જઇને બેઠી. તેવામાં ત્યાં બે કાગડા આવ્યા. એક કાગડાએ બિલાડીની પૂછડી ખેંચી. બિલાડી જ્યાં પાછળ જોવા ગઇ ત્યાં તો બીજા કાગડાએ ભાખરીનો કટકો લઇ લીધો. પછી જે કાગડાએ ભાખરી લીધી હતી તેણે બિલાડીની પૂછડી ખેંચી. બિલાડીએ પાછળ જોયું ત્યાં બીજો કાગડો ભાખરી લઇ ઊડી ગયો કાગડાઓને ભાખરી મળી ને બિલાડી જોઇ રહી. કેવા લુચ્ચા કાગડા!

પિનાકી પટેલ

ઉ. વ. ૧૩

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪–૬–૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બ્હાર ર ૧૦ શીલીંગ

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : ચન્દ્રેશ ક. શુક્લ

સપ્ટેમ્બર ૧૯૩૪
થી
ફેબ્રુઆરી ૧૯૩૫

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ ૪

વર્ષ ૧૨મું : પુસ્તક ૨૩મું

## અનુક્રમણિકા

### ફોટો-ચિત્રો ( ૯૨ )

## રાસ-કાવ્ય ( ૪૧ )



## પ્રકીર્ણ ( ૧૯ )



## લેખક-લેખિકા યા સંપાદક

## ' ગુણસુન્દરી ' બાલવિભાગ

આ માસિક વડોદરા-રાવપુરામાં-લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે પોતાના માટે છાપી તેજ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે. તા. ૨-૪-૩૫.

# ચોરસીઆ

દ્ધ સ્વદેશી જ્યોર્જેટ અને ક્રેપની

## સુંદર સાડીઓ



શરીરમાં લોહીનો ભરપુર વધારો કરી, શકિત, ઉત્સાહ અને જોમ
ઉત્પન્ન કરનારૂં ઉત્તમ ટૉનિક

# ઝેનિથ
# દ્રાક્ષાસવ

ઝેનિથ દ્રાક્ષાસવના સોલ એજન્ટસ—
મેસર્સ બોલે બ્રધર્સ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.




## રેડીયસ લેન્ટર્ને



નં. ૧૧૯ F. ૩૦૦. સી. પી.
ઉત્તમ પ્રકારની રોશની ગમે તેવા વરસાદ અને પવનનાં તોફાનમાં ટક્કર ઝીલે છે છતાં ખરચ ઓછું આવે છે.

## રેડીયસ લાઇટ બરનર

નં. ૧૩૩, ૨૦૦ સી. પી.

આ લાઇટ બરનરને રેડીયસ સ્ટવ ઉપર ફીટ કરવાથી ઝગઝગાટ રોશની કે'દે છે તેમજ ગમે તેવા વરસાદ અને પવનમાં તમોને સંતોષકારક કામ આપે છે અને ખરચ ઘણોજ ઓછો થાય છે. બધા દુકાનદારો પાસેથી મળશે.

એજન્ટ—ધી ઇન્ડીઆ ઈમ્પોર્ટ એક્ષ્પોર્ટ કંપની, ૮૬, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ, ૨.
રીપેરર—ધી બોમ્બે ઈન્કેન્ડીસેન્ટ લાઇટ કંપની, પાયધુની, મુંબાઈ, ૩.



## લવાજમના ભાવ

( ભેટ-પુસ્તકના પોસ્ટેજ ખર્ચ સહિત )

| સપ્ટેમ્બરથી ગ્રાહક થનાર માટે | પરદેશ માટેઃ | વર્ષની અધવચથી ગ્રાહક થનાર માટે |
|---|---|---|
| ૧૨ માસના : રૂ. ૪-૬-૦ | વર્ષનાઃ રૂ. ૬-૮-૦ | ૧૨ માસના : રૂ. ૪-૧૨-૦ |
| ૬ માસના : રૂ. ૨-૬-૦ | ૩ વર્ષઃ રૂ. ૧૬-૮-૦ | ૬ ,, રૂ. ૨-૮-૦ |

સપ્ટેમ્બર ૧૯૩૩ થી ઓગસ્ટ ૧૯૩૭ ; ત્રણ વર્ષના : રૂ. ૧૦-૦-૦

[ નોંધ-કમમાં કમ ચાર માસ માટે લવાજમ ભરનારનેજ ભેટ—પુસ્તકનો લાભ મળશે. ]




હવે તો આ માસિક ગુજરાતના દરેક ઘરમાં વખણાઈ ચૂક્યું છે. દરેક સાહિત્યશોખીનનું એ પ્રિય થઈ પડ્યું છે.

આજ તેરતેર વર્ષથી રસપ્રદ ને સર્વ વર્ગને રૂચિકર થઈ તેવું સાહિત્ય પીરસતું 'નવચેતન' માસિક હંમેશાં નવી શૈલીની નવલિકાઓ, ચિંતનભરપૂર કાવ્યો, વિજ્ઞાન, ઉદ્યોગ ને વિધવિધ ઉપયોગી વિષયોના મનનીય લેખો અને અભિનવરંગી સમાલોચનાઓથી પોતાનું સ્થાન સામાન્ય જનતામાં તેમજ શિષ્ટ અને સંસ્કારી વર્ગમાં નક્કી કરી ચૂક્યું છે.

એના પાને પાને નવી તાઝગી છે. કલ્પના, પ્રાણ અને ભાવનાનાં દર્શન છે. એના ત્રિરંગી ચિત્રોમાં જીવન અને કલાનાં જે સુન્દર પ્રતિબિમ્બો નજરે પડે છે તેવાં જવલ્લેજ નજરે પડે છે.

ઉંચા, ચીકણા ને સફેદ દુધ જેવા કાગળો વાપરવામાં, સુઘડ છપાઈમાં, સાદી છતાં કલાયુક્ત લેખગોઠવણીમાં આ માસિક ખરેખર ભાત પાડે એવું છે.

છેલ્લાં તેર વર્ષથી એક સરખી રીતે જો કોઈ પણ માસિક લોકપ્રિયતા જાળવી રહ્યું હોય તો તે આ જ માસિક છે.

વર્ષના બાર અંકોમાં ત્રણ અંક વધારે દળદાર કદમાં ને આકર્ષક રૂપમાં નીકળે છે (૧) **દીવાળી અંક** (૨) **મૌલિક વાર્તા–અંક** (૩) **હાસ્યાંક.**

આવા રૂપરંગ, સાહિત્ય અને કલાના સર્વાંગસુન્દર નમુનારૂપ માસિકના તમે હજી સુધી ગ્રાહક ન થયા હો તો આજે જ થાઓ.

વાર્ષિક રૂ. ૬।= હિંદ બહાર રૂ. ૮।। છુટક રૂ. ०।।।

લખો : "નવચેતન" ઑફીસ, ૧० પોલોક સ્ટ્રીટ, કલકત્તા.

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૬-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુકલ

મે : ૧૯૩૫

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪.

પુસ્તક ૨૪ મું ] [ અંક ૩ જો

અનુક્રમણિકા



## બાલવિભાગ

તંત્રી : સોમાભાઇ પટેલ



શ્રીમતી રૂક્મિણી લક્ષ્મીપથી
જેઓ કોંગ્રેસના ઉમેદવાર તરીકે
મદ્રાસની ધારાસભામાં ચુંટાયા છે



શ્રીમતી ચંદ્રાવતી લખનપાલ, એમ. એ.
જેમને હિન્દી સાહિત્યપરિષદ તરફથી વર્ષ
ભરના શ્રેષ્ઠ પુસ્તક માટે રૂ. ૧૨૦૦ નું
મંગલાપ્રસાદ પારિતોષિક મળ્યું છે
[ જુઓ સ્ત્રીજગત્ ]

## આંતરરાષ્ટ્રીય મહિલા સંમેલન



મીસીસ કોરબેટ એશબી
પ્રમુખ



મેડમ લતીફે બેકીર
સ્વાગત પ્રમુખ



બેગમ હમીદઅલી　　　　બેગમ કમરૂદ્દીન

હિન્દી પ્રતિનિધિઓ

[સ્તાનબુલમાં તા. ૧૮ મી એપ્રિલથી તે તા. ૨૫ મી એપ્રિલ સુધી આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘનું બારમું મહાધિવેશન ભરાયું તેના પ્રમુખ, સ્વાગતપ્રમુખ અને હિન્દી પ્રતિનિધિઓનાં ફોટા ચિત્રો ઉપર અપાયાં છે ]

ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૪મું | મે. ૧૯૩૫ | અંક ૩ જો

# સ્ત્રીનાં ચાર સ્વરૂપ

## ( ૧ ) માતા

[ શિખરિણી વૃત્ત ]

ભમો બ્રહ્માંડે જો, અટન દશદિશે ફરી વળો,
ભલે સ્વર્ગે જૈને સુરસદનમાંહીં તમ ભળો:
નહીં પામો હા હા, જનની સમ કોઇ કહિં કદા,
શીળી એની છાંયે અજબ સુખ પામે સહુ સદા!
મીઠાં એનાં દુગ્ધો, જગતઅમી એને જ ગણીએ,
અરે દેવી સુધા નિરસ બહુ જો તોલ કરીએ

મીઠા શબ્દો 'માતા', 'જનની', વળી 'બા', 'મા' મનગમે
કહો ભૂંડો કો' છે અવનીભરમાં માત જ દમે ?
કવિઓ વિદ્વાનો, કુશળ પુરુષો જે થઇ ગયા,
સહુ માતાદ્વારા સુરભિ પ્રસરાવી અહીં ગયા!
બહુ આધિવ્યાધિ મનુજકુલ જેથી ભટકતું,
તૂટે ઉપાધિઓ જહિં જનનીહાર્દ ધડકતું!

દુખો વેઠી જાતે શિશુસુખ અહોરાત્ર રહશે
જુઓ ફાડી એનું ઉર અજબ જ્યોતિ ઝળકશે!
દીધાં સુરાશીએ અડસઠ બધાં ઠામ તીરથે
ગણી માતાને તો સહસ શુચિ સ્થાન અરથે!
તને વન્દુ માતા! નમન અબળો ઢાળી ઉરને
હશે જ્યાં જ્યાં માતા, પુનિત સમજો એજ ઘરને!

## (૨) બ્હેન

[ ઇંદ્રવજ્રા છંદ ]

બ્હેની સમું કોઈ નથી જ વ્હાલું,
એના વિના સર્વ અરે ! નમાલું:
ભાઈપરે દેય બધુંય વારી—
શાસ્ત્રે ખરી એ ભગિનિ ઉચારી !

અદ્યાપિ ના જોડ જડે જ એની,
ચાહી જે રે'તી નિજ ભ્રાત જેણીઃ
દંશો ન પેખે કદિ ઉર એનું,
નિઃસીમ જાણ્યું અહ હેત તેનું !

ભાઇ સહે સુખમહીં રહેતી
આવે વ્યથા તો કહીં હોય છેટી ?
આશ્વાસનો કૈં દઈ દુઃખ દાબે,
કલેશો અકારા ઝટ એ પ્રજાળે !

પત્ની કદાપિ પતિ જોય ત્યાગી,
બ્હેની જ રે'શે તવ બંધુ રાગીઃ
એમાં ઝરે વિમલ પ્રેમ એવો,
ક્યાંય ન ભાળો જગમાંહી તેવો !

## (૩) પુત્રી

[ દ્રુતવિલંબિત છંદ ]

જીવનલ્હાણ અનેક દીઠી અહીં,
મનુજઉર વસે બહુ આશ કેઃ
વિભુ અહા ! સુત એક જ દે દઈ–
જનમબંધન મુક્તિ મિરાત તે !

નવ જુએ જન લાભ સુતા તણા,
અમૂલ રત્ન કદા યદિ સાંપડે,
દઇ ઉલટી ગૂહો કુલદીપિકા
કરતી નન્દન શી વસુધા ખરે !

બહુ સૂનાં દિસતાં ઘર એ વિના,
નિશદિ એજ સુહાસ્ય પ્રસારતીઃ
જનક ને જનની નિજ સેવતાં
નવલ ચેતન રોજ વધારતી !

સદનલક્ષ્મી કહોઃ ભૂલ ના જરા,
તનયખોટ પૂરી કરશે અહા !

## (૪) પત્ની

[ સૉનેટ : પૃથ્વી ]

નૉ વહુ અર્ધાંગના, ગૃહિણિ એજ ભાર્યા કહો,
પૃથ્વીતણી દિવ્યાંગના, પુરુષથી અવિભક્ત છે :
ઉરે અર્મીઝર્ણાં વહે, સુખદુખે દિયે સાથ જેઃ
ઓ કદિ ન ક્રોધ તો, અજખ ધીરમૂર્ત્તિ અહો !
ધાન પતિની છતાં, કિંકરી શી કરે કામ એ,
પરી શયનખંડની, વિરલ વૈદ–દાયા જ તું;
તે કદિ ન સ્વચ્છતા, ભવન કેવું દીપાવશે !
શિશુ પતિ સમાલવે હૃદય શાંતિ એ પામતું ;

નન્ય રૂપ સેવતું, જીવન સારૂં સેવા મહીં
અર્પી દઈ વિરામતીઃ સ્વસુખલાલસા સ્હેજ ના;
પ્રભુસ્મૃતિ ન શોચતી, પતિ જ કેન્દ્ર પૂજાતું જ્યાં :
ખી પતિદુખે સદાઃ વર જ પ્રાણ એનો અહીં !
ત્નીં સ્તુતિ હું શી કહુંઃ ઉદધિ જાણું ક્ષમા તણો ;
ત્ની, સૃષ્ટિનું સ્વર્ગ છેઃ નરક ભૂંડી ભામા ગણો !

જેહાંગીર માણેકજી દેશાઇ

—○—

# બ્હેનને પત્ર

લખનાર :
શ્રી. દિલખુશ બ. દિવાનજી

પૂજ્ય. અ. સૌ. બ્હેન.........

'તોફાની અને વંઠેલ'* નામે મારો લેખ વાંચી તમે તે દિવસે મારી સાથે બહુ રસિક ચર્ચા કરી. મને એ ચર્ચા ગમી ગઇ. કારણ કે એમાં દર્શાવેલા વિચારો તમારા બાળકો પ્રતિના વર્તનમાં ઉતારવામાં તમે હોંસ દર્શાવો છો. તમે પોતે જ પ્રેમધર્મનો માર્ગ સમજી ગયા છો અને તમારા બાળકોને કેળવવામાં તમે એજ માર્ગમાં પ્રયત્નવાન છો એ જાણી મને બહુ સંતોષ થયો. તમે મને જણાવ્યું કે બાળકોને તમારે વિષે 'ધાક' નથી, અને એટલા માટે બીજા તમારી ટીકા કરે છે. તમે એ ટીકાથી અકળાતા નહિ. તમારે ચોકક્સ માનવું કે બાળકોને ભયમાં ન રાખવા અને કેવળ પ્રેમથી જ એમની સાથે વર્તવું એજ સાચો માર્ગ છે. બાળકોનું તેમજ તમારૂં એમાંજ સાચું કલ્યાણ રહેલું છે. મારી તમને નમ્ર વિનંતિ છે કે તમારે એજ માર્ગ ચાલુ રાખવો. બીજાની ટીકાથી તમારે તમારા પ્રેમધર્મના માર્ગમાં ચલિત ન જ થવું. તમારા એ સ્તુત્ય પ્રયાસોથી મને સંતોષ થાય છે. એટલેજ હું તમને આ પત્ર લખી બાળકોની કેળવણી વિષે કંઇક સૂઝે છે તે લખી નાંખું છું.

તમે એકવાર મને હોંસથી કહેતા કે મારે તમારા બાળકોના માર્ગદર્શકની જવાબદારી સ્વીકારી લેવી. હું એ જવાબદારી સ્વીકારું તો તમે પછી પેલી રેસિડેન્શિયલ શાળાઓની અંદર એમને મોકલવાનો વિચાર પણ નહિ કરો. તમે મારામાં આટલી શ્રદ્ધા રાખો છો એમાં તમારો મારી તરફનો પક્ષપાત જ છે. મારી લોકસેવાની પ્રવૃત્તિમાં હું એટલો બધો રોકાયેલો રહું છું કે તમારા બાળકોની જવાબદારી લઇ નથી શકતો. મને એથી દુઃખ તો, રહે જ છે. આજે એવો પ્રસંગ હું નથી મેળવી શકતો તેથી પણ આવી ચર્ચાઓ દ્વારા તમારા બાળકોના શિક્ષણમાં કંઇક સૂઝે તે જણાવું છું.

તે દિવસની ચર્ચામાં મેં તમને જણાવ્યું કે બાળકો પ્રતિ માતાનો પ્રેમ એટલો બધો વ્યાપક અને જાગૃત હોવો જોઇએ કે બાળકો માતાની પાછળ પાછળ જ ભમ્યા કરે. આમ તો બાળકો અને માતા વચ્ચે પ્રેમ હોય છે. પરંતુ એમાં વિવેક બહુ ઓછો હોય છે. માતા અને બાળકો વચ્ચે જે સાચો પરસ્પર પ્રેમ હોવો જોઇએ તેનું સ્વરૂપ આવું હોય:

( ૧ ) એક રીતે એ સંબંધ રાષ્ટ્રીય શાળાના શિક્ષક વિદ્યાર્થી જેવો હોય. તમે પોતે સમજી લો કે બાળકોને સાચી કેળવણી તમે જ આપી શકો અને બાળકોને પણ એવી જ શ્રદ્ધા હોય કે તમારી પાસેથી જ એમને સાચા સંસ્કારો મળી શકશે.

( ૨ ) એવી પ્રેમ લાગણીથી પ્રેરાયેલા બાળકો પછી તમારી જ આસપાસ ભમ્યા કરશે અને તમે પણ તમારી બધી જ પ્રવૃત્તિઓમાં એ બાળકોનું ચિંતન કર્યા કરતાં હો.

( ૩ ) આવા સંબંધમાં બાળકો તમારી સાથે ખૂબ છૂટથી અને નિર્નામ કોચે વર્તશે, એઓ તમારી આગળ ભયમુક્ત દશામાં નિરંતર ફરતા હશે.

( ૪ ) આટલી છૂટ લેતા છતા એમના અને તમારો પરસ્પર સંબંધ એવો હોય કે

---

*૧૯૩૪ 'દક્ષિણામૂર્તિ'ના અંકમાં પ્રગટ થયેલો.

તમારાં પ્રતિનો બાળકોનો પૂજ્યભાવ અખંડિત રહે—આવું હશે તો જ બાળકોને મળતી સ્વતંત્રતામાં વિવેક અને મર્યાદા જળવાશે. આ સ્વતંત્રતામાં રહેલા મર્યાદા અને વિવેકના તત્વો જ બાળકના સાચા સ્વયંવિકાસમાં યોગ્ય રીતે મદદરૂપ થઇ શકે છે. આજે તો ભય અને લાલચે એ સાત્વિક તત્વોનું સ્થાન પચાવી લીધું છે.

તમારા બાળકો પ્રતિ તમારો પ્રેમ આવો રહેશે તો પ્રેમધર્મથી બાળકોને કેળવવામાં તમને જે મુશ્કેલીઓ નડે છે તે ધીમે ધીમે દુર થતી જશે. તમે આ વસ્તુ સમજી જાઓ છતાં તમને તરત પ્રશ્ન થશે કે એવો સાત્વિક પ્રેમ સંબંધ કઇ રીતે કેળવાય! હું જાણું છું કે પ્રેમ સંબંધ બહુ કોમળ અને સ્વાભાવિક વસ્તુ છે એટલે એ ગમે તે વ્યક્તિ ગમે તે રીતે કેળવી ન જ શકે. એ પ્રેમ સંબંધ કાંઇ કૃત્રિમ રીતે યંત્રવત પ્રગટી શકે જ નહિ. એ પ્રેમ તો હૃદયની ભાષા છે જેના હૃદયમાં એ વિષે મમતા લાગી છે તે જ એવો નિર્દોષ સાત્વિક સંબંધ કેળવી શકે. બાળકોના સાચા કલ્યાણ માટે તમારા હૃદયમાં જે વિશુદ્ધ લાગણી રહેલી છે તે હું ઓળખી શકયો છું. આથી જ મને શ્રદ્ધા છે કે કોઇક વખત પણ બાળકો પ્રતિના તમારા પ્રેમનો આ રીતે વિકાસ થતો જશે. એ પ્રેમસંબંધ આજે તમારા અંતરમાં સુષુપ્ત અવસ્થામાં પડેલો છે. યોગ્ય માર્ગ જડી જતાં તે જાગૃત થશે.

એ પ્રેમસંબંધનો વિકાસ કઇ રીતે થાય! પ્રથમ તો માતામાં પોતાના કર્તવ્ય વિષે તેમજ પ્રેમધર્મની વિશિષ્ટતા વિષે પૂર્ણ શ્રદ્ધા રહેલી હોવી જોઇએ. આજે તો માતાઓ પોતાનાં બાળકો વિષે ખૂબ જ બેદરકાર બની ગઇ છે.

એઓ તો એમજ સમજે છે કે બાળકોને યોગ્ય સંસ્કારો આપવાનું કાર્ય પોતાનું નથી. એ તો રેઢિયાળ શાળા છાત્રાલયો અને ભાડુતી શિક્ષકોનું કામ છે. આ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. માતાએ સમજી લેવું જોઇએ કે બાળકને જન્મ આપી પોતે પોતાના પર અતિ ગંભીર જવાબદારી સ્વીકારી લીધી છે. બાળકોના ખોરાક-પોષાકની જેવી તેવી કાળજી રાખવી—એ કંઇ એના પ્રતિનું કર્તવ્ય પાલન ન જ ગણી શકાય.

માતાએ સમજી લેવાની જરૂર છે કે બાળક યુવાવસ્થામાં પ્રવેશે ત્યાં સુધી પોતાની મુખ્ય પ્રવૃતિ એકજ હોઇ શકે—બાળકના સહવિકાસની અંદર પોતાની બધી શકિતઓ સમર્પિત કરી દેવી. બાળકના વિવેકી માર્ગદર્શક થવા સાર માતાએ બાળકની પ્રત્યેક પ્રવૃતિ વિષે સતત જાગૃત રહેવું જોઇએ. પતિને સારો સ્વાદીષ્ટ ખોરાક આપવો, અથાણા-પાપડ કરવામાં બપોરના કલાકો વેડફી દેવા; ઘરના વિલાસી શણગારોને અંગે ગુંથણ ભરતકામનાં નિરર્થક કાર્યોમાં રોકાયેલા રહેવું અથવા જ્ઞાતિરિવાજોના સડેલા કારભારોમાં સગાસંબંધીઓ સાથે મ્હાલવું—એ કંઇ ગૃહિણી કે માતાનું કર્તવ્ય નથી. પરંતુ આજે તો એવાજ નિરર્થક-વિષયગામી વ્યવસાયોમાં લાખો માતાઓ પોતાના સાચા કર્તવ્યનું વિસ્મરણ થવા દેછે. એ વ્યવસાયોમાં ગુંથાયેલી માતા પછી બાળકને શેરીઓમાં રખડવા દે છે. અથવા વિનાસકોચે એના ભાવિની દોરીઓ આજના નિર્માલ્ય અને નાલાયક શિક્ષકોના હાથમાં સોંપી દે છે. નિરર્થક પ્રવૃતિઓમાં રોકાયેલી માતા પાસે જ્યારે બાળક આવે છે, કંઇક વાતો કરે છે, અથવા કોઇક અર્થગંભીર પ્રશ્નો પૂછે છે ત્યારે માતા તેને હડસેલી તરછોડી—ધૂતકારી કાઢે છે. આમાં કર્તવ્યભાનનું દેવાળું છે. માતાએ માતૃપદની જવાબદારી સમજી લેવાની જરૂર છે.

ગૃહજીવનની શોભા કે માતૃત્વની રસિકતા કંઇ પેલા નિરર્થક વ્યવસાયોમાં નથી જળવાતાં. બાળકના સહવિકાસના સતત ચિંતન અને પ્રયાસોમાં માતૃત્વ ઝળકી ઉઠે છે. હું જાણું છું કે તમે મારા આ વિચારો સાથે સંમત તો છો. પરંતુ તમારી હોંસ, અભિલાષ અને લાગણી છતાં તમારે બાળકોને તરછોડી પેલી નકામી પ્રવૃત્તિમાં ઘસડાયાં કરવું પડે છે. પુરુષો સ્ત્રીને દબાવેલી–પરાધીન રાખે છે એ અનુભવનું, દુઃખદ સત્ય આ તમારી પરવશતામાં વધારે સ્પષ્ટ થાય છે. આમ છતાં તમે તો એ પરવશ સ્થિતિમાંથે તમારો માર્ગ શોધી શકો એવાં સમર્થ થઇ શકો છો. જેટલો સમય બચાવી શકાય એટલો મેળવી બાળકોના સાચા વિકાસ વિષે તમારે સતત જાગૃત રહેવું જોઇએ. બાળકોને તમારાથી વિખુટાં ન પડવા દેવા જોઇએ. શેરીમાં રખડીને કે રેઢિયાળ શાળાના કૃત્રિમ શિક્ષણમાંથી છટકીને



## પરિવર્તન

જાણું ન કેમ બદલાય,
મનોવૃત્તિ મ્હારા અન્તરની :
ઉરમાં કંઇ કંઇ થાય,
વિકસે જો સૃષ્ટિ સૌન્દર્યની !

અન્ધારે રૂપના દેખાય,
જુએ આજ મ્હારી આંખલડી :
પીએ સ્વરસુધા સૂક્ષ્મ કાન,
પ્રફુલ્લપુષ્પ પારિજાતકની !

અનુભવે સ્પર્શસુખ આજ,
અડે જાણે પાણીભરી વાદળી :
ઉઘડે જો સ્વપ્નના પ્રદેશ,
જોઉં એક મૂર્તિ કિશોરની !

પ્રગટે એ યૌવનવેષ,
ઝંખતી'તી જેને હું ય્હોરની :
જોતી હું વાટડી હંમેશ,
રજની જેમ બીજચન્દ્રકોરની !

આવ્યો એ આખરે વસન્ત,
વધામણી સુણું વસન્તની :
પૃથ્વીની સાથ એ હસન્ત,
જોઉં વાટ મ્હારા વસન્તની !

જનાર્દન પ્રભાસકર



વિશ્રાંતિમાં તમારી પાસે નાસ્તો લેવા બાળક આવે—એટલોજ એમની સાથેનો તમારો સંબંધ તમે રાખો એ બિલકુલ ઇષ્ટ નથી. તમારે તો બાળકો સાથે જેટલો મળે તેટલો વખત પસાર કરવો જોઇએ.

બાળકોનો સહવિકાસ જ પોતાના ગૃહજીવનની સર્વોત્તમ પ્રવૃત્તિ છે એ વિષે જાગૃત રહેવું એ જ માતાના કર્તવ્યભાનનું પ્રથમ લક્ષણ છે. જ્યાં એવું સાચું કર્તવ્યભાન જાગ્યું છે ત્યાં માતા બીજી બધી પ્રવૃત્તિ ગૌણ કરી નાખે છે. અને બાળકનો વિકાસ કઇ રીતે થઇ રહ્યો છે એની જ એ કાળજી રાખે છે. પરંતુ બાળક વિષે સતત ચિંતા રાખવી એનો અર્થ શું ? બાળકે સરસ ફ્રોક પહેર્યાં છે કે નહિ ! " એને ગોળપાપડી કે મઠરપાક મળ્યા કે નહિ–","ધૂળ જેવી કીમતના આંક એણે ગોખ્યા કે નહિ " આ કંઇ બાળક વિષેની સાચી ચિંતા કદી ગણાય નહિ. સત્ય, પ્રેમ, વિવેક જાતમહેનત, સ્વા-

શ્રય સાદાઇ, સંયમ, સેવાવૃત્તિ વગેરે પ્રાણરક્ષક સંસ્કારોના વાતાવરણમાં બાળકનો સ્વયંવિકાસ સ્વાભાવિક રીતે થાય છે કે નહિ એની ચિંતા રાખી એના માર્ગો સરળ કરવા એ જ બાળકના વિકાસ વિષેની માતાની સાચી કર્તવ્યનિષ્ઠા છે. આ રીતે જ્યાં માતૃત્વનું ગૌરવ જળવાય છે ત્યાં તો અનેક પ્રવૃત્તિઓમાં રોકાતાં છતાં માતાની આંખ તો હંમેશા બાળક પાછળ જ ઘુમ્યા કરે છે. તમે જો એવી રીતે બાળકની કાળજી રાખતાં થઇ જશો તો તમે બાળક જે કંઇ માર્ગદર્શન તમારી પાસે માગે છે તે તમે વધાવી લઇ હોંસથી, પ્રેમથી, ઉત્સાહથી અને આનંદથી એને બધી જ મદદ કરી છૂટશો. એજ રીતે તમે બાળકના સદ્‌વિકાસમાં તલ્લીન થઇ શકશો. બાળકને વિષે આવી સતત ચિંતા રાખવી એ માતાના કર્તવ્યભાનનું બીજું લક્ષણ છે.

એ કર્તવ્યભાનનું ત્રીજું લક્ષણ બાળવિકાસની સ્વાભાવિકતા છે. કેટલીક વધારે પડતી હોંસીલી માતાઓ વિવેક ભૂલી બાળકમાં સાચા સંસ્કારોને એનકેન પ્રકારે ઘુસાડી દેવાના મિથ્યા પ્રયાસમાં રોકાયેલી રહે છે. સત્ય-સંયમ-સ્વાશ્રય ઇત્યાદિ સાત્વિક સંસ્કારો પણ આપણાથી બાળકોની ઇચ્છા વિરૂદ્ધ એમનામાં રેડવાના નથી. એવું વર્તન રાખનાર માતા કર્તવ્યમૂઢતા જ દર્શાવે છે. પોતાનાંજ ચારિત્રને તેજસ્વી રાખવાના સહૃદય પ્રયાસોમાં માતા જાગૃત રહેશે તો સાત્વિક સંસ્કારોનું અનુકુળ વાતાવરણ એની મેળે પ્રસરવા માંડશે. અને એમાં જ બાળકનો સાચો વિકાસ સ્વાભાવિક રીતે થવા માંડશે. તમે આ વસ્તુ પણ સમજો છો, એ હું જાણું છું અને તેથી જ તમારા બાળકોમાં તમારા સંસ્કારો દૃઢ થતા જવાના છે. મેં જોયું છે કે બાળકના દોષ થતાં તમે એને ખોટી રીતે ધમકાવતા સંકોચ રાખો છો—એને નીતિબોધના સાચો માર્ગ છે. એથી બાળકના દોષો ઝટપટ દૂર નહિ થાય એ સાચું; પણ ધમકી અથવા નીતિ પ્રવચનોથી "ઝટપટ દૂર થયેલા દેખાતા દોષો" પ્રસંગ મળતા પાછા દૃઢ થયેલા જ દેખાય છે.

તમારા બાળકોમાં તન્મય થવાની હોંશ તમને છે. પ્રેમ માર્ગે જ એમનો વિકાસ સાધવાની તીવ્ર ઇચ્છા પણ તમને છે પરંતુ આજે તમે નિઃસહાય છો એમ તમને લાગે છે. ભય-લાલચ કે ધમકી બક્ષીસથી બાળકોને શાંત સાચાં રાખવાનું જે મેલું વાતાવરણ ચોતરફ પ્રસરી ગયું છે તેમાં તમારા જેવી કોઇક પ્રેમ ધર્મયુક્ત માતા પોતાના બાળકોનો યોગ્ય વિકાસ કરવામાં આવી નિઃસહાય સ્થિતિ અનુભવે એ સ્વાભાવિકજ છે. આમ છતાં તમારે તમારી શ્રદ્ધા અખંડ રાખવી જોઇએ. હું જાણું છું, તમે મને એકવાર જણાવ્યું પણ હતું કે તમારા બાળકોને કોઇ ધમકાવે છે—તો તમને બહુ દુઃખ થાય છે. તમને તો ગમતું જ નથી. તમારા હૃદયનો વિકાસ જ એ રીતે થયો છે કે તમને એ ભય લાલચના માર્ગો ખુંચ્યા જ કરે છે. તમારી શ્રદ્ધાનો પ્રકાશ આજે તો તમારા કુટુંબના પ્રતિકુળ વાતાવરણના અંધકારમાં ઢંકાઇ ગયેલો જ રહે છે. આમ છતાં જો તમે તમારા બાળકોને તમારા સહવાસનો વિશેષને વિશેષ લાભ આપવા પ્રયાસો કરશો તો તમારા સંસ્કારો એમનામાં વિશેષ ને વિશેષ ઉતરવા માંડશે. બાળક પ્રતિનો માતાનો સાચો પ્રેમ એ જ રીતે વિકાસ પામે છે. આજે તો બાળકોને તમારો સહવાસ બહુ ઓછો મળે છે—તમારી પેલી નિરર્થક પ્રવૃત્તિઓ અને બાળકની શાળાની પ્રવૃત્તિઓ તમને બન્નેને એકબીજાથી દૂર દૂર જ લઇ જાય છે. આવા પ્રતિકૂળ વાતાવરણમાં પણ તમે બાળકનો સહવાસ

વધારવા કંઇક પ્રયાસો કરી શકો એમ છે. મને તો બે માર્ગો સૂઝે છે. અને તમારી આગળ તે મૂકી દઉં છું. મને તો શ્રદ્ધા છે કે એ રીતે જો તમારાં બાળકો સાથેનો સહવાસ વધશે તો બાળકો તમારી આસપાસ જ ભમ્યા કરશે. બાળકો સાથે માતાનો એવો પ્રેમયુક્ત સહવાસ જ બાળકના સ્વાભાવિક–સત્ય વિકાસમાં રહેલા કલ્યાણવૃક્ષનું સતત જલસિંચન છે.

બાળકનો સતત સહવાસ મેળવવાના મને આ માર્ગ સૂઝે છે. બાળકોને તમારી પાસે જ રાખવાનો સર્વોત્તમ ઉપાય એ છે કે તમારે તમારી ગૃહકાર્યની પ્રત્યેક પ્રવૃત્તિમાં તમારા બાળકનો સહકાર મેળવવા પ્રયાસો કરવા એજ બાળકનું સાચું શિક્ષણ છે. તમે એનામાં વિશ્વાસ રાખો અને પ્રેમથી એને જવાબદારીના કાર્યો સોંપો. તમારા પ્રત્યેક કાર્યમા એ જ્યારે સહકાર આપતાં થશે ત્યારે એમને તો એવા કામોમા બહુ જ મઝા પડશે. બાળકોને તો એવા કાર્યોમાં પોતાના માન્યા રમકડાં મળી જશે. એ કાર્યોથી ઉદ્યમી જીવન તથા સ્વાશ્રયના સ્વમાનભર્યા સંસ્કારો એમનામા એની મેળે ખીલતાં જશે. તમારાં પ્રત્યેક કાર્યમાં બાળકોનો સહકાર તમને બે રીતે મળતો જશે. કેટલાંક કાર્યો તો બાળક પોતે જ કરી નાખી તમને સહકાર આપશે. કેટલાક કાર્યો એવા હશે જેમાં તમારે વારંવાર દેખરેખ અને માર્ગદર્શન કરવાં પડશે. તમે જો આ વસ્તુ સમજી જશો તો કયા કાર્યોમાં બાળકોનો સહકાર તમને મળશે એ તમને પોતાને જ સૂઝી જશે. તમે એ વિષે કેટલુંક કરી રહ્યા છો એ હું જાણું છું. એમાં વિશેષ જાગૃત રહો એટલે સહકાર અને સહવાસના માર્ગો વધારે વિસ્તાર પામશે. શાક સમારવું, વાંસણ માંજવા; કપડા ધોવા, ઘર સફાઇ કરવી, કાંતવું, પૂણીઓ બનાવવી, ધરતું સાચરચીલું ( કબાટ ટેબલ નહિ પણ વાસણો કાતણપીંજણુ સરંજામ પાથરણા વગેરે ) ગોઠવવુ વગેરે અનેક ગૃહકાર્યમા બાળકોનો સહકાર તમને મળી શકે છે. આ ઉપરાંત બાળકો પોતે જ પોતાના ઘણા કાર્યો કરી શકે છે–એમા તમે જો વિશેષ કાળજી રાખશો, વિશેષ જાગૃત રહેશો, અને બાળકોને જ એ બધા કાર્યોની જવાબદારી સોંપશો તો બાળકોમાં રહેલી સદ્‌વૃત્તિઓનો વિકાસ કરવાના સુંદર પ્રસંગો તમને મળતા જશે. તમે જો આમાં ખુબ રસ લેશો તો બાળકોની સ્વાશ્રયી પ્રવૃત્તિમા વારંવાર તમે એને માર્ગદર્શન કરતાં હશો. એમને કેટલીક વાર તમે સાથ આપતા રહેશો એટલે બાળકો સાથેનો તમારો સહવાસ વધતો જ જશે. આવો સહવાસ જ માતૃપ્રેમનું સાચું બળ પ્રગટાવશે અને બાળકોના સ્વયંવિકાસની અખૂટ સામગ્રી ખડી કરી દેશે.

બાળકો સાથેના વધતા જતા તમારા પ્રેમયુક્ત સંબંધનો બીજો માર્ગ તમને વાર્તાઓ કહેવામાંથી મળી રહેશે. બાળકોને બધી જ જાતની વાર્તાઓ ખુબ પ્રિય હોય છે અને તમારે એવી વાર્તાઓ જરૂર બાળકોને કહેવી જોઇએ. તમને એમ લાગશે કે રોજ રોજ કેટલી વાતો કરવી. હું તમને અનુભવ પરથી કહી શકું છું કે એક વખત તમને પોતાને બાળકોને વાતો કહેવાનો રસ જાગશે તો તમને અવનવી વાર્તાઓ સૂઝતી જ જશે. હું કંઇ ચકલા ચકલીની કે પરીઓની વાતોની સૂચના નથી જ કરતો. કેવળ કલ્પના અને તરંગોની વાતોમાં મને બિલકુલ રસ નથી. એમાં બાળકોની અંદર ખોટી વૃત્તિઓ જ પોષાય છે, બાળકની જીજ્ઞાસાવૃત્તિ અત્યંત ચોકાર હોય છે અને એ જીજ્ઞાસાવૃત્તિને સંતોષવાની કુશળતા તમે કેળવી લેશો તો વાર્તાના વિષયોનો અખૂટ ભંડાર તમારી આગળ ખુલ્લો થઇ જશે. પૃથ્વી, આકાશ, વનસ્પતી, મૃત્યુ,

જીવન, સાગર નદી પર્વતો વગેરે અસંખ્ય વિષયો પરત્વે પ્રત્યેક બાળકને જીજ્ઞાસા તથા કુતુહલ હોય છે. તમે પોતે જ જીજ્ઞાસુ છો—અમુક દ્રષ્ટિએ અભ્યાસી પણ છો, એટલે બાળકોની વિવિધ પ્રકારની જીજ્ઞાસા સંતોષવા સારૂ એને લગતા પુસ્તકો વાંચવાની તમને મઝા જ પડશે. રેઢિયાળ નવલકથાઓને બદલે માતાઓએ આવું જ સાહિત્ય વાંચવું જોઇએ. ઇતિહાસની ઘટનાઓમાંથી પણ રસિક વાર્તાઓ સાંભળવામાં તેઓ એટલા બધા તલ્લિન થઇ જશે કે તમારો સહવાસ એમને ખૂબ જ પ્રિય અને આકર્ષક થઇ પડશે.

બાળકો અને તમારી વચ્ચે આવું વાતાવરણ જામતું જશે એટલે તમારો એમના પ્રતિનો પ્રેમ વિશેષ સાત્વિક અને ફળદાયક નીવડતો જશે. એવો પ્રેમમય સંબંધ જ બાળકોના સહવિકાસમાં સૌથી વધારે મદદરૂપ થઇ પડશે. બાળકો તમારા પ્રતિ વિશેષ આદર અને લાગણી રાખતાં થશે અને તમારા સંસ્કારો ઝીલી લેવામાં એઓનો માર્ગ વિશેષ સરળ થઇ પડશે. અનુભવ પરથી તમે જોશો અને સમજશો કે શાળા, શિક્ષક, છાત્રાલય આશ્રમ કે ગૃહપતિ બાળકોના સહવિકાસમાં બહુ ઓછો ફાળો આપી શકે છે. શ્રેયાર્થી અને જાગૃત, પ્રેમાળ અને કર્તવ્યનિષ્ટ માતા જ બાળકોનો સર્વોત્તમ માર્ગદર્શક છે. આ સત્યનો સાક્ષાત્કાર ગાંધીજીને એટલો સચોટ રીતે થયો છે કે એઓ તો આત્મકથામાં સ્પષ્ટ લખે છે કે " મને તે વેળા પણ એમ લાગતું કે બાળક-છોકરાંઓ માબાપથી વિખુટાં ન રહેવાં જોઇએ. જે કેળવણી બાળકો સુવ્યવસ્થિત ઘરમાં સ્હેજે પામે છે તે છાત્રાલયોમાં ન પામી શકે. "

આ બધું મેં તમને લખી તો નાંખ્યું અને 'તોફાની અને વંઠેલ'ના લેખમાં સૂચવેલા પ્રેમધર્મની વીગતો પણ તમારી સાથે ચર્ચી. પરંતુ એથી કંઇ હું એમ નથી માની લેતો કે તમારો માર્ગ સરળ થઇ ગયો છે. કુટુંબના વારસામાં મળતા સ્વભાવના કેટલાંક લક્ષણો એટલાં બધાં ઉંડાં ઉતરેલાં હોય છે કે એને ભુંસી નાંખવાં એ મહાભારત કામ છે. તમે તો એટલા બધા પ્રતિકૂળ વાતાવરણથી ઘેરાયેલાં રહો છો કે તમારા આદર્શયુક્ત વર્તનમાં તમને ડગલે ને પગલે મુશ્કેલીઓ નડતી જાય છે. હું એ બધી મુશ્કેલીઓ સમજી શકયો છું. એ મુશ્કેલીઓથી તમે કેટલીકવાર સાવ નિરાશ થઇ જતાં હશો. પરંતુ ક્રાંતિનો-પ્રેમધર્મનો માર્ગ જ એવો હોય. જુગ જુના રેઢિયાળ સંસ્કારોમાંના અંધકારને ફેડવા આપણામાં જવલંત શ્રદ્ધાની જ્યોતિ અખંડ રાખવી પડે છે—એવી શ્રદ્ધા તમારામાં રહેલી છે એ હું જાણું છું એટલે જ તમને આ પત્ર લખવા પ્રેરાયો છું. ઇશ્વર તમારી એ શ્રદ્ધા અખંડ રાખેપ્ અને એ પ્રમાણે વર્તવાનું બળ તમને મળી રહો એજ પ્રાર્થના.

લિ.

તમારા ભાઇ દિલખુશના સ્નેહવંદન.

ઔરંગઝેબ જેવા મહાસમર્થ મોગલ શહેનશાહની લાડીલી શાહજાદી હોવા છતાં જેનું આખુંય જીવન કરૂણજીવનનાં કાવ્યસમું હતું તે

# ઝેબુન્નીસા

નો યત્કિંચિત જીવન પરિચય આ લેખમાં શ્રી. ભદ્રકુમાર યાજ્ઞિક કરાવે છે

ચાંદનીનાં અજવાળાં આખાંય દીલ્હી શહેર પર પથરાઇ ચૂક્યાં હતાંઃ સહેલાણી મિત્રો સાથે ફરતાં ફરતાં અમે સૌ લાલકોટ નજીક લટાર લઇને જરા દૂર નીકળ્યાં.

પાટનગર દીલ્હીનાં મોગલયુગનાં ખંડીએરો, અને અસ્તવ્યસ્ત દશામાં મૂકાયલી ઇમારતો પર નજર નાંખતાં નાંખતાં શહેરની બીજી બાજુના છેક કાશ્મીરી દરવાજા નજીક અમે આવી પહોંચ્યા.

કાશ્મીરી દરવાજાથી થોડેક દૂર બી. બી. સી. આઇ. રેલ્વેની સડકના પાટા છે, એની નજીક ભાંગી તૂટી દશામાં એક મકબરો નજરે પડ્યો. અમે બધા જે સ્થાનની શોધમાં હતા તે સ્થાન મળ્યું:

બાદશાહ ઔરંગઝેબની લાડકી બેટી ઝેબુન્નીસા જ્યાં અનંતનિદ્રામાં પોઢી હતી તે આ સ્થાન હતું.

વર્ષો સુધી જાણે કોઇએ દરકાર લીધી ન હોય એવી એ કબરની દશા હતીઃ કોઇ ત્યાં વર્ષમાં એકાદ વાર, પણ ફુલ ચઢાવતું હશે કે કેમ ? એ શંકાનો વિષય હતો. એ કબર નિહાળતાં ઝેબુન્નિસાના કરૂણ જીવન કાવ્યની સ્મૃતિ તાજી થઇ.

ઝેબુન્નીસાના નામની આસપાસ કરૂણ ઇતિહાસ વિંટળાયલો છે, એની કબર પર આજે પણ એ કરૂણ જીવનની યાદ આપતી બે પંક્તિઓ વંચાય છે.

ઇસ્લામનાં સ્ત્રી રત્નોમાંની એક આ સુલ્તાનાની કબર પર અંકાયલી એ બે પંક્તિઓ પણ સનાતન દર્દની યાદ આપે છેઃ

મૃત્યુ પામતાં પહેલાં પોતાની કબર પર લખવાની લીટીઓ એણે દર્દભર્યા હૈયે આંકી હતી ! આજે પણ એ મોજુદ છેઃ આ રહી એ કડીઃ

" બર, મઝારે માં ગરિબાં,
ના, ચિરાગે, ના ગુલે. "
" ન પરે પરવાના સોઝદને,
સદા એ બુલબુલે. "

( અર્થ ) " મુંજ કંગાલની કબર પર કોઇ કૃપાની રાહે દીવો પ્રગટાવશો નહિ, કોઇ ફુલમાળા મૂકશો નહિ, કારણ કે એથી પતંગીયાની પાંખ બળવા પામે. યા બુલબુલનો અવાજ સંભળાવવા પામે. "

વૈભવ વિલાસની છોળોમાં ઉછરેલી મોગલ શાહજાદીના કરૂણાંત જીવનનો સારભાગ ઉપરની પંક્તિઓમાં સમાઇ જાય છે.

ઝેબુન્નીસાનું બીજું નામ ' મખ્ફી ' છે, એ નામે એણે ઉર્દુ સાહિત્યમાં હૃદય વિદારક શબ્દોમાં અનેક કાવ્યો રચીને એ દ્વારા એના દીલના ભાવો વ્યક્ત કર્યા છે.

ઇતિહાસનાં પૃષ્ઠોપર બાદશાહ ઔરંગઝેબની આ લાડકી બેટીના કરૂણ જીવનની આછી–પાતળી રેખાઓ અંકાઇ છે, એના પ્રેમ જીવનની રોમાંચક દંતકથાઓ હજીય રસિકો હોંશથી યાદ કરે છે.

ઇતિહાસને આધારે ઝેબુન્નિસા સંબંધી એકત્ર કરેલી કેટલીક વિગતો જ માત્ર હું અહીં રજુ કરું છું.

એકવાર યૌવનને આરે ઉભેલી શાહજાદી ઝેબુન્નીસાની ખુબસુરતી અને નેક નામી, એની શાયરી અને ખાનદાની, એ આખીય બાદશાહતમાં મશહુર હતી.

વિદ્યા વ્યાસંગ અને નૈસર્ગિક સૌંદર્ય માટેના એના પ્રેમની સૌ 'વાહવાહ' પોકારતું; શાહી વૈભવોની છોળોમાં સમય વસવાટ છતાં કંગાલોનાં આંસુ લ્હોવાની, દુઃખીનાં દુઃખ ફેડવાની એને સદાય મુરાદ હતી.

સને ૧૬૬૦ પછીનો સમય હતો: મોગલ કાળનો મધ્યાહ્ન રવિ તપતો હતો, ત્યારે ઝેબુન્નિસાએ કૌમાર્યને આંગણે પગલાં માંડ્યાં.

શાહજહાનની કલાપ્રિયતા, અને માતા દીલરસબાનુની રસિકતાનો એને વારસો મળ્યો હતો. દિલરસબાનુ પણ એક સંસ્કારી અને કળારસિક સન્નારીઓ હતી. યૌવનનું આગમન થતા પહેલાં ઝેબુન્નિસાની તાલીમ માટે દીલરસબાનુએ ખુબ ખુબ ઝહેમત ઉઠાવી હતી: આ રીતે પાક જીંદગીની બક્ષીસ એને મળી હતી:

ઝેબુન્નીસામાં ખુબસુરતી, કલાપ્રિયતા, અને 'શાયરી', ત્રણેનો સુભગ મેળ મળ્યો હતો. ઝેબુન્નીસા માટે તે કાતીલ બન્યો હતો:

એના પ્રેમ પાત્ર થવા માટે મોગલ સરદારોમાં હરિફાઇ થતી: એ વખતના કેટલાય ક્ષત્રિય રાજકુમારો ઝેબુન્નીસાના સ્નેહની અભિલાષા સેવતા, એના કવિત્વ પર મુગ્ધ થનારાઓની સંખ્યા પણ ઘણી મોટી હતી.

શાહજાદી ઝેબુન્નીસાના કવિત્વ પર મુગ્ધ થએલા અનેક પાગલોમાંનો એક આકીલખાન નામનો મોગલ સેનાનો જુવાન અફસર હતો: શાહજાદીની 'શાયરી' અને સૌંદર્યે એને આકર્ષ્યો હતો:

શાહજાદી સાથે બે ચાર શબ્દો બોલવાનો લ્હાવ મળે એ માટે આકીલખાને અનેક તરકીબો રચી હતી.

આકીલખાન પોતે પણ કંઇક સાહિત્ય પ્રેમી હતો: સારા કવિ હોવાનો એનો દાવો હતો: એની કલ્પના પ્રમાણે એના આ ગુણોથી શાહજાદીનો એ પ્રેમપાત્ર બની શકશે, એમ એનું ધારવું હતું:

અનેક પ્રયાસોને પરિણામે સુલ્તાના ઝેબુન્નીસાનું આકીલ તરફ ધ્યાન ખેંચાયું: બન્ને વચ્ચેના પ્રથમ મીલનની પળ કંઇ અજબ હતી:

લાહોરના શાહી રાજમહેલમાં ઝેબુન્નિસા વસતી હતી તે વખતનો આ પ્રસંગ છે. રવિરાજનાં સોનેરી તેજકિરણો લાહોરની મહેલાતો પર પથરાઇ ચૂક્યાં હતાં: "પ્રભાતની આલ્હાદકસમીર લહરીઓ અનુભવતી શાહજાદીભવ્ય રાજમહાલયની ઉંચી અટારી પર આનંદ પૂલકિત હૈયે ટહેલી રહી હતી.

એના નાજુક હાથમાં રાતા ગુલાબનું વિકસીત પુષ્પ હતું; અને એવા જ રંગનાં વસ્ત્રો પહેરીને બેપરવાઇથી મહાલયની અટારીએ ઉભેલી શાહજાદીના દીલમાં પ્રભાતના વાયુની ફોરમથી અજબ ભાવ પ્રસરતો હતો.

એ પળે રાજમહાલયની પાછળના ભાગ તરફથી કોઇ પાણીદાર દોડતા ઘોડાની પડઘી સંભળાઇ: કેવળ કૌતુહલથી શાહજાદીની નજર એ ઘોડો અને એના સ્વારને નિરખવા અધીરી બની !

ઘોડેસ્વાર કોઇ મોગલસેનાનો અફસર હશે, એમ એના પહેરવેશપરથી પારખી શકાતું.

શાહજાદીને જોઇને એ ઘોડેસ્વારે દોડતા ઘોડાને લગામ ખેંચીને થંભાવ્યો. એક નજર કરીને શાહજાદીને નીરખી લીધી. અને પોતાની 'શાયરી' બનાવવાનો આ સરસ મોકો મળ્યો જાણી ઘોડાને આસ્તે આસ્તે ચલાવતાં એણે એક કડી લલકારી:

" સુર્ખ પોષે બલબેબામ, નજર મી આયત "

[ રાતા પોષાકમાં, ઉંચી અટારીએ એ કોણ ઉભું છે ? ] આનો જવાબ પણ એને તુર્તજ મળ્યો. એ જવાબ શાહજાદીનો હતો:

" ન બઝારી, ન બઝોર, નબઝર, મી આયત. "

[ એ કોઇ બઝારૂ સ્ત્રી નથી, જબરદસ્તીથી પણ મળી શકે એમ નથી, અને જરથી પણ આવી શકે તેમ નથી ] આટલો જવાબ સાંભળીને ઘોડેસ્વારે ઘોડો દોડાવી મૂક્યો.

આ પ્રસંગ પછી ઝેબુન્નીસા ને આકીલ-

ખાન માટે કંઇક આકર્ષણ થયું; એ પછી બન્ને વચ્ચે પરિચય વધ્યો.

બન્ને કવિ હતાં; વિદ્યાભ્યાસંગી હતાં; રસિક હતાં; એટલે પરસ્પરની મૈત્રી જામી. એ મૈત્રી પ્રણયનું સ્વરૂપ લે એ પહેલાં બાદશાહ ઔરંગઝેબને ઝેબુન્નીસા અને આકીલના સંબંધની જાણ થઇ.

બાદશાહના વ્હેમે ગંભીર સ્વરૂપ લીધું. લાડકી બેટીના ચારિત્ર માટે શંકા–આશંકા જન્મી, અને આકીલખાન પ્રત્યે પણ ખફા-નજર થઇ.

બન્ને વચ્ચે સામાન્ય મૈત્રીનો સંબંધ હતો. આકીલખાનની નિષ્ઠા અપવિત્ર જણાતી હતી, જ્યારે વિદુષી ઝેબુન્નીસાનું હૃદય નીર્મળ ભાવથી ભરેલું હતું.

એકવાર દીલ્હીનાં શાહીમહેલમાં ઝેબુન્નીસા અને આકીલખાન એકાંતમાં બેઠાં હતાં. બાદશાહના ગુપ્ત દુતે આ વસ્તુની એકદમ બાદશાહને ખબર આપી.

ક્રોધાન્વિત બાદશાહ ઝેબુન્નીસાના નિવાસ સ્થળે અચાનક આવી પહોંચ્યો. બાદશાહના આગમનની જાણ થતા પહેલાં જ આકિલખાન હમામખાનાના એક પાણીના મોટા પીપમાં છુપાઇ ગયો.

ઝેબુન્નીસા નિર્દોષ હતીઃ- પરંતુ એની નિર્દોષતા સાબીત થઇ શકે એમ ન હતુંઃ સર્વ સંજોગો એને દોષિત ઠેરવે એવા જ હતા;

બાદશાહે આવીને તરતજ આકીલખાનને ખોળવા નજર ફેરવીઃ એની તિક્ષ્ણ બુદ્ધીએ ભેદ પારખી લીધોઃ

દાસીઓને બોલાવીને મોટા પીપના પાણીને ખુબ ગરમ કરવાનું એણે ફરમાન કર્યું.

ઉકળતા પાણીમાં આકીલખાનના દેહની રાખ થઇ ગઇ ત્યાં સુધી એણે 'ઉફ' ન કર્યુંઃ પ્રાણના ભોગે પણ ઝેબુન્નિસાની ઇજ્જત બચાવવાની એની મુરાદ હતી. ઉકળતા પીપમાંથી પાણીની વરાળ સાથે મનુષ્ય દેહના જલતા માંસની દુર્ગંધ બહાર ફેલાઇ ત્યારે કંઇ પણ બોલ્યા ચાલ્યા વિના બાદશાહે ઝેબુન્નીસાના મહેલનો ત્યાગ કર્યોઃ

ઇતિહાસમાં આ પ્રસંગ માટે કંઇક મત ભેદ છે, એની અત્રે માત્ર નોંધ લેવાનું ઇષ્ટ છે.

આકીલખાન સાથે ઝેબુન્નિસાને પ્રણય-સંબંધ હતો અને એને પરિણામેજ બાદશાહ ઔરંગઝેબની આકીલખાન પર વક્ર નજર થઇ હતી, એમ કેટલાક ઇતિહાસકારોનો મત છે.

ઝેબુન્નિસાને બાદશાહે લગ્ન કરી લેવાની સલાહ આપી હતી, પરંતુ ઝેબુન્નિસાએ એ સલાહ અમાન્ય કરી હતી.

આકીલખાનના ઉપરોકત પ્રસંગ પછી ઝેબુન્નિસાનું હૃદય 'સુફીઝમ' તરફ વળ્યું. અને એ સમયમાં 'મખ્ફી'ના ઉપનામથી ઝેબુન્નિસાએ ઉર્દુસાહિત્યમાં અમર રહી જાય એવી કવિતાઓ રચ્યાના પુરાવાઓ મળી આવે છે.

'મુનીશુલ અરવાહ' અને 'ઝેબુલ મુન્શાત' નામના બે ગ્રંથો ઝેબુન્નિસાએ રચેલા જણાઇ આવે છે. પ્રથમ ગ્રંથમાં તત્વજ્ઞાનની ચર્ચા કરી છે, અને બીજા ગ્રંથમાં ઝેબુન્નીસાએ લખેલા પત્રોનો સંગ્રહ છે.

ઇતિહાસનાં પાનાં પરથી સમજાય છે કે, ઝેબુન્નિસા પર બાદશાહ ઔરંગઝેબનો અનેક કારણોથી ખુબ રોષ વધી પડતાં સને ૧૬૮૧ માં સલીમગઢના કિલ્લામાં તેને કેદ કરી હતી; અને એ પછી એ કેદખાનામાં જ ઝેબુન્નીસાનો જીવનદીપ બુઝાયો.

શક્તિશાળી મોગલ બાદશાહની પુત્રી હોવા છતાં ય ઝેબુન્નિસાનું આખું ય જીવન આમ સનાતન દર્દના કરુણાંત કાવ્ય સમાન હતું.

દીપકની માફક પ્રાણ પીગળાવીને એણે સારું ય જીવન વીતાવ્યું હતું એ એના જ શબ્દો પુરવાર કરે છે.

" પરવાના, નીસ્તમ કે સ્વકદમ, અદમ શવમ્ "
" શમ્અઅમ, કે બુગુંદાઓ, દુદે, ન બાવરમ્ "

" હું કંઇ પતંગીયા સમાન નથી, કે એકદમ ખાખ થઇ જાઉં. હું તો દીપક સમાન છું, કે પ્રાણ પીગળાવવા છતાં ધૂમાડો પણ બહાર નીકળવા નહિ દઉં. "




# કલાનો હીમાયતી

લેખક : શ્રી. " પ્રદ્યોત "

" અંતરનો અવાજ " અને " હૃદયપલટો " એ શબ્દોનો પ્રભાવ કે કામણ આધુનિક યુગને શિખવાડવાં-સ્હમજાવવાં પડે એમ નથી. સામાન્યતઃ મનુષ્ય એ એક એવું પ્રાણી છે કે જે પોતાના જીવનની એકાદ ધન્ય ક્ષણે ફિલસુફ કે વૈજ્ઞાનિક મટી, "સુખદુઃખનાં દ્વંદ્વના વિષાદ વિસારી કવિની કલાવિધાયક દષ્ટિએ કોઇપણ વસ્તુને ત્હેના સમગ્ર સ્વરૂપમાં જોઇ-ત્હેનું વિલક્ષણ સૌન્દર્યદર્શન પામી કંઇક અજબને અનનુભૂત એવું જાગર્તિનું સ્વપ્ન સેવે છે અને તે એટલે સુધી કે પોતાનું ભવિષ્યનું જીવન એ વાસ્તવિક રસદર્શનના સુરેખ રંગોથી રંગી જીંદગીનું બગડેલું-બસુરં બીન નવા તાર નાખી નવેસરથી શરૂ કરે છે.

બબ્બેવારનાં લગ્ને, વંકયલા વિધિનો ભોગ થઇ પડેલો, વિધુરાવસ્થાનાં અસહ્ય અને અસંખ્ય દુઃખે દબાયલો રમેશ આજ પહેલીજ વાર જીવનની ઉજળી બાજુ જોઇ રહ્યો હોય એમ જણાયું. એની ફીક્કી અને ઉંડી ઉતરી ગયેલી આંખોમાં કંઇક ચૈતન્યનો સંચાર થયો હોય એમ ચકોર અને તેજસ્વી લાગી. અને એક સાચો કલાકાર કલાન્વિત વસ્તુને જોઇ-ઉંડું નિરીક્ષણ કરી-એના કલાવિધાયકની મૂક તારીફ કરતી હર્ષોત્ફુલ્લ વદનાકૃતિ દર્શાવે એમ એ "The art & artistic Life" ( કલા અને કલામય જીવન ) નામના પુસ્તક ઉપર એકી ટશે જોઇ રહ્યો-મંત્ર મુગ્ધ બન્યો. એના લેખકની રસદષ્ટિનું સાચું માપ કાઢવા મથતો હોય એમ અચેત્ શો સચેત ખુરસીમાં સ્થંભી ગયો.

માથેરાનની શીતળ ટેકરીઓમાં મુંબાઇનું ઘડીઆળને કાંટે ચાલતું ધમાલીયું જીવન ઘડીભર વિસારી શારીરિક અને માનસિક સ્વસ્થતા મેળવવા આવેલા રમેશને પૂર્ણિમાની પ્રફુલ્લ ચંદનીમાં શાર્લોટ લેઇકના ( Charlote lake ) પ્રાકૃતિક દર્શને જે મોહ અને સંવેદના ન જગાડી તે આ પુસ્તક વાંચ્યા પછીથી નિજજીવનની કલાવિષયક ન્યૂનતા પામી- જઇ હૃદયને હલમલાવી નાખે એવી લાગણીઓનો ત્વરિત વેગ અને વિચારોની પરંપરામાં ડુબ્યો એટલામાં ઝરૂખેથી ઝૂકીને વ્હાલસોઇ રમાએ રણકાર કર્યો; " રમેશ ભાઇ, ચ્હા પીવા ચાલો. "

રમેશનો ચિત્તવ્યાપાર આ ભાવભીના આમંત્રણનો સ્વીકાર કરવા દે એમ હતો જ નહીં.

થોડી વાર પછી રમાએ ફરી બોલાવ્યો પણ રમેશ અનુત્તર જ રહ્યો.

કોઇ પણ વસ્તુનું યથાસ્થિત મહત્વ સમજ્યા પછીથી તે વિષે રહસ્યપૂર્ણ વિચાર કરતો મનુષ્ય થાય કે તરત જ તેની અન્ય ઇન્દ્રિયો પોતપોતાનું કામ કરતી અટકી જાય છે ને એ મહત્વશીલ કાર્ય પરત્વે પોતાનું સામર્થ્ય-સહાનુભૂતિ આપે છે, " મને રમા

બ્હેને બોલાવ્યો " એવો માત્ર ભ્રમ થતાં જ " કેમ બ્હેન " કરીને હાજર થનાર રમેશ આજ બબ્બેવાર બોલાવતાં અનુત્તર રહે એ નિઃસ્વાર્થ સ્નેહ અને સહૃદયતાની સાચી મૂર્તિ સમી રમાને સહેજ મુંઝવણનું કારણ થઇ પડયું, એટલે તપાસ કરવા માટે પોતે જ નીચે આવી તો રમેશને કંઇક ઉંડા વિચારમાં લીન થયેલો જોયો. પરંતુ એની વિચાર સમાધિમાં વિક્ષેપ નાખ્યા સીવાય એની મુંઝવણ શમે એમ હતું નહીં એટલે એણે રમેશને ઢંઢોળીને પોતાના ટીખળી સ્વભાવ પ્રમાણે પૂછયું: " કેમ રમેશભાઇ, આજે આટલાં બધાં કોનાં સ્વપ્નાં સેવી રહ્યા છો કે બબ્બેવાર ચ્હા પીવા બોલાવતાં છતાં નથી સાંભળતા કે નથી જવાબ આપતા ? "

રમેશ જાગ્યો. સ્હેજ ઝંખવાણો પડયો, પણ વિક્ષિપ્ત વિચારમાળાનો મણકો ફરી ગોઠવતો હોય એમ બ્હાવરો શો, રમા સાથે ચ્હા પીવા ઉપર ગયો.

નૈષધ અને દીલીપ રમા અને રમેશની રાહ જોઇને જ બેઠા હતા એટલે રમેશને આવતો જોઇને નૈષધે પૂછયું: " કેમ રમેશ, What were you busy with ? "

આજે પોતાનું માનસિક સ્થિત્યન્તર વિચારતાં રમેશને માટે આવા સાદા અને સહજ પ્રશ્નનો જવાબ દેવો પણ વિકટ હતો. અને પોતાને લીધે નૈષધ, દીલીપ અને રમા બ્હેન–ત્રણે જણને ચ્હા પીવાનો વિલંબ વેઠવો પડયો એ માટે ક્ષમા પ્રાર્થતી સૂચક દૃષ્ટિએ રમેશ સ્હેજ જોઇ રહ્યો.

" આ વખતે તો રમેશભાઇને એકલવાયા જીવનની કઠોરતા છ મહીનામાં સાલતી હોય એમ જણાય છે. " દિવાનખાનામાં છવાયલા શાંત-ગંભીર વાતાવરણને સચેત કરતાં રમાએ ટ્રે મૂકીને કહ્યું. " પણ જો મન મૂકીને વાત કરે તો એનો કંઇક નિવેડો લવાય. " નૈષધે ભલા ભાવે ટાપસી પૂરી. "-હારતો; બાકી, મનની મુંઝવણો એકલાં ઉકેલવી કંઇ સ્હેલી છે ? " રમાએ ભારપૂર્વક કહ્યું ને ચલાવ્યે રાખ્યું: " રમેશભાઇ તો પંથવર જેવા ગણાય. એમના કરતાં બમણી ઉંમરના ઘોડે બેસવા તૈયાર થાય છે. તો એમને તે શું વાંધો ? ( રમેશને ) આમ ભાંઇ, મનમાં ને મનમાં મુંઝાયા કરશો તો શરીર બગડશે ને–"

"—કશામાં ત્હારૂં ચિત્ત ચોંટશે નહીં. " નૈષધે રમાનું અધુરૂં વાકય ઉપાડયું. " માટે મ્હને કહેતાં ત્હને સંકોચ થતો હોય તો ત્હારી બ્હેનને કહેજે. એ ત્હારા ભવિષ્યની રાતદિવસ ઝંખના કર્યા કરે છે " વિવેચનનો વિષય સમેટતો હોય એમ નૈષધ બોલ્યો ને ડ્રેસીંગ રૂમ તરફ વળ્યો.

નૈષધના વાકયે રમેશને પૂરેપૂરો જાગૃત કરી દીધો ને સહજ ઉંચી નજર કરવા જતાં રમેશથી રમા તરફ જોવાઇ ગયું.

બેઉનાં મ્હોં સ્હેજ મલકયાં.

એટલામાં પાછલી લૉબીનાં બારણાં એકાએક ભડાભડ બંધ થયાનો અવાજ આવતાં રમા બોલી " કોણે એ બારણાં બંધ કર્યાં ? " " મ્હારી રૂમમાં કબુતર પેસી જતાં હતાં માટે મ્હેં બંધ કર્યાં, " દીલીપે જવાબ આપ્યો. " રમેશભાઇ, આવા ને આવા કયાંસુધી રહેશો ને આવી અકળામણો કર્યે દ્હાડા વીતશેય શી રીતે ? " કરી રમા ઉઠી.

( ૨ )

સુશિક્ષિત અને સંસ્કારી નૈષધ-રમાનું દામ્પત્યજીવન એમની ન્યાતમાં એક 'આદર્શ-રૂપ હતું. શબ્દના પૂરેપૂરા અર્થમાં એક સંપૂર્ણ સુખી જીવનના નમુનો રૂપ હતું. અને એ પરસ્પર પ્રેમના પરિપાક રૂપે દીલીપના જન્મયોગથી નૈષધની વકીલાત ખીલતી ચાલતી હતી. રમેશ અને નૈષધ એૅલ્ફીન્સ્ટન કૉલેજના સોશીયલ ગૅધરીંગ વખતે એક બીજાના ગાઢ

પરિચયમાં આવ્યા તે અગાઉ નૈષધની ચતુરાઇ, ચાલાકી, નિરાભિમાન વિવેકબુદ્ધિ અને કાર્યકુશળતા માટે તેમજ વિશેષે કરીને એક સિદ્ધાંતવાદી વ્યક્તિ તરીકે રમેશે ઘણું ઘણું સાંભળ્યું હતું. રમેશે, નૈષધથી ત્રણેક વર્ષે ન્હાનો હતો. છતાં એની ગુણજ્ઞતાને સૌજન્યથી પ્રેરાઇ નૈષધને એની મૈત્રીનો લોભ લાગ્યો જે સમય જતાં સહોદર સમાન બંધુ પ્રેમમાં પરિણમ્યો. એ સીવાય પોતાના દૂરના એક ગરીબ પણ સંસ્કારી અને સદાચારી સગાની એકની એક દીકરી રમાનું વેવિશાળ નૈષધ સાથે ગોઠવવામાં રમેશનો અંદરખાનેથી હાથ હોવાથી નૈષધ એક રીતે એનો ગુણઓશીંગણ હતો.

વિધાતાએ રમેશનું ભાગ્યવિધાન જાણે અંધારે બેસીને કર્યું હોય એમ બચપણથીજ તે દુઃખી હતો. સાત વર્ષની કુમળી વયમાં માતાનું દેવદુર્લભ સુખ ગુમાવ્યું ને દશકાની અવધ પૂરી થતામાં તો પિતાએ પણ પ્રયાણ કર્યું. એટલેથીજ જાણે દૈવને સંતોષ ન થયો હોય એમ માંડ માંડ ૭ માસ વીત્યા ન વીત્યા ને એકલા અટૂલા રમેશને મૂકી પ્રમીલા શ્વસુરની શુશ્રષા કરવા ચાલી ગઇ. છેલ્લાં બે વર્ષમાં જ્યારથી પ્રમીલા સમજણી થઇ ને સાસરે આવતી જતી થઇ ત્યારથી તેણે રમેશને કોઇ દિવસ માતાનું ઓછું આવવા દીધું ન હતું. એટલુંજ નહીં પણ દક્ષતાથી ઘરનો સઘળો કારભાર માથે ઉપાડી લઇ રમેશને ચિંતાથી મુક્ત કર્યો હતો. આવી સ્નેહની સોગાત સમી પ્રમીલાનો વિયોગ રમેશને સાલે એ તદ્દન સ્વાભાવિક હતું. જીવનની પ્રત્યેક ક્ષણે એ સુખના દિવસો સંભારીને ઉંડું ઉંડું રડતો-ઝૂરતો. જિંદગીને ઉઘડતે વ્હાણે સંસારીક સુખ અને જીવનની ક્ષણભંગુરતા પૂરેપૂરી સ્હમજી જઇ એને પોતાના જીવન ઉપર પણ તિરસ્કાર આવતો. એટલે ફરીવારનાં લગ્નની ધુંસરીમાં નહીં જો તરાવાનો તો એણે મનથીજ દૃઢ નિશ્ચય કર્યો હતો.

જુવાનીના જોમમાં ને મગજની આવેશભરી સ્થિતિમાં ઘડાયેલા નિશ્ચયો જો સદા ય સાચા પડતા હોય તો કાં તો માનસશાસ્ત્ર ફરી લખાવું પડે કે કાંતો ઇશ્વરને સૃષ્ટિનું નિર્માણ અન્યથા કરવું પડે. પ્રમીલાને ગયાં ત્રણેક માસ ભાગ્યે વિત્યા હશે ને રમેશનાં સ્નેહી સંબંધીઓએ કાસદીયું શરૂ કર્યું. અનેક રીતે સ્હમજાવ્યો પણ જ્યારે "એક વર્ષ સુધી તો લગ્ન નહીં જ કરૂં." એમ સાફ સાફ સંભળાવી દીધું ત્યારે સૌ સ્હેજ હતાશ થયાં. પરંતુ એક વ્યક્તિએ પોતાની સ્વાભાવિક વિચક્ષણતા દાખવી વેવિશાળ કરી મુકવાની સુચના કરી તે સૌ કોઇએ વધાવી લીધી ને રમેશની પાસે અનેક માણસો મારફતે કહી-કહેવડાવી-અકળાવી-મુંઝાવી હા પડાવી ત્યારે જ એમને શાંતિ વળી.

પાણીના રેલાની જેમ વખત તો વહી ગયો ને વરસ તો પૂરૂં થયું. સ્નેહીસંબંધીઓએ અગાઉથી ગોઠવી રાખ્યા પ્રમાણે રમેશનું લગ્ન સુગંધી તેલ અને અત્તરોના વેપારી શેઠ જગજીવનદાસની પુત્રી જયા સાથે વસંતપંચમીએ થયું.

રમેશને જયા સાથેના પ્રથમ સહવાસ દરમિઆન પ્રમીલા યાદ આવી. એની સેવા અને સ્નેહનું આજે સાચું મૂલ્યાંકન કરતો હોય એમ બે આંસુ પાડી હૈયાનો ભાર હળવો કર્યો અને ભૂતકાળ ભુલી જઇ ભભકદાર ભવિષ્યની ભવ્યતાનાં સોણલાં સેવી વર્તમાન વ્યતીત કરવા લાગ્યો. પણ એટલેથી જ પતે એમ નહતું. પૂર્વ જન્મનાં અઘોર પાપની શિક્ષા જાણે દઇ રહ્યું હોય એમ દૈવ એના તરફ ક્રુદ્ધ અને કાતિલ નયને પંજો પ્રસારી રહ્યું હતું.

પરિણીત જીવનનો લ્હાવો પૂરા પાંચ માસ ન લીધો ને દુઃખના દહાડા શરૂ થયા. જયાની

માતાને એકાએક ગંભીર મંદવાડ આવતાં જવાને જવું પડ્યું. તે ગઇ તે ગઇ. ડબલ ન્યુમોનીઆના જીવલેણ રોગમાં સપડાઇ તે પાછી આવવાજ ન પામી.

દુઃખના દાવાનલ સ્હામે બાથ બીડવાની રમેશને હવે હિંમત ન રહી. મહામુશીબતે ભૂલાયલા–રૂઝાયલા વ્રણને તાજો કરવા કુદરતનો આ કારી ઘા ઘણોજ વધારે પડતો હતો. સ્નેહી સંબંધીઓએ એની આવી દયાજનક સ્થીતિ જોઇ માયા–ખોટા સમભાવ ને સહાનુભૂતિ દર્શાવ્યાં. પણ આખરે તો એકલું–અટુલું દુઃખી જીવન હતું તે હતું જ. રમેશથી એ ન રહેવાયું ને ઝૂરી ઝૂરીને જીવવા કરતાં આત્મહત્યા કરી જીંદગીનો અંત લાવવો એ જ એને યોગ્ય લાગ્યુ.

કાયદાની દૃષ્ટિએ ભલે એ ગુન્હો ગણાય પણ ચોરી એ એક કનિષ્ટ પ્રકારની કલા છે કે ચોરી કરવી ને ન પકડાવું. એ કલાકારો જ્યહારે એમના પ્રદેશમાં રીઢા થાય ત્યહારે જ અન્યને મહાત કરી શકે બાકી શીખાઉને તો સપડાઇ જવાના અનેક સંભવ હોય છે. ઘરના એકાંત અને અંધારે ખૂણે બેસીને આત્મહત્યા કરવાનો ઘડેલો મનસુબો કોઇપણ રીતે લોકોની જાણમાં આવ્યો અને નૈષધે જ્યહારે એ વાત જાણી ત્યહારે એને તો કમકમાટી થઇ આવી. રમા અને નૈષધ બન્નેયે એને જીંદગીના જોખમમાંથી ઉગારી લેવાનો નિશ્ચય કર્યો ને ગમે તેમ સ્હમજાવી–ફોસલાવી પોતાને ઘેર આણ્યો, અને એક સ્વજન સરખો ગણી એને કોઇ રીતે ઓછું ન આવે એવી બન્ને જણ સરખી ચીવટ રાખવા લાગ્યાં.

આમ વ્હાલસોઇ રમા, સગા ભાઇને યે ભૂલાવે એવો નૈષધ અને નાના દીલીપના નિરંતર સહવાસથી હમેશ કંઇક આશાએશ લેતો થયો. દુઃખ વિસરતો ગયો. કૌટુમ્બિક જીવનનાં અનેકવિધ સુખો પ્રત્યક્ષ જોઇને એને પણ એવો લ્હાવો લેવાનું ક્વચિત્ મન થઇ આવતું. પણ કડવા અનુભવની ભૂતાવળો એને ક્વચિત્ ડરાવતી તો ક્વચિત્ જવાંમર્દ થવા પ્રેરતી.

## સંસારની વાટે

હું તો ઊભી સંસારની વાટે :
કે દુઃખને ઘાટે : રે ! ઉર મ્હારૂં સળગે છે.
એ તો બેઠા કો વ્હાલીને પાટે :
કે હસવા માટે : રે ! ઉર મ્હારૂં સળગે છે.

મ્હેં તો લીધું છે પૂજાનું તાટે :
કે પૂજવા માટે : રે ! ઉર મ્હારૂં સળગે છે.
એ તો મોહ્યા છે રૂપલા રાતે :
કે રૂપને માટે : રે ! ઉર મ્હારૂં સળગે છે.

મ્હેં તો લીધી છે ફૂલની માળા :
કે ભોળી હું બાળા : રે ! ઉર મ્હારૂં સળગે છે.
એ તો ખેલે છે ખેલ નિરાળા :
કે સળગે જ્વાળા : રે ! ઉર મ્હારૂં સળગે છે.

મ્હને ત્યજી છે જોઇ હયો ચાળા :
કે મોહના ઉછાળા : રે ! ઉર મ્હારૂં સળગે છે.
એવા તરંગી આજ મ્હેં ભાળ્યા:
કે ઉર હેં બાળ્યાં : રે ! ઉર મ્હારૂં સળગે છે.

—મૂળજીભાઇ પી. શાહ

( ૩ )

વેકેશન પૂરી થતાં સૌ મુંબાઇ આવ્યાં. નૈષધ ઉઘડતી રજાએ નવા દાવા દાખલ કરવાની તૈયારીમાં પડયો. શ્રી મહીલામંડળની સભ્ય હોવા છતાં કેટલાક કારણોસર રમાએ જે અત્યાર સુધી જવાનું મોકુફ રાખ્યું હતું તે શરૂ કર્યું અને રમેશે નવરા એસી રહી સારા ખોટા વિચારોમાં વખત વીતાવવા કરતાં પિતાના મૃત્યુ પછી અભરાઇ સેવતાં વકીલાતના પુસ્તકો પાછાં ઉઘાડવાનો નિશ્ચય કર્યો. પરંતુ નૈષધની ગેરહાજરીમાં The art & artistic Life વાંચ્યાં પછીનું પુસ્તકીયા જ્ઞાન–વિશેષ કરીને ભરતગુંથણ સંબંધીનું–કેટલેક અંશે સાચું અને અમલમાં મૂકી શકાય એમ છે તેની ઝીણવટથી ખાતરી કરવા રમા સાથે કલાકોના કલાકો સુધી માથાફોડ કરતો. કોઇ વખત રમા પણ આવી લમણા[illegible]થી કંટાળતી પણ એ બ્હાને કંઇક નવું જાણવાનું મળે છે એમ સમજી દરગુજર કરતી. અથવા તો "વિચાર કરીને જવાબ આપીશ" એમ કહી બીજે દિવસે સરલાને પૂછી રમેશને કાનપટ્ટી પકડાવે એવા રદીઓ આપતી.

સરલા અને રમા શ્રી મહીલામંડળમાં ભરતગુંથણના વર્ગનાં સહાધ્યાયી હતાં. બન્ને એક બીજાનાં હરીફ હતાં. માત્ર રમા અનિયમિતપણે વર્ગમાં જતી એટલે સરલા એના કરતાં આગળ વધી ગઇ તે સીવાય વારસા હક્કની રૂએ સરલા રમા કરતાં ચઢી જાય એ સ્વાભાવિક હતુ કારણ કે એના જુના સંસ્કારોને આ પદ્ધતિસરની તાલીમદ્વારા ઓપ ચઢયો જતો હતો.

ઇશ્વરે જાણે પુરસદની વખતે પોતાના મોહિની સ્વરૂપનું જીવંત પ્રતિબિંબ ન ઘડયું હોય એથી અણવીંધ્યા મોતી સમી રોનકદાર સરલા એક સાદી, સુશીલ અને સુઘડ સ્ત્રી હતી. વિશાળ કપાળ, મ્હોટી તેજસ્વી આંખો ગોળમટોળ વદનાકૃતિ અને આકાર શુદ્ધ નાસિકા એવું બુદ્ધિ બાહુલ્ય અને ચંચલતાં સૂચવતાં. સોનારૂપાનાં આભૂષણોને ઝંખવી નાખે એવો એનો ગૌરવર્ણ અને સાદાં સ્વચ્છ વસ્ત્રો પહેરવાની સફાઇથી આખાયે મહીલામંડળનાં સભ્યોમાં એ તરી આવતી. માત્ર સૌભાગ્ય ચિહ્નના વિધિનિષેધ સીવાય સરલા હરેક પ્રકારે સુખી હતી.

આવી રીતે એકજ વિષયનાં બેઉ અભ્યાસીઓ હોવાથી પરસ્પર સ્નેહ અને મમતા રાખતાં અને વારાફરતી એક બીજાને ત્યાં જતાં આવતાં. સરલા જ્યારે જ્યારે રમાને ત્યાં આવતી ત્યારે ત્યારે નવી નવી બાબતો ને નવાં નવાં કલાવિધાનો સમજાવતી. રમેશ પણ એમાં રસપૂર્વક ભાગ લેતો ને ઝીણી ઝીણી અગત્યની બાબતો સૂચવતો.

એવામાં મંડળના વાર્ષિકોત્સવ પ્રસંગે એક પ્રદર્શન ભરવાનું નક્કી થયું ને સૌ સભ્યોને પોતપોતાની કલાકૃતિઓ મોકલવાનું આમંત્રણ મળ્યું. રમાએ અને સરલાએ પણ પોતાના ભરત કામનાં ચિત્રો મોકલ્યાં. શંકરે ત્રીજું લોચન ઉઘાડી કામદેવને બાળી મૂકેલો તે ભસ્માવશેષ મદનને જોઇ રતિ વિલાપ કરતી ઉભી હોય એવું કીરમજી મખમલની ફલક ( back gronnd ) ઉપર આછા પીળા અને રાખોડી રંગના દોરાથી ભરેલું, પોતાનાં સંસારી જીવનના પ્રતિબિંબ સમું, જીવંત ચિત્ર સરલાનું હતું. એ ચિત્રને જોઇ હરેક માણસ ત્યાં સ્થંભી જતું. અનુકંપા ઉપજાવે એવા પ્રસંગનું સફળતા પૂર્વક વિધાન કરનાર બુદ્ધિ શક્તિ અને ધીરજની સૌ કોઇ હરેક મુક્ત કંઠે પ્રશંસા કરતું. અને કેટલાક તો રતિ મદનના સુખી જોડલાને વિયોગ કરાવનાર શંકરને બે ગાળો દેવામાં પણ પાછાં પડતાં નહીં.



કુમારી ફ્લિોમીના થમ્બુ ચેટી
( પરિચય માટે ' સ્ત્રીજગત ' જુઓ )



મીસ જીન બેટન
ઈંગ્લાંડથી ઓસ્ટ્રેલીયા એકલી વિમાનમાં
ઉડવા નીકળેલી સાહસિક વિમાની બાળા



મેડમ મેડલીન ચાર નોક્ષ
જેણે વિમાનમાં ૨૦૦૦૦ ફીટ ઉડીને ઉંચામ ઉચે
ઉડવા માટેનો સ્ત્રીઓનો દુનિયાનો રેકોર્ડ કર્યો.



મેડમ ઈયનવાલ્ડ          મેડમ નોયાજીના
સોવીએટ રશિયાની બે મહાન વાયુનૌકાના નેવીગેટરો
તરીકે આં બે મહિલાઓની પસંદગી થઇ છે.

આખરે એ ઇનામી ચિત્ર નીવડયું ને સરલાને શ્રી મંછુભાઇ શેઠ તરફથી એક હજાર રૂપીયા મળ્યા ત્યારથી રમેશને સરલા પ્રત્યેનો પક્ષપાત વધ્યો. અને કલાનું સાચું હાર્દ સ્હમજનાર, રમેશ તરફ સરલા પ્રેમભાવથી ખુલ્લી રીતે જોતી થઇ. એટલુંજ નહીં પણ એક યા બીજે પ્રકારે રમેશ સાથે વાતો કરવાના પ્રસંગો ઉપજાવી કાઢી એના મીલનનો લાભ લેવા ચૂકતી નહી. રમેશ પણ એવા ને એટલાજ ભાવથી એનો સત્કાર કરતો અને અન્યોન્ય દિલની અટપટી ગુંચો ઉકેલતાં.

( ૪ )

પ્રેમીઓને કે સમભાવીઓને પરસ્પર મીલનની અનુકૂળતા કરી આપવા માટે કુદરત પણ કંઇ ક અંશે વશવર્તી હોય એમ લાગે છે. ને જો એમ ન હોય તો બીચારાં ઠરેય ક્યહાં જઇને ?

ભારતવર્ષના બીજા ચાણક્ય પ્રેસીડેન્ટ પટેલના શબને અગ્નિદાહ દેવાનો આજે દિવસ હતો. ભલાભલા મુત્સદ્દિઓને ય ગજવે ઘાલી ફેરનાર મહાન રાજ્યનીતિજ્ઞ પુરૂષના છેલ્લા દર્શન કરવા આજે ગામેગામથી માનવ સમુદાય મુંબાઇમાં ઉલટયો હતો. સરકારી ઑફિસો ને બેંકો સીવાય તમામ ઑફીસો, નિશાળો, મીલો વિગેરે આજ એમના માનમાં બંધ હતા. કૅાંગ્રેસની જાહેરાત મુજબ જે જે રસ્તાઓ ઉપર થઇને એમનું શબવાહી સરઘસ ફરવાનું હતું ત્યા તો દરેક જગાએ એકસરખી મેદની નજરે પડતી. ગલીકુંચીનાં ઘરોમા રહેનાર દરેક માણસે રસ્તા ઉપરનાં ઘરોના છજા કે અગાસીઓમા કે છેવટે છાપરાં ઉપર પણ સગવડ શોધી હતી.

નૈષધને ઝરૂખે વીસેક માણસોનો સમાવેશ થાય એમ હતું. અને સરલાની ત્યાજ ગોઠવણ હતી. પણ બીજે માળથી બરાબર નહીં દેખાય એમ ધારી રમેશને સૂચવ્યુંઃ " જો વાંધો ન હોય તો ભલે સરલા મ્હારી રૂમની બારીએથી જુએ. એકજ જગાએ ઝાઝી ભીડ કરવાથી શો ફાયદો ? "

રમાએ રમેશની સૂચના બહાલ રાખી ને સરલા રમેશની રૂમમાં ગઇ.

સરઘસ આવવાને હજી વાર હોવાથી રમેશ અને સરલા સ્હામસ્હામી ખુરસીઓ પર ગોઠવાયાં અને બન્ને જણ સ-સ્મિત મૃદુભર્યાં નયને એક બીજા તરફ થોડી વાર જોઇ રહ્યાં.

" પેલું આલિપ્ય-દર્શનનું ચિત્ર જોયું ?" રમેશ પૂછયું.

" ના...આ, ક્યારે આવ્યું એ ? " સરલાએ ઉત્તર દેતાં સ્હામો પ્રશ્ન પૂછયો.

" ત્રણેક દિવસ થયા. એમાં પ્રિયતમના ચિત્ર કરતાં પ્રિયતમાના હાવભાવનું ચિત્રકારે આબેહૂબ નિરૂપણ કર્યું છે. " રમેશે ચિત્રની ખૂબી સ્હમજાવતા કહ્યું.

સરલાએ ચિત્ર લીધું-જોયું-નિરીક્ષણ કર્યું. પણ સૂર્યાસ્ત થતા જેમ કમલિની ધીમે ધીમે વિલાય એમ એનું મ્હોં વિલાયું. વદનમંડળે વિષાદ છવાયો અને આજ બાવીસ વર્ષ તો વીત્યે ય આવો દહાડો ન આવ્યો એમ ઓછું આણી ઉંડા-ગંભીર અવાજે બોલીઃ " આવા ચિત્રો મ્હારે શા કામનાં ? જેવાં ઉગ્યાં ને ખીલ્યાં ત્હેવાં કરમાવાનું. "

સરલાનું હૈયું ભરાઇ આવ્યું. ગળગળી થઇ બેસી ગયેલા અવાજે તે બોલીઃ " આટલા વખતના પરિચય પછી ત્હમને એકકે દિવસ મ્હારા સુખદુઃખનો વિચાર આવ્યો છે કે કલાના હિમાયતી તરીકે ત્હમને કલાની કીંમત કરવાની ફુરસદ મળી છે ? "

રમેશના દીલની ચાવી સરલા પાસે હતી ને સરલાની રમેશ પાસે હતી એટલે વસ્તુની વાસ્તવિકતા મુંગે મ્હોંએ સ્વીકાર્યા સિવાય

રમેશને છૂટકો ન હતો. અત્યારસુધી જે ગોળ ગોળ ચલાવ્યાં કર્યું હતું તે મુનાસબ ન હતું, એ એને સ્હમજાયું. અને હાલ તરત તો એના દુઃખમાં ભાગીદાર થવા રમેશ ખુરસી ખસેડી સરલાની નજીક ગયો. "આવી ગાંડી ઘેલછા શા માટે ?" સરલાની પીઠ પર હાથ મૂકીને રમેશે પૂછ્યું પણ એના કુમળા શરીરનો સ્પર્શ થતાં હાથે ચઢતી ઝંઝણી અનુભવી.

સરલાનું દીલ આજે સાચે જ વ્હલોવાઇ જતું હતું. ભવસાગરમાં એનું ભર્યું ભર્યું જીવનનાવ એકલે હાથે હંકારતાં હવે થાક લાગ્યો હતો, અને સારો નાવિક મળે તો એનો સહકાર શોધવાની તરકીબમાં હતી.

"રમેશ, આજે એક વાત પૂછું ?" સરલાએ ધીમેથી કહ્યું.

"ખુશીથી."

સરલા પાછી થોડીવાર સ્તબ્ધ થઇ ગઇ.

"શી વાત છે ?"

સરલા અનુત્તર જ રહી.

"સરલા, એવી શી વાત છે જે મ્હને કહેતાં ત્હને સંકોચ થાય છે ?" રમેશ બોલ્યો "આપણે સુખદુઃખની અનેક વાતો કરી છે ને આશ્વાસન લીધાં-દીધાં છે તો પછી—"

"—મ્હને ત્હમારી ગણવામાં ત્હમને શું બાધ છે ?" સરલાએ મનની મુંઝવણ સ્પષ્ટ કરી.

રમેશ લગ્ન જેવા ગંભીર પ્રશ્નનું નિરાકરણ એકદમ કરી શકે એમ નહતો ને હોય તો પણ નૈતિક દૃષ્ટિએ નૈષધ-રમાની સંમતી સીવાય હા કે ના પાડવી એ અઘટિત હતું એટલે વિચારમાં પડયો.

"શું નૈષધરાય કે રમા બ્હેનની અનુમતિ વિષે વિચાર કરો છો ?" સરલાએ વિચાર માળામાં ભંગાણ પાડી પૂછ્યું.

"હા, એ તો ખરૂં જ ને ?"

"રમા બ્હેનને હું જાતે જ વાત કરવાનું વચન આપું છું. એટલે નૈષધરાય તો આપોઆપ જાણશે જ. પછી ?"

"સરલા......" રમેશ આગળ ન બોલી શકયો.

"રમેશ, અંતરના અવાજને માન આપી વર્તીએ તો સૌ સારાં વાનાં થાય. મ્હારા મનમાં આ ઘટમાળ ઘણા વખતથી થયા કરતી હતી તે સાચી ને સત્વશીલ હતી માટે જ આજ મૂર્તસ્વરૂપે પ્રકટ થઇ." કહી સરલાએ રમેશને ભુજપાશમાં ભીડી લીધો.

રમેશે પોતાના સ્પષ્ટ અને નિખાલસ પ્રેમના પ્રતીક રૂપે સરલાને એક ચુંબન પ્રદાન કર્યું.

*

સરલાએ વચન દીધા પ્રમાણે રમાને વાત કરી. જે દિવસની રમા ઝંખના કરી રહી હતી તે આમ અણધાર્યો આવતાં રાજી રાજી થઇ ગઇ ને વધાવી લીધો. નૈષધે પણ એમાં સહકારનો સૂર પૂર્યો.

વિજયા દશમીના મંગલ પ્રભાતે આર્ય સમાજની વૈદિક વિધિથી સરલા-રમેશનાં લગ્ન થયાં. આદરઉજમથી ઘેલી ગાંડી થયેલી રમાને હર્ષનાં આંસુ આવ્યાં.

રમેશ, દુઃખના દિવસોમાં સહોદર સમાન ગણી પાંખમાં લેનાર નૈષધ-રમાને પગે પડયો.

"રમેશભાઇ, ઊઠો હવે" રમાએ કહ્યું, "સરલાનાં સ્વપ્નાં ત્યારની સેવી રહ્યા હતા ત્યારે પહેલેથી જ સીધું કહ્યું હોત તો ?"

"રમા બ્હેન" રમેશ બોલ્યો "તમે ન હોત તો સરલા......" સરલા શરમીંદી થઇ નીચું જોઇ રહી.



# સંતતિ નિયમન : એક અગત્યનો રાષ્ટ્રીય પ્રશ્ન




લેખક :

ડૉ. અમૃતલાલ હ. પટેલ,

ડી. પી. એચ. હેલ્થ ઓફિસર, સુરત


[ લેખાંક ૨ જો ]

સંતતિનિયમનના જ્ઞાનની જરૂરીયાત સ્વીકારાયા પછી આપણી સમક્ષ મોટો પ્રશ્ન એ ઉભો થાય છે કે આ જ્ઞાનનો પ્રચાર કેવી રીતે કરવો અને આ દિશામા રચનાત્મક કાર્ય કેવી રીતે કરવું ?

સંતતિ નિયમનના પક્ષમા અત્યારે દરેક ઉદાર વિચારના વર્તમાનપત્રોમા પણ પ્રચાર કાર્ય થઇ રહ્યુ છે અગાઉ જે વર્તમાન પત્રો આ વિષયનો એક પણ લેખ છાપવાને તૈયાર ન હતા તે પત્રોમા આ વિષયના ખાસ અગ્ર લેખો હવે પ્રસિદ્ધ થાય છે અગાઉ આ વિષય પર એક પણ પુસ્તક પ્રસિદ્ધ કરવુ તે નામોશી અને જોખમ ભરેલું ગણાતું તેને બદલે હવે આ વિષયના પુસ્તકો સારા સારા લેખકો તરફથી લખાઇ તે પ્રસિદ્ધ થયા છે. થોડા વર્ષ પહેલા સ્ત્રીઓની કોઇ પણ સભામા આ વિષયનું નામ પણ લેવામા આવતું ન હતું તેને બદલે આ દેશની અગ્રગણ્ય મહિલા સમાજોમાં સંતતિનિયમનની તરફેણમા હિંમત ભરેલા ઠરાવો પસાર થાય છે આ ઉપરથી જોઇ શકાશે કે સંતતિ નિયમન માટે જોઇએ તેટલું પ્રચાર કાર્ય તો થઇ ગયું છે. હવે જે કરવું જરૂરી છે તે રચનાત્મક કાર્ય છે.

જે કાર્ય આગળ ધપાવવા માટે જન-સમાજમાં એક મત ન હોય તે કાર્ય કરવામાં અનેક મુશ્કેલીઓ આવે છે. યુરોપ અને અમેરિકા જેવા આગળ પડતા દેશોમા પણ સંતતિ નિયમનનું રચનાત્મક કાર્ય કરવામા અનેક મુશ્કેલીઓ નડી હતી. આ દિશામા કાર્ય કરનારાઓને અનેક આપત્તિઓ વેઠવી પડી હતી. તેમને આર્થિક નુકશાન ઉપરાત જન સમાજનો ક્રોધ અને સખત અણગમો વ્હોરી લેવો પડયો એટલું જ નહિ પરંતુ આ દિશામા કાર્ય કરનારાઓ ઉપર પોલીસ તરફથી ફરિયાદીઓ થઇ હતી અને કેટલીકને જેલમા પણ જવુ પડયું હતુ જો યુરોપ જેવા દેશમા આવી વસ્તુ સ્થિતિ હોય તો આપણા દેશમા તો આ કાર્ય કરવા માટે અનેક ગંભીર મુશ્કેલીઓ ચોક્કસ નડશે

પશ્ચિમના દેશોનો સંતતિનિયમનનો ઇતિહાસ જોવાજ લાયક છે આ કાર્ય તે દેશમા સ્ત્રીઓની મહેનત, આત્મ ત્યાગ અને ઉત્સાહને લીધે આગળ વધેલ છે. આપણા દેશમા પણ આ દિશામા જો કાઇ પણ કાર્ય થશે તો તે સ્ત્રીઓ મારફતજ થઇ શકશે.

આ દેશમા સ્ત્રી જાતિની ઉન્નતિ કરવા માટે સ્થપાયલી અનેક સંસ્થાઓ છે. આ સંસ્થાઓ હિંદુસ્તાનમા હસ્તી ધરાવતા અને સામાજીક કુરિવાજો દૂર કરવાનો યત્ન કરે છે અને સ્ત્રીઓની માનસિક ઉન્નતિ કરવા

માટે અનેક કાર્યો કરે છે. આજ સંસ્થાઓ સંતતિ નિયમનનું કાર્ય કેમ ઉપાડી ન શકે? શારીરિક ઉન્નત્તિ અને સંતતિ નિયમન આ બે વસ્તુઓ એક બીજા સાથે સંકલાયલી છે અને આ દેશના સ્ત્રી મંડળો જો આ કાર્ય ઉપાડી લે તો તેમાં કાંઇ પણ વાંધા જેવું ન હોઇ શકે. આ દેશના સ્ત્રી મંડળો એક વખત કિંમત ધરીને આ કાર્ય ઉપાડી લે તો તેને આગળ ધપાવવામાં જરા પણ મુશ્કેલી પડશે નહિ.

અમેરીકામાં સંતતિ નિયમનના જ્ઞાનનો પ્રચાર કરવાના ગુના માટે શ્રીમતી માર્ગારેટ સેંગરને જેલમાં જવું પડ્યું હતું. પરંતુ આ બહાદુર સ્ત્રીએ જેલથી નહિ ડરતાં પોતાનું પ્રચારકાર્ય જારી રાખ્યું અને પોતાના તન મન અને ધનનો ભોગ આપી અમેરીકામાં અનેક જાતની પ્રવૃત્તિઓ આ દીશામાં ચાલુ કરી છે.

ઇંગ્લેન્ડમાં શ્રીમતી ડૉકટર મેરીસ્ટોપ્સને આવી રીતે અનેક દુઃખો સહન કરવાં પડયાં હતાં. પરંતુ તેમને છેવટે પોતાના સિદ્ધાન્તોમાં વિજય મેળવ્યો છે અને તેમના તરફથી સંતતિ નિયમનનું વ્યવહાર જ્ઞાન આપનારી સંસ્થા પણ ચાલુ છે.

આપણા દેશમાં પણ આ કાર્ય માટે બે ચાર માર્ગારેટ સેંગર અને મેરીસ્ટોપ્સની જરૂરત છે.

આ દિશામાં કાર્ય કરવા ટુંકી રૂપરેખા નીચે મુજબ છે.

( ૧.) સંતતિ નિયમન બાબત વર્તમાન પત્રોમાં પ્રચારકાર્ય કરવું.

( ૨ ) આ વિષયના પુસ્તકો દરેક ભાષામાં પ્રસિદ્ધ કરવા અને તે તદ્દન નજીવી કિંમતે સ્ત્રીઓને મળી શકે તેવી ગોઠવણ કરવી.

( ૩ ) સંતતિ નિયમનના પ્રચાર માટે ખાસ માસીકો દરેક ભાષામાં કાઢવાં.

( ૪ ) દરેક મોટા શહેરમાં સંતતિ નિયમનનું વ્યહવહાર ( Practical ) જ્ઞાન આપવા માટે સંસ્થા ( Clinic ) સ્થાપવી.

ઉપરના ચાર કાર્યોમાં ડાકટરોની સહાયતાની ખાસ જરૂર પડશે.

આપણા દેશમાં આ કાર્ય માટે જોઇએ તેટલી સંખ્યામાં સ્ત્રી ડાકટરો અત્યારે હસ્તી ધરાવે છે. પ્રચાર કાર્ય માટે દેશના સંસાર સુધારક નેતાઓ અને પ્રસિદ્ધ ડાકટરો તરફથી લેખો લખાવા જોઇએ અને પુસ્તકો પ્રસિદ્ધ થવાં જોઇએ.

પુરૂષ ડાકટરો પણ આ કાર્યમાં પોતાનો સહકાર આપી શકે.

વર્તમાન પત્રો અને પુસ્તકોના પ્રચારથી આપણા સ્ત્રી વર્ગમાં આ કાર્યમાં રસ લેવાની ઉત્કંઠા અને હિંમત આવશે. અને ઘણા જ થોડા સમયમાં સંતતિ નિયમનનું વ્યહવાર જ્ઞાન આપવાની દરેક જગાએથી માંગણીઓ થશે.

આ ક્ષેત્રમાં મોટામાં મોટું અને જોખમદારી ભરેલું કાર્ય તે સંતતિ નિયમનના સાધનો કેવી રીતે વાપરવા તે સબંધી જ્ઞાન આપવાની સંસ્થા ( Birth Control Clinic ) ચલાવવી તે છે.

આપણા મોટા શહેરોમાં જેવી રીતે બાળહિત સંસ્થા ( Infant Welfare Centres ) ચાલે છે તે રીતે આ સંસ્થા ચલાવવી જોઇએ.

આ સંસ્થા માટે નીચેની પદ્ધતિથી જો કામ કરવામાં આવે તો બહુ ઓછા ખર્ચમાં ઘણું ઉપયોગી કાર્ય થોડા જ સમયમાં થઈ શકે.

શહેરના અગ્રગણ્ય પુરૂષો અને સ્ત્રીઓ કે જે આ કાર્યમાં રસ લેતા હોય તેમની એક કમીટી નીમવી જોઈએ.

આ કમીટીમાં પુરૂષ અને સ્ત્રી ડૉકટરોને પણ લેવાં જોઈએ અને તેઓએ વગર વેતને આ સંસ્થામાં દરરોજ અથવા અઠવાડિયામાં અમૂક કલાક પોતાની સેવા આપવી જોઈએ.

જે વેપારીઓ સંતતિ નિયમનના સાધનો વેચતા હોય અને જે કારખાનાઓ આવા સાધનો બનાવતા હોય તેમની પાસેથી ઓછી કીંમતે આ સાધનો ખરીદવાની ગોઠવણ થવી જોઈએ.

આ ઉપરાંત સ્ત્રીઓને સંતતિ નિયમનના સાધનો કેવી રીતે વાપરવા તે સમજાવવા માટે કેટલીક નર્સો તૈયાર કરવી જોઈએ.

ક્લીનીકમાં આખો વખત કામ કરનાર નર્સ પગારદાર હોવી જોઈએ. આ ઉપરાંત દરેક કેસની નોંધ રાખનાર અને ઓછામાં ઓછા બે વરસ સુધી દરેક કેસ જો વિગત વાર ઇતિહાસ નોંધી રાખવા માટે અને જુદા જુદા સાધનોનું શું પરિણામ આવે છે તેનું પ્રથક્કરણ કરવા માટે અને તેનો રીપોર્ટ બહાર પાડવા માટે પણ યોગ્ય વ્યવસ્થા કરવી જોઈએ.

આ કાર્ય માટે ધનની ઘણી જરૂર પડે. પણ તે મેળવવામાં જરાપણ મુશ્કેલી પડશે નહિ.

ઇંગ્લેન્ડમાં તો આવી સંસ્થાઓ દરેકે દરેક શહેરમાં સ્થાપવા માટે એક મંડળ ઊભું થયેલ છે અને તે મંડળે ઇંગ્લેન્ડમાં લગભગ ૨૫ જેટલી સંસ્થાઓ પોતાના તરફથી ચાલુ કરી છે.

વૈદકના અનેક ઉપચારો જેવી રીતે સોએ સો ટકા અસરકારક નથી તેવી જ રીતે સંતતિ નિયમનના સાધનો સોએ સો ટકા અસરકારક નથી. હજુ આ દિશામાં શોધખોળ ચાલુ જ છે અને દર વરસે વધારે વિશ્વાસપાત્ર અને વાપરવામાં વધારે સહેલાં પડે તેવાં સાધનો બનતા જાય છે. એકલા પુસ્તકો અથવા લેખો દ્વારા આ વિષય વિષે બધું જ શીખી લેવાય તે હજુ કાલના સંયોગો જોતાં અસંભવિત છે. આટલા માટે આ વિષયના સાધનનો ઉપયોગ શિખવવા માટે સંસ્થાઓ સ્થાપ્યા વગર આ કાર્ય જરાપણ આગળ વધી શકે નહી તે ખાસ નોંધ લેવા જેવી વાત છે. રાજ્ય તરફથી આ દિશામાં ઘણું સંગીન કાર્ય થઇ શકે. માઇસોર સ્ટેટ તરફથી તો સંતતિ નિયમન માટે સંસ્થાઓ અખતરા રૂપે ક્યારની સ્થપાઇ છે. આ વિષયમાં હજુ બે મત હોવાથી બ્રીટીશ રાજ્યમાં રાજ્ય તરફથી કાંઇ કાર્ય નજીકના ભવિષ્યમાં થઇ શકશે નહી. એટલા માટે પ્રજા તરફથી જ આ કાર્યની શરૂઆત થવી જોઇ અને જ્યારે પ્રજાનો મોટો ભાગ આ બાબતની માંગણી કરશે ત્યારે

હિન્દુ સમાજની સત્યાનાશીનું જે અનિષ્ટ પ્રથામાં મૂળ રહેલું છે તે

# બાળલગ્નની પાયમાલી

નો આ લેખમાં પ્રો. દયાશંકર દુબે કરૂણાજનક ચિતાર આપે છે.

હિંદુસ્થાનમાં સેંકડો વર્ષોથી બાલવિવાહ પ્રચલિત છે, અને દુધમલ બાળકોના વિવાહ થઇ જાય છે તથા નાની વયે માતા-પિતા બને છે. આવાં નવયુવાન માતા-પિતાની તંદુરસ્તી કાયમ માટે ખરાબ થાય છે અને અતિ નાની વયે મૃત્યુ પામે છે. એમનાં બાલ બચ્ચાં પણ અલ્પજીવી અને તાકાત વગરનાં જન્મે છે. કદાચ કોઇ બચી જાય તો તે અનેક રોગોનું શિકાર બને છે અને જીંદગી ભર દુખી જીવન ગાળે છે. હિંદુઓની જે જ્ઞાતિમાં વિધવા વિવાહ થતો નથી એ જ્ઞાતિમાં બાલ વિધવાઓ સામાજીક દુઃખની ભોગ થઇ પડે છે. વ્યક્તિગત, સામાજીક, નૈતિક તેમજ રાષ્ટ્રીય દૃષ્ટિએ બાલવિવાહ નિંદવા લાયક છે. આવી કુચાલ રોકવા માટે ૧૯૨૯ માં હિંદમાં એક કાયદો ઘડવામાં આવ્યો છે, જેમાં ૧૮ વર્ષથી ઓછી વયના છોકરાના અને ૧૪ વર્ષથી ઓછી વયના છોકરીનાં લગ્ન કરનારને દંડ કરી શકાય છે. પણ આ કાયદો બાલ વિવાહ રોકવા માટે બહુ ઉપયોગી નથી કેમકે આ કાયદો તોડનારને સરકાર જાતે શિક્ષા કરતી નથી પણ કોઇ વ્યક્તિ રૂ ૫૦ ) સરકારમાં જમે કરી કાયદો તોડનાર પર કેસ ચલાવે અને પરણનાર છોકરા છોકરીની ઉમર કાયદામાં લખી છે તે કરતાં નાની છે એમ સાબીત કરી બતાવે તોજ સરકાર કાયદા ભાંગનારને શિક્ષા કરે છે. આ કાયદામાં ફેરફાર થવાની જરૂર છે. કાયદો તોડનાર પર કેસ ચલાવવાની જવાબદારી સરકાર આવે તોજ બાલવિવાહ વિષે યોગ્ય પરીણામ આવે.

૧૯૩૧ માં વસ્તી ગણત્રીનો જે અહેવાલ બહાર પડ્યો છે તે ઉપરથી આ લેખમાં હું એમ બતાવવા માગું છું કે, ૨૬ માર્ચ ૧૯૩૧ ને દિવસે પરણેલા – છોકરા – છોકરીની સંખ્યા કેટલી હતી ? કયા દિવસોમાં આ કુચાલની કેટલીક વૃદ્ધિ અથવા નાશ થયો ! કયા પ્રાંતોમાં, દેશી રાજ્યોમાં એનો પ્રચાર વધારે વા ઓછો થયો ? કયા કયા ધર્મવાળાઓમાં આ ચાલ વિશેષ હતો, કઇ કઇ જ્ઞાતિ આ કુચાલ વધવાથી પાછી પડી અને કઇ કઇ જ્ઞાતિ આ કુચાલ ઘટવાથી આગળ વધી.

૧૯૩૧ની ફેબ્રુઆરીમાં હિંદમાં ૨૦ વર્ષથી વધારે વયના પરણેલા છોકરાઓ અને ૧૫ થી વધારે વયની પરણેલી છોકરીઓ સંખ્યા નીચે મુજબ હતી.

| ઉમર વર્ષ | પરણેલ છોકરાની સંખ્યા | સેંકડે કેટલા છોકરા પરણેલા હતા |
|---|---|---|
| ૦– ૫ | ૪લાખ ૨૯હજાર | ૧·૬ |
| ૫–૧૦ | ૧૮લાખ ૮૪હજાર | ૭·૯ |
| ૧૦–૧૫ | ૩૨લાખ ૧૮હજાર | ૧૪·૯ |
| ૧૫–૨૦ | ૬૯લાખ ૫૬હજાર | ૪૩·૪ |
| ૦–૨૦ | ૧,૨૪લાખ ૮૭હજાર | ૧૪·૮ |

| ઉમર–વર્ષ | પરણેલ છોકરીઓની સંખ્યા | સેંકડે કેટલી છોકરીઓ પરણેલી હતી |
|---|---|---|
| ૦– ૫ | ૮લાખ ૨૬હજાર | ૩·૦ |
| ૫–૧૦ | ૪૨લાખ ૭૬હજાર | ૧૬·૩ |
| ૧૦–૧૫ | ૭૨લાખ ૬૯હજાર | ૩૮·૧ |
| ૦–૧૫ | ૧,૨૨લાખ ૭૧હજાર | ૧૮·૮ |

ઉપલાં બન્ને કોષ્ટકોથી ખબર પડશે કે બાલ વિવાહની અનિષ્ટ પ્રથા આ દેશમાં વિશેષ પ્રચલીત છે. હિંદ સિવાય એવો બીજો કોઇ સભ્ય દેશ હશે જ્યાં ૫ વર્ષનાં બાળકોને પરણાવી દેવામાં આવતાં હોય ! ૧૯૩૧માં ૫ વર્ષથી ઓછી વયનાં પરણેલાં બાળકોની સખ્યા ૧૯૨૧ કરતાં ઘણી વધારે છે. જે નીચે બતાવ્યું છે:

| | ૧૯૩૧ | ૧૯૨૧ |
|---|---|---|
| ૫ વર્ષ કરતાં વધારે વયનાં પરણેલા છોકરાઓની સંખ્યા | ૪ લા. ૨૬ હ. | ૧ લા. ૧૦ હ. |
| ૫ વર્ષ કરતાં ઓછી વયની પરણેલી છોકરીઓની સંખ્યા | ૮ લા. ૨ હ. | ૨ લા. ૧૮ હ. |

આ કોઠા પરથી ખબર પડે છે કે પાંચ વર્ષ કરતાં ઓછી વયનાં પરણેલાં છોકરાની સંખ્યા ૧૯૩૧ માં ૧૯૨૧ કરતાં ત્રણ ગણી કરતાં પણ વધારે છે. આ ભયંકર વધારાનું કારણ સારડા એક્ટ છે. ૧૯૨૬ માં સરકારે આ કાયદો મંજૂર કર્યો. હિંદી સરકારે આ કાયદો ૧૯૩૦ ની ૧ લી એપ્રિલથી અમલમાં મૂકવાનું ઠરાવ્યું. આ કારણે ૧૯૨૬ થી તે ૧૯૩૦ ના વચલા ગાળામાં પુષ્કળ ઠેકાણે લાખો વિવાહ થયા. ૧૯૩૦ ના માર્ચમાં એટલા બધાં લગ્ન થયાં કે અગાઉ કદિ પણ આટલા લગ્નો થયાં નહિ હોય. અને તે એટલે સુધી કે તમામ વસ્તુઓ મોંઘી થઇ ગઇ અને પરણાવનાર બ્રાહ્મણોની સંખ્યા ઓછી પડવા લાગી, એટલે ઘણા બ્રાહ્મણોને એકી સમયે એક કરતાં વધારે લગ્ન કરાવવાં પડયાં. ૧૯૩૧ માં પાંચ વર્ષ કરતાં ઓછી વયનાં પરણેલ છોકરા-છોકરીની સંખ્યા નીચે મુજબ છે.

| વય | પરણેલ છોકરાઓની સંખ્યા. | પરણેલ છોકરીઓની સંખ્યા |
|---|---|---|
| ૦-૧ વર્ષ | ૩૬૮૮૨ | ૪૪૦૮૨ |
| ૧-૨ વર્ષ | ૪૧૨૨૮ | ૬૩૯૫૪ |
| ૨-૩ વર્ષ | ૬૩૩૭૫ | ૧૧૪૦૯૯ |
| ૩-૪ વર્ષ | ૧૧૮૮૪૪ | ૩૩૨૮૧૩ |
| ૪-૫ વર્ષ | ૧૬૮૮૯૭ | ૩૪૬૯૦૪ |

ફેબ્રુઆરી ૧૯૩૧ માં એક વર્ષથી ઓછી વયનાં પરણેલ છોકરાની સંખ્યા ૩૬૮૮૨ તથા છોકરીની સંખ્યા ૪૪૦૮૨ હતી. આ બધાં લગ્નો સારડા કાયદાની વિરૂદ્ધ છે. પાંચ વર્ષ કરતાં ઓછી વયનાં બાળલગ્નો ઢીંગલા ઢીંગલીના લગ્ન જેવાં છે. આવાં લગ્ન કરાવનાર સજ્જનોની પ્રસંશા કયા શબ્દોમાં કરવી તેની સુઝ પડતી નથી. બાળ વિવાહ અટકાવવા માટે એક જ માર્ગ છે કે પ્રત્યેક ઠેકાણે બાળલગ્ન વિરોધક સંઘ કે સભા સ્થપાય અને પોતાનું સર્વ લક્ષ બાળ લગ્ન વિવાહ બંધ કરાવવા તરફ વાપરે અને તેમ છતાં બાળલગ્નો થાય તો શારદા કાયદા પ્રમાણે તેને દંડ કરાવે.

૧૯૩૧ માં હિંદના જુદા જુદા પ્રાંતો અને રાજ્યોમાં પરણેલ હિન્દુ છોકરા છોકરીઓની સંખ્યા સેંકડે નીચે મુજબ હતી:—

| પ્રાન્ત વા રાજ્ય | સેંકડે કેટલા છોકરા પરણેલા હતા. ૫ થી ૧૦ વર્ષ | ૧૦ થી ૧૫ વર્ષ | સેંકડે કેટલી છોકરીઓ પરણેલી હતી ૫ થી ૧૦ વર્ષ | ૧૦ થી ૧૫ વર્ષ |
|---|---|---|---|---|
| બિહાર ઓરિસા | ૧૭.૦ | ૨૮.૫ | ૨૮.૧ | ૪૮. |
| મધ્ય પ્રાન્ત | ૧૬.૨ | ૨૯.૫ | ૩૩.૯ | ૫૬. |
| હૈદરાબાદ રાજ્ય | ૧૪.૭ | ૨૬.૭ | ૩૭.૦ | ૬૮. |
| સંયુક્ત પ્રાન્ત | ૧૪.૦ | ૨૫.૫ | ૨૪.૮ | ૪૯. |
| મધ્ય હિન્દ | ૧૦.૮ | ૨૨.૭ | ૨૪.૦ | ૧ |
| વડોદરા રાજ્ય | ૮.૬ | ૧૯.૭ | ૨૧.૫ | ૪૪. |

| | | | | |
|---|---|---|---|---|
| મુંબઇ પ્રાંત | ૯.૩ | ૧૪.૭ | ૨૫.૦ | ૪૬.૧ |
| ગ્વાલિયર રાજ્ય | ૬.૮ | ૧૭.૩ | ૨૧.૨ | ૪૬.૧ |
| રજપૂતાના | ૬.૨ | ૬૫.૦ | ૧૮.૪ | ૪૨.૦ |
| બંગાળા | ૪.૪ | ૯.૦ | ૨૬.૦ | ૫૦.૫ |
| પંજાબ | ૩.૮ | ૧૦.૨ | ૧૧.૯ | ૩૧.૩ |
| કાશ્મીર રાજ્ય | ૩.૦ | ૫.૯ | ૬.૯ | ૨૮.૦ |
| મદ્રાસ | ૨.૦ | ૪.૪ | ૧૦.૧ | ૨૩.૭ |
| આસામ | ૦.૯ | ૨.૭ | ૬.૬ | ૨૨.૮ |
| સરહદ પ્રાન્ત | ૦.૯ | ૩.૦ | .૫ | ૧૭.૯ |
| મ્હૈસુર રાજ્ય | ૦.૧ | ૦.૬ | ૫.૧ | ૧૯.૭ |
| ત્રાવણકોર રાજ્ય | ૦.૧ | ૦.૬ | ૦.૭ | ૭.૩ |
| હિંદભરે | ૯.૩ | ૧૭.૨ | ૨૧.૫ | ૪૧.૭ |

ઉપરના કોઠાથી નીચેની વાતો ખબર પડે છે.

( ૧ ) બિહાર ઓરિસા, મધ્ય પ્રાન્ત, હૈદરાબાદ રાજ્ય, સંયુક્ત પ્રાન્ત અને મધ્ય હિંદમાં છોકરાના બાલ વિવાહનું પ્રમાણ વિશેષ છે. ૧૦-૧૫ વર્ષના પરણેલ છોકરાઓ ૧/૫ કરતાં વધારે છે. આ પ્રાંતો તથા રાજ્યોમાં બંગાલ, મુંબઇ પ્રાન્ત, મધ્ય ભારત, વડોદરા અને ગ્વાલિયર રાજ્યમાં પાંચથી દસ વર્ષની ઉપરની પરણેલી છોકરીઓની સંખ્યા ૧/૫ કરતાં વધારે છે. વડોદરા રાજ્યમાં કાયદાથી બાળલગ્નો ઘણા સમયથી બંધ કરવામાં આવ્યાં છે. તો પણ તેની સ્થિતિ ખરાબ છે. આ સર્વ પ્રાન્તોમાં બાળલગ્ન રોકવા માટે પ્રયત્નો થવા જોઇએ.

( ૨ ) મધ્ય પ્રાન્ત, હૈદરાબાદ રાજ્ય, યુક્તપ્રાન્ત, બંગાલા, મધ્યહિંદ અને બિહાર ઓરિસામાં દસથી પંદર વર્ષનો અરધો અરધ છોકરીઓ પરણેલી છે.

( ૩ ) ત્રાવણકોર રાજ, મ્હૈસુર રાજ, સરહદપ્રાન્ત, આસામ, મદ્રાસપ્રાન્ત, કાસ્મીર અને પંજાબમાં બાલવિવાહની સંખ્યા ઘટવા લાગી છે. ત્રાવણકોર, મ્હૈસુર જેવા રાજ્યોમાં તો ૫ થી ૧૦ વર્ષના પરણેલ છોકરાઓની સંખ્યા અતિઅલ્પ છે. બીજા પ્રાન્તો તેમજ રાજ્યોએ આ દાખલો લક્ષમાં રાખવો જોઇએ.

જુદા જુદા ધર્મ પાળનારાઓમાં બાલ-વિવાહ કેટલા પ્રમાણમાં છે એ નીચેના કોઠા ઉપરથી બતાવીશ. ૧૯૩૧માં સેંકડે કેટલાં બાલ-લગ્ન થયાં હતાં તે બતાવ્યું છે—

| ધર્મ | સેંકડે કેટલા છોકરા પરણેલા હતા ? | | |
|---|---|---|---|
| | વર્ષ ૫થી૧૦ | વર્ષ ૧૦થી૧૫ | વર્ષ ૧૫થી૨૦ |
| સનાતન ધર્મી હિન્દુ | ૯.૩ | ૧૭.૨ | ૪૬.૨ |
| મુસલમાન | ૬.૬ | ૧૨.૫ | ૪૨.૧ |
| ઇસાઇ | ૧.૩ | ૩.૧ | ૨૩.૩ |
| શિખ | ૧.૮ | ૬.૩ | ૩૩.૨ |
| રાનીપરજ | ૪.૬ | ૧૦.૪ | ૪૨.૦ |

| ધર્મ | સેંકડે કેટલી છોકરી પરણેલી હતી ? | |
|---|---|---|
| | વર્ષ ૫થી૧૦ | વર્ષ ૧૦થી૧૫ |
| સનાતન ધર્મી હિન્દુ | ૨૧.૫ | ૪૧.૭ |
| મુસલમાન | ૧૯.૮ | ૩૯.૪ |
| ઇસાઇ | ૨.૯ | ૧૧.૦ |
| શિખ | ૬.૧ | ૨૦.૬ |
| રાનીપરજ | ૮.૭ | ૨૩.૨ |

આ પરથી ખબર પડે છે કે ઇસાઇ અને શિખોમાં બાલ વિવાહ સૌથી ઓછા થાય છે. અને હિંદુઓમાં સૌથી વધારે થાય છે. મુસલમાનોમાં એનો સારો પ્રચાર છે. પણ હિંદુઓ કરતાં ઓછો. જંગલમાં રહેનારી રાનીપરજ ગોંડ, ભીલ, કોરુકુ વગેરે જાતિઓ માં હિંદુ મુસલમાન કરતાં બાળલગ્ન વધારે

પ્રમાણમાં થાય છે. આ ગૌરવ લેવા જેવી વાત નથી.

નીચે કેટલીક જાતિવાર એ બતાવ્યું કે તેઓમાં ૧૯૩૧ માં બાલવિવાહની સંખ્યા કેટલા પ્રમાણમાં હતી.

| જાતિ | ૧૬ કરતાં ઓછી વયના પરણેલા છોકરાની સંખ્યા. | સેંકડે કેટલા પરણેલા હતાં. |
|---|---|---|
| ચમાર | ૫ લાખ ૯૭ હજાર | ૨૧.૫ |
| આહીર | ૪ ,, ૯૪ ,, | ૧૮.૬ |
| તેલી | ૧ ,, ૯૧ ,, | ૧૨.૭ |
| ભંગી | ૨૦ ,, | ૧૨.૪ |
| બ્રાહ્મણ | ૨ ,, ૦૪ ,, | ૧૧.૫ |
| રાજપૂત | ૧ ,, ૪૧ ,, | ૭.૦ |
| વાણીયા | ૧૨ ,, | ૬.૫ |
| કાયસ્થ | ૩૨ ,, | ૬.૨ |
| પઠાણ | ૩૩ ,, | ૬.૦ |
| જાટ | ૯૯ ,, | ૫.૨ |

| જાતિ | ૧૩ વર્ષથી ઓછી વયની પરણેલી છોકરીઓ | સેંકડે કેટલી છોકરીઓ પરણેલી |
|---|---|---|
| આહીર | ૪ લા. ૪૧ હજાર | ૨૦.૫ |
| ચમાર | ૪ ,, ૨૯ ,, | ૨૦.૦ |
| રાજપૂત | ૧ ,, ૩૮ ,, | ૧૯.૫ |
| તેલી | ૧ ,, ૯૦ ,, | ૧૫.૦ |
| ભંગી | ૧૬ ,, | ૧૩.૨ |
| બ્રાહ્મણ | ૨ ,, ૩૯ ,, | ૧૦.૬ |
| કાયસ્થ | ૩૨ ,, | ૮.૦ |
| વાણીયા | ૧૧ ,, | ૭.૬ |
| પઠાણ | ૨૭ ,, | ૬.૪ |
| જાટ | ૯૦ ,, | ૬.૧ |

ઉપરના બન્ને કોઠાથી ખબર પડે છે કે ચમાર, આહીર, તેલી અને ભંગીમાં સૌથી વધારે બાલવિવાહ છે. બ્રાહ્મણોમાં પણ આ કુપ્રથા વિશેષ છે. રજપુતોમાં છોકરીઓના બાલવિવાહ વધારે છે પણ છોકરાના બાલવિવાહ એટલા વધારે નથી. જાટ, પઠાણ અને કાયસ્થમાં બાલવિવાહ ઓછા થાય છે. જે જાતિઓમાં બાલવિવાહ વિશેષ થાય છે, એની પાછળ એકચિત્તે કાર્યે લાગી પ્રયત્નો કરવા જોઇએ.

હિન્દી ઉપરથી ગુજરાતીમાં ઉતારનાર શ્રી. મૂળશંકર ન. દ્વિવેદી.

---

## વનિતા વિશ્રામ મુંબઇ

આ સંસ્થાને અંગે ચાલતી બોર્ડિંગ ઉનાળાની રજા પછી તા. ૫ મી જુને ઉઘડશે. જે બ્હેનોને દાખલ થવું હોય તેમણે આશ્રમનું દાખલ ફોર્મ મંગાવી લઇ મે મહિના દરમ્યાન ભરી મોકલવું.

સંસ્થાને અંગે ચાલતી વનિતા વિશ્રામ ટ્રેનિંગ કોલેજ તા. ૧૦ મી જુને ઉઘડશે. બહારગામથી દાખલ થવા ઇચ્છતી બ્હેનોએ કોલેજનું દાખલ ફોર્મ મે મહિના દરમ્યાન મંગાવી ભરી મોકલવું. જે બ્હેને સરકારી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા અથવા અંગ્રેજી સ્ટા. ૫ માની પરીક્ષા પસાર કરી હશે અને ઉમર વર્ષ ૧૬ થી ૨૫ સુધી હશે તેમને ટ્રેનિંગ કોલેજના વર્ષ ૧ લા જુનિયરમાં દાખલ કરી શકાશે. દાખલ કરવાનો વખત કોલેજ ઉઘડયા પછી એક અઠવાડીઆનો છે.

આ ઉપરાંત આ સંસ્થામાં રહી અંગ્રેજી તેમજ વર્નાક્યુલર ફાઇનલનો અભ્યાસ કરી શકાય છે. કોઇ યોગ્ય બાઇ હોય તો તેમને નર્સિંગના કોર્સ માટે પણ મોકલવામાં આવે છે. ખાસ કરીને ઉચ્ચ કોમની વિધવા બ્હેનોને આ સંસ્થાનો લાભ લઇ પોતાનું જીવન ઉન્નત અને સ્વાશ્રયી બનાવવા વિનંતિ કરવામાં આવે

# મીઠાં સ્વપ્ન

સૂની તે માઝમ રાતનાં રે
અજવાળિયે પોયણી ઊઘડી ;
સોણલાં દીઠાં મીઠાં રે :

પોયણીના રે પમાસને,
ઝીણી રણકી નૂપુરની ઘુઘરી ;
સોણલાં દીઠાં મીઠાં રે :

ખુશ્બો અલકલટે ઉડતી રે
અંગ ઊડે પિરોજી ચુંદડી ;
સોણલાં દીઠાં મીઠાં રે :

ઝંખવાણી રૂપલા રાતડી રે,
જ્યાં ઝણુકી જ્યોતે રૂપસુંદરી ;
સોણલાં દીઠાં મીઠાં રે :

" નમણી પધારી નાગકન્યકા, કે-
ભીને વાન જળદેવિ નેહનીતરી !
સોણલાં દીઠાં મીઠાં રે : "

" નથી રે, સુહાગિ ! નાગકન્યકા, ને
ન્હોય જળદેવી કાંઠડે ઉતરી ;
સોણલાં સેવું મીઠાં રે :

" રમણી છું, ચારૂ 'બીજ'-ચન્દ્રિકા રે,
માં પૂછશો નાત : જાત નગરી ;-
સોણલાં સેવું મીઠાં રે :

" ભેદે ભેદોને, એવા મૂલકેથી-
હું ત્હા જોતી'તી વ્હાલમ ! વાટડી ,
સોણલાં ર્‌હોબત મીઠાં રે .

" ચલીએ, પ્રીતમ ! પ્રેમદેશમાં રે,
ર્‌હારી અણબોટી મંગલઘાટડી ;
માણશું સોણાં મીઠાં રે . "+

કેશવ હ. શેઠ

+ અત્યાર સુધીનાં મારાં સઘળાં રાસગીતોનો સમગ્ર સંગ્રહ નામે " કુંજ-વેણુ ", " નવચેતન સાહિત્યમન્દિર "ના ત્રીજા પ્રકાશન તરીકે ચાલુ માસમાં પ્રસિદ્ધ થનાર છે તેમાંથી, નવો રચાયલો રાસ ઉપર આપ્યો છે. એ કલ્પના જ નથી; 'Sweet-dreams' શબ્દોથી ગૂંથાયલા રૂમાલની ભેટ, એક આશકને તેની પવિત્ર માશુક તરફથી મળે છે અને ત્યાર પછી વર્ણાન્તર સ્વનસ્નેહે ઉભય દાંપત્યભાવનો ભોગવટો ભોગવે છે એ વસ્તુ બીલકુલ સાચું છે. —કે. હ.

# દક્ષિણા

લેખક : શ્રી કિરાત

રાત્રિએ અંધાર પિછોડી ઓઢી હતી.

સીમમાં બધેય શૂન્યકાર હતું.

મંગળભાઇના ખેતરમાં ચારે ય બાજુવાળા ખેડૂતો પોતાનાં કૂંધલાં અને ઓધા કરતા. તલ અને બાવટાના પૂળા ત્યાંજ સૂકાવા રાખતા. બાજરી તો ત્યાં જ લણાતી. આનું કારણ એ ગણાતું કે તેમનું ખેતર રક્ષિત હતું. કોઇની મગદૂર નહિ કે ત્યાંથી ગાબચું મારે. પણ ખરી વાત તો એ હતી કે મંગળભાઈ પટેલ કોઇનુંય બગાડતા જ નહિ. આથી તેમનું પણ કોઇ બુરું ઇચ્છતું નહિ. ને આજુબાજુના લોકો આનો લાભ લેતા.

આમ બાબત હોવાથી તેમનું ખળું મોટામા મોટું ગણાતું. જ્યાં જુઓ ત્યાં બાજરીના ઓધા, કોદરાનાં કૂંધલાં, તલના અને બાવટાના સૂકવેલા પૂળા, સકા ઘાસની ધોઓ વગેરે નજરે પડતું હતું. આખો દિવસ ખળામાં લોકોની અવરજવર રહેતી. પાણીનું માટલું તો હતું જ પરંતુ હુકકાપાણીની પણ વ્યવસ્થા હતી. આથી થાકયા પાકયા ખેડૂતો અને મજૂરો ત્યાં આવીને ઘડી બે ઘડીનો વિશ્રામ લેતા.

ચાર દિવસથી મંગળભાઇની બાજરી લણાતી હતી. ને મંગળ પટેલની બાજરી એટલે બબ્બે બેડિયાંની વાત. આખો દિવસ મંગળભાઇ અને તેમનાં મજૂરો કામ કરતાં. રાત્રે તો કોઇને ય સૂવાની જરૂર નહિ. ફક્ત અડધી રાતે પટેલ પોતે જ આંટો મારી જતા. ને ચોરીની બીક પણ નહિ, આથી કદી કદી આળસી જતા.

કોણ જાણે કેમ પણ આજે ખળામા ચોર આવ્યા હતા. પાંચ છ પુરષો અને ત્રણ ચાર સ્ત્રીઓનું ટોળું ઝપાટાબંધ ડૂંડાંની ગાંસડીઓ બાંધી રહ્યું હતું. બે ત્રણ જણ વારા ફરતી છીંડા તરફ નજર નાખી રહ્યા હતા. પોતાનો માલ હોય તો તો ઉંચકાય એટલું જ બાંધે, પણ આ તો પારકો માલ, લૂંટો ભાઇ લૂંટો કરીને કચકચાવીને ગાંસડીઓ બાંધી.

પણ ચઢાવે કોણ ?

બધાયને પહેલાં જવાનું મન. ને કોઇ તો છેલ્લો રહી જ જાય ને ? આથી અંદરે અંદર તાણાતાણી થઇ. છેવટે બધાંય વિચાર કરતાં કરતા થાક ખાવા બેઠા.

એટલામાં ખળાની વાડ પરથી કોઇ બોલ્યું: 'અલ્યા, ચઢાવું કે ? '

બધાંએ તે તરફ જોયું, ને એક પળમાં તો ઉભી પૂછડીએ ગાંસડાં પોટલાં ત્યાંનાં ત્યાં જ છોડીને પલાયન કરી ગયાં.

એ તો હતા મંગળ પટેલ.

મંગળભાઇ છીંડે થઇને ખેતરમાં આવ્યા. મહામહેનતે ગાંસડીઓ છોડી. પાછો ડૂંડાંનો ઢગલો ભેગો કર્યો. ચારેય બાજુ પૂળા મૂકયા, અને ચાદરોનું પોટલું લઇને ઘર તરફ ચાલ્યા ગયા.

*

એવી ને એવી બીજી રાત.

મંગળ પટેલ હજી વાળુ કરીને હમણાં જ ઉઠયા હતા. ચિમને હુક્કો ભરી આપ્યો. અને મંગળભાઇ ઓટલા પર બેઠા બેઠા આંગણામા હુકો ગગડાવવા લાગ્યા. છોકરા ઘરમાં કલકલાટ કરી રહ્યાં હતાં. કોઇ આંક બોલતું હતું તો કોઇ ચાગા પાડી બિમો પાડતું હતું. બહાર આંગણામાં બળદ અને ભેંસો બેઠી બેઠી વાગોળતી હતી.

એ વખતે એક માણસ અંધારામાંથી

ધીરે ધીરે મંગળ પટેલના ઘર તરફ આવતો હતો. ચોરની માફક લપાતો છૂપાતો આવ્યો અને એકદમ પટેલના પગ આગળ કોકડું થઇને નમી પડયો.

મંગળભાઇએ તેને ધીરે રહીને બેઠો કર્યો.

'કોણ ! ફુલો ?'

'હા, કાકા, શરમ અને દુઃખ ભર્યે અવાજે ફુલો બોલ્યો.

'કેમ, આવ્યો ?'

પણ ફુલો શું બોલે !

ફુલો પેલી ચાદરો લેવા આવ્યો હતો. પોતે જ ચોરી કરવાનું ઉપાસન કરેલું એટલે બધાએ તેને જ ધક્કેલ્યો. ને ન છૂટકે ફુલો પોતાનું કાર્ય કબુલ કરવા આવ્યો હતો.

'અલ્યા ચમન !' પટેલે તેમના દિકરાને બોલાવ્યો.

ચિમનને જાણ્યું કે હુંકો તો હમણાં જ ભર્યો છે, ને પાછો ફરી ભરવાનો કેમ કહે છે ? રમતમાં ભંગ પાડતા હોય તો આ હુક્કો પિનારાજ પડાવે છે. આથી તેણે ઘરમાં રહ્યાં રહ્યાં જ સામો જવાબ આપ્યો; 'તે હુક્કો તો હમણાં જ ભર્યો છે, શું છે ?'

'શું છે વાળા, જરા અહિં આવ. જા. પેલી ચાદરો લાવ.'

ચિમન કૂદતો કૂદતો આવ્યો, ને ફુલાની સામે જોઇ રહ્યો.

'ઓહો ! ઠાકોર આવ્યા છે કે !' ચિમનને પેલો બનાવ સાંભરી આવ્યો એટલે તેણે મશ્કરીમાં કહ્યું.

'હા, ભઇ,' ઠાકોર બીજું શું બોલે ?

ચિમન ઝટપટ ચાદરો લાવ્યો અને ઠાકોરને આપી. પણ આપતાં આપતાં કૈફબંધ બોલ્યો,

'ઠાકોરભાયડા; એ તો મારા બાપા હતા તે તમે એમને એમ જાવ. હું મોટો થઇશ ત્યારે તમને બતાવીશ કે અમારી ચોરી કેમ કરાય !'

'લે, જા હવે. બહુ ના બોલીએ.' પટેલે તેને ધમકાવ્યો.

હજી વધારે ચાટ ન પડાય એ બીકે ચિમન દોડી ગયો.

'કહે ફુલા. આ શું સૂઝયું ?'

'કાકા, ભૂલ થઇ ગઇ. આટલી ભૂલ માફ કરો. શું કરું ?'

'ફુલા,' જાણે નાના છોકરાને શિખામણ ન આપતા હોય તેમ મંગળ પટેલ બોલવા માંડયા. 'આપણે ખેડૂતો કહેવાઇએ, બોલ્યા, ખેડૂત દાણા દે કે ચોરે ?' હાથમાંનો હુકો વેગળો મૂકયો.

'કાકા, આતો જબ્બરી ભૂલ થઇ ગઇ.' ફુલો ગરીબ ગાય જેવો થઇ ગયો. પટેલનો ચેહરો જોઇને જ તેના તો હોશકોશ ઉડી ગયા.

'ભૂલ નહિ, સાંભળ...' પાછો હુકો લઇ બે ચાર સડાકા માર્યા. 'સાંભળ, એને ભૂલ ના કહેવાય, અજાણતાં કંઇ અજુગતું થાય તે ભૂલ પણ .....' હાથમાંનો હુકો વેગળો મૂકીને પૂરું કર્યું: 'જાણી જોઇને કરે તે પાપ. સમજ્યો ? લે.' કહીને હુક્કાની ચલમ ફુલાને ધરી.

ફુલાએ ચલમ લીધી. જરા દૂર વાંકો બેસીને બે ચાર સડાકા માર્યા અને ચલમ હુકા પર મૂકી દીધી. તેણે ચાદરો લીધીને જવાની તૈયારી કરી: 'બાપા, કંઇ કામ હોય તો કે જો.'

'ઉભો રહે.' પટેલને કંઇક યાદ આવ્યું. 'અલ્યા ચમન !'

'શું છે ? તે વળી !'

'જો, આપણું અધમણિયું છે ને ! તે ભરીને બાજરી લાવ; ને આ ફુલાને આપ.'

ફુલો આવ્યો હતો તેવો જ મુંગો મુંગો ચાલ્યો ગયો.

પણ આવ્યો ત્યારે દહેશતભર્યો આવ્યો હતો; ને ગયો ત્યારે વાઘના પાંજરામાંથી બકરી નાસે તેવા છૂટકારાથી પરંતુ અકથનીય ચરમભર્યે ચેહરે અંધારામાં અદૃશ્ય થઇ ગયો.

# : : : : જાતીય જીવન અને હિસ્ટીરીયા : :

લેખક : શ્રી "રસિક"

હિસ્ટીરીયા એ આજકાલ સ્ત્રીઓની એક સામાન્ય ફરીયાદ થઇ પડી છે. તમારી આસપાસ દૃષ્ટિ કરતાં અનેક સ્ત્રીઓ આ રોગનો ભોગ થએલી માલુમ પડશે. પરણ્યા પહેલાની સશક્ત અને તંદુરસ્ત કુમારીકાઓ પરણ્યા પછી તરત જ ઘણી વખત આ રોગનો ભોગ થઇ પડે છે. સાધારણ રીતે કુમારી અવસ્થામા આ રોગનું પ્રમાણ નજીવું જ છે. પરણ્યા પછી તરત જ આ રોગનો ભોગ થઇ પડનારનો ભાગ વધારે જણાશે. ઘણી વખત ભુત, ડાકણ, વળગાડ એવા વ્હેમોને આવું કારણ મનાય છે; અને દોરા, ધાગા, મંતર, જંતર, માનતાઓ વીગેરે અનેક જાતની ઉપાયો આના નિવારણ માટે યોજાય છે. મૂળ કારણ શોધી તેનો નાશ કરવાના યત્ન લગભગ નહિ જેવા જ થાય છે. પરિણામે રોગ ઘટવાને બદલે દિનપ્રતિદિન વધતો જાય છે

હિસ્ટીરીયાને શારીરિક કરતાં માનસિક રોગ કહેવો એ વધુ યોગ્ય છે. અને માનસિક નબળાઇના ખરા કારણો શોધી તેનો નાશ કરવાથી આ રોગનો આપોઆપ અંત આવશે. સાધારણ રીતે પરણ્યા પછી જ આ રોગ ઉત્પન્ન થાય છે, એટલે પરિણિત જીવનની કોઇ એક ખામીને લીધે આ રોગની ઉત્પત્તિ થઇ છે. પરણ્યા પછી આ માનસિક નબળાઇ ઉત્પન્ન થવાના અનેક કારણો છે. હિંદુસ્થાનમા સાધારણ રીતે ૧૩ થી ૧૭ વર્ષ સુધીમાં કન્યાના લગ્ન થાય છે. આટલી નાની ઉંમરમા કન્યાનું જાતીય વિષયનું જ્ઞાન નહિ જેવું જ હોય છે. આ કુમારીકાઓનો મોટો ભાગ જાતીય જીવનને ( Sex life ) વધુ ઓછા પ્રમાણમાં ભયની દૃષ્ટિએ જુએ છે. અને પુરૂષને પણ આ જાતીય જીવનનું વ્યવસ્થિત જ્ઞાન ન હોય. જો તે પોતાની સાથે સંબંધ જોડનાર અબોધ બાળાનો ભય, તેને સમજાવી પટાવી દૂર કરવાને બદલે તેની ભય ભરેલી સ્થિતિને, વધુ હેબતાવે તેવી રીતે આ જાતીય જીવનની શરૂઆત કરે તો મોટે ભાગે બાળાના મગજ પર તેની જરૂર અસર થાય છે. અને હિસ્ટીરીઆના ઘણા કેસો આ જાતની સ્થિતિમાંથી જન્મે છે.

આ જાતની પરિસ્થિતિ માટે મૂખ્યત્વે આપણા સમાજની જાતીય વિષયો પ્રત્યેની અવગણના અને અજ્ઞાન જવાબદાર છે. પણ તેથીએ વધારે જવાબદારી પુરૂષ વર્ગની છે. પોતાનો પતિ તરિકેનો હક્ક, પોતાની એક મરદ તરિકેની મર્દાનગી પોતાની સ્ત્રી ઉપર સાબિત કરવાની ધગશમા, પ્રથમ રાત્રિની કે પરણ્યા પછીના શરૂઆતના જીવનની મૃદુ લાગણીઓની જરા પણ પરવા કે દરકાર કર્યા સિવાય એક પશુ મિસાલ તે જાતીય જીવનની શરૂઆત કરે છે માતપિતાના ઘરનું મસ્તી ભર્યું, પ્રેમાળ અને સ્વતંત્ર જીવન છોડી સાસરવાસમાં આવનાર કન્યાનું જીવન, અનેક વખત સાસરવાસના સખત વાતાવરણમાં દબાઇ અને ગુંગળાઇ જાય છે. પોતે કોઇ દિવસ ન જોએલું ન અનુભવેલું જાપ્તાવાળુ એ જીવન, નવા નવા માણસોનો સહવાસ અને જાતીય જીવનની મોટે ભાગેની દુઃખદ શરૂઆત તેને અકળાવી નાખે છે. અને ધીરે ધીરે હૃદયમાં મુંઝારો થવાની શરૂઆતમા આ સ્થિતિમાં એકાન્ત મળતા તેને રડી લેવાનું મન થાય છે. પણ ધીરે ધીરે આ મુંઝારો વધતો જાય છે અને એક દિવસ એકાએક મુંઝારા સાથે મગજશક્તિ શૂન્ય થઇ જઇ મૂર્છા આવી જાય છે—એનું નામ હિસ્ટીરીઆ.

આ તો હિસ્ટીરીઆના અનેક કારણોમાનું એક છે.

જો કે આ રોગનો મૂળ પાયો જાતીય જીવનમાંજ છે અને તે આ રીતે ઉદ્‌ભવે છે.

જાતીય જીવન પ્રત્યેનો શરૂઆતનો ભય અને તેની આકરી શરૂઆત.

પુરૂષનું અતીશય વિષયી જીવન.

જાતીય જીવનમાં મોટે ભાગે સ્ત્રીની અપૂર્ણ રહેતી વિષયેચ્છા. વંધ્યત્વ.

પોતાની સ્ત્રીની સાથે પ્રથમ સમાગમે સંભોગ ન કરે તો પોતે સ્ત્રીની નજરમાં નપુંસક ગણાય તેવી એક માન્યતા પુરૂષોમાં મોટે ભાગે પ્રચલિત છે. અને આને પરિણામે જાતીયજીવન પ્રથમ સમાગમેજ શરૂ થાય છે. આનો પાયો જાતીય વિષયના આપણા અજ્ઞાનમાં છે. પરણ્યા પછી થોડા દિવસો નિર્દોષ આનન્દમાં ગાળી અને પતિપત્નીના જીવન એક અથવા બીજી રીતે એકબીજામાં ઓતપ્રોત થઇ જાય ત્યાર બાદ જ જાતીય જીવનની શરૂઆત થાય તો તે ઘણું જ ઇષ્ટ છે. આ રીતના જાતીય જીવનની શરૂઆતથી તે જીવન પહેલાંથી દુઃખદ અને હેબતભર્યું બનવાને બદલે તેની સુખદ ફોરમ આખા જીવનમાં હંમેશાં સુખી સ્મરણો દ્વારા એકતાનું વાતાવરણ ફેલાવ્યા કરશે.

તમારી આસપાસના પરિચિત યુગલોના જીવનમાં તમે જરા ધ્યાનપૂર્વક અને અભ્યાસની દૃષ્ટિએ નજર કરશો તો મોટે ભાગે પુરૂષના હવસના દિલ કંપાવનારા દાખલાઓ તમારી નજરે પડશે. ઋતુપ્રાપ્તિ પહેલાં જ કન્યાના વિવાહ કરનાર માબાપોનો અને તેવી બાળાઓ સાથે જાતીય સુખ ભોગવનાર પતિઓનો આપણા સમાજમાં તોટો નથી. લગ્ન પછી વરસો સુધી સ્ત્રીની સાથે દરરોજ એકથી વધુ વખત અને ઓછામાં ઓછી એક વખત વિષયવાસના તૃપ્ત કરનારાઓથી આપણો સમાજ મૂખ્યત્વે ભરેલો છે. આના પ્રત્યક્ષ પૂરાવાઓ તમને તમારા પોતાના અને તમારી આસપાસનાઓના જીવનમાંથી મળી રહેશે.

અને આપણું જાતીય વિષયોનું અજ્ઞાન એટલું બધું ભયંકર છે કે આપણા સ્ત્રી પુરૂષોનો મોટો ભાગ સ્ત્રીઓને વિષયસુખ થાય છે અને તેમની વિષયેચ્છા પણ પરીપૂર્ણ થવી આવશ્યક છે તેથી તદ્દન અજાણ્યું છે. આપણા સમાજની લગભગ ૪૦ ટકા સ્ત્રીઓએ કદી સંભોગની અંદર આનન્દ કે સુખ નહિ અનુભવ્યા હોય અને પોતાને તેમાં આનન્દ થવો શક્ય છે એ જ્ઞાન સુદ્ધાં તેમને નહિ હોય. સ્ત્રી એ પોતાની વિષયની ભૂખ સંતોષવાનું એક સાધન માત્ર છે એમ પુરૂષ માને છે અને તેની એ ભૂખ હરહંમેશ સંતોષવી અને તે જ્યારે માગે ત્યારે તેને શરીર અર્પણ કરવું એ ધર્મ છે એમ સ્ત્રીઓ માને છે. આ આપણા સમાજનું જાતીય જ્ઞાન છે. સ્ત્રીની ગમે તેવી નાદુરસ્ત તબિયતમાં પણ તેની જરા પણ દરકાર કર્યા સિવાય તેમની આજીજીઓને અને આનાકાનીને ઠોકરે મારી પોતાનો હક્ક સાબિત કરનારા લાખો માણસો છે. અણસમજું, અજ્ઞાન પતિમાં અને સ્ત્રી પ્રત્યે લાગણી રાખનાર ભણેલા પતિમાં તફાવત માત્ર એટલો જ છે કે લાગણીવાળો પતિ પોતાની વિષયેચ્છા સંતોષ્યા પછી તે માટે પશ્ચાતાપ કરે છે. પણ તે પશ્ચાતાપ બીજા દિવસે પાછો ઓગળી જાય છે. અને એવી જ રીતે જીવન ચાલે છે.

વંધ્યત્વ એ પણ અનેક કારણોમાંનું એક છે. દરેક સ્ત્રીમાં માતા થવાની ઇચ્છા કુદરતી જ હોય છે, અને પોતાના શરીરની ખોડને લીધે કે પુરૂષની ખામીને લીધે જ્યારે માતૃત્વ અશક્ય ભાસે છે અગર તો વરસો સુધી માતા થવાના કંઇ પણ ચિન્હો નથી જણાતા ત્યારે પોતાની જ ઉમરની બીજી સ્ત્રીઓને ત્યાં બાળકો જોઇ અનેક વખત સ્ત્રીઓ દિનરાત મનમાં બળ્યા કરે છે. આના પરિણામે પણ હિસ્ટીરીઆની શરૂઆત થાય છે.

જાતિય જીવન સાથે હિસ્ટીરીઆને સંકલનારા મૂખ્યત્વે આ ચાર કારણો છે.

## ચાલુ વાર્તા

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ઇન્દિરા સહસ્રબુદ્ધેકૃત
નવલકથા 'બાળૂતાઇ ધડા ઘે'નો ગુજરાતી અવતાર

# એ પત્ની કોની?

રજુ કરનાર :
શ્રી. યજ્ઞેશ હ. શુક્લ

### પ્રકરણ નવમું

### બાપ થયા તેમાં શું થયું ?

બીજો દિવસ ઉગ્યો. ચાંદલો ચોટલો, ન્હાવું ધોવું, ન્હાપાણી સર્વ કાંઇ થયું. આટલા સમયમા તો અમારા ઘરમાં કેટલી ગડબડ થઇ રહી હોય અને હસવા બોલવાનો રંગ લાગ્યો હોય–પણ આજે ઘર જાણે એકદમ ઉદાસ લાગતું હતું. કોઇ હસતુ નહતું; કોઇ બોલતું નહતું તેમ કોઇ કોઇની ઠઠ્ઠા મશ્કરી પણ કરતું નહતું. બધાનાં મોઢા જાણે ખંભાતી તાળાં માર્યાં હોય તેમ બંધ થઇ ગયા હતાં. એમાંય મારી સાથે કોઇએ જ બોલવું નહિ એવુ ઠરાવેલું હોય એમ લાગતું હતુ

રોજ પ્રમાણે 'હું' ટેનીસ રમવા માટે નીકળી અને મોટાભાઇને, મધુને બૂમ મારી. તે સાથે 'આજથી ટેનીસ બંધ–અને તારી સાથે તો કુદ્દલ જ રમવાનું નહિ.' એમ મોટાભાઇ ભારપૂર્વક બોલ્યા. ખરૂં કહું તો મધુ આવતો 'હતો પણ મોટાભાઇના શબ્દો સાંભળીને તે ગભરાયો અને તેણે ઇસારાથી જ મને ના કહી દીધી. એટલે મોટાભાઇએ એના કાન ફૂંકયા હશે એવો તર્ક કરીને હું મારી ઓરડીમા ગઇ અને એક પુસ્તક કાઢી વાંચવા લાગી

આ તો વાચવાનો નર્યો ફારસ હતો. કેમે કર્યું મારૂ મન પુસ્તક વાચવામાં ચોંટતું નહતું. ભાસ્કરને મળીને કાલ પછીથી બનેલી હકીકત તેને કહેવા માટે મારૂં મન એકદમ આતુર થયું હતું એટલે મારી આંખ ભાસ્કરના આગમનની રાહ જોઇ રહી હતી. પાછળના ભાગમા જઇને ભાસ્કરના બંગલા તરફ મેં કેટલીક વાર નજર કર્યા કરી. એ જ રીતે ઘડિયાળ તરફ પણ મેં પુષ્કળ વાર જોયું.

છેવટે નવ વાગ્યા, તડકો પણ માથા પર આવવા લાગ્યો રમવાનો સમય પસાર થઇ ગયો પણ ભાસ્કરનું ઠેકાણું ન હતું.

મને ઘણી નિરાશા ઉપજી. ભાસ્કરનો અને મારો સંબંધ તૂટવાના ચિહ્નો મને દેખાવા લાગ્યા. ભાસ્કરે બધી વાત પંડિત માસ્તરને કરી હોવી જોઇએ અને તેમણે તેને અહીં આવવાની મના કરી હશે એમ મને લાગ્યું. પરન્તુ પંડિત માસ્તર આ બાબતમા તેને કાંઇ હરકત કરે નહિ એમ પણ મારૂં મન મને કહેતું હતું.

મારાથી સ્વસ્થ બેસાયું નહિ. ભાસ્કરને ઘરે જઇ તપાસ કરી આવું એમ મને થયું પરંતુ મોટાભાઇનો અને બાનો આજે જરા ભય લાગતો હતો. એટલે જ તો હું આટલો

સમય પર્યંત આમ શાન્ત બેસી રહી હતી. મોટાભાઇની ખોલીમાં જઇને જોયું તો તેઓ નહતા. ત્યારે મને જરા ઠીક લાગ્યું. હવે બાને ગમે તેમ કાંઇ કહીને એકવાર ત્યાં જઇ આવું; એવો મેં બેત કર્યો, પરંતુ ખોટું બોલતાં મારૂં દિલ ચાલતું નહતું.

એટલે મેં બાને કહ્યું:

'બા, હું જરા ભાસ્કરને ત્યાં જઇને આવું છું હં.'

બાએ મને તેની પાસે બોલાવી અને કહ્યું:

'સોનૂ, હવે તારા બાપુજી ઘરે આવે અને તેમને આ બધી વાત કરીએ, ત્યાં સુધી તું તેની પાસે જતી નહિ. અને જો ભાસ્કર અહીં આવશે તો 'હમણાં તું અહીં આવતો નહિ' એમ હું તેને કહી દેવાની છું.'

બાના આ શબ્દો સાંભળીને મને ઘણુંજ આશ્ચર્ય ઉપજ્યું. મારા મનમાં નિરનિરાળા વિચાર આવવા લાગ્યા. એકવાર એમ પણ થયું કે 'આ લોકોનું કોઇનું કાંઇ સાંભળવું નહિ. આપણને યોગ્ય લાગે તેજ કરવું.' પણ ફરી મારૂં મન મને કહેવા લાગ્યું: 'છટ્ આમ કરવું એ કાંઇ ચાલે નહિ.'

એટલે હું ઓરડીમાં જઇને સ્વસ્થ થઇ બેઠી.

મારા વિચાર ચાલુ જ હતા. આ વાતનો છેવટે શો નિકાલ આવે છે તેની મને ભારે ચિંતા થવા લાગી. તે દિવસે મેં ઇશ્વરની કેટલીય વાર પ્રાર્થના કરી. જમવાનો વખત થયો ત્યારે બાએ મને કેટકેટલો આગ્રહ કર્યો છતાં મેં મોઢું સુદ્ધાં એઠું કર્યું નહિ.

ભાસ્કરે આપેલી વસ્તુ લઇને, અને તેને છાતી સરસી ચાંપીને પથારીમાં હું પડી રહી.

છેવટે વિચાર કરી કરીને મારૂં માથું પણ દુઃખવા લાગ્યું. પાણી વિના તરફડતી માછલી જેવી મારી સ્થિતિ થઇ હતી. શું કરવું, ક્યાં જવું, કોની સાથે બોલવું તે કાંઇ સમજાતું ન હતું એટલામાં પંડિત માસ્તરનો અવાજ જેવો સ્વર મારે કાને અથડાયો. હું ઉઠી, બરાબર કાન સરવા કરીને મેં સાંભળ્યું, તો પંડિત માસ્તરનો જ એ અવાજ હતો.

મને આશા લાગવા માંડી. હું મારા પ્રત્યેજ હસી. અને ઉઠીને દિવાનખાનાનાં બારણા સુધી ગઇ તો પંડિત માસ્તરજ હતા. બા સાથે તેઓ ધીમે ધીમે વાત કરતા હતા. પણ કેટલોક સમય પર્યંત તો તેમની વાતચીતનો એક શબ્દ સરખો પણ મારા સાંભળવામાં આવ્યો નહિ.

વચ્ચેજ તેઓ જરા મોટેથી બોલ્યા:

'હા, મેં ભાસ્કરને પણ એમજ કહ્યું છે. બાબાસાહેબનો મત આ બાબતમાં જાણ્યા સિવાય તમે એકમેકને મળો કરો તે કામ નહિ આવે. તમારૂં લગ્ન થાય એમ જો તેઓને પણ ગમે તો ઘણું જ સારૂં.'

માસ્તરના આ શબ્દો સાંભળીને મને ઘણોજ આનંદ થયો. હું હજીય જરા આગળ વધી. હવે મને તેમની વાતચીત સ્પષ્ટ સંભળાવા લાગી.

પંડિત માસ્તર આગળ બોલ્યા: 'મને તો સોનાબ્હેન ઘણીજ ગમે છે. મારા જેવા ગરીબ માણસના પુત્રને તમારા સરખા શ્રીમંતની ભણેલી, હુશિયાર, અને સુરેખ પુત્રી મળે એતો અમારૂં મોટું ભાગ્ય સમજવું. પરંતુ બાબાસાહેબને આ વાત કેટલે અંશે પસંદ પડશે એની મને શંકા છે. એટલે હાલમાં તેઓ એકમેકને મળે નહિ એમ મને લાગ્યું અને એ પ્રમાણે વર્તવાનું ભાસ્કરે કબૂલ પણ કર્યું છે.'

'મેં પણ સોનાને એમજ કહ્યું છે. પણ આજે તે જમી સુદ્ધાં નથી. તેના જીવને કાંઇ ચેન પડતું નથી. સિવાય અમારા મોટાભાઇનો તો આ વાત સાંભળીને મિજાજનો પારોજ ચઢી ગયો છે. તેણે તો વળી લાંબો લચક કાગળ પણ પુના લખી દીધો છે. તેમાં કોણ જાણે

શું યે લખ્યું હશે ! એક બે દિવસમા સોનાના બાપુજી આવી પહોંચશે એમ મને લાગે છે."

'હું તો બાબાસાહેબ સમક્ષ એક શબ્દ સરખો બોલનાર નથી. તમારા જેવા શ્રીમંતની પુત્રીનું માંગું કરવું એ મને યોગ્ય લાગતું નથી. પરંતુ એ બન્નેનો પ્રેમ સંબંધ જ જોડાયો છે, એટલે તેઓનાં લગ્ન થાય એમાં કાંઇ ખરાબ નથી અને આપણે વડિલોએ નિરર્થક ભળતીજ હઠ કરીને તેઓને નિરૂત્સાહ કરી દુઃખ દેવું યોગ્ય નથી એટલેજ મને એમ લાગે છે કે આ લગ્ન થવું જોઇએ.'

આ શબ્દો સાંભળી બાએ એક સુસકારો નાખ્યો.

'એ બધી વાત સાચી ! પણ માત્ર આજ વાત તરફ લક્ષ આપે ચાલવાનું નથી. બીજી ઘણીયે વાતોનો વિચાર કરવો જોઇએ. એઓ જે કારણ બતાવશે તે કાંઇ વિચાર કર્યાં વિના તો નહિ જ બતાવે. પ્રેમ, પ્રેમ તે શું ! બેચાર વર્ષો ગયાં કે એકમેકને ભૂલી સુદ્ધાં જશે.'

આ શબ્દો સાંભળી પંડિત માસ્તર કાંઇ પણ બોલ્યા નહિ. 'ઠીક હું હવે જાઉ છું' એમ કહીને તેઓ જવા માટે નીકળ્યા.

બાના શબ્દો સાંભળીને તેનું વલણ કોના તરફ છે તેની મને બરાબર કલ્પના થઇ. મોટાભાઇનો મત-તો મને પહેલેથીજ ખબર હતો. હવે એક રહ્યા બાપુજી. પરંતુ હવે મને તેમને માટે આશા રહી ન હતી.

એટલે પંડિત માસ્તરને જોતા મારી આંખોમાં પાણી ભરાઇ આવ્યા. જાણે તેઓ જ એક મારા ત્રાતા હોય એમ મને લાગ્યું એટલે મેં એકદમ કહ્યુઃ

'માસ્તર, તમે અહીંથી જશો નહિ. બાપુજી અહીં આવે એટલે આ વાતનો જે તે છેવટનો નિકાલ લાવીને તમે જાવ.'

મારી દયાર્દ્ર સ્થિતિ જોઇને તેમને લાગી આવ્યું અને મારી પીઠ પર હાથ ફેરવી તેમણે કહ્યુંઃ

'બેટા, આમ ગભરા નહિ. તારા માતા-પિતા જે કાંઇ કરશે તે તારાં કલ્યાણ માટે જ કરશે. તારૂં અકલ્યાણ થાય એવી તો તેમની ઇચ્છા નહિ જ હોય ને ?'

'નહિ હોય; પણ એથી મને સુખ મળશે એમ પણ મને લાગતું નથી. હું તમને સ્પષ્ટ કહું છું કે મારાથી ભાસ્કર વિના એક ક્ષણ પણ રહેવાશે નહિ. ગમે તેમ કરીને તમે મને તમારે ઘરે લઇ જાવ.

'આમ અધીરી ન થા. બાબાસાહેબ આવશે પછી તારી ઇચ્છા મુજબ કેમ નહિ થાય ? જરા ધીરજ ધર. તારા જેવી સુશિક્ષિત બાળાએ આમ ધીરજ છોડી દેવી યોગ્ય નથી.' એમ કહીને તે ઝટપટ ત્યાંથી ચાલી ગયા અને હું પલંગ પર જઇને પડી.

## પ્રકરણ દશમું

## હૃદયનો મિત્ર

હવે મારી બધીય આશા બાપુજી ઉપર જ હતી. રોજ હું બાપુજીની વાટ જોતી પણ આજે આવશે, કાલે આવશે, એમ કરતાં કરતાં બે ચાર દિવસ નીકળી ગયા. મારા એ દિવસો બંદિવાસમાં પડેલા કોઇ કેદી જેવા જ ગયા. પછી એક દિવસે તો બાપુજી ખરેખર જ આવ્યા.

હું બાપુજીની માર્ગપ્રતીક્ષા કરતી હતી. પણ 'સોનુબહેન, બાપુજી આવ્યા' એમ મધુએ કહેતાં જ મારા હૃદયમાં મોટો ધ્રાસ્કો પડયો ! અત્યારે આ લખતાં સુદ્ધા તે પ્રસંગ યાદ આવતાં મારા હાથ ભયથી કંપે છે. તે વખતે તો 'એ બાપુજી પણ નહિ જોઇએ, અને તેમની પાસે જવું પણ નથી' એમ મને લાગ્યુ. આપણા જન્મભરના સાથીની પસંદગી કરવાની સુદ્ધાં આપણને સત્તા નથી

એ જોઈને મને મારા અમળાપણાનું પૂરેપૂરું ભાન થયું. 'બાપુજી જો આપણી ઇચ્છાને સંમતિ નહિ આપે તો ઘર છોડી જઈને જે કાંઈ સુકીપાકી ભાખરી મળે તે મેળવીને રહેવું' એવો મેં નિશ્ચય કર્યો.

'બાપ થયા તેમાં શું થયું ? તેમના ઘરમાં ગુલામની જોઈએ જીવન પસાર કરવું, એ કલ્પના મને દુઃસહ લાગવા માંડી. હવે હું ઠીક ઠીક મોટી હતી. ખરું કહું તો મારું હિત શામાં છે તે મને સ્પષ્ટ સમજાતું હતું. ઘરમાંના વડિલ માણસો–એટલે કે ખૂદ બાપુજી જ મને કહી સમજતા હતા અને કેટલીક જાતીક બારીક વાતોમાં મને મોટાઈ આપીને તેઓ મારો મત મેળવતા હતા પણ મારાં પોતાનાં લગ્નની વાત નીકળતાં જ, મારું હિત મારાથી નહિ સમજાય એમ માનીને અને મારી ઇચ્છા અને આશાનાં ધાબાં પર બેસીને મારું ભવિષ્યનું આયુષ્ય મારીમાં મેળવવા માટે તેઓ તૈયાર થયા હતા !'

હવે, આ પ્રવૃત્તિને તે શું કહેવું ? આને ગાડો પ્રેમ કહેવો કે સુશિક્ષિત લોકનું અજ્ઞાન કહેવું એ જ સમજાતું નથી. મારા બાપુજીને અશિક્ષિત કોણ કહેશે ? તેઓ પુનાના પ્રખ્યાત વકીલ હતા અને સુધારક નેતા હતા. તેમનો મત પ્રગતિમાન હતો અને એથી તો તેમણે મારી બાના મતથી વિરૂદ્ધ જઈને મને આટલું શિક્ષણ આપ્યું હતું અને હજીય આપવાની તેમની ઇચ્છા હતી. આટલા સુધારક બાપુજીના વિચાર હતા, છતાં તેમના સ્વભાવમાં એક ખામી હતી અને તે 'હું કહું તે જ પ્રમાણ; હું કહું તેજ સારૂં અને ખરૂં; હું જ શાણો અને મારી વિરૂદ્ધ જે કોઈ બોલે કે વર્તે તે મૂર્ખ !' એ હતી.

બાપુજી આવ્યા એ જાણતાં મોટાભાઈ તેમની સામો ગયો, મધુ ઉપર ગેલેરીમાંથી જોયા કરતો હતો. બા, જમવાના ઓરડામાંથી બહારની બાજુએ જોતી હતી. હું ભયની મારી મારા ઓરડામાં જ બેસી રહી. બાપુજીનો સામાન રામાએ અંદર આણ્યો. બાપુજી અને મોટાભાઈ વાત કરતા કરતા માળ ઉપર મોટાભાઈની ઓરડીમાં ગયા. થોડી જ વારમાં બા ચ્હા લઈને ત્યાં ગઈ અને ઉપર જ બેઠી. ત્યાં ચ્હા પીવાઈ. જમવાને હજી ઘણી વાર હતી. બા એ પુનાની આમ તેમની પૂછપરછ કરવા માંડી. પરંતુ બાપુજીએ એકાદ પ્રશ્નનો સ્પષ્ટ ઉત્તર આપ્યો નહિ. પણ તેમણે એકદમ પૂછ્યું:

"સોનુ ક્યાં છે ? તેને પહેલાં અહીં લઈ આવ. તેનાં આવાં મૂર્ખાઈભર્યાં વર્તન માટે તેની બરાબર આંખ ઉઘાડવી જોઈએ."

'આમ અમસ્તો ક્રોધ કરીને તેને બોલાવવાનું કાંઈ કારણ નથી. આજે બે દિવસથી તેણે એક કોળિયોભરી અન્ન સુદ્ધાં ખાધું નહિ અને કાંઈ નહિ. છોકરીનું મોઢું તો ચીમળાઈ ગયું છે અને હવે તમે......"

'બસ બસ હવે બંધ કર ! મોટી તેનો પક્ષ લેવા આવી છે ! એટલે જ તો ઘરમાં આવી વાત બનવા પામી. જો છોકરાંના વર્તન ઉપર નજર સુદ્ધાં ન રાખી શકે તો તારો ઉપયોગ શો ? તું જુએ છે શું ? આપણી એક પૂરી નક્ષત્ર જેવી દીકરી એ ભીખારીના છોકરાનો હાથ ધરીને ચાલી તે છતાં તને તેની દાદ નહિ કે ફરિયાદ પણ નહિ. આજે આ છોકરો અહીં હતો તે ઠીક થયું. એટલે મારી આબરૂ રહી '

'પણ તેણે એવી આબરૂ ગુમાવી દીધી હતી કે તમારા દીકરાએ તે બચાવી ? તેને લખતાં આવડે છે એટલે તેણે તમને લખી જણાવ્યું. ઠીક, ભાસ્કર સાથે તેનું લગ્ન ન થવું જોઈએ એમ તમને લાગતું હોય તો તેમ ન કરતાં એટલે થયું. કયાંક બીજે કરજો એટલે

ચર્ચા બધ થશે તેમા આટલો બધો મંતાપ શા માટે કરવો ? ”

બાપુજી થોડા શાન્ત થઇને બોલ્યા:

‘ હા, હવે લગ્ન કરી જ નાખવું જોઇએ. એમા કાંઇ શંકા નથી અને એક બે જગા તો હું જોઇને પણ આવ્યો છું. એને માટે તેની મંમતિ લેવી છે. ઠીક, ભાઇ, તું જ જા તો તેને તેડી લાવ ’

મોટાભાઇ મારી પાસે આવ્યા અને બાપુજીનો મંદેશો તેણે મને કહ્યો હું જઇને બા પાસે બેઠી અને બાપુજી હવે શું પૂછે છે તેની રાહ જોવા લાગી બાપુજીએ આવી રીતે શરૂઆત કરી

‘ મોનુ, મેં તને શા માટે બોલાવી છે તેની તને ખબર જ છે. આજે હું અહીં તારા લગ્ન મબંધી વિચાર કરવા આવ્યો છું. જો તને મારું કહેવુ કબૂલ હોય તો ઘણુ જ સારું નહિતર-નહિતર શા માટે ? તું મારુ કહેવું નહિ માભળે એમ મને લાગતુ જ નથી પહેલી વાત તો એ કે તારું શિક્ષણ હવે અહીંયા અટકાવવું જોઇએ ’

## બ્હેનનાં આણાં

[ આ દીશ આ દીશ પીપળો, આ દીશ દાદાના ખેતર-એ રાગ ]

ન્હાનાં બેનલ માને લાડકાં, વીરો આણાં વળાવે;
વસ્તુ વહોરે છે વિદેશની જીણાં પટકૂલ વસાવે.
કહે છે આવું આવું કાનમાં વીરને પાસે બોલાવી;
“ભોળા વીરા શીદ ભૂલીએ ? કાલે લાઠી લગાવી.
શોણિત ભીંજાયા વીરને હજુ તો શક્તિ ન આવી.
પૂર્યા કારાગાર કારમે, ઉપર કડીઓ લગાવી
વાંક તમારો વીરા એટલો વસ્તુ એની જ લીધી;
વાર્યાં દારૂના પીનારને દિક્ષા ડહાપણ દીધી
લાખો લોકોને કપડાં નથી લાખો અરધ ઉઘાડાં
જીણાં પહેરી શે વીરા શોભીશુ ? માને દુ:ખના દહાડા.
આપણાં માતાજી વીરા દુબળાં, ખોટા ખરચ ન કરીએ,
લાખો ભાંડરડાં ભૂખે મરે, એનાં દુઃખ શે વિસરીએ ?
બ્હેનીને કાજ વીર આ શું કરો ? બ્હેની છે ના નગુણી;
મોહ વિસાર્યો વિદેશીનો વીર ના વહાલની ઉણી
ફરો વસાવો વીરા રેંટીયો, દેજો પુણીઓ મંગાવી;
ફોડે કોડે અમે કાંતશુ, લઇશું લુગડાં વણાવી
ઘરડાં સાસુને સમજાવીશું ઘરેણાં હૈડે ન લઇશુ
સમય વિચારીને ચાલીશુ વિરા ! ડાહ્યાં થઈ રહીશું.”

દેવકૃષ્ણ જોષિ

એટલે મેં તરત જ પૂછ્યુ:

‘ શા માટે ? મારે તો એમ. એ. થવું છે અને મારામા એટલી હિંમત પણ છે, એમ મને લાગે છે. ’

‘ તેં ખરું, તારામા હિમત છે, તારામા અક્કલ છે, બીજી મર્વ વાત તને અનુકૂળ છે. પરંતુ તું તારા શિક્ષણનો સારો ઉપયોગ કરતી નથી એ મારી જાણમા આવી ચૂક્યું છે.’

‘મને આપેલા શિક્ષણનો દુરુપયોગ મે શો કર્યો ?’

‘ શું ‘ હવે આથી વધુ દુરુપયોગ શો કરવાનો હતો તે જ મને સમજાતું નથી. હાલનુ ભાસ્કર સાથેનુ તારું વર્તન તને લાંછનાસ્પદ છે. તારા આ વર્તન ઉપરથી તારી ઇચ્છા ભણવાની નથી પણ લગ્ન કરવાની છે એ સ્પષ્ટ જણાઇ આવે છે ’

‘ હા, ભાસ્કર સાથે લગ્ન કરવાની મારી ઇચ્છા છે, અને તેને અનુસરીને જ મારુ તેના પ્રત્યેનું વર્તન છે પરંતુ અત્યારે જ મસાર માંડીને અમને બાળકો થાય એવી

અમારી ઇચ્છા નથી. એટલે અમારૂં શિક્ષણ પૂરૂં થાય અને અમને એને બરાબર મળતું આવે ત્યાં સુધી લગ્ન કરવાનો અમારો વિચાર નથી.'

આ ઉપરથી બાપુજી, જાણે તેમણે કાંઇ સર્વસાધ્ય કરી નાખ્યું હોય તેમ બોલ્યાઃ

'હાલમાં તારે લગ્ન કરવું નથી, ખરૂં ને ? તો તું ભાસ્કર સાથે જરાય બોલ નહિ તેમ તેની સાથે કાંઇ પણ સંબંધ સુદ્ધાં રાખ નહિ.'

'બાપુજી, તમે આમ કેમ કહો છો ? જે મારો હૃદયનો મિત્ર છે અને જેની સાથે અમેન્મારૂં ભાવિ જીવન ગાળવાનું છે તેની સાથે તો મારે વધારે નિકટ સંબંધ રાખવો જોઇએ એમ મને લાગે છે અને એવી રીતે ..જ્યાં દિવસ સુધી હું તેની સાથે સંબંધ રાખું તોજ, તેના સ્વભાવમાંના ગુણદોષ મારાથી સમજાય અને તેની સાથે લગ્ન કરવું સારૂં છે કે ખરાબ તે નક્કી કરી શકાય.'

'છેઃ છેઃ મને એમ લાગતું નથી. એક તો, આવી વર્તણુંકથી તું ભળતેજ માર્ગે ચાલી જશે અને છેવટે તું તારી અને અમારી અપકીર્તિ કરશે.'

'પણ આમાં કઇ વાતથી તમારી અપકીર્તિ થાય છે તે મારાથી સમજાતું નથી. અમે બન્ને ભેગાં ફરવા જઇએ છીએ તેથી કે, હાથમાં હાથ નાખીને ચાલીએ છીએ તેથી કે એકદમ પાસે પાસે બેસીને વાતચીત કરીએ છીએ તેથી કે...'

"બસ, બસ, બંધ કર તારો બકબકાટ ! મૂર્ખ છોકરી ! તારા પિતા આગળ આવી વાત બોલતા તને શરમ નથી લાગતી ? એકદમ બેશરમ થઇ ગઇ છે તું ચાલી જા અહીંથી.' એટલું કહીને બાપુજીએ મારા તરફથી મોઢું ફેરવી લીધું.

પછીથી બા, ઘણાજ આશ્ચર્યથી અને ગભરાઇને બોલીઃ

'એટલે ? સોનુ, તું પરપુરૂષના હાથમાં હાથ નાખીને ફરે છે ? '

એ ઉપરથી મોટાભાઇ બોલ્યાઃ

'અરે, બા, એટલું જ શું ? એથી આગળની પાયરી પર પણ તે ગઇ છે. મને તે દિવસે એટલો બધો રોષ ચઢ્યો તે કાંઇ અમસ્તોજ કે ? પણ મેં તને કાંઇ જ કહ્યું નહિ અને ઠેઠ બાપુજીને જ બોલાવ્યા.'

'મને એવી ખબર ન હતી. આટલી *મર્યાદા છોડીને તે વર્તતી હશે એવી મને* જરાય ખબર ન હતી.' એમ કહીને ગાલ ઉપર હાથ મૂકીને તે સ્વસ્થ બેસી વિચાર કરવા લાગી.

મોટાભાઇ તટસ્થ હતા. બાપુજી મોંઢા પર હાથ ફેરવતા હતાં અને રોષથી કપાળ ઉપર આંગળી મૂકી બહાર જોતા હતા. તેઓને સર્વને સમજાવવા માટે મેં આગળ કહ્યુંઃ

'તમે બધા આમ રોષે શા માટે ભરાવ છો? મોટાભાઇ કહે છે કે હું એથીય આગળ ગઇ છું, એનો અર્થ મારાથી સમજાતો નથી. પરણેલી સ્ત્રી પોતાના પતિ સાથે વર્તે એવી રીતે હું તેની સાથે ખાત્રીપૂર્વક વર્તી નથી. અમારાં વર્તનથી સમાજનું કે અમારૂં અહિત કોઇપણ દષ્ટિએ થનાર નથી.'

આ પરથી બા હાથ આગળ કરીને બોલીઃ 'જો, આમ હોય તો પણ ચાર લોકમાં તો એ ખરાબ જ લાગે. તું તેના હાથમાં હાથ નાખીને ચાલે કે તરતજ આગળનો ભાગ જોડયા વિના લોકો રહેવાના નહિ.'

'પણ આપણે લોક સાથે શું કરવું છે! આમ તો બાપુજી હજારવાર કહે છે તો પછી આજ બાબતમાં લોકોનો ભય શા માટે !'

આથી બાપુજી ઘણા દુઃખી થયા અને મને બારણું બતાવીને બોલ્યાઃ

'ચલ ચાલી જા અહીંથી તારા ઓરડામાં! તારૂં મોઢું બહુ છૂટી ગયું લાગે છે! મૂર્ખી!' પણ હું ત્યાંથી હાલી સુદ્ધાં નહિ.

એટલે તેમણે બાને કહ્યું:

'આને તેની ઓરડીમાં લઇ જા અને કાલે ને કાલે જ પુના રહેવા જવાની તૈયારી કરો અને ત્યાંસુધીમાં એને ઓરડામાંથી બહાર સુદ્ધાં નીકળવા દેતી નહિ. પુના જતાંની સાથે જ આપણે તેના લગ્નની તૈયારી શરૂ કરવી જોઇએ.'

બાપુજીના આ છેવટના શબ્દો સાંભળ્યા પછી, ભાસ્કરનો અને મારો હવે ફરી મેળાપ થવાનો નહિ એમ લાગતાં મેં બાપુજીને કહ્યું

'બાપુજી, આમ નિષ્ઠુર ન થાવ હું...'

મારી આંખોમાંથી આંસુ વહવા લાગ્યા.

'હું તમારે પગે પડું છું પણ મારૂ લગ્ન કરશો નહિ. જો તમને જોઇએ તો હુ ફરીથી ભાસ્કરનું નામ સુદ્ધા નહિ લઉં.'

'ઠીક છેઃ જોઉં છુ શું કરવુ તે.'

એટલું કહીને તેમણે મને મારા ઓરડામા લાવી મૂકી.

## પ્રકરણ અગીઆરમું

### હૈયાંના હાર!

બાપુજી આવ્યા તે દિવસ પછી, અને બાપુજી સાથે વાર્તાલાપ થયો તે પછી, ભાસ્કર સાથે લગ્ન થવાની તો શું પણ, માત્ર તેને જોવાની સુદ્ધાં આશા રહી નહિ. એટલે, શું કરવું, ક્યા જવું, એમ જ મારા મનમા થયા કરતુ હતું. 'ભાસ્કર ફરી કયારે મળશે?' એનો જ મને એક સરખો વિચાર આવ્યા કરતો હતો બાપુજીને આવ્યાને બે દિવસ થયા હતા છતાં, પંડિત માસ્તર કે ભાસ્કર કોઇ અમારા તરફ ફરક્યું સુદ્ધા નહતુ. ખરૂ કહીએ તો માસ્તર તરત જ આવત પણ તે બાપુજી બોલાવે એની રાહ જોતા હતા, એમ મને લાગ્યું.

બાપુજીના કહ્યા પ્રમાણે અમારે ત્યા પુના જવાની તૈયારી ચાલત્રા માંડી હતી. સાંજે ચાર વાગ્યે અમારી ગાડી ઉપડનાર હતી. ભાસ્કરને મળવા માટે મારો જીવ તલપાપડ થઇ રહ્યો હતો. કાંઇ પણ બ્હાનું કાઢીને અહીંથી જઇ તેને મળી આવું એમ મારા મનમા થતું હતું પરંતુ એમ કરવાને મારી હિંમત ચાલતી નહતી. એક દોઢ વાગ્યાને સુમારે આવો જ કાંઇક વિચાર કરતી હું મારી ટ્રંક ભરતી હતી એટલામા......

"કેમ, આ બધી ધમાલ શી થઇ રહી છે. તમે ક્યા જાવ છો?" એવા શબ્દો મારા કાને અથડાયા.

એ શબ્દો માસ્તરના હતા. આટલા બે વાક્યે થી મને કેટલો બધો આનંદ થયો, મને કેટલી આશા ઉપજી!

'પરમ દિવસે જ સોનુના બાપુજી આવ્યા અને આજે પુના જવાનું છે એમ તેમણે કહ્યુ એટલે આ તયારી ચાલી રહી છે. બાએ ઉત્તર આપ્યો.

'કેમ, પ્લેગ ઓછો થઇ ગયો?'

'હા, પ્લેગના ઉપદ્રવ ઘણો જ ઓછો થઇ ગયો છે એમ તેઓ કહે છે.'

'પણ, હજી રોજના વીસ પચીસ કેસ તો થાય છે એટલે જવાની આટલી બધી ઉતાવળ કરવી એ મને અયોગ્ય લાગે છે.'

માસ્તર સાથે બા આમ વાત કરતી હતી તે દરમ્યાન હું બારણા આગળ આવી તેમની સાથે ભાસ્કર પણ આવ્યો હશે એમ મને લાગ્યું જ નહતું. પરંતુ હું બારણાં આગળ આવી દાદર ઉતરવા જાઉં છું ત્યા તો ભાસ્કર આવ્યો અને તેણે એકપત્ર મારા હાથમા ઝડપથી સેરવી દીધો અને તે પછી મોટાભાઇની

ઓરડીમાં ચાલ્યો ગયો. ત્યાં મોટાભાઇ નહતા પણ બાપુજી જ હતા.

ભાસ્કરે આપેલો પત્ર ચોળીમાં ગમે તેમ સંતાડી દઇને હું ભાસ્કરની પાછળજ બાપુજી પાસે ગઇ.

ભાસ્કરને જોતાંજ બાપુજીનો ક્રોધ પગથી માથાં સુધી ચઢી ગયો અને તેઓ ' જો, ભાસ્કર...' એમ કહેવા જતાં હતા એટલામાંજ પંડિત માસ્તર આવી પહોંચ્યા. એટલે બાપુજીનો રોષ જરા ઓછો થયો અને તેમણે બન્નેને ખુરસી ઉપર બેસવા જણાવ્યું. બાપુજીના મનમાં હું ત્યાં ન ઉભી રહું એમ હતું પરંતુ પંડિત માસ્તરે ' બેસ, સોનુ, ઉભી શા માટે રહી છે ? ' એમ કહ્યું એટલે તેમનો કોઇ ઉપાય રહ્યો નહિ, અને હું ત્યાં બેઠી.

ઘણો સમય સુધી બાપુજી કાંઇ બોલ્યા એટલે પંડિત માસ્તરે કહ્યું:

' આટલા જલદી પુના જવાની ઉતાવળ શા માટે કરો છો ? '

એ સાંભળીને બાપુજી બોલ્યા:

' માસ્તર, આ વાત તમારા લક્ષમાં નહિ આવી હોય એમ મને લાગતું નથી. '

' હા, હવે આવી નથી, આવી એમ નથી: પરંતુ પ્લેગમાં નકામા શા માટે જાવ છો ? '

' માસ્તર તમારી વાત ઠીક છે. આખરૂ જાય તો કાંઇ તમારી થોડીજ જવાની છે ! તમારો તો છોકરો છે; પણ મારી છોકરી છે. એટલે જો કાંઇક કલંક લાગે તો તે મને લાગે. તેમાં તમારે શું ? '

' પરંતુ તમે કાગળ લેશો પછી એમ કેમ થશે ? અને આબરૂ કેમ જશે ! '

' હવે આબરૂ જવાની બાકી શી રહી છે ! '

' આમ બહીવા જેવું કાંઇ થયું હોય એમ મને લાગતું નથી. ભાસ્કરે મને બધી વાત કહી છે તે ઉપરથી તો તેઓનાં લગ્ન નક્કી કરી બન્નેનું શિક્ષણ પૂરું થતાં લગ્ન કરી નાખવાં એટલે પત્યું..'

' બરાબર, બરાબર ! ' બાપુજી ડોકું ધુણાવતાં બોલ્યાઃ ' તમે તો પહેલેજ સહેલો ઉપાય સૂચવ્યો ! પણ હું મારી છોકરી કોને ત્યાં આપું છું અને એ ઘર મારી બરોબરીનું છે કે નહિ, એ ઠેકાણે મારી છોકરી આપુ તો તે સુખી થશે કે નહિ એ વાત કાંઇ લક્ષમાં લેવી નહિ શું ? '

બાપુજીના આ શબ્દો સાંભળી પંડિત માસ્તરે મૌનજ સેવ્યું.

પણ ભાસ્કરથી બોલ્યા વિના રહેવાયું નહિ; તે તરત જ બોલ્યો:

' આબાસાહેબ, તમારા બોલવા ઉપરથી તો એમ લાગે છે કે અમે શ્રીમંત નથી એટલે તમારી પુત્રીને અમારે ત્યાં સુખ મળશે નહિ. જો એટલા ખાતર જ તમે અમારાં લગ્નની વચ્ચે આવતા હો તો તમારા જેટલા પૈસા હું મેળવું ત્યાં સુધી અમે લગ્ન નહિ કરીએ. પછી થયું ? '

' હં; હજી બી. એ. નો કોર્સ તો પૂરો થયો નથી, તે મારા જેટલાં પૈસા મેળવવાની તુમાખી કરે છે. ' બાપુજી તિરસ્કારપૂર્વક બોલ્યા: ' તારા કરતાં હજાર દરજ્જે સારી એવી જમાનો શું તોટો પડયો છે કે એટલા દિવસ થોભવું ? '

માસ્તર બોલ્યા:

' આબાસાહેબ, સર્વ કાંઇ મળશે પણ પ્રેમ મળવાનો નથી. '

' અરે પ્રેમ તે કાંઇ એમ બેસી રહ્યો છે ! બે માણસો એક સાથે રહેવા લાગે એટલે પ્રેમ આપોઆપ જ ઉત્પન્ન થાય છે. આપણામાં નાનપણમાં લગ્ન કરવાની રીત

હતી તે કાંઇ અમસ્તી જ નહિ. તેનો ઉદ્દેશ આજે હતો—'

'બાપુજી, જો તમારો મત આવો હતો તો તમે નાનપણમાં જ મારું લગ્ન કેમ કર્યું નહિ ? તેમજ જો કર્યું હોત તો ઘણું સારું થાત. તો મને અત્યારે જે દુઃખ થાય છે તે થાત નહિ.'

બાપુજીએ મને આંખ કાઢીને ચૂપ બેસી રહેવા જણાવ્યું, 'તારે વચ્ચે બોલવાની કાંઇ જરૂર નથી !'

બાપુજી જ્યાં ને ત્યાં પૈસાની જ અડચણ જણાવતા હતા. એટલે પંડિત માસ્તરથી કાંઇ બોલાયું નહિ. તેઓ તરત જ ઉઠયા અને બોલ્યા:-

'ઠીક ત્યારે અમે જઇએ છીએ.' એટલું કહીને પંડિત માસ્તર ઉઠયા અને દાદર ઉતરવા લાગ્યા:

ભાસ્કરે બાપુજીને પૂછયું:

'હું સોના સાથે જરા બોલું ?'

એટલે બાપુજી ચીઢાઇને બોલ્યા:

'તારા આ નિર્લજ્જપણા માટે શું કહેવું ? મેં તને અત્યારે જ કહ્યું ને કે તે તને મળવાની નથી. અને તું બેધડક મને પૂછે છે કે તેની સાથે બોલું ? આનો અર્થ શો ?'

'પણ જરા વાત......'

'બસ, જરાય વધારે બોલીશ નહિ. હું ફરી તને સાફ સાફ જણાવી દઉં છું કે હવે પછી તું મારા ઘરનો ઓટલો સુદ્ધાં ચઢતો નહિ તેમ કોઇ સાથે બોલતો નહિ. સમજ્યો ? જા–જા હવે અહીંથી."

બાપુજીના આ શબ્દોથી ભાસ્કરને ઘણું જ ખોટું લાગ્યુ. તેણે મારા તરફ અશ્રુપૂર્ણ નેત્રોએ જોયું અને મારી વિદાય લીધી. કઠોર હૃદય કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો. જે ઘરમા ભાસ્કર પોતાના ઘર જેવું વર્તન કરતો તે જ ઘર આજે તેને માટે કાયમને માટે પારકું બન્યું.

બાપુજીના કઠોર શબ્દોની અને ભાસ્કરનાં ઉતરી ગયેલાં મોઢાંની મારા મન ઉપર ઘણી જ ખરાબ અસર થઇ. મને જાણે રડું આવવા લાગ્યું. ભાસ્કર નજરપરથી દૂર થયો ત્યાંસુધી હું તેના તરફ જોઇ રહી. છેવટે ભાસ્કર નજરે પડતો બંધ થયો. હું મારી ઓરડીમાં આવીને બેઠી અને મારી ટ્રંક તૈયાર કરવા લાગી પણ કેમે કર્યું રડવું બંધ ન થયું. મારા હાથની પગની સર્વ શકિત જાણે હણાઇ ગઇ હોય એમ મને લાગ્યું. માથું જાણે ફરવા લાગ્યું. ભવિષ્યનાં દુઃખમય આયુષ્યનું ચિત્ર મારી નજર આગળ દેખાવા લાગ્યું. મારો જીવ ઠેકાણે ન રહ્યો. એકવાર તો એમ પણ થયું કે સાડી પર ગ્યાસતેલ છાંટી કાંડી સળગાવું એટલે આપો આપ જ બધી પીડા પતી જાય. પછી વળી એમ વિચાર આવ્યો કે આના કરતા તો અફીણ ખાઇને આપઘાત કરવો સારો કે જેથી કોઇના જાણવામાં પણ કાંઇ આવે નહિ. પણ અફિણ લાવવું કયાંથી ? 'શા માટે જોઇએ ?' એમ કોઇ પૂછે તો શું કહેવું એવો મને વિચાર આવવા લાગ્યો. એટલામાં મારી ચોળીની અંદર કાંઇક હોય એમ મને લાગ્યું એટલે મેં જોયું તો ભાસ્કરનો પત્ર મારા હાથમાં આવ્યો. મેં એ પત્ર કેટલી ઉતાવળે અને અધીરાઇથી વાંચી નાખ્યો તે કેમ કહી શકું ?

એ પત્રમા ભાસ્કરે મને ન મળવાને પરિણામે તેને જે એકલતા લાગી હતી તેનું વર્ણન કર્યું હતું અને એક મેકને એકમેકની ખબર મળતી રહે અને અમારી વચ્ચે વડિલોએ જે બંધન ઉભા કર્યાં છે તે દૂર કરવા માટેના ઉપાય સૂચવ્યા હતા. વળી એક જગાએ તેણે આમ પણ લખ્યું હતું:—

'સોનુ, આપણા જેવા નિષ્કપટી, નિર-

એમ કહીને બાએ મને જેમ તેમ કરીને ગાડીમાં બેસાડી.

એક ગાડીમાં હું, બા અને મધુ બેઠાં હતાં. બીજી ગાડીમાં બાપુજી અને મોટાભાઈ બેઠા હતા. તરતજ ગાડીઓ ચાલવા લાગી.

ગાડીમાં બેસતાં, અમે વડગામ આવ્યા તે વેળાએ અમને ઉપજેલો ઉત્સાહ અને હવે જતી વેળાનો નિરુત્સાહ અને મારી પરિસ્થિતિમા થએલા જમીન આસમાનના ફરક જોઈ મને ઈશ્વરનું સ્મરણ થયું અને સર્વ કરતા કારવતા તેજ છે અને હવે પછી પણ તેજ આપણી ઇચ્છા પૂર્ણ કરશે એમ માનીને મેં મારી આંખ મીંચી ઈશ્વરનું ચિંતન કર્યું.

બા મારા શરીર પર હાથ ફેરવીને તેના હૃદયનું મને ભાન કરાવી રહી હતી. બાનો મારા પર આટલો બધો પ્રેમ હશે, એ મને આજ દિન સુધી સમજાયું ન હતું. મારા વિચાર અને મારું વર્તન તેને ગમતાં ન હોવાને કારણે, તે મારી સર્વ પ્રવૃત્તિ પ્રત્યે આંખ આડા કાન કરતી હતી. બાપુજી મારા તરફથી બોલીને તેને ચીઢવતા એટલે મારી ભાંજગડમાં ન પડવાનો તેણે નિશ્ચય કર્યો હતો. પણ આમ મને તેના અને બાપુજીના પ્રેમ વચ્ચેનુ અંતર જણાયું. ભાસ્કર સાથે હું લગ્ન કરું એ તેને પણ ગમતું નહતું. તે છતાં બા બાપુજીના જેવું કઠોર વર્તન કરતી ન હતી. પણ જે બાપુજીના હૈયાના હાર જેવી હું હતી અને તેથીજ જેમણે અમને આટલી સ્વતંત્રતા આપી હતી તેજ બાપુજી તેમના વિચારની વિરુદ્ધ મેં વર્તન કરવા માંડયું એટલે મારું માલ કાઢવાની વાટ જોવા લાગ્યા હતા !

## પ્રકરણ બારમું

## પિંજરની મેના

અમે તરતજ પુના પહોંચી ગયાં. થોડાજ દિવસમાં પ્લેગ ઓછો થઈ જવાને કારણે લોકો ગામમાં રહેવા આવવા માંડયા હતા. કોલેજ, શાળા ફરી શરૂ થયાં હતાં.

ભાસ્કર અને પંડિત માસ્તર પણ વડગામ છોડી પુના રહેવા આવ્યાં. ભાસ્કર સાથે કોઈ પણ રીતે ફરી મારો સંબંધ બંધાય નહિ એવી વ્યવસ્થા બાપુજીએ કરી. કોઈ પણ રીતે હું ભાસ્કરને વિસરી જાઉં એવી રીતે મારા મનને ઠીક લાગે એવા પ્રયત્ન બાએ કરવા માંડયો. મને સારું લાગે તે માટે મધુ પણ ઘણો પ્રયત્ન કરતો પણ મોટાભાઈએ તો છુપી પોલીસનો ધંધો જ શરૂ કર્યો હતો. હું મેટ્રીકમાં પાસ થઈ પણ હું કદાચ ભાસ્કરને મળું એ કારણે મને કોલેજમાં મોકલવાની ના પાડી અને ઘરની બહાર જવું નહિ એવી સખ્ત તાકીદ કરી.

આવી સ્થિતિમાં એક પછી એક દિવસ હું જેમ તેમ કાઢતી હતી અને હવે ભવિષ્યનું જીવન કઈ તરફ વહે છે તેની રાહ જોતી હતી.

આજ સુધી આવી રીતે વગર કામે સમય કેમ વીતાવવો તેની મને ખબર ન હતી એટલે મને કાંઈ પણ ચેન પડતું ન હતું. બીજી છોકરીઓને કોલેજમાં જતી જોઈને મને કોલેજમાં જવાની કેટલીય ઇચ્છા થતી. પણ શું કરું ? હું મારો ઘણો ખરો સમય પુસ્તક વાંચવામાં અને સાંજનો સમય ફરવા જવામાં ગાળતી. ભાસ્કર મળે એમ ધારીને ઘણીવાર હું કોલેજની ટેકરી પર જ ફરવા જતી. પણ ઘણા દિવસો થવા છતાં મારો અને તેનો મેળાપ થયો નહિ. પછી મેં એક દિવસ ચોરીછુપીથી તેને પત્ર મોકલ્યો અને તેમાં ' આ પત્રનો જવાબ ટેકરી ઉપર અમુક ઠેકાણે મુકજે ' એમ લખ્યું. રામાને લઈને હું રોજ ટેકરીપર ફરવા જવા લાગી. મને ભાસ્કરના પત્રો ટેકરી પર મળવા લાગ્યા. રામો ફક્ત મારી સાથે આવતો. ટેકરી પર એક ઝાડ હતું. એ ઝાડ

નીચે હું રોજ બેસતી. રામાનું લક્ષ મારા તરફ ઝાઝું ન રહેતું એટલે હું શું કરતી અને શું નહિ તેની તેને ખબર નહતી. આમ અમારો પત્ર વ્યવહાર કેટલાક દિવસ સુધી ચાલ્યા કર્યો. એકાદ વેળા આ રહસ્ય પકડાઇ જશે એવો મને ભય લાગતો હતો; ઉપરાંત આવી રીતે ગુપ્ત વ્યવહાર કરવાનું પણ મને બિલકુલ ગમતું નહતું. પરંતુ બાપુજીએ મારા પ્રત્યે પિંજરામાંની મેનાના જેવું વર્તન કરવાની શરૂઆત કરી અને તેથી મેં પણ આમ વર્તવા માંડયું એમ કહું તો કાંઇ ખોટું નહિ. હું બાપુજીને ફસાવું છું એટલે મારૂં આ વર્તન યોગ્ય નથી એમ મારૂં મન મને એક સરખું કહેતું.

આના સંબંધમાં મેં ભાસ્કરનો મત લીધો પણ તેણે જણાવ્યું:

' એમાં ખોટું શું છે ? લોક આપણને સીધી રીતે વર્તવા દેતા નથી એટલે આપણે આમ વાંકા ચાલીએ છીએ. આપણે જાણીબુઝીને કોઇને થોડા જ ફસાવીએ છીએ ? વળી, આથી કોઇનું નુકશાન થોડું જ થવાનું છે ? તો શું આપણે એકમેકને પત્ર લખવાનું છોડી દેવું ? કાંઇ નહિ. તું આમ જ મારા પર પત્ર લખતી રહે. એટલે એ પત્રોના આધારે તો આપણા જીવનમાં કાંઇક રહસ્ય રહેશે. '

શ્રીમંત થવા માટે તે શા શા પ્રયત્ન કરી રહ્યો છે તે ભાસ્કર મારા ઉપરના પત્રમાં લખતો અને ' મારૂં કાર્ય સિદ્ધ થાય ત્યાં સુધી તું મારે માટે લગ્ન કરતાં થોભશે ને ?' એમ તે મને પૂછતો.

હું પણ મારા પત્રમાં, તેની સાથે લગ્ન કરવાનો મારો કેટલો મક્કમ નિશ્ચય છે તે જણાવતી.

આવી રીતે અમારા સાત આઠ મહિનાં નીકળી ગયા.

ફરવા જવાનો સમય હું કદિ જ ચૂકતી નહિ, એટલે કે કોણ જાણે, અમારા મોટાભાઇને મારે માટે સંશય ઉપજ્યો અને ' આજે રામાને કાંઇક જરૂરી કામસર મોકલવાનો છે, એટલે તે તારી સાથે આવી શકનાર નથી. ' એમ કહીને તે રામાને મારા ફરવા જવાનાં સ્થાને લઇ ગયો. અમારી પત્ર મૂકવાની જગા તેણે રામા પાસેથી જાણી લીધી. ઘરે પાછા આવ્યા પછી ભાસ્કરનો પત્ર બતાવીને તે બોલ્યાઃ

' બાઇસાહેબ, આ પત્ર કોનો છે ? તમને ખબર છે કે ? '

ભાસ્કરના અક્ષરો જોઇને મારી છાતીમાં ધ્રાસ્કો પડયો. મેં તેના હાથમાંથી ઝટ દઇને પત્ર ઝુંટવી લીધો અને તેના ટુકડે ટુકડા કરી નાખી તે બહાર નાખી દીધા.

એટલે તેણે કહ્યું:

' હં, એમાં શું મોટી ધાડ મારી ! આથી તો ઉલટી એ ભાસ્કરનો જ પત્ર હતો એવી ખાત્રી થઇ. હવે બાપુજીને કહીને આ વાત બંધ કરવી જોઇએ; એટલે મારૂં કામ પત્યું. '

મેં ચીડાઇને કહ્યું,

' મોટાભાઇ, તું ગમે તેમ કરે પણ હું ભાસ્કરને કદિ જ ભૂલવાની નથી. બહારથી તું ગમે તે કરજે પણ મારૂં મન તો તારે સ્વાધીન નથી ને ? '

' તારાં મન સાથે મારે શું કરવું છે ! તારાં વર્તનથી આર ઘરમાં અમારી વાત નહિ થાય એટલે બસ. '

' બરાબર છે, મારા કરતાં તમારે મન લોકોની પંચાત વધારે. મારું સુખ, મારી, આશા, મારું જીવન, એની તમને કાંઇ જ પડી નથી. '

આથી મોટાભાઇ હસીને બોલ્યા·

' મારું સુખ ગંદકીમાં જ છે એમ કોઇ બોલવા લાગે તો તેના શબ્દોને જેટલું મહત્વ આપવું પડે તેટલું જ તારા શબ્દોને આપવાનું છે. '

મને ઘણો રોષ ચઢયો, એકવાર મને એમ થયું કે સડાટ દેતી આને એક લપડાક લગાવું પણ મેં મારું મન સંભાળીને કહ્યું:

'.મોટાભાઇ, ભાસ્કર માટે તું ગંદકી જેવો શબ્દપ્રયોગ કયા આધાર પર કરે છે ? તેનું મન તારા જેટલું સંકુચિત નથી. જ્યારે ને ત્યારે તમારું ધમંડ પૈસાનું. તેના બાપ પાસે પૈસા નથી એટલે જ તમે તેની સાથે મારું લગ્ન કરવા દેતા નથી પણ હું કહું છું કે ગરીબીમાં દીવસો કાઢવા હું તૈયાર છું. પછી તેમાં તમારું શું જાય છે ? '

' શું જાય છે ? અમારું નામ જાય છે.'

' નામ રાખવાવાળો તારા જેવો સુપુત્ર છે, પછી મારું શું કામ છે ? '

' શું કામ છે ને શું નહિ તે બાપુજીને પૂછ. '

પછી જરા મોટપણનો:ડોળ કરીને મોટાભાઇ બોલ્યા;

' ઠીક; સોનો ભાસ્કરને પત્ર લખવાનું તું બંધ કરનાર છે કે હું આ વાત બાપુજીને કહીને તે બંધ કરાવું ? '

મેં રોષથી કહ્યું.

' જા, તને ફાવે તેમ કર. '

' એમ ને ? ' એટલું કહીને તે ચાલ્યો ગયો.

તે પછી મારું ફરવા જવાનું બંધ થયું. અને બાપુજીએ તાબડતોબ મારું લગ્ન કરી નાખવાનો નિશ્ચય કર્યો.

અમને લેવા માટે બાપુજી વડગામ આવ્યા તે વખતથી જ તેમણે મારે માટે એક ઘર જોઇ રાખ્યું હતું. તે ગૃહસ્થને મને જોવા ખાતર જ એક દિવસ જમવા માટે બોલાવ્યા. હું તેની નજરે પડું તે ખાતર જ બાએ તે દિવસે મને પીરસવાનું કહ્યું.

એ ગૃહસ્થનું નામ તાત્યાસાહેબ સોમણ હતું. એ ગૃહસ્થ ' ધી પીપલ્સ બેંક 'ના સંચાલક હતા. મુંબાઇમાં તેમના બે ત્રણ બંગલા હતા. એ ઉપરાંત મહાબળેશ્વર, માથેરાન જેવા ઠંડી હવા ખાવાના ઠેકાણાં પર પણ તેમનો એક એક બંગલો હતો. આ ઉપરાંત તેમની ખેતીવાડી સારી અને મોટા પ્રમાણમાં હતી. તેમની પત્ની મરી ગઇ હતી. તેમને કાંઇ સંતાન ન હતુ એટલે ફરી લગ્ન કરવાની તેમની ઇચ્છા હતી. આ માણસનું વય ચાળીસની આસપાસ પહોચ્યું હતું. પરંતુ તેમનો બાંધો મજબૂત અને ભરાવદાર હતો, અને કોઇ યુરોપીયન માણસના જેમ તેમનો રંગ ગોરો હતો અને મુખ ઉપર લાલી હતી. તેમના ચહેરાપરથી તેમનો સ્વભાવ સૌમ્ય અને શાન્ત લાગતો હતો એટલે મારા મનમાં તેને માટે એક પ્રકારે આદરભાવ ઉત્પન્ન થયો. પરંતુ એની સાથે મારું લગ્ન થાય એમ તો મને જરાય થયું નહિ

એ સ્થળ બાપુજી, બા અને મોટાભાઇને ઘણુ જ પસંદ પડયું. પરંતુ ' આવા સચ્ચા ચિરત્રશીલ માણસનું જીવન બગાડવાને આપણે કારણભૂત થયું ' એમ સમજીને મને ખરાબ લાગ્યું. અને એની સાથે મારે લગ્ન કરવુ

જ નહિ એવી હઠ કરવાનો મેં નિશ્ચય કર્યો.

એ ગૃહસ્થ જમીને ઘરે ગયા તે બાદ બાપુજીએ મને દીવાન ખાનામાં બોલાવી અને મારી પીઠ પર હાથ ફેરવીને તેમણે મને કહ્યું:

' સોના, કયું સ્થળ સારૂં ? મેં જોએલું કે તે પસંદ કરેલું ? '

મેં સ્પષ્ટ રીતે જણાવ્યું:

" બાપુજી, તમે જોએલું સ્થળ લોક દૃષ્ટિએ મારા સ્થળ કરતાં હજાર દરજ્જે સારૂં હોઇ શકશે પણ મારા અને તેના સ્વભાવમાં જમીન આસમાનનું અંતર કઇ રીતે નહિ હોય ? તે મને બરોબરીનો કઇ રીતે માનશે ? મારી તેની ઓળખ સુદ્ધાં નથી. આમ હોઇ તમે નકામી મને તેનાં ગળાંમાં પરોવો છો અને મારો અને તેનો જન્મભરનો સંબંધ જોડો છો, એ સારૂં નથી. એનું પરિણામ સારૂં આવનાર નથી. વળી તે સાથે અમારા ત્રણેના જીવનની ધૂળધાણી કરવામાં તમે કારણભુત ન થાવ. તમારી એકની એક પુત્રી તરફ જોઇને પણ એમ નહિ કરો. '

' હં, કેવી મૂર્ખી છે તું ! કેમ જાણે મેં તને કોઇ વૃદ્ધનો ગળે ભરાવી છે ! સોમણ સાહેબ જેવું ઘર શોધતાં પણ મળવાનું નથી, સમજી ! તેમને જરા મોટી થોડું અંગ્રેજી જાણતી હોય એવી છોકરી જોઇએ છે એટલે તો તેઓ આપણાં જેવાને પૂછે છે. નહિતર આવો માણસ આપણી પાસે આવે ખરો ? અને આવું સોના સરખું સ્થળ તને સહજ મળે છે તે છતાં જો તું ના કહે તો તને કહેવું શું ? '

' બાપુજી, તમારા જેવા લોક કે જેને પ્રેમ એટલે શું તેની ખબર નથી તે મને મૂર્ખજ કહેશે અને એમ જોઇએ તો હું મૂર્ખજ છું. '

' અને તેથી જ આ બાબતમાં તારો મત લેવાનું કાંઇ કારણ નથી. પેલા ભાસ્કર સાથે તાત્યા સાહેબની કોઇ પણ રીતે તુલના થઇ શકે કે ? પેલો ભાસ્કર જ્યારે એક ઉદ્ધત છોકરો ત્યારે તાત્યાસાહેબ સારા ગૃહસ્થ શ્રીમંત મનુષ્ય; દેખાવમાં ભાસ્કર સાધારણ તો આ તો જાણે મદનનો અવતાર. ભાસ્કર છોકરો, અણસમજુ, ત્યારે તાત્યાસાહેબ સૌમ્ય, નિશ્ચયી અને સમજુ. ભાસ્કરને ઘેર ભાખરી સુદ્ધાં ખાવા મળવાની નથી જ્યારે તાત્યાસાહેબને ઘરે સદાસર્વદા અન્નપૂર્ણાનો વાસ અને ગાદીતકીએ બેસવાનું તેમ નહિ તો ઘોડાગાડીમાં સહેલ કરવાની. આમ બંન્ને વચ્ચે જમીન આસમાનનો ફેરક છે તે છતાં તને પેલો ઉદ્ધત છોકરોજ પસંદ છે પછી તને શું કહેવું ! '

' બાપુજી, તમે ઘણી સારી જગા શોધી છે પણ જે મુખ્ય વાત જોવી જોઇએ તેજ જોઇ નથી તેનું શું કરવું ? મારો ભાસ્કર ઉદ્ધત હશે, દેખાવમાં કુરૂપ હશે, કદાચ મને પોષવાની પણ તેનામાં યોગ્યતા નહિ હોય; તેની પાસે ગાડી ઘોડા નહિ હોય. પણ તે મને જોઇએ તે રીતે મારી સાથે મળે એવું, મને સદોદિત, પ્રફુલ્લિત રાખનારૂં અંતઃકરણ તેની પાસે છે અને તેની સમીપ હું ઉપવાસી રહું તો પણ તેનું મને ભાન રહેનાર નથી. '

' સમજ્યો, સમજ્યો; જા, તારી હઠ તું કદિ છોડવાની નથી. '

( અપૂર્ણ )

[ એક અવલોકન પત્ર ]

# સ્ત્રીહૃદયની વેદના

લખનાર :
શ્રી. યજ્ઞેશ શુક્લ

મુંબાઇ, તા. ૨૦-૪-૩૫

પ્રિયબહેન યશસ્વિની,

ઠપકાથી ભરેલો તારો પત્ર મળ્યો. વાંચી ખૂબ આનન્દિત થયો ! કોણ જાણે કેમ પણ તું મારા પર ચીડાય છે અને તારી આ ચીઢ આવી રીતે પત્રમાં ઠાલવે છે ત્યારે મને ઓરજ મઝા આવે છે. કેવો મઝાનો આખો પત્ર છે ! એમાં મને તેં 'આળસુ 'થી માંડીને આપવાં ઘટે એટલાં બધાં વિશેષણો આપી દીધાં છે. બહુ સારૂં કર્યું ! મારા 'અગત્યના પત્રો 'ની ફાઇલમા તારો કાગળ લાલ શાહીની નિશાની કરીને સંગ્રહી રાખ્યો છે.

મહિનાઓ વિતે ત્યારે હું એકાદ પત્ર લખું છું, એ તારી ફરિયાદનું કારણ છે અને એ સાચું છે. એટલે એ બધોય ઠપકો વહોરી લઇ આગળ ચાલું છું.

સરોજ બહેનને તો તું ઓળખે છે. આપણે અનેકવાર તેમને વિશે વાતચીત કરેલી છે. મેં તને અગાઉ જણાવ્યું જ હતું કે ગુજરાતી સ્ત્રીઓમાં એમના જેટલાં ઉદ્દામ વિચારનાં બીજ કોઇ બહેન ભાગ્યે જ હશે. તેઓ મુંબાઇ યુનિવર્સીટીનાં એમ. એ છે એ પણ તું જાણે છે. ગુજરાતની જે ગણી-ગાંઠી સ્ત્રી લેખિકાઓ છે, મૌલિક રીતે વિચાર કરી શકે એવી મહિલાઓ છે તેમાંનાં એક આગળ પડતા શ્રી. સરોજિની મ્હેતા છે.

'ગુણસુન્દરી'માં તેં અગાઉ તેમના લેખો વાંચ્યા હશેજ. એ લેખોમાં તેમના સ્વતંત્ર વિચાર પણ તું જાણી ચૂકી હશે. ગુજરાતી ભાષા ઉપરનો તેમનો અજબ કાબુ, અને સ્ત્રીજાતિ પ્રત્યેના અન્યાયથી બળતું તેમનું હૃદય તેમના હરકોઇ લેખમાં જણાઇ આવ્યા વિના રહેતું નથી.

તેઓ વાર્તાઓ પણ લખે છે એ તું કદાચ જાણતી નહિ હોય. તેમની અગીઆર વાર્તાઓનો સંગ્રહ 'એકાદશી'ને નામે હાલમાં જ પ્રકટ થયો છે. તે તને આ સાથે જુદાં બુકપોસ્ટથી મોકલું છું. એ વાર્તા સંગ્રહ સાથે એક બીજું, તેમનું જ રચેલું પુસ્તક પણ છે. બન્ને તારે વાંચી વિચારવાનાં છે. બીજું પુસ્તક તો પ્રકટ થયે ઘણા દિવસો થયા. એ આગ-સમા જ મોકલવાનું રહી ગએલું. છતાં એમાંનો વિષય મોડો થયો નથી, તેમ થવાનો નથી.

તારી ટેવ જાણું છું એટલે એ બન્ને પુસ્તકનો થોડો થોડો પરિચય આ પત્રમાં જ કરાવી દઉં છું. તને એથી વાંચવામા મઝાહ પડશે.

'એકાદશી'ની અગીઆરે વાર્તાઓમાં સ્ત્રીહૃદયની સાચી વેદના નીતરે છે. એકેએક વાર્તામાં હિન્દુ સમાજની સ્ત્રીનું એક એક સ્વરૂપ રજુ થયું છે. બે એક વાર્તાઓ અંગ્રેજીના ભાષાંતર હોવાનો શ્રી. સરોજબહેને સ્વીકાર કર્યો છે પણ એટલો સ્વીકાર કર્યો નહોત તો એ અંગ્રેજી ઉપરથી રચાઇ છે એમ ભાગ્યે જ કોઇ કહી શકત. આટલી સફળ રીતે કૃતિઓ ગુજરાતીમાં ઉતારાઇ છે.

' બે નગરની વાર્તા ' નું મહત્વ શ્રી સરોજ બહેનને એ તેમની પ્રથમકૃતિ હોવાથી જ લાગ્યું છે, છતા એમાં તેમની સ્ત્રીઓ પ્રત્યેની મમત્વ ભરી લાગણી જણાઇ આવ્યા વિના રહેતી નથી.

' અંધતા ' કવિવર ટાગોરનાં ' ધી વિઝન ' ઉપરથી લખાયલી છે. એમાં પતિમાં અપૂર્વ શ્રદ્ધા રાખતી કુસુમ અંધત્વ પામ્યા પછી પણ પતિ સામે રોષ સરખો કરતી નથી પતિ ફરી લગ્ન કરવા તૈયાર થાય છે ત્યારે પણ પતિને તેમણે લીધેલી પ્રતિજ્ઞાના ઘોર પાપમાથી બચાવવા માટે જ, કોઇ પણ ભોગે તેમનું લગ્ન ન થાય એવી તે ઇશ્વર પ્રાર્થના કરે છે. સ્ત્રી હૃદયની કુંળી લાગણીઓ આ પાત્રમાં ઉભરાઇ જાય છે એ જ વાર્તાનું

બીજું સ્રીપાત્ર હેમાંગિની સ્રીહૃદયની સાચી પિછાન કરી શકે છે. ટૂંકી વસ્તુને સુરેખ કલ્પનાથી વિકસાવવામાં આવી છે.

અંગ્રેજી શિખે કે વધુ ભણે એટલે છોકરીઓ વઠી જ ગઇ હોય, એવી માન્યતા સામાન્ય રીતે અશિક્ષિત કે ઓછા શિક્ષિત વર્ગમાં ઘર કરી રહેલી છે. જ્યારે સાચી પરિસ્થિતિ એવી હોતી નથી. શિક્ષણથી સંસ્કાર મળે છે એટલે અશિક્ષિત કરતાં શિક્ષિત જરૂર સભ્યતા, મર્યાદા અને વિનય વધારે સારી રીતે સમજી કે પાળી શકે છે. હા, અશિક્ષિતો પાસે વગર સમજ્યે ખોટી લાજ મર્યાદા પળાવાય છે તે પળાવાની આશા શિક્ષિતો પાસેથી ન રાખી શકાય. ' કન્યાની શોધ ' આવી માન્યતાના આધારે લખાઇ છે. નિરંજનના પિતા પ્રદર્શન જોવા જાય છે અને તેમનો ભ્રમ દૂર થાય છે.

બૈરાંને તે ભણીને શું કરવું છે ?, કાંઇ નોકરી થોડીજ કરવી છે ? આ પ્રશ્નોનો સચોટ જવાબ આપવાના હેતુથી જ જાણે ' ગ્રેજ્યુએટ ગૃહિણી ' ની વાર્તા શ્રી. સરોજ બહેને લખી હોય એમ લાગે છે. સુશિક્ષિત ગૃહિણી પતિના જીવનમાં કેટલી ઉપયોગી થઇ પડે છે, પતિની અસહાય દશામાં તે કેટલી ઉપયોગી અને કુટુંબ માટે કલ્યાણકારી નીવડે છે એ ' ગ્રેજ્યુએટ ગૃહિણી 'માંથી સમજી શકાય છે. નંદકિશોરની પત્ની ગ્રેજ્યુએટ ન હોત, તે શિક્ષિત ન હોત તો વદન અંધ થએલા નંદકિશોરની, બે બાળકોની અને તેની પત્નીની શી દશા થાત, એની કલ્પના કંપારી છૂટાવે છે.

' રક્ષક કે રક્ષિત ? 'માં એક સારો પ્રશ્ન છેડયો છે. જીવનની નાનામાં નાની વિગત માટે પણ પત્ની પર આધાર રાખતા મદનલાલ શેઠ તેની પત્ની રમાના ' રક્ષક ' હતા કે રક્ષિત હતા એનો જવાબ એ વાર્તામાંથી મળી રહે છે. રમા જેવી પત્ની નહિ હોય તો મદનલાલ જેવા ઝીણી ઝીણી બાબતોમાં પણ પરાશ્રય સેવતા પતિદેવોની શી હાલત થાય એનો મને વિચાર આવે છે.

' Oh what lies we women have to tell when we are mothers we have to tell lies to pacify our children; when we are wives we have to tell lies to pacify the father of our children ! ' કવિવર રવીન્દ્રનાથની આ સુક્તિને સાચી ઠરાવતી વાર્તા ' સત્ય પ્રિયતા ' છે. પતિને માટે એક સ્રી કયાં સુધીનો ભોગ આપે છે અને પુરૂષની–પતિની નફ્ફટાઇ કેટલી હદ સુધી જઇ શકે છે એ ' સત્ય પ્રિયતા 'માં સચોટ રીતે દર્શાવ્યું છે. 'સ્રીનો ધર્મ' ' એ વિના બીજો માર્ગ કયાં છે ? ' અને ' સાચો માર્ગ ' એમાં એક એક પ્રશ્ન માર્મિક રીતે ચર્ચવામાં આવ્યો છે. નિરાધાર અને જુલ્મથી કંટાળેલી સ્રી માટે ગૃહત્યાગ સિવાય બીજો શો માર્ગ હોઇ શકે ? અલબત્ત, તેણે સ્વાશ્રયી થવું જોઇએ. સુધારાના બણગા ફુંકનારા પોતાના ઘર આગળ બનતું આવે છે ત્યારે કેવા ડરપોક બની જાય છે એ છેલ્લી વાર્તા બતાવે છે. હરિજન પ્રશ્નના નિવેડા માટે એમાં થએલું માર્ગદર્શન જરૂર વિચારવા જેવું છે.

શ્રી. સરોજ બહેનની એકેએક વાર્તામાં સ્રી હૃદયની વેદના તો છે જ. તે સાથે સમાનતાના હિમાયત સ્રી પ્રત્યેના અન્યાયો પરત્વે તીખા ચાબકા ફટકારવાનું પણ તેઓ ચૂકયાં નથી. ભાષાનું જોમ તેમના એ ચાબકાને કેટલીક વાર તો ઘણા મર્મસ્પર્શી બનાવે છે.

નવલિકા કલાના સારા નમુના તરીકે ભલે આ વાર્તાઓની ગણના નહિ થાય, પણ સ્રી હૃદયની સાચી લાગણીઓનો પડઘો આ એકેએક વાર્તામાંથી પડે છે અને એટલે અંશે આ વાર્તાઓ સફળતાને વરેલી છે.

સૌ. સરોજ બહેન આવી વધુ વાર્તાઓ નહિ લખે ? એવો પ્રશ્ન હું એકી બેઠકે 'એકાદશી' પૂરી કરીને મને પૂછશે એવી મારી ખાત્રી છે.

' ગુજરાતની લગ્ન અવસ્થા અને કુટુંબ સંસ્થા ' એ પુસ્તક મૂળ અંગ્રેજીમાં લખાયલું. એમ. એ. ની પરીક્ષા માટે શ્રી. સરોજબહેને જે થીસીસ તૈયાર કરેલો તે તેમણે ગુજરાતીમાંજ ઉતાર્યો છે. અહીં ગુજરાતનાં સમાજ જીવન પર એ ગ્રંથ સારો પ્રકાશ પાડે છે.

પ્રાચીન સમયની લગ્ન પ્રથાથી આરંભ કરીને શ્રીમતી સરોજ બહેને અર્વાચીન લગ્ન પ્રથા, સુધીની મર્યાદા સ્વીકારી એ પ્રશ્નની ચર્ચા કરી છે, તે સાથે ગુજરાતમાં જુદી જુદી જ્ઞાતિઓમાં લગ્ન અને તેને અંગે ફેલાયલી રૂઢીઓ, રિવાજો, વગેરેનું

તેમણે આમાં અભ્યાસપૂર્વ ધ્યાન કર્યું છે. ગુજરાતમાં અત્યારે લગ્નને અંગે દાખલ થએલી જાતજાતની રૂઢીઓ, લગ્નને અંગેનો વિધિ, લગ્નવય, વગેરેનો આમાંથી સારો ખ્યાલ આવી જાય છે. આપણી લગ્નસંસ્થા, લગ્નની મૂળ ભાવના બાજુએ હડસેલીને રૂઢીના સકંજામાં કેટલી હદે સંડોવાઇ ગઇ છે તે જાણવાનું સાધન સૌ. સરોજબહેને આમાં પૂરૂં પાડ્યું છે. તે સાથે તેમણે પ્રાચીન હિન્દનું કૌટુંબિક જીવન તેમજ અર્વાચીન ગુજરાતનું કુટુંબજીવન એ બે ખરડા લખીને કુટુંબ સંસ્થાની મૂળ ગત ભાવના, એનું વિકૃત સ્વરૂપ અને અત્યારે એની ઉપયોગિતા કે નિરર્થકતા કેટલી છે, તેની અભ્યાસપૂર્ણ ચર્ચા કરી છે.

સો વર્ષ પહેલાંની લગ્નવ્યવસ્થા ઉપર તેમણે ચર્ચા કરી છે. એ ચર્ચાને અંતે તેઓ જણાવે છે કે "સો વર્ષમાં ગુજરાતે કોઇ પ્રકારની વાસ્તવિક પ્રગતિ કરી નથી. લગ્નવય થોડી બધી છે પણ સંતોષકારક નહિ જ. કેટલીક બાબતોમાં તો સો વર્ષ કરતાં આજે વધારે અધોગતિ થઇ છે. દાખલા તરીકે ઔદિચ્ય સહસ્ર બ્રાહ્મણોમાં વરવિક્રયનો રીવાજ જે આજે જ્ઞાતિનો વિનાશ કરી રહ્યો છે તે સો વર્ષ ઉપર અસ્તિત્વ ધરાવતો ન હતો."

લગ્ન અને તેને અંગેના જુદા જુદા રિવાજોમાં સમયના વહન સાથે જે પરિવર્તન થતું આવ્યું છે તે જોતાં આપણે પ્રગતિ કરી છે કે પીછેહઠ કરી છે એજ પ્રશ્ન વિચારવા જેવો થઇ પડે છે.

ગુજરાતી સાહિત્યમાં લગ્ન અને તેને અંગેના પ્રશ્નોની ચર્ચા કેવા અને કેટલા અંશમાં થઇ છે તે બતાવતું એક સ્વતંત્ર પ્રકરણ શ્રી. સરોજ બહેને લખ્યું છે. છેલ્લાં 'સમાપ્તિ'નાં પ્રકરણમાં તેમણે કરેલું પૃથક્કરણ વિચારણા માંગી લે એવું છે.

આખુંય પુસ્તક અભ્યાસી દૃષ્ટિથી તૈયાર થએલું છે.

પત્ર બહુ લાંબો થઇ ગયો એટલે હવે આગળ ન લખતાં અહીંજ બંધ કરૂં છું. વળી પાછો તારા ઠપકાની રાહ જોતો રહીશ.*

લિ. તારા ભાઇ ચન્દ્રેશના વંદન

* (૧) એકાદશી લેખિકાઃ શ્રી સરોજિની મ્હેતા એમ. એ. પ્રકટ કર્તાઃ શ્રી સાહિત્ય મંદિર સુરત.

(૨) ગુજરાતની લગ્ન વ્યવસ્થા અને કુટુંબ સંસ્થા લેખિકા- શ્રી સરોજિની મ્હેતા, પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ,

## સ્વીકાર :—

(૧) કચ્છનું અર્થશાસ્ત્ર ચલણ અને હુંડિયામણ (પ્રથમ ભાગ) લેખકઃ પ્રકાશકઃ જયરામદાસ જેઠાભાઇ નય ગાંધી. અંજાર, કચ્છ કિંમત ૦-૮-૦. (૨) શ્રમજીવન કે સમાજવાદ પ્રયાસકઃ લક્ષ્મણલાલ મહેતા, વ્રજલાલ મેવાણી, મુકુન્દ (૩) વિવાહ સંગીતઃ કર્તા ભાઇશંકર ક. શુકલ. વાંકાનેર જંકશન.



# સમાલોચના

**નર્મદાનું મન્દિર: પદ્યવિભાગ: સંયોજક:** શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટ પ્રકાશક: ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ. કિં. રૂા. ૧-૮-૦

કવિ નર્મદની શતાબ્દી ગુજરાત, મહાગુજરાત અને બૃહદ્ ગુજરાતે ઉજવી. કવિનર્મદનું ચિરંજીવ સ્મારક કરવાની યોજના થઇ. સાહિત્ય પરિષદ એ યોજનાને જ્યારે અમલી બનાવે ત્યારે ખરૂં. પણ અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ સૌથી [illegible] રીતે નર્મદની શતાબ્દી ઉજવી એમ કહ્યા વિના ચાલે એમ નથી. શતાબ્દીને ટાંકણે જ, એ સભાએ 'વીર નર્મદ' વિષેનું આ પુસ્તકના સંયોજકની ઓજસ્વિની કલમે લખાયેલું જીવન-ચરિત્ર ગુજરાતને ચરણે ધર્યું હતું. આજે એજ સભા કવિ નર્મદની ચોકબંધ કવિતાઓમાંથી નર્મદના હૃદયના નીતાર સમી, જુદા જુદા વિષયોની સવાસો જેટલી પદ્યકૃતિઓને ગ્રંથસ્થ રૂપમાં સુવ્યવસ્થિત રીતે ગુજરાતને ચરણે ધરે છે. અને કવિ નર્મદની કવિતાઓનું સચોટ નિષ્પક્ષ અને મર્મગ્રાહી નિરીક્ષણ કરતું સંયોજકનું 'ગુણદર્શન' કવિ નર્મદનું ગુજરાતી કવિતા સાહિત્યમાં સાચું સ્થાન ક્યાં છે તે બતાવવા ઉપરાંત, કવિ નર્મદને અને તેની કૃતિઓને સમજવામાં મહામૂલો ફાળો આપે છે. સુન્દર રૂપરંગ, શુદ્ધ અને સ્પષ્ટ મુદ્રણ અને યથોચિત ટિપ્પણ, આખાય ગ્રંથને દીપાવી રહ્યા છે. અમદાવાદની સાહિત્ય સભાને આ ગ્રંથ માટે જરૂરજ અભિનંદન ઘટે છે. સંયોજક માટે ધન્યવાદ વિના બીજા કયા શબ્દો ઉચ્ચારી શકાય ?

**રંગ-રેખા: આલેખનાર:** સોમાલાલ શાહ, પ્રકાશક: શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર મૂલ્ય રૂા. ૨-૪-૦

આ પ્રકાશન જોયા પછી શ્રીદક્ષિણામૂર્તિના સંચાલકોને ઠપકો આપવાનું મન થઇ જાય છે. દરવર્ષે ચોકબંધ પુસ્તકોનો ફાલ ઉતાર્યે જનાર આ સંસ્થાએ, પોતાની સમીપ આટલો વિપુલ કલાભંડાર હોવા છતાં તિજોરીએ તાળું મારી રાખ્યું, એ દોષપાત્ર નથી શું ? શ્રી. સોમાલાલ શાહનાં પંદર ચિત્રોનો આ સંગ્રહ, અમારા એક કવિમિત્રના શબ્દોમાં કહીએ તો 'પીંછીની કવિતા' છે. પંદર પંદર ચિત્રની ભાવના રંગ અને રેખાની મિલાવટમાં અજબ રીતે ઉતરી છે. પહેલુંજ ચિત્ર છેયો નિર્દોષ માતૃપ્રેમની ભાવનાને કેવી અજબ રીતે વ્યક્ત કરે છે ! ગોવાલણ અને પનિહારી, કોઇને પણ મુગ્ધ કર્યા વિના નહિ રહે, 'અહલ્યા'નું ઓજસ, અને રાધિકાનો નૃત્યનો તનમનાટ પીંછી દ્વારા આબેહુબ ઉતર્યાં છે. ભયત્રસ્ત હરિણો જોતાં તો સોમાલાલની કલા માટે આફરીનના પોકાર કર્યા વિના રહેવાતું નથી. શિશિર વસંત અને પાનખર, પણ એ ઋતુનાં સાચાં સ્વરૂપ વ્યક્ત કરે છે. પંદરે ચિત્રો ઘરનાં દીવાનખાનાને પવિત્રભાવનાથી દીપાવી મુકે એવાં છે. કોઇ સમર્થ કલાવિવેચક પાસે સોમાલાલની આ કલાની પિછાન કરાવીને સંગ્રહમાં જોડવામાં આવી હોત તો એ કલાની આંતરિક ખુબીઓ બહુ સહેલાઇથી ન સમજી શકનારાઓ ઉપર ઉપકાર થયો કહેવાત.

**નરબંકા :** લેખક: પ્રકાશક શ્રી તારાચંદ્ર પોપટલાલ અડાલજા. વડોદરા મૂલ્ય રૂ. ૨-૮-૦

ઐતિહાસિક વાર્તાઓના લેખક તરીકે પ્રસિદ્ધ થઇ ચૂકેલા શ્રી. અડાલજાની આ ૧૪ ઐતિહાસિક વાર્તાઓ એમની યશસ્વિ લેખિનીનો વિશેષ પરિચય કરાવે છે. એકેએક વાર્તામાં રાજપૂત વીરતા અને ટેકના અજબ જેવા દૃષ્ટાંતો મળી આવે છે. વાર્તાનો પ્રવાહ અચૂક વહ્યે જાય છે અને એકવાર શરૂ કરતાં પૂરી કર્યેજ છુટકો એવો વાચનારાઓને અનુભવ થાય એવી આ વાર્તાઓ છે. પ્રસંગોચિત ચિત્રો પણ મોટા પ્રમાણમાં અપાયાં છે. ગુજરાત એમના આ સંગ્રહને પણ હમેશની રીતે જરૂર આવકારશે.

**વસમાં વનખાંડા :** લેખક: શ્રી ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, અમદાવાદ કિં. રૂા. ૧-૮-૦

'ગુજરાતી પંચ' ની ૧૯૩૪ ના વર્ષની ભેટ તરીકે આ નવલકથા પ્રકટ થઇ છે. શ્રી ધનશંકરની લેખિનીથી 'ગુણસુન્દરી' નો વાચક વર્ગ પરિચિત છે. તેમની લખેલી આ ઐતિહાસિક

નવલકથાની શરૂઆત ઇ. સ. ૧૮૫૬ ની સાલમાં ના. મહારાજ ખંડેરાવ - વડોદરાની ગાદીએ બેઠા તે સમયથી થાય છે અને તે સમય પછીના ઐતિહાસિક પ્રસંગોને એમાં સફળ રીતે ગુંથી લેવામાં આવ્યા છે. બળવાના સમયનો ચિતાર પણ એમાં આવે છે. આમ ઐતિહાસિક પ્રસંગો સાથે સમયોચિત કલ્પનાનું મિશ્રણ કરીને વાર્તાને રસિક બનાવવાનો લેખકે સારો પ્રયાસ કર્યો છે.

**પલટાતાં તેજ** અને બીજાં નાટકો: લેખક: શ્રી. ઇન્દુલાલ ગાંધી કિંમત અગીઆર આના.

**પ્રતિબિંબ:** લેખક: શ્રી. ચંદુલાલ ત્રિવેદી: કિંમત તેર આના: બન્નેના પ્રકાશક: ઊર્મિ ગ્રંથમાળ ઉન્સોહૉલ, કરાંચી.

ઉપલા બન્ને પુસ્તકો પ્રકાશન સંસ્થાના પહેલાં બે પ્રકાશનો છે. તેમાંનું પહેલું, ભાઇ ઇન્દુલાલ ગાંધીની પાંચ નાટિકાઓનો સંગ્રહ છે. ' ચિરંતર પડછાયા ' માં લેખક કહે છે તેમ ઐતિહાસિક સત્ય કશું નથી. એમાં કેટલાંક પ્રમાણોને માત્ર કલ્પનામાં ગુંથવામાં આવ્યાં છે. છતાં એમાં ઐતિહાસિક વસ્તુને અનુરૂપ વાતાવરણ સારી રીતે જમાવી શકાયું છે. ' ઉઘડતાં ફૂલ જેવી ' નાટિકા નગમતા વર સાથે બળ જબરીથી ન પરણવા ઇચ્છતી અર્વાચિન કુમારિકા ' અગ્નિ 'નો આશ્રય લે છે. એ આખોય પ્રસંગ કરુણાનું હૃદયભેદક વાતાવરણ રજુ કરે છે! શાંતનવાળામાં અણમેલ લગ્નનો આછો પણ માર્મિક ચિતાર છે. અને ' સોના 'ની મહેનત પર તાગડધીન્ના કરતો નથ્થુ સોના મરણ પામતા તેનું નામ સ્મરણ કરતો ગાંડા જેવો બની જાય છે. એ ચિત્ર આજના સામાજીક જીવનમાંથી શોધ્યાં જડી આવે એવાં છે. ' પલટાતા તેજ ' ની ભાવના એકદમ વાસ્તવિક બનવાને હવે ઝાઝો સમય લાગવાનો નથી. પાંચેય નાટિકાઓ કલામય રીતે લખાઇ છે.

' પ્રતિબિંબ 'માંની સાત વાર્તાઓ નવા જ લેખકની કૃતિઓ હોવા છતાં સારી આશા ઉપજાવે છે. વાર્તાઓમાં ભાવના સાથે વિચારનાં બીજ છે અને લેખની હથોટી વધુ પ્રયાસે સારી રીતે બેસી જવા પુરતો સંભવ છે.

**કથા કુસુમો:** લેખક: પ્રકાશક: શ્રી મૂળશંકર પ્રેમજી વ્યાસ, અમદાવાદ. કિંમત આઠ આના.

સ્વ. શિષ્યની યાદગિરિ જળવી રાખવાના હેતુથી લખાયલી આ બાળકોને ગમે એવી વાર્તાઓ છે. બાળકોને ગમે તેવી કલ્પના, તેવી ભાષા એનાં મુખ્ય લક્ષણો છે. બાળકો એ હોંસે હોંસે વાંચશે.

**રાસનિકુંજ:** લેખક: પ્રકાશક: શ્રી. મૂળજીભાઇ પીતામ્બરદાસ શાહ, વડોદરા મૂલ્ય આઠ આના

'ગુણસુન્દરી'ના વાચકોને પરિચિત રાસ લેખક શ્રી. મૂળજીભાઇનાં ૫૧ રાસનો આ સંગ્રહ ગુજરાતણોને ગમી જશે. આમાંના કેટલાય રાસ ' ગુણસુન્દરી 'માં છપાયલા છે. શ્રી. રમણલાલ દેસાઇએ આ રાસનો પરિચય સારી રીતે કરાવ્યો છે.

**ધર્મમંથન:** લેખક. શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ મૂલ્ય બાર આના.

મા. ગાંધીજીના ધર્મ વિષયક લેખોનો આ સંગ્રહ અનેક રીતે ઉપયોગી થઇ પડશે એક તો એમાં સર્વ ધર્મો પ્રત્યે સમદષ્ટિ પૂર્વક વિચારણા થએલી છે અને દરેક પ્રશ્નની ચર્ચા પણ ધર્મ દૃષ્ટિથીજ એમાં કરવામાં આવેલી છે. ગાંધીજીની ધર્મને લગતી વ્યાપક દૃષ્ટિનો આમાંથી પરિચય થશે.

**અમદાવાદ મ્યુનિસિપાલીટી શતાબ્દિ સ્મારક ગ્રંથ** લેખકો: શ્રી પ્રાણલાલ કીરપારામ દેસાઇ, અને શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ. પ્રકાશક: પ્રમુખ, અમદાવાદ મ્યુનિસિપાલીટી, અમદાવાદ. કિંમત રૂ. ૧.

અમદાવાદ મ્યુનિસિપાલીટીએ શતાબ્દિ મહોત્સવ તાજેતરમાંજ ઉજવ્યો તે પ્રસંગે તૈયાર થએલો આ ગ્રંથ અમદાવાદ શહેરનો આખો ઇતિહાસ રજુ કરે છે. મ્યુનિસિપાલીટી અને તેની પ્રવૃત્તિઓ તે સાથે સંકળાયલી અન્ય પ્રવૃત્તિઓ તેમજ વ્યક્તિઓને લગતી માહિતી વગેરેથી આખોય ગ્રંથ ભરપૂર છે. અમદાવાદ વિષે એમાંથી જાણવાજોગ બધી માહિતી મળી રહે છે.

**ચબરાકિયાં:** લેખક: શ્રી. ફિરોજશાહ રૂસ્તમજી મહેતા, કરાંચી. મૂલ્ય આઠ આના.

લાડીની સાહિત્ય પરિષદમા સ્વીકારાયેલો આ નિબંધ પુસ્તકરૂપમાં પ્રકટ કરવામાં આવ્યો છે. ચબરાકિયાં એપીગ્રામ્સની ઉત્પત્તિ કેમ થઇ તેનો ઇતિહાસ આપીને, એની ઉપયોગિતા પણ સમજાવવામા આવી છે. તે સાથે નમુનારૂપ ૧૦૧ ચબરાકિયાં પણ આપ્યાં છે. નિબંધ માહિતીથી ભરપૂર છે.

**પ્રમાણસાગર:** સંગ્રાહક: શ્રી. હરિશંકર વિદ્યાર્થી. પ્રકાશક શ્રી. ભાનુશંકર શર્મા, આર્યસમાજ, આણંદ. કિંમત રૂ. ૨-૦-૦.

વેદ ઉપનિષદો ગીતા વગેરે ધર્મ અને નીતિના ગ્રંથોમાંથી વીણીને સંગ્રહેલાં ૧૫૦૦ જેટલા સુભાષિતોનો આ ગુજરાતી અર્થ સાથેનો સંગ્રહ છે. એમાંથી મિત્રાચારી, યાચકવૃત્તિ, સામાન્યનીતિ, વ્યવહારનીતિ, યજ્ઞ વગેરે વિષે પ્રમાણો મળી રહે છે. આ પુસ્તકની બીજી આવૃત્તિ થવા પામે છે એજ એની ઉપયોગિતા પુરવાર કરે છે.




## સ્વદેશ

**રૂા. ૧૨૦૦ નું પારિતોષિક:** વર્ષભરનાં સર્વશ્રેષ્ઠ પુસ્તક માટે હિન્દી સાહિત્ય પરિષદ તરફથી અપાતું રૂા. ૧૨૦૦)નું મંગલાપ્રસાદ પારિતોષિક આ વર્ષે 'શિક્ષા મનોવિજ્ઞાન' નામનાં શિક્ષણની ફિલસુફી ચર્ચતાં પુસ્તક માટે શ્રીમતી ચન્દ્રાવતી લખનપાલ એમ. એ. ને આપવામાં આવ્યું છે. 'સ્ત્રીયોંકી સ્થિતિ' નામનાં પુસ્તક માટે આજ બહેનને લેખિકાનાં હાથે લખાયલાં ઉત્તમ પુસ્તક માટેનું રૂા ૫૦૦)નું પારિતોષિક અપાયું હતું.

**સ્ટવ-સગડીના ભોગ :** (૧) ગુણવંતી હરિદાસ નામની મુંબાઇમાં કાલબાદેવી રોડપર પતિ સાથે રહેતી વીસ વર્ષની ભાટિયા બાળા અગાશી પરથી કાંઇક લેવા જતાં સ્ટવથી દાઝી મરણ પામી. (૨) છીપીચાલમાં રહેતી વિજકુંવરબાઇ કેશવલાલ નામની વીસ વર્ષની સ્ત્રી સગડીથી કપડાં સળગી જતાં દાઝી મરણ પામી.

**આપઘાત:** ( ૧ ) પુત્રનું સુખ ન હોવાને કારણે ગુલાબબાઇ રઘુનાથ ખતકર નામની હિન્દુ સ્ત્રીએ અફીણ ખાઇ આપઘાત કર્યો. ( ૨ ) લાંબા સમયથી માંદગીથી કંટાળી જરબાઇ જીવણજી મહેતા નામની પારસીબાઇએ અફીણ ખાઇ આપઘાત કર્યો.

**બે જીવતી પર ત્રીજી;** અમદાવાદના એક સનાતની શ્રી. બાળકૃષ્ણ પુરૂષોત્તમ પુરાણી નામના ઔદિચ્ય બ્રાહ્મણે બે પત્નીઓ અને પુત્રીઓ હોવા છતાં ૪૫ વર્ષની વયે ઇન્દુમતી ગંગાધરરાવ નામનાં દક્ષિણિ બ્રાહ્મણ બાઇ સાથે ડાકોર જઇ લગ્ન કર્યું છે. આ લગ્ન સામે રોષની સખ્ત લાગણી ફેલાઇ છે.

**બહાદુર બાળા:** ભાવનગરનાં મહિલા વિદ્યાલયની એક બાળા શાળામાં જતી હતી. તેની પાછળ કોઇ યુવાને અસભ્ય વર્તન કર્યું અને 'અમારી પાંચ જણની ટોળીએ તને ઉપાડી જવાનો નિર્ણય કર્યો છે.' એમ ધમકી આપી. પોલીસ થાણું નજીક આવતાં બાળાને હિંમત આવી તેણે પેલા યુવકને ઓચીમાંથી પકડી ભોંય પર પડયો ત્યાંસુધી ચંપલ વડે માર્યો અને પોલીસને સ્વાધીન કર્યો. આ બાળા મહિલા છાત્રાલયમાં રહે છે.

**શ્રીમતી કમળા નેહરૂની** તબીયત હજી સંપૂર્ણ સુધરી નથી. ટૂંક સમયમાં તેઓ તબીયત સુધારણાર્થે યુરોપ જનાર છે.

**સ્ત્રીશિક્ષણના** પ્રચાર માટે કરાંચીના શેઠ ડુંગરશી શામજી જોશીએ ગુજરાત મહિલા વિદ્યાલયને વીસ હજારનું દાન કર્યું છે.

**સંખ્યાબંધ બાળલગ્નો:** હિંદમાં માર્ચ માસ દરમ્યાન સંખ્યાબંધ બાળલગ્નો થયાં છે. શારદા કાયદાની સજામાંથી બચવા એ લગ્નો દેશી રાજ્યોમાં ખાસ કરીને બેરપુરમાં થયાં છે. એક ૧૦ વર્ષની બાળાનું લગ્ન ૪૯ વર્ષનાં યુવાન (!) સાથે થયું છે.

**દાયજાની પ્રથા સામે વિરોધ:** સિંધી કુમારીકાઓએ દાયજાની પ્રથા સામે સખ્ત ઝુંબેશ ઉપાડી છે. સિંધ હૈદ્રાબાદની નારી સભાના આશ્રયે મળેલી યુવતીઓની સભામાં ૨૫ જેટલી કુમારિકાઓએ દાયજાની માંગણી કરનાર યુવાનો સાથે સંબંધ ન રાખવાની પ્રતિજ્ઞા લીધી છે.

**હિન્દી સ્ત્રી સંમેલન:** ઇન્દોરમાં ઇસ્ટરના તહેવારો દરમ્યાન મળેલી ૨૪ મી હિન્દી સાહિત્ય પરિષદ પ્રસંગે શ્રીમતી મીરાંબહેનના પ્રમુખ પદે હિન્દી સ્ત્રી સંમેલન મળ્યું હતું. ઇન્દોરનાં ના. મહારાણી સાહેબે ટાઉન હોલમાં પરિષદની ઉદ્ઘાટન ક્રિયા કરી હતી. શ્રીમતી મીરાં બહેને ભાષણમાં જણાવ્યું હતું કે હિન્દી સ્ત્રીઓના હકો અને દરજ્જા વિષે ચર્ચા ચલાવવા આપણે ભેગાં થયાં છીએ. હકકો માટે પ્રચંડ લડત ચલાવવાં પહેલાં આપણે આપણું કર્તવ્ય સમજવું જોઇએ.

હિન્દી સ્ત્રીઓએ ગૃહ વ્યવસ્થા અને બાલ ઉછેર પર ખાસ લક્ષ આપવુ જોઇએ. માતા કુટુબની એક ગૃહરાણી છે તે કુટુબસેવા દ્વારા આપ્તજનોની ચાહના અને સન્માન મેળવી શકે છે

પરિષદે કરેલા ઠરાવોમા વારસા હકક અને લગ્ન હકકના કાયદામા સુધારો કરવાનુ જણાવતો કામદાર સ્ત્રીઓને સુવાવડ પ્રસગે છુટ છાટો આપવાની માગણી કરતો વગેરે ઠરાવો મુખ્ય હતા

**શ્રીમતી, રૂક્મિણી લક્ષ્મીપથી** મદ્રાસ ધારાસભાના એક સભ્ય ડૉ બી એમ મ લાયાના અવસાનથી ખાલી પડેલી બેઠક માટેની પેટા ચુટણીમા મહાસભા ઉમેદવાર તરીકે જાણીતા મહાસભાવાદી કાર્યકર શ્રીમતી રૂક્મિણી લક્ષ્મીપથીએ ઉમેદવારી કરી હતી તેઓ હરિફ પુરૂષ ઉમેદવાર કરતા ૫૭૫૪ મતો વધુ મેળવીને ફતેહમદ થયા છે

વિદેશ

**કુમારી ફીલોમીના થબુ ચેટી** કુમારી ફીરોમીના થબુ ચેટી એ ઘણીજ જ બુધ્ધીમાન અને કુશળ વાયોલીન બજાવનારી છે ગઇ તા૦ ૧૧ મી એપ્રીલને રોજ લડનમા બોન્ડ સ્ટ્રીટમા આવેલા એયોલીયન હોલમા તેમના વાયોલીન વાદનનો પ્રયોગ યોજવામા આવ્યો હતો તેમના એ પ્રયોગથી ત્યા હાજર રહેલી સર્વ મેદની મુગ્ધ થઇ ગઇ હતી. કુમારી ફીરોમીના માટે સર્વને સુદર છાપ પડી હતી અને તેની કલા માટે માન ઉપજ્યુ હતુ



શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂ
નાદુરસ્ત હાલતમા

અર્લ અને કાઉન્ટેસ એફ રીડીંગને આ બાળાનુ ભાવી પણ જવલત લાગ્યુ એટલે આ પ્રયોગ તેમની પેટ્રોનેજ હેઠળ યોજવામા આવ્યો હતો. પહેલીજવાર કુમારી ફીરોમીનાએ પોતાનો પ્રયોગ કર્યો પણ એ પહેલાજ પ્રયોગે તેણે એક બક્ષીસ ધરાવતી સગીતકાર તરીકે સૌના દિલમા સ્થાન મેળવ્યુ

મ્હઇસોરની ગુડશેફર્ડ કન્વેન્ટના સીસ્ટર મોરીસ પાસે કુમારી ફેરોમીનાએ વાયોલીનનો પહેલો પાઠ શીખ્યો અને તે વેળા એની વય માત્ર સાત વર્ષની હતી ત્રીનીટી કોલેજની જુનીયર પરીક્ષા માટે જ્યારે કુમારી ફિરોમીનાએ વાયોલીન બજાવ્યુ ત્યારે પરીક્ષક ડૉ૦ મીસ્ટોવીસ્કીએ તેને માટે 'જન્મથીજ વાયોલીનવાદનમા નીષ્ણાત' એવો અભીપ્રાય ઉચ્ચાર્યો હતો ૧૪ મે વર્ષે તે લડનની ત્રીનીટી કોલેજ ઓફ મ્યુઝીકની છેવટની પરીક્ષામાં ઓનર્સ સાથે પસાર થઇ ૧૦૦માથી તેણે ૯૮ માર્કસ મેળવ્યા હતા પછીથી તે કલકત્તા સગીતશાળાના અધ્યાપક સાદ્રેની વિદ્યાર્થીની બની

૧૯૨૯ મા તે માત્ર ૧૭ વર્ષની વયની હતી ત્યાર તે પેરીસ કોન્ઝર્વેટોઇરમા દાખલ થઇ આ સસ્થામા દાખલ થવા પડેલા ઘણી જ આકરી કસોટીમાથી પસાર થવુ પડે છે એ કસોટીમાથી સફળ ઉતરતા તેને એ સસ્થામા પ્રવેશ મળ્યો દુનીયાના બધા ભાગોમાથી આ પ્રવેશીક પરીક્ષામા ૧૫૦ ઉપર ઉમેદવારો બેઠા હતા તેમા કેટલાય તો નીષ્ણાત સગીતશાસ્ત્રીઓ હતા એમાથી માત્ર ૧૦ જણની પસદગી આ સસ્થા માટે કરવામા આવી આ દશમા એક કુમારી ફીરોમીના થબુ ચેટી હતી. આ કાઇ સાધારણ શક્તિ ન કહેવાય.

અને એના વર્ગમા પણ કુમારી ફીરોમીના સૌથી નાની હતી અને છતા પેરીસ કોન્ઝર્વેટોઇરના સીનીયર અધ્યાપક મૌ ફરમીન ટુશેની તે માનીતી વિદ્યાર્થીની હતી, કુમારી ફીરોમીનાની શક્તી અને બુધ્ધિ માટે તેમને ઘણુ જ માન હતુ

ચાર વર્ષ સુધી આ સસ્થામા રહીને કુમારી ફીરોમીનાએ પોતાનો અભ્યાસક્રમ પુરો કર્યો અને

તે પછી, આંતર રાષ્ટ્રીય કીર્તી મેળવનારા રૂમાનીમન વાયોલીનીસ્ટ એનેસ્કોની તે વિદ્યાર્થીની બની. એનેસ્કોની સલાહ અને તેની વિવેચના વિષે બે મત હોતો નથી. ન્યુયોર્કવાળા યેહુદી મેનહુઇન દર વર્ષે પેરીસ આવીને આ નીષ્ણાત પાસે થોડુંક શીખી જાય છે. એનેસ્કોએ વારંવાર જણાવ્યું છે કે કુમારી કીશોમીના યંબુ ચેટી સંગીતની દુનીયામાં ઘણું જ ઉંચું સ્થાન મેળવવા સર્જાયલી છે.

કુમારી કીશોમીના મ્હઇસોરના નાં૦ મહારાજાના હજુર મંત્રી રાજસભા ભુષણ ટી. યંબુ ચેટીની પુત્રી છે.

**મીસ ઇરીશ ડગલાસ** રોયલ સ્ટેટીસ્ટીકલ સોસાયટીની એકક તાજેતરમાં લંડન ખાતે મળી હતી. એના સભ્યો સમક્ષ એક સ્ત્રીએ પ્રવચન કર્યું હતું. સોસાયટીના સો વર્ષના ઇતિહાસમાં, તેના સભ્યો સમક્ષ કોઇ સ્ત્રીએ પ્રવચન કર્યાનો આ ચોથો જ પ્રસંગ હતો.

એ પ્રવચન કરનાર મહીલા મીસ ઇરીસ ડગ• ડગલાસ એમ. એ. એફ. એસ. એસ. હતી. તે ગર્ટનની સ્નાતીકા છે. "છુટક વેપારનાં આંકડાઓ" એ વીષય ઉપર તેણે ભાષણ આપ્યું હતું.

ભલભલા બુધ્ધીમાનોને કંટાળો આપે એવો આ વિષય કહી શકાય છતાં તેણે આખુંય પ્રવચન કોઇ અજબ છટાથી કર્યું હતું. બનાવટના ખર્ચ અને વેચાણના ખર્ચના રેશીયો વિષે, એક સામટી પેદાશ ઉપર, ખપત અને વેચાણ ઉપર તેણે રસીક અને 'વિદ્વત્તાભર્યું' પ્રવચન કર્યું. આખીય દુનીયાના વેપારના આંકડાઓ તેણે રજુ કર્યા અને નીષ્ણાત શ્રોતાવર્ગને આખાય ભાષણ દરમ્યાન મુગ્ધ કરી નાખ્યો.

**વાળ રંગાવ્યા તેથી ઠાર કરી** પેરીસમાં કેમીલ ડોક્ટરની હોટલ ચાલે છે. એ પોતાની પત્ની સાથે ૨૧ વર્ષ સુધી આનંદમાં, સુખમાં અને સંતોષમાં રહ્યો. પણ હજી થોડા દિવસ પર એક એવો પ્રસંગ બની ગયો કે એણે અર્ધાંગનાને ઠાર કરી.

વાત તો બીલ્કુલ નજીવી હતી. એની પત્નીએ જરા આકર્ષક દેખાવા પોતાના વાળ કાળા ભમ્મર જેવા રંગાવ્યા; વાળ રંગાવી એ સ્ત્રીને પતિએ જોઇ કે તરત જ તેણે રીવોલ્વર ખેંચી તેને ઠાર કરી.

મુકદ્દમો ચાલ્યો: નવાઇની વાત છે કે, આરોપી નિર્દોષ ઠરી છુટી ગયો.

**સમાનતા માટે લડત:** ઘણા સમયથી સ્ત્રી પુરૂષની જાતીય સમાનતા માટે ઇંગ્લેન્ડમાં ચાલતી લડતનો સફળ અંત આવ્યો છે. આથી ત્યાંની સ્ત્રી અગ્રેસરો આનંદીત થઇ રહી છે. સ્ત્રીઓ કોઇ રીતે પુરૂષથી ઉતરતી નથી બલ્કે સરખી છે અને દરેક પ્રકારનું કાર્ય તે પણ કરી શકે છે એને લગતો એક સિદ્ધાંતનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો.

મીસએનની ઇન્કમટેક્ષ ઓફીસમાં મીસ ઇલીન લારેસી કારકુન તરીકે નોકરી કરતી હતી તેની સાથે એક પુરૂષ કારકુન પણ નોકરી કરતો હતો. બન્ને સરખી પાયરી પર હતાં થોડા વખત પછી પુરૂષને મીસ લારેસી કરતાં ઉંચા દરજ્જે ચઢાવવામાં આવ્યો. આથી મીસ લારેસીએ આવા પ્રશ્નોમાં 'જાતિનો નહિ પણ યોગ્યતાનો વિચાર કરવો જોઇએ' એમ જણાવી પબ્લીક સર્વીસ અપીલ બોર્ડને અપીલ કરી.

અઠવાડીઆંઓ સુધી વર્તમાનપત્રોમાં જાતીય સમાનતાના આ કેસની વિરૂદ્ધ કે તરફેણની ચર્ચાઓ થઇ અને જાહેર પ્રજાને પણ આ પ્રશ્ન સંબંધી ખોરાક મળ્યો.

આખરે બોર્ડ તરફથી મીસ લારેસીની તરફેણમાં નિર્ણય આપવામાં આવ્યો એ વખતથી સ્ત્રી જાતિના હક્કો માટે હિમ્મતભર્યો વિજય મેળવનાર તરીકે લોકો મીસ લારેસીને પ્રશંસી રહ્યા છે.

**જર્મન યુવતીને સજા:** લશ્કરને લગતી છુપી બાતમીઓ બહાર પાડવાના આરોપસર ફ્રીડા વીટમેન નામની ૨૫ વર્ષની વયની જર્મન યુવતીને બાર વર્ષ સખત કેદની સજા જર્મનસરકારે કરી છે.

**૧૯૩૪નાં વર્ષની પ્રખ્યાત સ્ત્રીઓ:** ૧૯૩૪ નાં વર્ષની ૧૦ પ્રખ્યાત મહિલાઓની યાદી, અમેરીકાનાં સુપ્રસિદ્ધ સ્ત્રી મતાધિકારની ચળવળનાં આગેવાન મીસીસ કેરી ચેપમેન કેટ તૈયાર કરી છે. આ યાદીમાં બે અંગ્રેજ સ્ત્રીઓનો પણ સમાવેશ

ગયો છે. આ બે અંગ્રેજ સ્ત્રીઓ તે મીસ કેથેરીન કર્ટની અને મીસીસ માર્ગરેટ કોરબેટ એશબી છે. મીસ કેથેરીન કર્ટનીએ વિશ્વશાન્તીના કાર્ય માટે ઘણી સુંદર સેવાઓ કરી છે. મીસીસ માર્ગરેટ કોરબેટ એશબી આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘનાં પ્રમુખ છે અને તેમણે પણ વિશ્વશાન્તી માટે સારૂં કાર્ય કરેલું છે. બ્રીટીશ સરકારે તાજેતરમાં શસ્ત્રસજ્જ થવાનો નીર્ણય કર્યો તે સામે પોતાનો સખ્ત વિરોધ દર્શાવી તેમણે રાષ્ટ્રસંઘની સમીતી પરથી પોતાનાં સભ્યપદનું રાજીનામું આપી દીધું છે.

આ યાદીમાં સહુથી મોખરે અમેરીકાના હાલના પ્રમુખનાં પત્ની મીસીસ ફ્રાન્કલીન ડી રૂઝવેલ્ટ છે એ ઉપરાંત અમેરીકન સરકારનાં મજુર ખાતાંનાં મંત્રી મીસ ફ્રાન્સીસ પરકીન્સ અને ડેનમાર્ક ખાતેનાં અમેરીકાનાં પ્રધાન મીસીસ રૂથ બ્રાયન ઓવનનો પણ સમાવેશ થાય છે.

મીસીસ કેરી ચેપમેન કેટ છેવટે કહે છે: મહાન યોજનાઓ પરત્વે કામ કરી શકે એવી આ મહીલાઓ છે. સ્ત્રીઓ એકલી અટૂલી રહેતી એ દીવસો હવે વહી ગયા છે. હવે તો એકત્ર પ્રયત્ન કરવાના દીવસો આવી પહોંચ્યા છે.

**પતિમાં પાણી નથી:** ' મારા નાથમાં કાંઇ પાણી નથી.' એ ઠંડા મીજાજનો માણસ છે. કોઇ પણ સ્વમાની સ્ત્રી એની સાથે રહી શકે નહિ ' એમ જણાવી ઓહીયોના સીનસીનાટી ગામની એક સ્ત્રી લ્યુઇસે એના પતિથી છુટાછેડા માંગ્યા છે. તે સ્ત્રીએ વધુમાં જણાવ્યું હતું કે, ' એક વેળા મારો વાંક હતો ત્યારે પણ, એ મને મારપીટ તો શું પણ ધમકાવીયે શકયો નહિ. '

**મેડમ લતીફે એફીર:** મેડમ બેનય લતીફે એફીર આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધીકાર સંઘના બારમા અધીવેશનનાં સ્વાગત પ્રમુખ છે, તુર્કસ્તાનના આગેવાન નેતા તરીકે તેઓ જાણીતાં છે. તુર્કસ્તાનની મહિલાઓની પ્રગતિમાં તેમનો હિસ્સો નોંધવા જેવો છે.

મેડમ લતીફે એફીર તુર્કી મહિલા સંઘના પ્રમુખ છે. તુર્કીના જુનામાં જુના કુટુંબોમાંના એકના તેઓ વંશજ છે. તેમને ઘણું સારૂં શિક્ષણ મળ્યું છે. તેમના સમયમાં સ્ત્રીઓ યુનીવર્સીટીમાં જતી ન હતી એટલે તેમણે ઘરેજ અભ્યાસ કરેલો છે. ફ્રેન્ચ અને ગ્રીક ભાષા ઉપર તેમને ઘણોજ કાબુ છે. દસ વર્ષ સુધી તેઓએ અધ્યાપક તરીકે કામ કર્યું હતું.

૧૯૩૦ મા તુર્કી પ્રજાસત્તાકે સ્ત્રીઓને મ્યુનીસીપાલીટી માટે મતાધિકાર આપ્યો અને તેમાં દાખલ થવાની છુટ આપી તે પછી મ્યુનીસીપાલીટીમાં પ્રવેશનારી સ્ત્રી સભ્યોમાં સહુથી પહેલાં મેડમ લતીફે એફીર હતાં.

તેમનાં માતા પણ સામાજીક કાર્યકર હતાં. અને માતાનો એ ગુણ પુત્રીમાં પણ ઉતર્યો હતો સ્ત્રીઓનું બૌદ્ધિક ધોરણ ઉંચું લાવવાના હેતુથી, તેમનાં માતાએ એક સંસ્થાની સ્થાપના કરી હતી અને એ સંસ્થાનું સંચાલન પણ તેઓ કરતાં હતાં. આ સંસ્થામાં કામ કરવાની શરૂઆત કરીને મેડમ લતીફે એફીરે સામાજીક કાર્યનો પ્રથમ આરંભ કર્યો હતો. ૧૯૨૩ માં તુર્કીશ સ્ત્રીઓના સંઘની સ્થાપના થઇ. એના સ્થાપકો પૈકી એક મેડમ લતીફે એફીર પણ હતાં. આઠ વર્ષ સુધી તેઓ એ સંસ્થાની વ્યવસ્થાપક સમિતિના સભ્ય હતાં અને તે પછી એના પ્રમુખ બન્યાં હતાં.

રેડ ક્રીસન્ટ ઓફ ફેઇથનાં તેઓ માજી પ્રમુખ છે. હાક ઇવી (પ્રજાસભા)ના તેઓ સભ્ય છે. નેશનલ ઇકોનોમી એસોસીએશન ટેમ્પરન્સ એસોસીએશન, ગરીબોને રાહત આપનારી સમિતિ, ગામડાંમાં કેળવણી આપવાને લગતી સમિતિ, બાલ સંરક્ષક અને માતાઓના સંઘની કમીટી, વગેરે સંસ્થાઓનાં તેઓ સભ્ય છે. ૧૯૩૦ માં તેમણે એક ખાસ સભા યોજીને તુર્કી સ્ત્રીઓને મતાધિકાર અને મ્યુનીસીપલ સંસ્થાઓમાં દાખલ થવાનો અધિકાર આપવા માટે અભિનંદન આપ્યાં હતાં.

આમ લતીફે એફીરે પોતાના સ્વદેશ માટે સતત કાર્ય કર્યું છે તેમને ત્રણ બાળકો છે. તેમના પતી અંગોરામાં તાર અને ટેલીફોન ખાતાના ડીરેક્ટર છે.

આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધીકાર સંઘના બારમા મહાધીવેશન પ્રસંગે તેઓએ સત્કારનો નીચેનો સંદેશ આપ્યો છે: " ઇસ્તાનબુલ એ નામ કે જ્યાં

બે ખરા એકત્ર મળે છે-તેજ શું પ્રતીકસમું નથી ? મહાધીવેશનમાંની તુર્કી મહીલાઓમાંથી જેઓ યુવતીઓ છે તેઓ માટે નવું જ કાર્યક્ષેત્ર ખુલ્લું થએલું છે; તેમની માતાઓએ તો તેમનાં જીવનના ઉત્તમોત્તમ વર્ષો પડદામાં રહીને દુનીયાથી તદન અપરિચીત રહીને ગાળ્યાં છે. કાંઇ પણ પ્રકારની સરત વીના તુર્કી પ્રજાસત્તાકે પોતાના સુધારાનાં કાર્યમાં સંપુર્ણ સમાનતાનો સમાવેશ કરેલો છે. થોડાક વર્ષો સુધી તુર્કીમાં મ્યુનિસિપલ કાઉન્સીલરો વકીલો, ડાક્ટરો, ન્યાયાધીશો તરીકે સ્ત્રીઓ બીરાજતી હતી. આજે સત્તર જેટલી તુર્કી મહીલાઓ પાર્લામેન્ટમાં બીરાજે છે.

## પ્રચાર માટે સ્ટામ્પ

સ્ત્રી મતાધીકારની તરફેણમાં આખી દુનીયામાં તીવ્ર પ્રચારકાર્ય થાય, એ હેતુને લક્ષમાં રાખીને, ઇસ્તાનબુલમાં આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધીકાર સંઘના બારમાં મહાધીવેશન પ્રસંગે, તુર્કી સરકારે, સંઘ સાથે મળીને સ્મારક સ્ટામ્પો કાઢવાની યોજના કરી છે. ૨૦ પારાથી ૧૦૦ કુરાની કીંમતના ૧૪ થી ૧૬ સ્ટામ્પો નીકળશે. દરેક સ્ટામ્પની કીંમ- જેટલીજ કીંમતનો વધારાનો વેરો ઉમેરીને ચાલના સામાન્ય દર કરતાં બેવડી કીંમતનો આ ..ક સ્ટામ્પ બનશે. આ વેરામાંથી ઉપજતી બધીય રકમ આંતર-રાષ્ટ્રીય સ્ત્રી મતાધીકાર સંઘને આપવામાં આવશે. ટુંકામાં કહીએ તો તુર્ક સરકાર અને સ્ત્રી મતાધીકાર સંઘ એ બેની વચ્ચે આ સ્ટામ્પની આવક સરખી રીતે વહેંચાશે.

તુર્કીની ટપાલ ઓફીસોમાં આ સ્ટામ્પો વેચાશે. ૧૯૩૫ ના વર્ષના અંત સુધી ટપાલના ઉપયોગમાં આ સ્ટામ્પો રહેશે.

આ સ્ટામ્પો ઉપર મતાધીકાર સંઘના સ્થાપક અને ઓન૦ પ્રમુખ મીસીસ કેરી ચેપમેન કેટ, અને નોબલ પારીતોષક મેળવનારી ૬ મહીલાઓ મેડમ કયુરી ( વીજ્ઞાન ), ગ્રેઝીયા ડેલેડા, સેલ્મા લેગરલોફ, અને સીગરીડ અન્ડેસ્ટ ( સાહિત્ય; ) જેન આડમ્સ અને બર્શાવોન સટનેર ( સુલેહ )ની પ્રતિકૃતિઓ આવશે.

એ ઉપરાંત સ્ત્રીઓની એક કે બે પ્રવૃતિઓ એક શિક્ષીકા અને ટાઇપીસ્ટ વગેરેનાં પ્રતિકનું નીરૂપણ કરતું ચિત્ર પણ આવશે, જ્યાં મહા અધીવેશન ભરાનાર છે તે પીલ્દીઝ પેલેસનું પણ એક ચિત્ર આપવામાં આવશે. એ ઉપરાંત તુર્કીના સ્ટામ્પો ઉપર આવતાં અક્ષરો, એની કીંમત તથા વેરો અને ફ્રેન્ચ ભાષામાં, 'આંતર રાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘ, બારમું મહા અધીવેશન ૧૯૩૫,' એટલા શબ્દો પણ આવશે. સ્ત્રીઓનાં નામો તેમની છબીઓની હેઠળ છપાશે અને સાથે 'નોબેલ ઇનામ' એવા શબ્દો પણ અપાશે.

આ સ્ટેમ્પ કલાત્મક રીતે છાપવામાં આવશે એ સ્ટામ્પો ૬૩૫,૦૦૦ તુર્કી પૌંડ એટલે કે ૧,૪૬૦,૦૦૦ સોના ફ્રાન્કની કીંમતના નીવડશે, તુર્કીની બધી પોસ્ટ ઓફીસો ઉપરાંત જીનેવા ખાતેની પ્રચાર કચેરીમાં પણ એનું વેચાણ થશે. આ પ્રચાર કચેરીમાં આ સ્ટામ્પોનું આખી દુનિયામાં વેચાણ થશે. આખી દુનિયાની મહિલા સંસ્થાઓમાં એ મોકલવામાં આવશે. દૈનીક વર્તમાન પત્રોનાં એને માટે અપીલો પ્રગટ થશે, અને આ રીતે સખ્ત પ્રચારકાર્ય કરીને સ્ત્રી મતાધિકાર પ્રત્યે સહાનુભૂતી ઉપજાવવામાં આવશે.

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી : સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.
વર્ષ ૫ : અંક ૫ પુસ્તક ૫ મે : ૧૯૭૫

# ગર્વ ખંડન

વિરધવળના વખતમાં ગોધરામાં ધુંધળ કરીને એક રાજા રાજ કરતો હતો. તે મદાંધ હતો; ગમે તેને લુંટી લેતો તેમજ વણજારાની પોઠોની પોઠો ગુમ કરતો. આથી વીરધવળના બંદરોનો વહેપાર તૂટી પડયો. વણઝારા ત્રાહ ત્રાહ પોકારતા વિરધવળની કચેરીમા- આવ્યા. વિરધવળ પોતાના મંત્રી વસ્તુપાળ અને સેનાપતિ તેજપાળ સાથે બેઠો હતો. વણઝારાની ફરિયાદ સાંભળી એટલે રાજાએ એકદમ માણસ દોડાવ્યો અને ખબર કહેવડાવી કે હવેથી કોઇને લુંટશો ને ત્રાસ આપશો તો ખબર લેવામાં આવશે. ધુંધળ અભિમાની હતો. તેણે સ્વારનું અપમાન કર્યું અને પોતાના બારોટને એક સાડી અને કાજળની દાબડી આપી વિરધવળની કચેરીમાં ધોળકા મોકલ્યો; અને કહાવ્યું કે હું બધા રાજાને સ્ત્રી સમાન ગણું છું. વિરધવળને ક્રોધ ચડયો પણ શાણા મંત્રીએ ગમ ખાવા કહ્યું.

તેજપાળ મોટું લશ્કર લઇ એકદમ ગોધરા ઉપર ધસ્યો, અને ગોધરા સર કરી ધુંધળને પકડી ધોળકે લાવ્યો તેની મોકલાવેલી સાડી તેને જ પહેરાવી અને કાજળની દાબડી ગળે લટકાવી તેને કચેરીમાં લાવવાનો હુકમ આપ્યો પણ ત્યાર પહેલાં તે છીભ કરડી મરણ પામ્યો.

ચંદુલાલ વ્યાસ

# દેશ દેશાવરમાંથી

## ઑસ્ટ્રેલીઆ

સૌ ખંડોમાં નાનામાં નાનો ખંડ તે ઑસ્ટ્રેલીઆ. એની વસ્તી પણ ઓછામાં ઓછી. વિસ્તારમાં આપણા હિન્દ કરતાં બમણો છે છતાં પૂરાં એક કરોડ પણ માણસો એમાં વસતાં નથી. એ ખંડની શોધ પણ મોડામાં મોડી થઈ. ઘણાએ નાવિકો એના એક કે બીજા કિનારા પર આવી ગયા હશે પરંતુ જગતને એની સત્તાવાર જાણ તો જ્યારે કેપ્ટન કૂકે ઈ. સ. ૧૭૭૦ માં એના કિનારા પર પગ મૂક્યો ત્યારે થઈ. એક બાજુ શાંત પૅસીફિક અને બીજી બાજુ તોફાની હિન્દી મહાસાગર વચ્ચે આવેલા આ દ્વિપના રહીશો આમ સદીઓની સદીઓ બહારની દુનિયાથી પર રહ્યા. એમની અને બીજા દેશોની વચ્ચે હજારો માઇલ સુધી સાગરનાં ખારાં નીર આવી રહ્યાં એટલે તેઓ પરદેશમાં જઈ ન શક્યા કે પરદેશીઓ એમને ત્યાં આવી ન શક્યા. આખોએ ખંડ આમ એકલો પડી ગયો. એકલો પડી જવાથી દેશ દેશાવરની પ્રજાઓનાં જ્ઞાન અને વિજ્ઞાન એમને ન મળ્યાં એટલે જ્યારે બીજા દેશો સુધારાની સીડી પર પગલાં માંડતા ગયા ત્યારે ઑસ્ટ્રેલીઆ જંગલી અને, જંગલી દશામાં જ રહ્યો. આજે પણ જગતની સર્વ પ્રજાઓમાં ઑસ્ટ્રેલીઆના દેશીઓ પછાતમાં પછાત છે.

માણસને જ્ઞાન વિજ્ઞાન વિના ચાલે પણ અન્ન પાણી વિના કેમ ચાલે? ઑસ્ટ્રેલીઆના બહોળા પ્રદેશમાંથી એને દેશીઓને શિકાર કરવો રહ્યો. શિકારની શોધમાં ને શોધમાં એમને દૂર દૂર દૃષ્ટિ નાખવી પડતી, કેટકેટલે આઘેથી શિકારની ગંધ ઓળખવી પડતી. તેમના અવાજો જાણવા પડતા. હરહંમેશની આ ટેવથી એમની દૃષ્ટિ તીક્ષ્ણ બની, એમની ઘ્રાણેન્દ્રિય તેજદાર બની અને એમના કાન ચપળ થયા. પૂર્વજોની આ બક્ષીશો વંશપરંપરા ઉતરી આવી એટલે ઑસ્ટ્રેલીઆના દેશીઓની બુદ્ધિ જાડી છે છતાં બીજી ઇન્દ્રિયો ઘણી જ ચપળ છે. દૂર દૂરના અવાજો એ સાંભળી શકે છે. આપણને જ્યાં કાંઈ ન દેખાય ત્યાં ઘણીએ વસ્તુઓ એ જોઈ શકે છે, અને ગંધ પરથી આઘેની વસ્તુઓ પારખી શકે છે. હથિયાર વાપરવામાં પણ તેઓ પાવરધા છે. એમનું શિકારનું હથિયાર તે બૂમરેન્ગ. વચ્ચે વાંકવાળા લાંબા પાયા જેવો એનો આકાર છે. આ દેશીઓ બૂમરેન્ગને એવી સફાઈથી ફેરવી નાખે છે કે શિકારની ચોટ ખાલી પડતાં એ પાછું જ્યાંથી ફેંક્યું હોય ત્યાં આવી પડે.

આ દ્વિપનાં દેશીઓ માફક એની કુદરત પણ એકલી પડી ગઈ, પશુ પંખી કે મનુષ્યોના પરદેશો સાથેના વ્યવહાર વિના ઑસ્ટ્રેલીઆનાં પશુ પંખીઓ અને ઝાડ પાન બીજા દેશોના કરતાં જૂદાં પડી ગયાં. એના અરણ્યોમાં રહેલાં રંગબેરંગી સુંદર પીછાંવાળાં પક્ષીઓ દેખાવે તો મનોહર લાગે પરંતુ એમાંનાં ઘણાંએ તો

કર્કશ અવાજવાળાં છે. દુનિયાના ખુણે ખુણે ફરી વળો છતાં કાંગારૂ જેવું પ્રાણી તમને બીજી જગ્યાએ નહિ મળે. એના આગલા પગ ટુંકા છે. પાછલા પગ લાંબા છે. પાંછલા પગ આગળ કોથળી જેવી લટકતી ચામડી રહે છે. એ કોથળીમાં એનાં બચ્ચાંને લઇ, એ ઠેકડા ભરતું દોડયું જાય છે. દુનિયાના મુસાફરને આ દેશના ઝાડમાં પણ જુદાઇ ભાસે છે ઘણા ખરાં ઝાડ યુકેલિપ્ટસની જાતનાં છે સૈકાઓના અટુલાપણાથી દેશ દેશની વનસ્પતિમાં જણાતી કુદરતની વિવિધતા આ દેશમાં નથી.

સાહસિક યુરોપી પ્રજાઓએ આફ્રિકા અને અમેરિકાની માફક ઑસ્ટ્રેલીઆમાં આવી વાસ પૂર્યો છે દેશીઓને હાંકી કાઢી વાડા બાંધી આપ્યા અને ખંડનાં કુદરતી સાધનોનો વિકાસ કર્યો. સ્પેનમાંથી સંસ્થાનીઓએ "મેરીનો" ઘેટું આણ્યું. હિન્દમાંથી ઉંટ આણ્યું. દેશાવરથી સારા ઘોડાની ઓલાદ આણી. ફળ ફૂલ અને અનાજ આણ્યાં. અખતરા કરી ઑસ્ટ્રેલીઆમા ફળ ફૂલ અને ધાન્યમાં વાવેતર કર્યાં અને પ્રાણીઓનો ઉછેર સાધ્યો. આજે ઑસ્ટ્રેલીઆ એના મેરિનો ઉન માટે જગતભરમા મશહુર છે એનું સોનું દેશાવર ચઢે છે. એના જેરાહ અને કૌરી નામના ઝાડનાં પાટીઆં ઠેઠ હિન્દુસ્તાન સુધી આવે છે. દશે દિશાએ એનો વિકાસ થઇ રહ્યો છે. એ વિકાસ કેટલે સુધી પહોંચશે તે નજદિકનું ભવિષ્ય કહેશે.

વરધભાઇ પટેલ

---

# બળિરાજા

બળિરાજા બહુ જ બળીયો. રાક્ષસોનો તો રાજા. એણે આખુંય જગત જીતી લીધું. જગતને જીતનાર કાંઇ જંપે ? પછી એને દેવલોકોનું સ્વર્ગ જીતવાનું મન થયું. પણ સ્વર્ગ જીતવું શી રીતે ? દેવોને હરાવવા શી રીતે ?

એ તો રસ્તો શોધી શોધીને થાકયો, ત્યા તો ગુરુ શુક્રાચાર્ય સાંભર્યા; પછી ગયો ગુરુ શુક્રાચાર્યને પૂછવા: "ગુરુજી ! ગુરુજી !" ગુરુજી તો મહાસમર્થ એમને ત્રણેય કાળનું જ્ઞાન. બળિરાજાના બોલતાં પહેલા જ ગુરુજી હસતા હસતા બોલી ઉઠયા, "કેમ, સ્વર્ગ જીતવા જવું છે ?"

બળિરાજા ગુરુજીની શક્તિ જાણતો હતો એટલે નમ્રતાથી બોલ્યો,

"હા, ગુરુજી !"

"તો વિશ્વજિત નામનો યજ્ઞ કર."

ગુરુજીએ રસ્તો બતાવ્યો એટલે બળિરાજાનો હરખ કેમે કર્યો સમાયો નહિ. પછી તો યજ્ઞની તૈયારીઓ થઇ. ભૃગુકૂળના બ્રાહ્મણોએ મંત્રો ભણવા માંડ ત્યાં તો એક દિવસ—

અગ્નિમાંથી ઝગ ઝગ ઝગ કરતો સોનાનો રથ નીકળ્યો,
સિંહને પણ ગભરાવી મૂકે એવો હણહણતો ઘોડો નીકળ્યો,
ધનુષ્ય નીકળ્યું,
અને જેમાંથી બાણુ જ ખૂટે નહિ એવાં ભાથાં, અને
બખ્તર નીકળ્યાં.

રથ, ઘોડો, ધનષ્ય, બાણુ, અને બખ્તર મળ્યાં એટલે બળિરાજાએ યુદ્ધ તૈયારીઓ કરવા માંડી. એને મન સ્વર્ગ લેતાં વાર શી ?

થોડા દિવસ વીત્યા ત્યાં તો—

સરરરરરર્ કરતો સોનાનો રથ ગુરુ શુક્રાચાર્યના આશ્રમે આવીને ઉભો રહ્યો અંદરથી બલિરાજા ઉતર્યો.

ત્યારે—

એણે અગ્નિમાંથી નીકળેલું પેલું બખ્તર પહેર્યું હતું, ખભે ધનુષ્ય, અ બાણુનાં ભાથાં ભેરવ્યાં હતાં.

ગુરુજી આશ્રમની બહાર નીકળ્યા. એમનાથી કાંઇ અજાણ્યું હોય ?-બલિરાજાએ પ્રેમથી વંદન કર્યું, ને હસુ હસુ થતાં કહ્યું. "ગુરુજી ! આજ્ઞા આપો. હું સ્વર્ગ જીતવા જાઉં છું."

"ઇશ્વર તારું કલ્યાણુ કરો." ગુરુજીએ બલિરાજાના માથા પરના ટોપ પર હાથ મૂકતાં કહ્યું, "પુત્ર ! વિજય કરીને વ્હેલો આવજે." પછી એક શંખ આપ્યો.

બળિરાજા ફરી વાર ગુરુજીને વંદન કરી રથમાં બેઠો.

સરરરરરર્ કરતો રથ ઉડયો. ઘોડો હણુહણ્યો. ગુરુજી પ્રેમથી જોઇ રહ્યા.

સૂર્યનારાયણુ તો બળિરાજાનું લશ્કર જોઇ ઝાંખા થઇ ગયા. ગણે ગણે ને ભૂલે....લાખ્ખો....દૈત્ય....એક–એકથી ચઢીયાતા.

* * * *

બળિરાજાએ સ્વર્ગને ઘેરી લીધું, પછી ગુરુજીએ આપેલો શંખ ફુંક્યો.

ગભરાતા ગભરાતા દેવો બૃહસ્પતિ પાસે આવ્યા. બૃહસ્પતિ દેવ લોકોના ગુરુ હતા. એમની શક્તિય બહુ જબરી હતી.

" ગુરુજી ! બળિરાજા આવ્યો છે. " ઇન્દ્રે ગભરાટનો થાક ખાઇ કહ્યું.

" તે આવે જ ને ! એનું પૂણ્ય ઉગ્યું છે." ગુરુજીએ શાન્તિથી જવાબ વાળ્યો.

ગુરુજીને શાન્ત રીતે બોલતા જોઈ ઇન્દ્રને લાગ્યું, કે સ્વર્ગ ગયું–ઇન્દ્રાસન ગયું–

" પણ ગુરુજી ! હું દેવોનો રાજા...." ઇન્દ્ર ગળગળો થઇને બોલ્યો.

" પૂણ્ય આગળ દેવ–દાનવ–માનવ–બધાંય સરખાં. "

" પણ મારો અપરાધ ?

" અપરાધ કાંઇ નહિ, પણ બળિરાજાના બ્રાહ્મણોનું તપ. "

" ત્યારે હું શું કરું ? " ઇન્દ્રે નિસાસો નાખી પૂછ્યું.

" બીજું શું ? સ્વર્ગ ખાલી કરો. હમણાં કાંઇ છૂપાઈ રહો. "

" પણ ગુરુજી ! દેવના પવિત્ર ધામમાં દૈત્યો...."

" દૈત્યે યજ્ઞ કર્યો–બ્રાહ્મણ સંતોષ્યા–પૂણ્ય કર્યું. પછી આવે જ ને ?

બધાય દેવો નિરાશ થયા.

" ત્યારે હવે સ્વર્ગ નહિ મળે ? " જતાં જતા ઇન્દ્રે પૂછ્યું.

" મળશે, બળિરાજાએ બ્રાહ્મણ સત્કાર્યા એટલે સ્વર્ગ મળ્યું, હવે તેનાથી અવળું–બ્રાહ્મણોને તિરસ્કારે ત્યારે.

ગુરુઆજ્ઞા માની બધાય દેવો સ્વર્ગ છોડી ચાલ્યા ગયા.

બળિરાજાને સ્વર્ગ મળ્યું–ઇન્દ્રાસન મળ્યું.

સ્વર્ગમાં દેવોને બદલે દૈત્યો વસ્યા.

* * * *

અચાનક કશ્યપમુનિની સમાધિ છૂટી. એમને થયું કે ચાલ, અદિતિના આશ્રમે જઇ આવું–અદિતિ એમનાં પત્ની હતાં.

આશ્રમની પાસે આવ્યા તો બધે શૂનકાર. કોઇ બોલે કે ચાલે. બધુંય સૂનમૂન. કશ્યપમુનિ વિચારમાં પડયા, આમ કેમ ?

અદિતિના આશ્રમમાં આવીને જુવે છે તો અદિતિ પ્રભુ સેવામાં બેઠાં છે. આંખમાંથી આંસુ ઝર્યા કરે છે.

થોડી વારે અદિતિ પ્રભુ સેવામાંથી પરવાર્યાં. જોયું તો કશ્યપમુનિ-પોતાના પતિ ઉભા છે.

અદિતિએ પતિનું પૂજન કર્યું. આસન આપી બેસાડયા.

" તમે ઉદાસ કેમ જણાઓ છો ? " કશ્યપમુનિએ સ્નેહથી પૂછ્યું.

" મારી પુત્રીના પુત્રો દેવતા. એમનું સ્વર્ગ દૈત્યોએ લીધું પછી મને દુઃખ ન થાય ?' "

અદિતિ દેવતાઓની નાનીમા હતાં.

" ઓહો ! એમાં શું ? તમારે તમારા પુત્ર દેવતાઓને સ્વર્ગ પાછું અપાવવું છે; જુઓ, હું કહું એવી તપવિધિ કરો. " કશ્યપમુનિએ રસ્તો બતાવ્યો.

અને નાનીમાએ તપવિધિ શીખી લીધી. પછી તો નાનીમા કયાં તો ન્હાતા હોય, મંત્ર બોલતાં હોય, આંખમાં આંસુ ભરી ભરી ભગવાનને પૂજતાં હોય. એમ દિવસો વીત્યા. એક દિવસ-" નાનીમા ! નાનીમા ! " નાનીમાને કોઇ બોલાવતું હતું. નાનીમા બોલે શાનાં ? એતો ઈશ્વર ભક્તિમાં લીન થઇ ગયાં હતાં.

" નાનીમા ! હું વિષ્ણુ ! હું તારો પુત્ર થઇને જન્મીશ. દેવતાઓને સ્વર્ગ અપાવીશ. "

ને નાનીમા ઝબકયાં. સુન્દરમાં સુન્દર મુખ, મલક મલક હસે, અને હસાવી મૂકે એવી આંખ, બોલે બોલે બાંધી લે એવી મોરલીથીએ મીઠી બોલી.

નાનીમાની સામે ભગવાન ઉભા હતા. ભગવાન જ પછી રૂપ-ગુણમાં બાકી શું ? " નાનીમા ! હું તારો પુત્ર થઇ જન્મીશ. દેવતાઓને સ્વર્ગ અપાવીશ. " ભગવાન ફરી બોલ્યા-ભગવાન નાનીમા ઉપર પ્રસન્ન થયા હતા. નાનીમાએ આંસુ લુછી ભગવાનના પગ ચૂમ્યા. ભાદરવા મહિનાની પહેલી બારશની સવાર ઉગી. સૂર્ય ખીલ ખીલ હસવા લાગ્યો, મેના-પોપટને કોયલ ટહૂકી ઉઠયાં. મ્હેક-મ્હેક-મ્હેક-ફૂલે મ્હેકી ઉઠયાં.

ઋષિઓ વિચાર કરે છે, આજે છે શું ?

લોકો વિચાર કરે છે, આજે છે શું ?

બપોર થયા—ઋષિઓને કોઇએ કહ્યું ' કશ્યપમુનિને ત્યાં પુત્ર જન્મ્યો. બધાંય હરખ ઘેલાં થયાં. માત્ર અદિતિ જ જાણતાં હતાં કે ' દેવતાઓને સ્વર્ગ અપાવવા ભગવાન અવતર્યા. " બધા એમને " વામનજી "ના નામથી બોલાવવા લાગ્યા.

સ્વર્ગમાં–ભરી ભરી સભા બેઠી છે. બલિરાજા ઇન્દ્રાસને વિરાજ્યો છે. ત્યાં પટ...પટ...પટ...પાવડીઓનો અવાજ આવ્યો. દૈત્યો ઉભા થયા, બલિરાજા ઉભો થઇ સિંહાસનેથી ઉતર્યો. ગુરુ શુક્રાચાર્ય આવ્યા. બધાય દૈત્યોએ પ્રેમથી વંદન કર્યું. બલિરાજાએ પૂજન કરી નમ્રતાથી આશીર્વાદ માગ્યો. ત્યાં તો ગુરુજી બોલ્યા, "બલિરાજા સ્વર્ગ રાખવું છે કે છોડવું છે ?"

"સ્વર્ગ ? શા માટે છોડું ? સ્વર્ગ છોડવું કોને ગમે ?"

"તો સો અશ્વમેધ યજ્ઞ કર. બ્રાહ્મણોનો સત્કાર કર."

"જેવી આજ્ઞા."

"સો અશ્વમેધ પૂરા થશે તો તારી પાસેથી વિષ્ણુ પણ ઇન્દ્રાસન લઇ શકશે નહિ."

બળિરાજા પૃથ્વી ઉપર આવ્યો. યજ્ઞની શરૂઆત થઇ. બળિરાજા મહાદાનેશ્વરી. બ્રાહ્મણોના તો એના પર ચારે હાથ.

એક દિવસ યજ્ઞ કરતા બ્રાહ્મણો ઝંખવાણા પડ્યા. કોઇ શ્લોક ભૂલ્યો, કોઇ શબ્દ ભૂલ્યો, કોઇ યજ્ઞમાં ઘી જ હોમવાનું ભૂલ્યો, કોઇની તો આંખ જ મીંચાઇ નહિ. શરીરે સુન્દર મૃગચર્મ પહેરી મહાતેજસ્વી વામનજી–ભગવાનનો અવતાર–યજ્ઞ થતો હતો ત્યાં આવ્યા. બ્રાહ્મણોએ એમના તેજથી અંજાઇ માન આપ્યું–આસન આપ્યું. બળિરાજાએ પૂજન કર્યું. ગુરુ શુક્રાચાર્ય મહાજ્ઞાની. એ સમજી ગયા. વિષ્ણુ પધાર્યા. હવે બલિરાજાનું સ્વર્ગ ગયું." બળિરાજાએ વામનજીના પગ ધોઇને પીધા પછી કહ્યું; "મહારાજ ! તમે મારા યજ્ઞમાં આવી મારા ઉપર ઉપકાર કર્યો છે. હવે મારી પાસેથી જે જોઇએ તે માગો." વામનજી હસતા હસતા બોલ્યા; "રાજા ! તારું કુળ ઘણું તેજસ્વી છે, તારા પિતા વિરોચને પોતાની આવરદા દેવોને દાનમાં આપી હતી, તારા દાદા પ્રહ્લાદે વિષ્ણુ ભગવાનને વશ કર્યા હતા; પણ હું માગીશ તે તું આપીશ ?"

બળિરાજા બાપદાદાનાં વખાણ સાંભળી ફૂલાયા ને બોલ્યા; "હા, હા, આપીશ."

"ત્યારે ત્રણ ડગલાં પૃથ્વી આપ."

બળિરાજા હસી પડ્યા. "ઓહો ! ત્રણ ડગલા પૃથ્વી. એમાં શું ? વધારે માગો."

"અરે ! આટલુ જ આપીશ તે વધારે છે. યોગીઓને જરૂર જેટલું સારું."

બળિરાજાએ પાણી ભરેલી ઝારી લીધી. ત્યાં ગુરુ શુક્રાચાર્ય બોલી ઉઠયા;

" બળિરાજા ! આ યોગીને ઓળખો છો ? એ તો ભગવાન વિષ્ણુ પોતે જ છે. દેવોને સ્વર્ગ અપાવવા આવ્યા છે. "

" ગુરુજી ! આ વામનજી ભલેને ભગવાન હોય. હું બોલ્યો એટલે મારે પાળવું જ જોઇએ. ભગવાન છે. બ્રાહ્મણ થઇને માગવા આવ્યા છે. પછી મારે શા માટે બોલ્યું ન પાળવું ? અને ત્રણ ડગલાં પૃથ્વી, એમાં શું ? "

" એમાં શું ? અરે ! ભાઇ, એ તો બે ડગલામાં તો સ્વર્ગ ને પૃથ્વી ભરી લેશે પછી ત્રીજું ડગલું કયાંથી ? "

" અરે ! એમ કાંઇ હોય ?...."

બળિરાજાએ ગુરુજીનું કહેવું ન માન્યું અને વામનજીને ત્રણ ડગલાં પૃથ્વી આપવાનું પાણી મૂક્યું.

ત્યાં તો—વામનજીનું શરીર વધવા માંડયું, બ્રાહ્મણો તો આંખો ફાડી ફાડીને જોવા લાગ્યા. માથું આકાશમાં—નાખી નજર જ ન પહોંચે, પગ પૃથ્વી પર. એક ડગલું ભર્યું'ને પૃથ્વી દબાઇ, બીજું ડગલું ભર્યું'ને સ્વર્ગ દબાયું.

વામનજી હસીને બોલ્યા, " બળિરાજા ! હવે ત્રીજું ડગલું આપ. "

બલિરાજા હવે શું આપે ? એનું હતું એટલું તો બે ડગલામાં આવી ગયું.

ગુરુ શુક્રાચાર્ય બોલ્યા;

" બળિરાજા ! હું નહોતો કહેતો એ ભગવાન છે. દેવોને સ્વર્ગ અપાવવા આવ્યા છે. હવે ધર માથું, ને મ.ગ મારી. " બળિરાજાએ ગુરુ આજ્ઞા માની વામનજીને કહ્યું; " પ્રભુ ! હવે મારા માથા પર પગ મૂકો.

વામનજીએ પ્રસન્ન થઇ બલિરાજાના માથા પર પગ મૂકી ને કહ્યું.

"બલિરાજા ! તારી દાનવૃત્તિથી હું પ્રસન્ન થઇ તને પાતાળનું રાજ્ય આપું છું દેવો સ્વર્ગમાં અને તું પાતાળમાં–તારા દૈત્યો સહીત. હું તારા રાજ્યની ચોકી કરીશ.

પછી બળિરાજા દૈત્યો સહીત પાતાળમાં રાજ્ય કરવા ગયો. મારા દાદીમા મને કહેતાં હતાં કે બલિરાજા હજુય પાતાળમાં રાજ કરે છે. ભગવાન પહેરો ભરે છે.

સરસ્વતીચન્દ્ર મુઝુમદાર

મંગળસૂત્ર પુસ્તકમાં કુલે ૧૦૯ ગીતો આપેલાં છે. અને તે દરેક ગીતનું પ્રાસંગીક વિવેચન પણ ગીતની સાથેજ આપેલું છે. પુસ્તકની શરૂઆતનો ટુંક ભાગ તેના વર્ણન સાથે નીચે બતાવીએ છીએ, ત્યાર પછી લગ્નગીતો શરૂ થાય છે.

# મંગળ સૂત્ર

મંગળ સૂત્ર ! દાંપત્ય ગીતા ! લગ્ન શાસ્ત્ર ! સૃજનજૂની લગ્ન પ્રથાનાં ગુઢ રહસ્યોનાં નિદાન કરી દેનાર: લગ્ન સિધ્ધાંતોની સમિક્ષાનો પ્રવચનકાર તે મંગળસૂત્ર !

બે આત્માને એક કરનાર પરમતત્વની ભાવના એ લગ્ન, પ્રભુતામાં પગલી મંડાવનાર. આત્મ વિકાસનું સાધન અને દંપતી વ્યવહારનું શિક્ષણ દેનાર મહા પાઠશાળા એ લગ્ન : ત્યાગ તપ ને સ્વાર્પણ મંત્રની સાધના સધાવનાર મહાસાધ્ય તે લગ્ન : અને વિશ્વના આદિ અનાદિ કારણરૂપ પરમોજ્વલ પરમતત્વ એ લગ્ન :

આવા આદર્શ લગ્નની ઉજ્વલતા, ચેતનતા, અભિનવતા, અનંતતા-સમજાવનાર

## આ મંગળસૂત્ર.

લગ્ન પ્રસંગે દંપતીના અદ્વૈત સંકેતરૂપ તેમનાં કંઠમાં એકજ મંગળ સૂત્ર નાખવામાં આવે છે. એ દંપતી માત્રનું મંગળ કરો :

(ઝીણા ઝરમર વરસે મેહ....ઢાળ)

અમર યૌવન રસામૃત રસાળ,
મંગળસૂત્ર સખિ !
આત્મ ઐક્ય રહુદીલડાં રસથાળ,
મંગળસૂત્ર સખિ !

× × × ×

પરમ પ્રેમ પરબ્રહ્મ પરાત્પર, દંપતીના વહેવાર રે,
સ્વાર્પણ તપ ને ત્યાગ મંત્રના, બજવે ઉભય સિતાર—મંગળ—

× × × ×

પ્રભુતામાં પગલાં લગ્ને તો, દેતાં નર ને નાર,
કુળાચાર કર્તવ્ય ગુંથાયાં, સૂત્રજ તારે તાર—મંગળ—

× × × ×

કમનીય કૌમાર્યે જ્યાં નિતરે, પુનિત પ્રેમ રસધાર રે,
એ જીવન કર્તવ્ય પ્રભુતા, શીલવટ કુળ આચાર—મંગળ—

એને ભાવનાઓથી આ પુસ્તકમાં બધાંએ લગ્ન ગીતો

# અર્ધિ કિંમતે




લાયબ્રેરીઓ, પુસ્તકાલયો
અને
ખાનગી વાંચનાલયો.
સ્વસ્તિક ગ્રંથમાળાના
ગ્રાહક થઇ
આ લાભ લઇ શકે છે.




તમારામાનીતા લેખકોનાં
પુસ્તકો
સ્વસ્તિક ગ્રંથમાળાએ
લગભગ
અર્ધિ કિંમતે આપ્યાં છે.

ગુજરાતના અગ્રગણ્ય પત્રો; પત્રકારો, અને સાક્ષર મિત્રો જેને માટે મુક્ત કંઠે પ્રસંશા કરે છે, તે "સ્વસ્તિક ગ્રંથમાળા" અને તેનાં અજોડ પ્રકાશનો ઘેર ઘેર વંચાય છે.

આટલી સસ્તી કિંમત છતાં
સ્વસ્તિક ગ્રંથમાળાના ગ્રાહકોને
દર વર્ષે
**એક ભેટ પુસ્તક મળે છે.**

## સ્વસ્તિક ગ્રંથમાળાનાં બહાર પડેલાં પુસ્તકોના લેખકો.

શ્રી રમણલાલ વસંતલાલ દેસાઇ.
,, જ્યોતિન્દ્ર હ. દવે.
,, ટૉલસ્ટૉય.
,, શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય.
,, છેલશંકર વ્યાસ.
,, સુદર્શનજી.
,, પ્રેમચંદજી.
,, રશ્મિ.
,, પાદરાકર.
,, જ. દુ. ખંધડીયા.
,, મસ્ત ફકીર.

આ બધા લેખકોની કૃતિઓનાં
ત્રણ વર્ષનાં બહાર પડેલાં
રૂા. ૨૭–૮–૦ ની કિંમતનાં

**પંદર પુસ્તકો**

સ્વસ્તિક ગ્રંથમાળાના ગ્રાહકોને
ફક્ત રૂા. ૧૪–૯–૦ માં પોસ્ટેજ વધુ

આહક થવા આજેજ લખો:—

**સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય**
૧૧૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

સ્વસ્તિક ગ્રંથમાળા

આપ ગ્રાહક છો ?

સસ્તી કીંમત

સારાં પુસ્તકો

સ્વસ્તિક ગ્રંથમાળા મુંબઈ ૨

## —સ્વસ્તિક ગ્રંથમાળાની યોજના—

આ ગ્રંથમાળામાં ગુજરાતી સાહિત્યના તેમજ ઇતર દેશના સુપ્રસીદ્ધ વિદ્વાન લેખકોનાં પ્રેરણાત્મક પુસ્તકો ખાસ પસંદગી કરીને આપવામાં આવે છે.

માળાના પુસ્તકો, સચિત્ર-અને આકર્ષક બાંધણીવાળા હોવા સાથે સુંદર કાગળમાં છાપવામાં આવે છે.

માળાના ગ્રાહકોને દર વર્ષે એક ભેટ પુસ્તક અપાય છે.

દર વર્ષે ઓછી પ્રતી કિંમતના મળીને આશરે રૂ. ૫) "નેટ" સુધીના પુસ્તકો ગ્રાહકને અપાય છે.

### —નિયમો—

રૂ. ૧-૦-૦ પ્રવેશ ફી (ડીપોઝીટ) ભરી ગમે ત્યારથી ગ્રાહક થઇ શકાય છે. આ એક રૂપીઓ વર્ષ પુરૂં થએ ગ્રાહકની ઇચ્છા ગ્રાહક તરીકે ચાલુ રહેવા ન હોય તો તેમને ખર્ચે પાછો અપાય છે.

પ્રત્યેક ગ્રાહકને દરેક પુસ્તકની એક કરતાં વધુ નકલ "માળા"ના ભાવે અપાતી નથી.

પોસ્ટેજ ખર્ચ મંગાવનારને શીર સમજવાનું છે.

રૂ. ૧-૦-૦ પ્રવેશ ફી અને એક વર્ષના આશરે રૂ. ૫-૦-૦ "નેટ"ના હિસાબે કુલ રૂ. ૬-૦-૦ મનીઑર્ડરથી મોકલવા અથવા V. P. કરવા સ્પષ્ટ જણાવવું.

## એપ્રીલ ૧૯૩૫ થી ચોથું વર્ષ શરૂ થાય છે.

### સ્વસ્તિક ગ્રંથમાળાના ૧ લા વર્ષના પુસ્તકો.

૧ લા વર્ષના પાંચ પુસ્તકોનો રૂ. ૮-૪-૦ નો આખો સેટ ફક્ત રૂ. ૪-૧૨-૦ માં પો. વધુ

| | કિંમત | માળાના ગ્રાહકો |
|---|---|---|
| પુ. ૧ ગ્રાકુળ લે. ર. વ. દેશાઇ | રૂ. ૨-૮-૦ | રૂ. ૧-૧૨-૦ |
| પુ. ૨ પ્રેમચંદજીની વાતો લે. પ્રેમચંદજી | રૂ. ૧-૮-૦ | રૂ. ૧-૦-૦ |
| પુ. ૩ ગરીબની ગૃહલક્ષ્મી પૂર્વાર્ધ | રૂ. ૧-૮-૦ | રૂ. ૧-૦-૦ |
| પુ. ૪ મારી નોંધપોથી લે. જ્યોતિન્દ્ર દવે | રૂ. ૧-૮-૦ | રૂ. ૧-૦-૦ |
| પુ. ૫ પ્રણય-રાત્રિ લે. સુદર્શનજી | રૂ. ૧-૪-૦ | ભેટ |

## સ્વસ્તિક ગ્રંથમાળાના બીજા વર્ષના પુસ્તકો.

સ્વસ્તિક ગ્રંથમાળાના બીજા વર્ષનો પાંચ પુસ્તકોનો રૂ ૯–૪–૦ ની કિંમતનો આખો સેટ ફક્ત રૂ. ૪–૧૩–૦ માં. પો. વધુ.

| | લેખક | કિંમત | ગ્રંથમાળાના ગ્રાહકોને |
|---|---|---|---|
| પુ. ૧ મસ્ત ફકીરનાં હાસ્યમોતી | મસ્તફકીર | ૨–૮–૦ | ૧–૮–૦ |
| પુ. ૨ ગરીબની ગૃહલક્ષ્મી ઉતરાર્ધ | પ્રેમચંદજી | ૧–૮–૦ | ૧–૦–૦ |
| પુ. ૩ પંતગીયું | મસ્ત ફકીર | ૧–૪–૦ | ૦-૧૩-૦ |
| પુ ૪ હૃદય યજ્ઞ | રશ્મિ | ૨–૮–૦ | ૧–૮–૦ |
| પુ ૫ ઇશ્વરી ઇન્સાફ | ટૉલસ્ટૉય | ૧–૮–૦ | ભેટ |
| | | ૯–૪–૦ | ૪–૧૩–૦ |

## સ્વસ્તિક ગ્રંથમાળાના ત્રીજા વર્ષના પુસ્તકો.

સ્વસ્તિક ગ્રંથમાળાના ત્રીજા વર્ષનો પાંચ પુસ્તકોનો રૂ. ૯–૧૨–૦ ની કિંમતનો આખો સેટ ફક્ત રૂ. ૫–૦–૦ માં. પો. વધું.

| | લેખક | કિંમત | ગ્રંથમાળાના ગ્રાહકોને |
|---|---|---|---|
| પુ. ૧ છુટકારો | શરદચંદ્ર ચટોપાધ્યાય | રૂ. ૧–૪–૦ | ૦-૧૨-૦ |
| પુ. ૨ ખાટી મીઠી વાતો | જ દુ. ખંધડીયા | રૂ. ૨–૦–૦ | ૧–૪–૦ |
| પુ. ૩ દાવાનળ | છેલશંકર વ્યાસ | રૂ. ૨–૮–૦ | ૧–૮–૦ |
| પુ. ૪ મંગળ સૂત્ર | પાદરાકર | રૂ. ૨–૦–૦ | ૧–૮–૦ |
| પુ. ૫ સર્વાંગિક રામાયણ | ખંધડીઆ | રૂ. ૨–૦–૦ | ભેટ |
| | | ૯–૧૨–૦ | ૫–૦–૦ |

"ગટર મુકાદમ મીસ મેયા" ના,

દેશમાં લઇ જઇ ત્યાં ચાલતા 'નિગ્રો-આંગ્લ' વહેવારોનાં અનેક ભોપાળાંઓ પુરાવાઓ અને પ્રમાણો સહિત તે રીતસર રજુ કરે છે.

"મીસ ચંપા"

"હરીજન ઉધ્ધાર" વિષેનાં મનનીય વિચારો દર્શાવી; તે માટે નવો રાહ બતાવે છે, મતલબ કેઃ—

**આ ત્રીજો ભાગ સ્વતંત્ર પુસ્તકનું રૂપ પકડે છે.**

અને ફોટો ચિત્રોઃ—

મિસ ચંપા, મી. દેવલા, તેની મા, તેની સાસુ મદનમૂર્તિ યુસુફ આંગ્લ બાળાઓ, હુકેશીયા કાઉન્ટેસ, વિગેરે એનકાનેકને રૂબરૂ નિહાળવાનો સુયોગ આ ત્રીજા ભાગમાંજ છે.

## અજાયબી !!

એક વાંચનાર તો એટલી હદ સુધી કલ્પના દોડાવતાં, છાતી ઠોકીને જણાવે છે કે, બીજા તો ગમે તેમ, પણ તમારી મિસ ચંપા અને તેનું આખું કુટુંબ મુંબઇમાં અમુક સ્થળે રહી નર્સનો ધંધો કરે છે, તેજ છે.

કારણમાં જણાવે છે કે, બીજા તો ગમે તેમ, પણ તમારી બુકમાંનાં ચિત્રો છે તે તો આખા કુટુંબનાં માણસોએ આપેલા ખાસ ફોટાઓ છે.

અમે કાને હાથ મુકીને જણાવીએ છીએ કેઃ—

ભાઇ! એ વાત તો, એક જાણે શ્રી હરી!

અને બીજા જાણે શ્રી. ઠક્કર!

લખોઃ—**ધી જનરલ બુક ડીપો.**

ગ્રેસ સ્ટ્રીટ મુંબઇ, ૨.

લગ્નના કોડ વર-કન્યા ને કેવા હોય છે? તે દર્શાવતું એક ટુંક વિવેચન અહિં આપીએ છીએ.

# કુંવારી કન્યાના કોડ

માનવ માત્ર વિવિધ કોડ કરતું જીવે છે, ને એ કોડની સાફલ્યતામાં રાચી ફાલે ફૂલે છે. કુંવારી કન્યાયે એમજ કરે છે. એનેયે એના આખા જીવનનો સાથી-સહચર મેળવવાનો હોય છે. તે ચેતનના ધબકારે, ધબકારે પોતાના કોડની અવનવી સૃષ્ટી રચી રાચે છે કેવો વર મારો? કેવો વર હોય તો ગમે? એવા મનોરથના કિલ્લા કન્યાવસ્થામાં તે સદા રચતીજ હોય છે. એને તો દિલનો દરિઆવ-વીર મર્દ-વાસનાને બદલે આત્મૈક્ય સાધી મધાવનાર પૂર્ણ પ્રેમી-હૈયે હિંચોળે એવો-ચેતનના ગમ ખોલી, ખેલાવનાર--પ્રભુતામાં પગલી પાડી, હું તુંના ભેદભાવ ભૂલી-પરમ પ્રેમ પરબ્રહ્મની મૂર્તિ સમો બની રહે તેવો, દયા દેશ અને ધર્મના દામ સમોવડીઓ વર જોઇએ છે એના માટે એ ચીતૂર બની ઉઠે છે.

અબોલે ઉધાડે ઉર કુજ જો—
અને
વચને વેરાય પુષ્પ પાંખડી રે લોલ—

એને કટુ વચન બોલનાર નથી ખપતો. એને ખપે છે દિલનો પુજારી. શર્મનો નહિ. કારણ એની ભાવનામા તો—

દિલનો પુજારી ચર્મના ચાહુરે લોલ!
વળી એ માંગે છે. કર્મ યોગી જ્ઞાની અવતાર જો!

—અને નેવાનેજ—

દિલની ન્યોછાવરી તે દિલને રે લોલ—
કરશું બનીને ઘેલાં તુરજો—

અને એજ રીતે કુમારના કોડમાં પણ કલ્પનાની મૂર્તિ સમોવડી ભાવિ પત્નીની કલ્પના રચાતી હોય છે એની કલ્પનાસૃષ્ટિમાં એન કેવી પ્રેમદાના સહચરની ભૂખ હોય છે?

નિડર સત્ય મિષ્ટ વચન બોલતી રે લોલ ..

નિડર-ભીરૂ નહિં. સેવિકા બની શકે તેમ સ્વામીની પણ બની શકે એવી, સત્ય અને મિષ્ટભાષી:

એ એકલી સેવિકા નથી શોધતો. એ તો એની યે સેવા કરવા તત્પર છે. સ્ત્રી એટલે ઘરની ઉંદરડી નહિં-પણ આજનો યુવાન સંસારના બેઉ ચક્રો સમાન માગી રહ્યો છે. એને તો—

ગૃહરાજ્ય રાણી બની રાચતી રે લોલ,
અનતાત્માસાધન વિલાસ જો.

× × × ×

ગુણીયલ રસ સુંદરીને ગોતીએ રે લોલ......

આવા આવા તો ૧૦૮ ગીતોને તેના વર્ણનો "મંગળસૂત્ર"માં આવેલા છે.


મંગળ સૂત્ર
પાદરાકર







બહેનોને અને સખીઓને ભેટ આપવા માટે

# સુંદર રાસસંગ્રહો

**રાસતરંગિણી** — આપણાં કલુષિત ચપલા ગૃહજીવનને ઉન્નત કરે એવાં રાસનો અપૂર્વ સંગ્રહ

લેખક. સ્વ. કવિ બોટાદકર — મૂલ્ય : ૦-૧૦-૦ પોષ્ટેજ : ૦-૧-૩

**રાસચંદ્રિકા** — કવિશ્રી ખબરદાર રચિત સુંદર અને ભાવભર્યો રાસસંગ્રહ

(બીજી આવૃત્તિ) — મૂલ્ય : ૦-૮-૦ પોષ્ટેજ : ૦-૧-૩

**ઉમા-ગીતાંજલિ** — માંગલિક પ્રસંગોના ગીતો અને જુદા જુદા કવિઓના રાસનો સુંદર સંગ્રહ

( ત્રીજી આવૃત્તિ ) — મૂલ્ય : ૦-૫-૦ પોષ્ટેજ : ૦-૧-૩

**"ગુણસુન્દરી"ના રાસ** — ગુજરાતના જાણીતા કવિઓના ચુંટી કાઢેલા, તાલ માપ સાથે સાઠ રાસનો સંગ્રહ

નવિન રાસસંગ્રહ — મૂલ્ય : ૦-૪-૦ પોષ્ટેજ : ૦-૧-૩

**ચારે પુસ્તકો સામટા લેનારને રૂ. ૧-૧૨-૦ માં ઘેર બેઠાં મળશે.**

પોષ્ટથી મંગાવનારે તેટલી રકમની ટીકીટો મોકલવી.

---

પુસ્તકાલયો માટે સર્વોત્તમ તક

## "ગુણસુન્દરી" માસિકના ફાઇલો

માસિકની શરૂઆતથી-સપ્ટેમ્બર ૧૯૨૩ થી માંડીને ઓગસ્ટ ૧૯૩૪ સુધીના પાકા કાપડી-પૂઠાંમાં બાંધેલા-૭ ૭ માસના અંકના પુસ્તકો-પુસ્તક ૧ થી પુસ્તક ૨૨ સુધીનો સંપૂર્ણ સેટ મેળવી લ્યો.

**મૂલ્ય: દરેક પુસ્તકનું રૂ. ૨-૮-૦ : પોષ્ટેજ અલગ**

---

તમારા બાળકો માટે નિર્દોષ અને પ્રેરક વાચન

## "ગુણસુન્દરી" બાલવિભાગનાં પુસ્તકો

પુસ્તક ૧લું, ૨જું અને ૩જું

બાળોપયોગી સુંદર પાઠો, વાર્તાઓ, પ્રવાસવર્ણનો, કાવ્યો, પત્રો, પશુ-પક્ષીની વાર્તાઓ વગેરે. અનેક બાબતો આ પુસ્તકોમાં મળશે: બાળકો જ્ઞાન સાથે અપૂર્વ આનંદ મેળવશે.

મૂલ્ય: દરેક પુસ્તકનું રૂ. ૧-૦-૦ : પોષ્ટેજ : ૦-૨-૩

[ "ગુણસુન્દરી"ના ગ્રાહકોને વીસ ટકા વળતર મળશે ]

**વ્યવસ્થાપક "ગુણસુન્દરી",** ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪.

આ માસિક વડોદરા-રાવપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે પોતાના માટે છાપી તેજ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે. તા. ૧-૫-૩૫.

Registered No. B. 1775

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

આંતરરાષ્ટ્રીય મહિલાઅંક

પૂર્ણ સંખ્યા ૧૪૨

જુન : ૧૯૩૫

લવાજમ.

દમાં  પરદેશ

-૬-૦  ૧૦ શીલીંગ

ક નકલ : બાર આના

કાર્યાલય:

ીરગામ બેક રોડ, મુંબાઇ, ૪

ી: જયકૃષ્ણ ના. વર્મા

ી: યજ્ઞેશ હ. શુકલ



શ્રી લેડી વિદ્યાગૌરી નીલકંઠ



હવે તો આ માસિક ગુજરાતના દરેક ઘરમાં વખણાઈ ચૂક્યું છે. દરેક વાચનશોખીનનું એ પ્રિય થઈ પડ્યું છે.

આજ તેરતેર વર્ષથી રસપ્રદ ને સર્વ વર્ગને રૂચિકર થઈ તેવું સાહિત્ય પીરસતું 'નવચેતન' માસિક હંમેશાં નવી શૈલીની નવલિકાઓ, ચિંતનભરપૂર કાવ્યો, વિજ્ઞાન, ઉદ્યોગ ને વિધવિધ ઉપયોગી વિષયોના મનનીય લેખો અને અભિનવરંગી સમાલોચનાઓથી પોતાનું સ્થાન સામાન્ય જનતામાં તેમજ શિષ્ટ અને સંસ્કારી વર્ગમાં નક્કી કરી ચૂક્યું છે.

એના પાને પાને નવી તાઝગી છે. કલ્પના, પ્રાણ અને ભાવનાનાં દર્શન છે. એના ત્રિરંગી ચિત્રોમાં જીવન અને કલાનાં જે સુન્દર પ્રતિબિંબો નજરે પડે છે તેવાં જવલ્લેજ નજરે પડે છે.

ઉંચા, ચીકણા ને સફેદ દૂધ જેવા કાગળો વાપરવામાં, સુઘડ છપાઈમાં, સાદી છતાં કલાયુક્ત લેખગોઠવણીમાં આ માસિક ખરેખર ભાત પાડે એવું છે.

છેલ્લાં તેર વર્ષથી એક સરખી રીતે જે કોઈ પણ માસિક લોકપ્રિયતા જાળવી રહ્યું હોય તો તે આ જ માસિક છે.

વર્ષના બાર અંકોમાં ત્રણ અંક વધારે દળદાર કદમાં ને આકર્ષક રૂપમાં નીકળે છે (૧) દીવાળી અંક (૨) મૌલિક વાર્તા-અંક (૩) હાસ્યાંક.

આવા રૂપરંગ, સાહિત્ય અને કલાના સર્વાંગસુન્દર નમુનારૂપ માસિકના તમે હજી સુધી ગ્રાહક ન થયા હો તો આજે જ થાઓ.

વાર્ષિક રૂ. ૬ાા     હિંદ બહાર રૂ. ૮ાા     છુટક રૂ. ૦ાા

"નવચેતન" ઑફીસ, ૧૦ પોલોક સ્ટ્રીટ, કલકત્તા.

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૬-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ
તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા                                   કાર્યાલય :
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુકલ          જુન : ૧૯૩૫          ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪.
પુસ્તક ૨૪ મું ]                                                   [ અંક ૪ થો

અનુક્રમણિકા



બાલવિભાગ

તંત્રી : સોમાભાઇ પટેલ

# અર્પણપત્ર

**શ્રીમતી લેડી વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ, બી. એ.**

પૂજ્ય વિદ્યાબહેન,

ગુજરાતમાં પહેલાં સ્ત્રી ગ્રેજ્યુએટ હોઇને તમે ગુજરાતી બહેનો માટે ઉચ્ચતર સ્ત્રીશિક્ષણનો માર્ગ મોકળો કર્યો; તમારાં પોતાનાં સંતાનોને શકય તેટલી ઉંચી કેળવણી માટેની સગવડ કરી આપીને તમે શિક્ષિત માતા તરીકેનો આદર્શ રજુ કર્યો; પતિની નાની મોટી હરેક પ્રવૃત્તિમાં પૂરતો રસ લઇને તમે આદર્શ પત્ની તરીકેની ફરજો સંપૂર્ણ રીતે અદા કરી; કુટુંબની નાની મોટી પ્રત્યેક જવાબદારીનું પૂર્ણાંશે પાલન કરીને તમે આદર્શ ગૃહિણી તરીકે ગૃહસ્થાશ્રમ દીપાવ્યો.

ઘરના–કુટુંબના સંકુચિત વાતાવરણમાં ઘેરાઇ ન રહેતાં તમે ગુજરાતની સ્ત્રીશિક્ષણની અને સમાજસુધારાની હરકોઇ પ્રવૃત્તિના પુરોગામી બન્યાં, ગુજરાતના સંસારસુધારાનાં કાર્યમાં તમે ઓતપ્રોત બન્યા; દુઃખી વિધવાઓનાં તમે બેલી બન્યાં; જાહેર પ્રવૃત્તિમાં જ્યાં જ્યાં તમે પ્રવેશ કર્યો ત્યાં ત્યાં તમે અવિરત. કાર્ય અને પરિશ્રમથી અપૂર્વ સફળતા પ્રાપ્ત કરી.

જીવનની અનેક લીલી સૂકીઓ જોવા છતાં તમે સેવા અને સ્વાર્પણમાં જ તમારૂં જીવન ધન્ય માન્યું.

સ્ત્રીશિક્ષણ, અને સમાજસુધારણા ક્ષેત્રમાં તમે કરેલી સેવાઓ અપૂર્વ છે. ગુજરાતી સ્ત્રીઓ એ સેવાઓ માટે તમારી સદાની ઋણી રહેશે. ગુજરાતની સ્ત્રીઓનું તમારા પ્રત્યેનું આ રૂણ યત્કિંચિત અંશે ફેડવાના શુભ ઉદ્દેશથી પ્રેરાઇને તમારા મણિમહોત્સવ પ્રસંગે અમે "ગુણસુન્દરી" નો આ 'આંતરરાષ્ટ્રીય મહિલા અંક' તમને અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ.

મુંબાઇ, તા. ૧–૧–૩૫

જયકૃષ્ણ ના વર્મા, તંત્રી
યજ્ઞેશ હ. શુકલ, ઉપતંત્રી

# અર્પણપત્ર

**શ્રીમતી લેડી વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ, બી. એ.**

પૂજ્ય વિદ્યાબહેન,

ગુજરાતમાં પહેલાં સ્ત્રી ગ્રેજ્યુએટ હોઇને તમે ગુજરાતી બહેનો માટે ઉચ્ચતર સ્ત્રીશિક્ષણનો માર્ગ મોકળો કર્યો; તમારાં પોતાનાં સંતાનોને શકય તેટલી ઉંચી કેળવણી માટેની સગવડ કરી આપીને તમે શિક્ષિત માતા તરીકેનો આદર્શ રજુ કર્યો; પતિની નાની મોટી હરેક પ્રવૃત્તિમાં પૂરતો રસ લઇને તમે આદર્શ પત્ની તરીકેની ફરજો સંપૂર્ણ રીતે અદા કરી; કુટુંબની નાની મોટી પ્રત્યેક જવાબદારીનું પૂર્ણાંશે પાલન કરીને તમે આદર્શ ગૃહિણી તરીકે ગૃહસ્થાશ્રમ દીપાવ્યો.

ઘરના–કુટુંબના સંકુચિત વાતાવરણમાં ઘેરાઇ ન રહેતાં તમે ગુજરાતની સ્ત્રીશિક્ષણની અને સમાજસુધારાની હરકોઇ પ્રવૃત્તિના પુરોગામી બન્યાં, ગુજરાતના સંસારસુધારાનાં કાર્યમાં તમે ઓતપ્રોત બન્યા; દુઃખી વિધવાઓનાં તમે બેલી બન્યાં; જાહેર પ્રવૃત્તિમાં જ્યાં જ્યા તમે પ્રવેશ કર્યો ત્યાં ત્યાં તમે અવિરત કાર્ય અને પરિશ્રમથી અપૂર્વ સફળતા પ્રાપ્ત કરી.

જીવનની અનેક લીલી સુકીઓ જોવા છતાં તમે સેવા અને સ્વાર્પણમાં જ તમારૂં જીવન ધન્ય માન્યું.

સ્ત્રીશિક્ષણ, અને સમાજસુધારણા ક્ષેત્રમાં તમે કરેલી સેવાઓ અપૂર્વ છે. ગુજરાતી સ્ત્રીઓ એ સેવાઓ માટે તમારી સદાની ઋણી રહેશે. ગુજરાતની સ્ત્રીઓનું તમારા પ્રત્યેનું આ ઋણ યત્કિંચિત અંશે ફેડવાના શુભ ઉદ્દેશથી પ્રેરાઇને તમારા મણિમહોત્સવ પ્રસંગે અમે "ગુણસુન્દરી"નો આ 'આંતરરાષ્ટ્રીય મહિલા અંક' તમને અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ.

મુંબાઈ,
તા. ૧–૬–૩૫

જયકૃષ્ણ ના. વર્મા, તંત્રી
ચન્દ્રેશ હ. શુકલ, ઉપતંત્રી

# બાળકને દાંત આવવાનો સમય




## એમાં જરાય શક નથી કે

બાળકના જીવનમાં બાળકને પોતાને માટે એથી વધુ વાયબરેલો અને માતાને અત્યંત ચીંતા ઉપજાવનારો બીજો કોઇ કટોકટીનો કે કસોટી કરે એવો સમય નથી. બાળક પાંચ મહિનાનું થાય ત્યારથી દાંત આવવા માંડે છે અને આ સમયની શરૂઆતથી આખર સુધીમાં બાળકના શરીરના બંધારણમાં મોટો ફેરફાર થાય છે, અને તે અરસામાં ઘણા ગંભીર દરદો ઉભરી નાકળે છે.

આ દુઃખ દુર કરવા માટે ઘણી જાતના ઉપાયોનાં ભલામણ કરવામાં આવે છે, પરંતુ **મીરા ટીથીંગ નેકલેસ** કરતાં બીજી કોઇ પણ વસ્તુ વધારે અસરકારક સાબીત થઇ નથી. એ **નેકલેસ** અમારી પોતાની શોધ અને બનાવટ છે અને ટુંક સમયમાં આખી દુનિયામાં તે લોકપ્રિય થયો છે.




## મીરા ટીથીંગ નેકલેસ

મીરા ટીથીંગ નેકલેસ ઉગતા દાંત ઉપર જ નહિ, પરંતુ આખા શરીર ઉપર સાધારણ રીતે ફાયદાકારક અસર કરશે અને ઘણા પરિણામો આ સાદા ઉપાયથી દુર કરી શકાશે

અમારી આ કીમતી શોધની ઘણી નકલો થવાનો સંભવ હોવાથી પ્રજા છેતરાય નહિ તે માટે અમારો મીરા ટ્રેડમાર્ક જોવાની ખાસ ભલામણ છે.

હિંદ અને બ્રહ્મદેશ માટેના } ટી. એમ. ઠાકોર એન્ડ કંપની,

સોલ એજન્ટ } ૪૧, ચર્ચગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબાઇ.

પોસ્ટ ઓફીસ બોક્ષ નં. ૨૧૧૧, (કલકત્તા) નં. ૨૪૯ (મદ્રાસ) ૧૧૪ (કરાંચી) ૧૩૪ (લાહોર).

# અર્પણપત્ર

## શ્રીમતી લેડી વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ, બી. એ.

પૂજ્ય વિદ્યાબહેન,

ગુજરાતમાં પહેલાં સ્ત્રી ગ્રેજ્યુએટ હોઇને તમે ગુજરાતી બહેનો માટે ઉચ્ચતર સ્ત્રીશિક્ષણનો માર્ગ મોકળો કર્યો; તમારાં પોતાનાં સંતાનોને શકય તેટલી ઉંચી કેળવણી માટેની સગવડ કરી આપીને તમે શિક્ષિત માતા તરીકેનો આદર્શ રજુ કર્યો; પતિની નાની મોટી હરેક પ્રવૃત્તિમાં પૂરતો રસ લઇને તમે આદર્શ પત્ની તરીકેની ફરજો સંપૂર્ણ રીતે અદા કરી; કુટુંબની નાની મોટી પ્રત્યેક જવાબદારીનું પૂર્ણાંશે પાલન કરીને તમે આદર્શ ગૃહિણી તરીકે ગૃહસ્થાશ્રમ દીપાવ્યો.

ઘરના–કુટુંબના સંકુચિત વાતાવરણમાં ઘેરાઇ ન રહેતાં તમે ગુજરાતની સ્ત્રીશિક્ષણની અને સમાજસુધારાની હરકોઇ પ્રવૃત્તિના પુરોગામી બન્યાં, ગુજરાતના સંસારસુધારાનાં કાર્યમાં તમે ઓતપ્રોત બન્યા; દુઃખી વિધવાઓના તમે બેલી બન્યાં; જાહેર પ્રવૃત્તિમાં જ્યાં જ્યાં તમે પ્રવેશ કર્યો ત્યાં ત્યાં એ અવિરત કાર્ય અને પરિશ્રમથી અપૂર્વ સફળતા પ્રાપ્ત કરી.

જીવનની અનેક લીલી સૂકીઓ જોવા છતાં તમે સેવા અને સ્વાર્પણમાં જ તમારૂં જીવન ધન્ય માન્યું.

સ્ત્રીશિક્ષણ, અને સમાજસુધારણા ક્ષેત્રમાં તમે કરેલી સેવાઓ અપૂર્વ છે. ગુજરાતી સ્ત્રીઓ એ સેવાઓ માટે તમારી સદાની ઋણી રહેશે. ગુજરાતની સ્ત્રીઓનું તમારા પ્રત્યેનું આ ઋણ યત્કિંચિત અંશે ફેડવાના શુભ ઉદ્દેશથી પ્રેરાઇને તમારા મણિમહોત્સવ પ્રસંગે અમે "ગુણસુન્દરી"નો આ 'આંતરરાષ્ટ્રીય મહિલા અંક' તમને અર્પણ કરી કૃતાર્થ થઇએ છીએ.

મુંબાઈ,
તા. ૧–૧–૩૫

જયકૃષ્ણ ના વર્મા, તંત્રી
યશોધર ઉ. શુક્લ, ઉપતંત્રી

## ઇસ્તામ્બુલમાં આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદ



એપ્રિલમાં ત્રીજું અઠવાડિયામાં ઇસ્તામ્બુલ ખાતે મળેલી પરિષદનાં પ્રતિનિધિ બહેનો: ચિત્રમાં વચ્ચે હિન્દી પ્રતિનિધિ મંડળના [illegible] બહેન છે: તેમની જમણી બાજુએ પરિષદનાં પ્રમુખ મીસીસ કારબેટ એશબી છે.

ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

આંતરરાષ્ટ્રીય મહિલાઅંક

પુસ્તક ૨૪મું | જુન : ૧૯૩૫ | અંક ૪ થો

# શિક્ષિત બહેનોને વિનંતિ

'ગુણસુન્દરી'નો આંતર રાષ્ટ્રીય અંક કાઢવાનો છે અને તેમાં કાંઇ સંદેશ પાઠવવાનું તેના તંત્રીએ મને લખ્યું. સંદેશ મોકલવો એ મોટી વ્યક્તિઓનું કામ છે. મારે તો આપણા દેશની બહેનોને વિનંતિ માત્ર કરવાની છે. દુનીઆના સર્વ દેશો કેટલા આગળ વધ્યા છે તે જોતાં જણાશે કે તે પ્રગતિનું મૂળ તમામ જનતાનું શિક્ષણ છે. આ જગતનાં અનેક અનિષ્ટો અજ્ઞાનના પરિણામ રૂપે હોય છે. તેથીજએ ઘોરતમ અજ્ઞાન દૂર કરવા માટે સર્વેએ પ્રયત્ન કરવાનો છે. શિક્ષિત બહેનો જેમને ફુરસદ છે, જેમનામાં શક્તિ છે તે સર્વે પોતાનાં અભણ ભાઈ–બહેનોને લખતાં વાંચતાં કરી દે તો અલ્પ સમયમાં દેશની અભણતા મોટે ભાગે ઓછી થઈ જાય. વાંચન સરખું જ્ઞાન મેળવવાનું બીજું સાધન નથી. માટે એ સાધન પ્રાપ્ત કરાવવા આપણી બહેનો પોતાનાથી થાય તે સર્વ પ્રયત્નો કરે એ મારી તેમને આગ્રહભરી વિનંતિ છે. આથી ઘણા પ્રશ્નોનો ઉકેલ આવશે એવી મારી શ્રદ્ધા છે.



વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ

આંતરરાષ્ટ્રીય જગતમાં જેમણે પોતાની અપૂર્વ બુદ્ધિનો
સ્વતંત્રતા અને સમાનતાને કાજે જે અનેક પ્રકારનાં દુઃખો

# નામાંકિત

'It is blessed to be among women' સ્ત્રીઓનો સંસર્ગ મળવો એ સદ્ભાગ્ય છે. આવી મતલબની એક આયરીશ કહેવત છે. દોઢેક વર્ષ પરની ૧૮ માસ સુધીની હિન્દમાંની મારી ગેરહાજરી દરમ્યાન યુનાઇટેડ સ્ટેટ્સ, જીનેવા અને નજીકનાં પૂર્વમાંની સ્ત્રીઓ અને સ્ત્રીમંડળોના પરિચયમાં આવવાનું મને સદ્ભાગ્ય મળ્યું છે. અને એ સદ્ભાગ્ય મારાં હિન્દી મિત્રોને પણ મળે તે માટે મારાં એ સંસ્મરણોને નોંધી લેવામાં પણ હું મારું અહોભાગ્ય સમજું છું. એ બધીએ સ્વતંત્રતાના આદર્શને માટે મરી ફિટનારી હતી. કોઇપણ રૂપમાં કે રીતે સ્વતંત્રતાના એ આદર્શને માટે તેઓ કામ કરી રહી હતી અને દેશ ગમે તે હોય અથવા વિષય પણ ગમે તે હોય પણ એ લડતના અનુભવો બધેજ સરખા છે, એમ તેઓ જાણતી હતી.

સ્વતંત્રતાના આ સૈન્યની મહત્તર વ્યક્તિઓ રસિક છે, પૂજાને યોગ્ય છે. અમેરિકામાં અને આંતરરાષ્ટ્રમાં સ્ત્રીઓના મતાધિકારને માટે જીવનભર લડનાર એ બહાદુર નેતા **મીસીસ કેરી ચેપમેન કેટને** પહેલીજવાર મળતાં તો મને ખાસ અનહદ આનંદ થયો હતો. આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘ (International Alliance for Women Suffrage)નાં તેઓ વર્ષો સુધી પ્રમુખ હતાં. એ સંઘના ન્યુયોર્ક, બર્લિન, જીનેવા અને પેરિસનાં મહત્વપૂર્ણ અધિવેશનોનું પ્રમુખસ્થાન તેમણે શોભાવ્યું હતું. મદામની વીમેન્સ ઇંન્ડયન એસોસીએશનને તેમણે, તેમની પાસેનાં ટ્રસ્ટમાંથી પાંચ વર્ષ સુધી વાર્ષિક ફાળો આપ્યો હતો આ કારણે હું તેમને મળવા માટે ખાસ આતુર હતી. જે દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર ન હોય, તે દેશોમાં સ્ત્રીઓને મતાધિકાર મેળવી આપવાની લડત લડવા માટે જ આ ફંડનો વિશિષ્ટ ઉપયોગ કરવાનો હતો. આ ફંડમાંથી આર્થિક સહાય આપવા માટે મીસીસ કેરી ચેપમેન કેટની પહેલી પસંદગી હિન્દ ઉપર ઉતરી અને હિન્દમાં સ્ત્રીમતાધિકાર માટે સફળ લડત ચલાવવામાં તેમની એસોસીએશન તરફથી મોકલવામાં આવેલાં નાણાંનો ઉપયોગ થયો. અહીં એટલું કહેવું જોઇએ કે હિન્દમાં સ્ત્રીઓ પુરુષોની સમાન મતાધિકાર ઘણી જ સહેલાઇથી અને સફળતાથી મળ્યો. મીસીસ કેરી ચેપમેન કેટ આજે ૭૦ વર્ષની વયનાં છે. વિશ્વના પ્રશ્નોનો તેમનો રસ અને અભ્યાસ ઉંડા છે. પરંતુ થોડાંક વર્ષથી તેમનો પગ ભાંગી ગએલો છે અને પરિણામે તેઓ લગભગ ઘરમાં રહેવાની સ્થિતિમાં છે. ન્યુયોર્કની બહાર ૩૦ માઇલ પર આવેલાં તેમનાં નિવાસસ્થાનની મેં અને ડૉ. કઝીન્સે ઘણી જ આનંદદાયક મુલાકાત લીધી હતી. ઘણાએ વિષયો પર તેમની છટાદાર વાતચીતની મજા માણી. તેમનો નિવાસ, લાક્ષણિક પરાંવાસી અમેરિકન જેવો હતો પુસ્તકો, પુષ્પો અનેક ભૂમિના સોવનેરોથી ભરેલો તેમનો વિશાળ આગાર, અત્યંત સાદો છતાં ચકચકાટ મારતો જરા સરખા ડાઘા વિનાનો

લેખિકા : શ્રીમતી

પ્રભાવ દર્શાવીને સ્ત્રીજાતિના ગૌરવનું ભાન કરાવ્યું છે; સહીને વિરોધના પ્રચંડ જુવાળ સામે ઝઝુમી છે તે

# સન્નારીઓ

વામણોથી ચળકાટ મારી રહેલો તેમનો ભોજનાગાર, મનને મુગ્ધ કરે એવાં હતાં. તેમનું ઉદ્યાન આનંદપ્રેરક છે અને તેનાં એક ખુણામાં મોટર ગેરેજ છે. ગેરેજ ઉપર સોફર–માળી તેમનાં કુટુંબ સાથે રહે છે. આજુબાજુની નાની ચોગાનની જમીન અને એ મકાન તેમની જ માલિકીના છે અને એનો ખુણે ખુણો એ નિવાસ કોઇ સંસ્કારી, સ્વાશ્રયી અને સ્વતંત્ર સ્ત્રીનો હોવાની છાપ પાડે છે. વીમેન્સ ઇન્ડિયન એસોસીએશનનું મુખપત્ર ‘સ્ત્રીધર્મ’ તેઓ ઘણા જ રસ અને સહાનુભૂતિથી નિયમિત રાતે વાંચે છે. બંધારણનાં તેઓ પ્રખર હિમાયતી છે અને એક મહાન સંચાલક અને વક્તા તરીકેની તેમની શક્તિઓને લીધે, આ જન્મ મહા કર્તવ્યશીલ હોવાના ગુણને લીધે તેમણે મહાન લડત ચલાવી હતી કે જે લડતે ૧૯૨૧ માં યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાની એકેએક સ્ત્રીને રાજકીય મતાધિકાર મેળવી આપ્યો.

પણ અપૂર્વ પ્રતિભા અને કાર્યશીલતાથી મને ચોંકાવી નાખનારી તો અમેરિકાની યુવાન પેઢીની સ્ત્રી નેતાઓ જ હતી. એઓમાંથી બેનો–**એલીસ પોલ અને માર્ગરેટ સેંગરનો** તો મારે ખાસ ઉલ્લેખ કરવો જોઇએ મીસીસ ચેપમેન કેટથી તેઓ ઉલટી જ છે. એટલે કે તેઓ જન્મથી જ બળવાખોર છે મીસ ફ્રેરી ચેપમેન કેટ બંધારણવાદની પ્રખર હિમાયતી છે ત્યારે આ બે બહાદુર-લડાયક નેતાઓ છે અને તેઓના આદર્શો માટે તેઓ જેલ નિવાસ વેઠી ચૂકી છે

માર્ગરેટ કઝીન્સ

**એલીસ પોલ,** અમેરિકાની નેશનલ વીમેન્સ પાર્ટી–રાજકીય સ્ત્રીપક્ષ પાછળનું જોમ છે. સ્ત્રીમતાધિકાર માટેની ચળવળનો એ અગાઉ લડાયક વિભાગ હતો, અને તે વખતથી જ ‘સ્ત્રીઓ માટે સમાન હક્કો’ એ તેઓનો મુદ્રાલેખ છે વોશીંગ્ટન ખાતે આવેલા રાષ્ટ્રીય સ્ત્રી પક્ષના મુખ્ય મથકે હું એલીસ પોલને મળી. એક અઠવાડિયાં સુધી હું તેમની માનનીય મહેમાન બની હતી. અને પાછળથી સ્ત્રીઓ માટે શહેરીપણાના સમાન હક્કો સંબંધમાં ૭ સપ્તાહ સુધી મે જીનેવામાં તેમની સાથે કામ કર્યું હતું. હિન્દ માટેની આંતરરાષ્ટ્રીય સમિતિના એક માજી સભ્ય તરીકે પણ મેં તેમની સાથે કામ કર્યું હતું.

હજી પાણી ઘણાં ઉંડા છે, એ કહેવત બરાબર તેમને લાગુ પડે છે. તેઓ મિતભાષી છે અને શાન્તિ એ તેમનું મુખ્ય લક્ષણ છે. ભાગ્યે જ જાહેરમાં તે બોલે છે. સંસ્થામાં કોઇ પણ હોદ્દો તે ધરાવતાં નથી. ઘણા જ સાદાં વસ્ત્રો પહેરે છે. કોઇ પણ આકર્ષક રીતે તેઓ રહેતાં નથી. અમેરિકાની હમેશ મુજબની રાજકીય સ્ત્રી નેતાઓના કરતાં બધી જ રીતે તેઓ ઉલટાં છે. કેટલીક વાર તો ઉંદર જેવાં તેઓ લાગે છે પરંતુ શત્રુ સાથે તમે તેને લડતાં જુઓ અને આંખમાંથી જ્વાળા વર્ષાવતા સિંહ જેવાં તેઓ લાગશે. છતાં પોતાના સાથીઓ ઉપર આટલો બધો પ્રભાવ પાડનારી બીજી કોઇ સ્ત્રીને હું મળી નથી. તેમની ઇચ્છા તેમના સાથીઓને

મન આવ્યા છે. તેમને જ્યારે સહકાર્યકર સ્ત્રીઓની જરૂર હતી ત્યારે વીએના, ઇંગ્લાંડ, હંગેરી, ઇટાલીથી સ્ત્રીઓ તેમની પડખે ચઢી આવી એ મેં જોયું. તેમનો શબ્દ એ કાયદો છે કારણકે સરદારની તેમની શક્તિ સ્વીકૃત છે તે સાથે સુવિચારપૂર્ણ અને યોગ્ય દિશાની છે. "યુનાઇટેડ સ્ટેટ્સ અને તેની હકુમતના દરેક સ્થળે સર્વત્ર સ્ત્રીઓ અને પુરુષોને સમાન હકો રહેશે" અમેરિકાના બંધારણમાં આ નવો સુધારો ઉમેરવાની તેમની અભિલાષા છે.

આ સુધારાથી અમેરિકન સ્ત્રીઓ માટે દરજ્જો, તક અને સંજોગોની સાર્વત્રિક સમાનતા કાયદાદ્વારા સ્થાપિત થાય એ તેઓ જોવા માગે છે પરંતુ માત્ર પોતાનાજ દેશનાં હિતમાં બંધાઇ જાય એવો એ આત્મા નથી. સ્ત્રીઓ સામે ભેદભાવ દાખવતા પોતાનાજ દેશના કાનૂનો વિષે સંશોધન કરતાં કરતાં આખી દુનિયામાં સ્ત્રીઓ જે અન્યાયી કાનૂન હેઠળ છવી રહી છે તેનું ફરજીયાત સંશોધન કરવાની ફરજ તેમને માથે આવી પડી. આવા કાયદાઓને એકત્ર કરવાનું ઘણુંજ પરિશ્રમવાળું કાર્ય કરતાં પાછળ તેમણે ત્રણ કે ચાર વર્ષો ગાળ્યાં અને એ વિષય ઉપર મહાનિબંધ (થેસીસ) લખીને તેમણે ન્યુયોર્કની કોલમ્બીયા યુનિવર્સીટીની ડૉક્ટર ઓફ લૉઝની પદવી લીધી. વિશ્વના પ્રશ્નોની સ્ત્રીઓ ઉપર જે રીતે અસર થતી હોય તે રીતે તેનો ઉકેલ કરવામાં તેઓ એક સાચેજ વિચારકને છાજે એવી બુદ્ધિનો ઉપયોગ કરે છે. તેઓ માત્ર એક રાજનીતિજ્ઞ નથી. સ્ત્રીઓની સમાનતા માટેનાં તેઓ એક પુરોગામી છે. સ્ત્રીઓ માટે "મહેરબાની નહિ પણ સ્વતંત્ર કાર્યક્ષેત્ર"ના તેઓ દષ્ટા છે. એ ક્ષેત્ર પ્રાપ્ત કરવા માટે અને એની જંગલી બીકતા કે અવરોધોને ફગાવી દેવા માટે તેની સાથીઓ સહિત લડી રહી છે. આથી, ૧૯૨૧ નાં કેબલ બીલદ્વારા અમેરિકન સ્ત્રીઓએ લગ્ન કર્યા પછી પણ પોતાનાં અમેરિકન શહેરીપણું જાળવી રાખવાના જે હક્કો મેળવેલા છે તેના ઉપર ૧૯૨૯ ની હેગમાં ભરાયલી આંતરરાષ્ટ્રીય કોડીફીકેશન્સ ઓફ લૉ કોન્ફરન્સમાં સૂચવાયલી દરખાસ્તો પર તરાપ પડે છે એમ જ્યારે તેમની સૂક્ષ્મ નજરે જોયું ત્યારે એની સામે કાર્ય કરવા માટે તેઓ સજ્જ થયા. આ કોડીફીકેશન કોન્ફરન્સે એવી ભલામણ કરી હતી કે લગ્ન કરતાં સ્ત્રી પોતાના દેશનું શહેરીપણું ગુમાવી દે અને પતિના દેશનું શહેરીપણું ફરજીયાત પ્રાપ્ત કરે. સ્ત્રીઓનાં શહેરીપણાનાં હકોપર આવી પ્રત્યાઘાતી અસમાનતાનાં ધોરણે આંતરરાષ્ટ્રીય કાનૂનદ્વારા નવો યુગ સ્થાપવાના અન્યાય સામે એલીસ પોલે ભારે ઝુંબેશ ઉપાડી. સ્ત્રીઓને માત્ર પુરુષના આધાર ઉપર રાખી દેતી આ કલમો મંજુર થતી અટકાવવા માટે તેણે રાષ્ટ્રીય સરકારો સમક્ષ, રાષ્ટ્રસંઘની કૌન્સિલો સમક્ષ અને રાષ્ટ્રસંઘનાં બીજાં કમીશન તેમજ રાષ્ટ્રસંઘની એસેમ્બ્લી સમક્ષ વિરોધની યોજના કરી. ગમેતેવા પરિશ્રમ છતાં પણ તે થાકે એવી કે નમી જાય એવી નથી. ભલે એ કાનૂનો મંજુર થતા અટકાવવામાં તે કદાચ સફળ ન થાય પણ એ ખાસ કલમો માત્ર કામ ચલાઉ છે અને આદર્શરૂપ નથી તેમજ યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકા અને દક્ષિણ અમેરિકાના ચોક્કસ દેશોના સિદ્ધ થએલા કાનૂનોથી તેમજ આખી દુનિયાની સ્ત્રીઓની એકત્ર સંસ્થાઓની માંગણીઓથી એ પાછળ પડે છે એટલું એ કાયદામાં સ્પષ્ટ કરાવવામાં તો એલીસ પોલ જરૂર સફળ થશે. જાતીય ભેદભાવના પુરુષ રચિત દૂષણમાંથી મુક્ત એવાં સ્ત્રીત્વની ઇરત માટેની એલીસ પોલની ચળવળ પાછળ રહેલી સન્નિષ્ઠા, શાન્તિ અને ધીરતાને સ્ત્રીઓ તેમજ

સ્ત્રી સાડીને સગડીની ઝાળ લાગતાં તે સળગી જવાથી દાઝી મરણ પામી.

**આપઘાત કર્યો:** જ્ઞાતિબંધુઓ અને સગા સંબંધીઓની ટીકાઓથી ત્રાસી જઈને કુંભા કોનમમાં સોની જ્ઞાતિની પંદર વર્ષની કમલમ નામની બાળાએ આપઘાત કર્યો છે. એક વેપારી જોડે તે પ્રેમમાં પડી હતી. અને બન્ને ફ્રેન્ચ પ્રદેશમાં જવા માટે ગાડીમાં બેસતાં પકડાયાં હતાં. વેપારીને પોલીસ જાપ્તામાં રાખ્યો છે.

**સ્ત્રી સ્વાતંત્ર્ય: બે ભિન્ન વિચારો:** અમૃતસરમાં મળેલી એક સભામાં બૌદ્ધ ભીખ્ખુ ઉત્તમાએ સ્ત્રીઓની ગુલામીનો વિરોધ કરી સ્ત્રીઓની સ્થિતિ સુધારવા અપીલ કરી હતી. પ્રમુખ ભાઈ પરમાનંદે એ સભામાં સ્ત્રીઓને પડદા પાછળ રહેવાની ભલામણ કરી.

**શિખ સ્ત્રીઓના ઉપવાસ:** પંજાબની શિખ કોમમાં આગેવાની માટે થતા ઝઘડા નિવારવા માટે પંજાબના ખાનદાન કુટુંબોની ૪૦ શિખ સ્ત્રીઓએ એક પછી એક ઉપવાસ કરી બલિદાન દેવાનો નિર્ણય કર્યો છે. શિખધર્મને દાંભિક આગેવાનોમાંથી બચાવવાનો ઉપવાસનો હેતુ છે. આ સ્ત્રીઓએ પોતાનાં લોહીથી પ્રતિજ્ઞા પત્ર પર સહી કરી છે અને ત્રણ માસથી બલિદાનની તૈયારી કરી છે.

**કર્ણાટક મહિલા પરિષદનું છઠ્ઠું અધિવેશન**- મેંગલોરમાં શ્રીમતી કમળાબાઈ કુંદાપુરનાં પ્રમુખપદે ગયા માસમાં મળ્યું હતું. પરિષદે સ્ત્રી પુરુષ કામદારોની હરકતો દૂર કરવાની માંગણી કરતો, લાયકાત ધરાવતી દાયણો નીમવાની વિનંતિ કરતો, તેમજ ભાવિ બંધારણ પ્રત્યે અસંતોષ દર્શાવતા ઠરાવો કર્યા હતા.

**રાષ્ટ્રીય પુનર્ઘટના અને સ્ત્રીઓ:** મેંગલોરમાં મળેલી કર્ણાટક પ્રાંતિક રાજકીય પરિષદના પ્રમુખ બાબુશ્રીપ્રકાશે શ્રીમતી આનંદીબાઈના પ્રમુખપદે સ્ત્રીઓની જાહેર સભામાં ભાષણ કર્યું હતું. તેમણે સ્ત્રીઓને બહાર પડી રાષ્ટ્રીય પુનર્ઘટનાના કાર્યમાં સહાય કરવાની વિનંતી કરી હતી.

**વરરાજાની કિંમત ત્રીસ હજાર!:** કરાંચીમાં હાલમાં જ એક લગ્ન થયું. લગ્ન નહિ સોદો થયો. વરવિક્રયની પ્રખર હીમાયતી સમાજના એક વરરાજા પરણવા નીકળ્યા હતા. તેમના ભાવ બોલવા લાગ્યા. સંખ્યાબંધ કુમારિકાઓ માટે તેમની માંગણી થઈ. વીસ હજારથી ત્રીસ હજારની રકમ આપવાની માંગણી થઈ. છેવટે ત્રીસ હજારે સોદો પટ્યો. એક દાક્તરની છોકરી એ વરરાજાએ પસંદ કરી. કારણ કે તેણે ત્રીસ હજારની રકમ આપવાનું મંજુર રાખ્યું હતું. સિંધમાં આ કાંઈ પહેલો જ પ્રસંગ નથી, આવા પ્રસંગો તો લગ્નની મોસમમાં કેટલાય બને છે.

## વિદેશ

**અંગ્રેજ લેખિકાને ઈનામ:** સાહિત્ય જગતમાં જે સન્માન માટે સૌ ઝંખે છે એ 'ફેમીના વીએ હ્યુરુક્સ પારિતોષિક' એક અંગ્રેજ લેખિકા મીસ એલીઝાબેથ જેન્કીન્સને ગયે વર્ષે એની બહાર પડેલી નવલ 'હેરીએટ' માટે એનાયત કરવામાં આવ્યું છે.

આ પારિતોષિક એક ફ્રેન્ચ સમિતિએ આપ્યું છે. એ સમિતિ સમક્ષ એક બ્રિટિશ સમિતિએ આ વર્ષે આખરી પસંદગી માટે ત્રણ નવલોની ભલામણ કરી હતી. બીજી બે નવલો "એવલીન વાહની એ હેન્ડ ફુલ ઓફ ડસ્ટ (મુઠીભર ધુળ) અને એન્ટોનીઆ વ્હાઇટની 'ફ્રોસ્ટ ઇન મે' (હીમપ્રલય) હતી.

મીસ જેન્કીન્સ ઉત્તર લંડનની એક શાળામાં અંગ્રેજીની શિક્ષિકા છે: એમણે આ પહેલાં લેડી કેરોલીન લેમ્બનું જીવનચરિત્ર અને 'પોર્ટ્રેટ ઓફ એન એક્ટર' ('નટની છબી') નામનાં પુસ્તકો પ્રગટ કર્યાં હતાં.

**કોન્ઝર્વેટીવ પક્ષના સ્ત્રી-પ્રમુખ** છેલ્લા ત્રણ વર્ષનાં ગાળામાં ઇંગ્લાંડના કોન્ઝરવેટીવ પક્ષને બીજી વખત સ્ત્રી પ્રમુખની ચુંટણી કરવાની જરૂર પડી છે.

કુ. રેજીના ઇવાન્સે હમણાંજ એ હોદ્દાનું એક વર્ષનું કામકાજ પુરૂં કર્યું છે અને હવે છેલ્લા અઠવાડીયામાં મીસીસ કોલેર ફ્રાઇને ઉપ-પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવી છે. ૧૯૩૮ માં મળનારી "પાર્ટી કોન્ફરન્સ"ની બેઠકની એ પ્રમુખ બનશે એમ માનવામાં આવે છે.

આગલા ઉપપ્રમુખ સર આર્થર સ્ટીલ મેઇટલેન્ડના અવસાનથી મીસીસ ફ્રાઇની ચુંટણી થયેલી છે. મીસીસ ફ્રાઇ ન્યુકેસલની કોન્ઝરવેટીવ પાર્ટીની એક કામદાર સ્ત્રી છે.

**સ્ત્રીઓને વધુ પ્રતિનિધિત્વ:** આગામી

સભામાં હિન્દ બીલની ચર્ચા દરમ્યાન, મીસ એલી-નોર રેથબોને બંગાળ, આસામ અને સરહદમાં બે બે સ્ત્રીઓની બેઠકો વધારવાનો સુધારો રજુ કર્યો હતો. સામાજીક સુધારણા માટે સ્ત્રીઓને વધુ પ્રતિનિધિત્વ મળવું જોઇએ એવી તેમણે દલીલ કરી હતી. આ સુધારાનો સરકારપક્ષ તરફથી વિરોધ થતાં સુધારો પાછો લેવાયા હતા.

**સ્ત્રીઓ કરતાં પુરૂષો ઘણા બ્હીકણ છે** જ્ઞાનતંતુઓની નબળાઇના દર્દો નોકર વર્ગે સ્થાપિત કરેલી સોસાયટીના સભ્યો પૈકીમાંથી ઘણાંને થયાં છે. ૧૯૨૯ માં એનું પ્રમાણ સભ્ય દીઠ .૯૯ દીવસનું હતું. એ વધીને ૧૯૩૪ માં સભ્ય દીઠ ૧.૫૩ નું છેઃ આ કારણને અંગે સ્ત્રી સભ્યોમા એ દર્દોનો કંઇ પણ વધારો ન થતાં જે સંખ્યા હતી તેટલી જ રહી છે.

હમણાંજ લંડનમાં ભરાયેલી વાર્ષિક સભામાં આ સત્ય ઘટના તરફ નેશનલ ફેડરેશનના પ્રમુખ મી. હેનરીલેસરે ધ્યાન ખેંચ્યું હતું.

પુરૂષોમાં આવા દર્દો ઘણાંજ પ્રચલીત થઇ ગયેલા હોવાને કારણે આ બાબતમાં વધારે તપાસ થવાની જરૂર છે એમ મી. હેનરીએ જણાવ્યું હતું. " જો એ દર્દો ઘણી સંખ્યામા હોય તો કદાચ સ્ત્રીઓ પણ એમની ભોગ બની પડત પરંતુ આ દર્દો કંઇક ભયજનક હોય એમ લાગે " મી. લેસરે ઉપર પ્રમાણે પોતાનો મત જાહેર કર્યો હતો.

ખરી રીતે આ દર્દો પુરૂષોમાં મોટા ભાગે જોવામાં આવે છે અને એનું કારણ બેકારીની ચિંતા તથા પુરૂષ કામદારોની કામના અભાવે બની ગયેલી અચોક્કસ પરિસ્થિતિ છે એમ માનવામાં આવે છે.

**રમત શોખીન સ્ત્રીઓઃ** અંગ્રેજ સ્ત્રી-ક્રીકેટરોએ ઓસ્ટ્રેલીઆ અને ન્યુઝીલાંડમાં પ્રવાસ કરીને સારો દાખલો બેસાડયો છે, અને હવે એવી ખબર મળે છે કે ચેમ્પીઅન સ્ત્રી ફુટબોલરોની પ્રખ્યાત પ્રેસ્ટન ટીમ . તરતમાં જ મેચ રમવા માટે પેરીસ અને રૂએન જવાની છે. જર્મની અને ઇટાલીની પણ મુલાકાત તેઓ લે એવો સંભવ છે.

આ ટીમ ૧૯૧૭ માં એક દારૂગોળાના કારખાનામાં શરૂ થઇ. અત્યાર સુધીમાં ૪૦૭ મેચો રમી છે, ૩૮૬ માં જીત મેળવી છે, ૧૮ ડ્રોમાં ગઇ છે અને માત્ર ત્રણજ ગુમાવી છે. રેકોર્ડ નથી આ? કોઇ પણ પુરૂષ ખેલાડીઓની ટીમ આમાં ગઉરવ માની શકે.

આ સ્ત્રી ખેલાડીઓની ઉમર ૧૯ થી ૨૫ સુધીની છે. સરેરાશ ઉંચાઇ સાડાપાંચ ફીટ છે. સરેરાશ વજન ૧૩૨ રતલ છે.

પોતાની કારકીર્દીમાં ટીમે પોતાની આવકમાંથી હજારો પૌંડ દાનમાં આપ્યા છે.

**સ્ત્રીઓ માટે સ્વપ્ન ઘર**— ઘરકામની જંજાળમાંથી બની શકે તેટલે અંશે સ્ત્રીઓને રાહત મળે અને ઘર કામ વધારે સારૂં બને એ હેતુથી ઘરમાં વીજળીક શક્તિનો કુશળતાભર્યો ઉપયોગ કરવાના પ્રચારના ઉદ્દેશથી લગભગ દશ વર્ષથી સ્ત્રીઓ માટેની વીજળીક એસોસીએશનની સ્થાપના લંડનમા થએલી છે. આ એસોસીએશને હાલમાં એક નવું કાર્ય ઉપાડયું છે. એ કાર્ય તે દરેક સ્ત્રી જેની ઇચ્છા કરશે એવા મકાનની યોજના છે,

આ ' સ્વપ્ન ઘર 'ની યોજના કરવા માટે એસોસીએશને પોતાની બધી બુદ્ધિ શક્તિ અને અનુભવનો ઉપયોગ કર્યો છે. આ યોજનાને પરિણામે ઓછામાં ઓછા કાર્ય સાથે વધારેમાં વધારે સગવડ મળે એવી યોજના થશે. આ ' સ્વપ્ન ઘર 'ની કિંમત એક હજાર પૌંડની રહેશે. આમાં વિજળીક સાધનો અને ચોક્કસ પ્રકારનાં ફરનીચરનો પણ સમાવેશ થઇ જાય છે.

આ ' સ્વપ્ન ઘર 'નું પ્રથમ પ્રદર્શન બ્રીસ્ટલમાં થશે. એ ઘણુંજ લોકપ્રિય થાય અને દેશના બધાય ભાગોમાં પ્રચલીત થાય એવી દરેક આશા એસોસીએસન સેવે છે.

આ વિજળીક એસોસીએસનની અત્યારે ૭૦૦૦ જેટલી સ્ત્રી સભ્યો છે. એનું ૧૦ મું વાર્ષિક અને ચોથું આંતરરાષ્ટ્રીય અધિવેશન મેની તા૦ ૮મીથી તા૦ ૧૧ મી સુધી માન્ચેસ્ટર ખાતે ભરાયું હતું સ્વીટ્ઝરલેંડનાં મેડમ આન્ડરી ટ્રોલીયટે સ્વીટ્ઝરલેંડનાં ગૃહજીવનમાં વિજળીક પ્રગતિ વિષે નિબંધ વાંચ્યો હતો.

**સોયામાંથી કલાકૃતિઓઃ** ગુંથણ કામમાંથી, સોયામાંથી ઉપજાવેલી કલા દ્વારા એ છેલ્લાં ચાલીસ વર્ષોમાં બે હજાર ઇનામો જીતી છે. એનું નામ મીસીસ ઇ. એશમેન. સુંદરલેંડમાં કેસલ સાઇડની નજીકમાં કોન્મેટ રોડ પર તે રહે છે.

ઘણું મઝાનું તે ગુંથે છે: ખમીસો પણ ફાંકાં છેલ્લોમાં છેલ્લી ઢબના સીવે છે. અને તેની એ કલા માટે લોકો આફરીન પોકારે છે.

એ કલાની કારીગીરીને અંગે મળેલાં બે હજાર ઇનામોથી તેનું આખું દ્વાર ઉભરાઇ ગયું છે.

ડરહામ, નોર્થમ્બરલેંડ, યોર્કશાયર, લેંકેશાયર, ગ્લાસગો અને એડીનબર્ગમાં તેની કૃતીઓનું પ્રદર્શન ભરાઇ ગયું છે. કેટલાય પ્રસંગોએ તે પહેલાં ઇનામો જીતી છે.

સર્વત્ર તેની ખ્યાતી ફેલાઇ ગઇ છે.

**સ્ત્રી પુરૂષના સરખા પગાર:** "વીમેન સીવીલ સર્વન્ટસ"ની નેશનલ એસોસીએસનના વાર્ષિક ખાણા વખતે કર્નલ ટી. કલીફટન એમ. પી. એ જણાવ્યું હતું કે વેપાર ઉધોગમાં સ્ત્રીઓ હવે અગણીત સંખ્યામાં દાખલ થઇ છે એ સૌ કોઇ જાણી ચુકયા છે. ઐકય સંબંધી જે પ્રશ્ન આમની સભાએ બહાર પાડયો છે તે ઉપર દબાણ કરીને, દેશની મુશ્કેલ પરિસ્થિતિ તરફ સહાનુભુતી હોવાથી સીવીલ નોકરો વિષે કંઇ પણ કહેવાનો મારો વિચાર નથી. પુરૂષ અને સ્ત્રી બંને જાતીને મળતા સરખા પગારની બાબત જે ટ્રેઝરીએ રજુ કરી છે તેની સામેના વાંધાને પહોંચી વળવા માટે આજે, પાર્લામેન્ટ હોંશીયારીથી સામનો કરશે. જો મજુર જનતાને એમ સાબીત કરવામાં આવે કે, સ્ત્રીઓના પગારના દર પુરૂષો જેટલા જ રાખવામાં આવે અને સ્ત્રીઓની મજુરી સસ્તી થઇ જવા ન પામે તો સરકાર સીધે રસ્તે આવી જાય અને બન્ને જાતીને સરખા જ પગારો મળે એ દીશામાં ચોક્કસ પગલાં ભરે.

**બ્રીટનની સૌન્દર્યઘેલી સ્ત્રીઓ:** સર્વાંગ સુંદર બનવાની અભિલાષા એ અર્વાચીન યુગની સ્ત્રીની ટેવ છે, પણ એ ઘણી જ ખર્ચાળ ટેવ છે. ગ્રેટ બ્રીટનમાં આ સૌન્દર્ય સાધનાની સામગ્રીઓ તૈયાર કરવામાં દર વર્ષે કાંઇ નહીં તો બે કરોડ પૌંડ ખર્ચવામાં આવે છે.

એક નિષ્ણાતે તાજેતરમાં કેટલીક ગણતરી કરી હતી. તે ઉપરથી એમ માલમ પડયું છે કે એક અંગ્રેજ સ્ત્રી સરાસરી વર્ષે ત્રણ પાઉંડની રકમ સ્નીતત્વને આકર્ષક બનાવવામાં ખર્ચે છે. લંડનમાં વસતી સ્ત્રી માટે આ રકમ પાંચ પાઉન્ડની લગભગ થવા જાય છે.

બ્રીટનના એક મોટામાં મોટા સ્ટોરના ડીરેકટરે જણાવ્યા પ્રમાણે તેમના સ્ટોરમાં થતી માલની ઉથલપાથલમાં મોઢે લગાડવાનાં પાવડર, લીપસ્ટી સસ્તાં અત્તરોના વેપારનું પ્રમાણ ૨૦ ટકા જેટલું છે

આ રકમ નાની કે નજીવી નથી એની તુલના માટે એક જ દાખલો ટાંકીએ. ગયે વર્ષે ગ્રેટબ્રીટને પ્રજા તંદુરસ્ત રાખવા પાછળ જાહેર પ્રજાનાં નાણાંમાંથ પૌં. ૨૧,૭૨૨,૯૯૧, નો ઉપયોગ કર્યો. સ્ત્રીએ લગભગ આટલી જ રકમ પોતાના સૌન્દર્યને વધારવ માટેનાં સાધનો ખરીદવા પાછળ ખર્ચે છે.

સરકારી કચેરીની એક ટાઇપીસ્ટે એવો એકરા કર્યો હતો કે, સૌન્દર્ય વધારવાની સામગ્રીઓ પાછળ દર અઠવાડીયે તે ૭ શી. થી ૮ શીલીંગ ખર્ચે છે જ્યારે લંચ પાછળ રોજ તે માત્ર ૭ પેન્સ ખર્ચે છે

"આજની છોકરીઓ સૌન્દર્યઘેલી છે." વેસ્ટ એન્ડના એક જુના કેમીસ્ટનો આ અભીપ્રાય છે. "વીસ વર્ષ પહેલાં જ્યાં હું મોઢે લગાડવાના પાવડરની એક ડબી વેચતો ત્યાં આજે હું ૨૦ એવી ડબી વેચું છું અને તેય વળી ઘણો વધારે નફાથી."

**મેડમ ઈ. એ. ગોરોઝોવા** સ્ત્રી અને પુરૂષ વચ્ચે સમાનતાની ઘોષણા દુનીયાભરના દેશોમાં થઇ રહી છે. પરંતુ એનો દરેક દીશામાં અમલ કરનારો દેશ સોવીયેટ રશીયા છે. સોવીયેટ રશીયાની સરકારે સ્ત્રી અને પુરૂષની સમાનતાનો સર્વાંશે સ્વીકાર કરેલો છે.

હાલમાંજ સોવીએટના એક જીલ્લાનો કારોબાર ચલાવવા માટે મેડમ ઇ. એ. ગોરોઝોવા નામનાં બાનુની ચુંટણી થઇ છે. કર્કસ પ્રાંતમાં આવેલાં સોલોમેન્સ્કી પર, તે રાજકારોબાર ચલાવશે. છેલ્લાં બાર વર્ષ દરમ્યાન મેડમ ગોરોઝોવા અનેક અગત્યના હોદ્દાઓ ધરાવી ચુકયાં છે.

નીના કામનેવા સોવીયેટ રશીયાની બહાદુર મહીલા છે. તેણે મોસ્કો ખાતે વીમાનમાંથી નીચે પેરેશુટ દ્વારા વીલંબ કરીને કુદવાનો રેકોર્ડ કર્યો છે. મોસ્કો પરથી પ્રથમ ૧૦૦૦૦ ફીટ ઉંચાઇએથી તે વીમાનમાંથી કુદી હતી.

પણ જમીનથી તે માત્ર ૮૦૦ ફીટ ઉચે હતી ત્યારેજ તેણે પેરેશુટ તો ઉઘાડયું અને તે પછી સલામતીથી નીચે ઉતરી.

રશીયાની સ્ત્રીઓ, જગતના કોઇ પણ ક્ષેત્રમાં સ્ત્રીઓ કામ કરતી ન હોય તેવી દીશાઓમાં

આજે, સોશીયેટ રશીયાની રમણીઓ પોતાનો ભાગ ભજવી રહી છે. સ્ત્રી વિષયોની પ્રવૃત્તિઓનું એક અંદાજપત્ર નીચે પ્રમાણે આપવામાં આવ્યું છે:—

| | સંખ્યા |
|---|---|
| કારખાનાઓમાં અને દુકાનોમાં કામ કરતી સ્ત્રીઓઃ | ૩,૬૯૭,૦૦૦ |
| ખેતરોમાં કામ કરતી સ્ત્રીઓ | ૧૬૫,૦૦૦ |
| ખેતીવાડીના શોક ખાતામાં કામ કરતી સ્ત્રીઓ | ૫૦,૦૦૦ |
| વૈજ્ઞાનીક શાળાઓનાં કામ કરતી સ્ત્રીઓ | ૧૨,૫૦૦ |
| શારીરીક કેળવણીના શિક્ષણ કાર્યમાં કામ કરતી સ્ત્રીઓ | ૨,૦૦૦,૦૦૦ |

એક બીજી રસમય નોંધ કરવા જેવી એ છે કે "કેમીકલ ઇન્ડસ્ટ્રીઝ"માં લગભગ ૨૨૫ ટકા સ્ત્રીઓજ કામ કરે છે.

**સમાન હકકો આપોઃ** "પુરૂષો જે કામ કરી રહ્યા છે. તે કામ પરિણીત સ્ત્રીઓને નહીં આપવામાં આવે તો સ્ત્રીઓ લગ્નની પ્રથાનો પરાણે ત્યાગ કરશે."

જીનીવા ખાતે રાષ્ટ્રસંઘના મકાનમા આંતરરાષ્ટ્રીય વિદ્યાર્થી સંસ્થાની કમીટીની સભામાં એક અંગ્રેજ વિદ્યાર્થીનીએ પરિણીત સ્ત્રીઓના સમાન હક્કો પર ભાષણ કરતાં ઉપલા શબ્દો ઉચ્ચાર્યા હતા.

ભાષણ કરનાર મીસ એસ. એમ. બીવી, "ફેડરેશન ઓફ યુનીવર્સીટી વીમેન" ની પ્રતિનિધિ હતી.

આ કમીટી ઇન્ટર નેશનલ લેબર એસોસીએશનને આંતરરાષ્ટ્રીય કરાર કરવા અને બાળકોનાં ભાવી જીવન પ્રદેશ સંબંધમાં માબાપોને સલાહ આપવા જીનીવામાં એક સેંટ્રલ કમીટી સ્થાપવા ધારે છે.

**પેરીસની પહેલી સ્ત્રી-પોલીસઃ** પેરીસમાં પહેલ વહેલી વખતે જ બે સ્ત્રી પોલીસની નીમણુક થઇ છે.

તેઓને ખાસ પોલીસનું શિક્ષણ આપવામાં આવ્યું છે, અને પોતાનું કામ સંભાળી લે તે પહેલાં પોલીસ ખાતાના નીષ્ણાત "એમ. લેંગરન તરફથી એમની પરીક્ષા પણ લેવામાં આવી છે.

સુંવાળી હેટો, વાળેલાં કોલરોવાળા જંબલી બ્લાઉઝો અને બ્રાઉન જોડા' એ એમનો પહેરવેશ છે.

એમને સોંપેલી ફરજોની મર્યાદા પ્રીફેકચર નકકી કરે છે. આ ફરજોમાં મોટી સ્ત્રીઓને લગતા, છોકરીઓ તથા બાળકોને લગતા પ્રશ્નોનો સમાવેશ થઇ જાય છે. તે ઉપરાંત બીજા ઘણાં કામો સોંપવામાં આવે છે જેવાં કે છોકરાઓને ભીખ માગતાં અટકાવવાનું જો દાખી દેવાનું, નિશાળમાંથી પલાયન કરી જતાં છોકરાઓને ભીખ માંગતાં અટકાવવાનું ને દાબી દેવાડું, નીશાળમાંથી પલાયન કરી જતાં છોકરાંઓને સંભાળવાનું, કાયદા વીરૂદ્ધ કામ કરતી સ્ત્રીઓને અથવા ઉમ્મર લાયક નહિ એવી છોકરીઓ જો દુકાનમાં કામ કરતી હોય તો તેને અટકાવવાનું અને છોકરીઓની નિશાળ પર જાપ્તો રાખવાનું— જાહેર રસ્તાઓ અને કસરતશાળાઓ પર દેખરેખ રાખવાનું, રેલ્વે સ્ટેશન અન્ડર ગ્રાઉન્ડ રેલ્વે પર નજર રાખવાનું આટલા કાર્યો સ્ત્રી પોલીસોને સોંપવામાં આવે છે.

—x—

## ડૂબતા દેશને બચાવવાનો ધર્મ

જ્યારે સમસ્ત જગતની વ્યવસ્થા ચગડોળે ચઢી છે, સમસ્ત જગત પોતાની સ્થિતિ સુધારવાને સ્વદેશીધર્મ સૂચવે છે ત્યારે આપણે 'સ્વદેશી એટલે શું' તેની વ્યાખ્યાનું નિરાકરણ પણ કરી શકયાં નથી! આ શોકજનક ગંભીર પરિસ્થિતિમાંથી જાગૃત થઇને આપણા ડૂબતા દેશને બચાવવાનો ધર્મ સહુ કોઇ સમજે એજ ઇચ્છા આપણે રાખીશું. સ્વદેશીમાંજ આપણો ઉદ્ધાર છે. આ સરળ, સીધું શસ્ત્ર આપણા હાથમાં છે તેનો ઉપયોગ સહુ કોઇએ કરવો ઘટે. સ્વદેશીના પ્રચારમાં સહુ સાથ આપો.

—શ્રીમતી શારદા મહેતા

× × ×

સ્ત્રી વનને પણ રાજમહેલો જેટલું સુંદર બનાવી દે છે, — રામાયણ

# આ અંકની કેટલીક લેખિકાઓ

:: ઝાંખો પરિચય ::

### મીસીસ માર્ગરેટ કઝીન્સ

હિન્દની મહિલા પ્રવૃત્તિથી પરિચિત કોઇ પણ આ સેવાભાવિ આયરીશ મહિલાને ન ભુલી શકે. હિન્દની સ્ત્રી ચળવળનાં પ્રણેતાઓમાંનાં તેઓ એક છે. અખિલ ભારતીય મહિલા પરિષદનાં તેઓ નેતા છે, અને હિન્દની સ્ત્રીઓનાં હિતો સાચવવા માટે મથન કરી રહ્યાં છે. તેમણે આંતરરાષ્ટ્રીય જગતમાં સન્માન ધરાવતી મહિલાઓ વિષેનો તેમનો સંસ્મરણ લેખ મોકલીને 'ગુણસુન્દરી'ના વાચકોને ઉપકૃત કર્યા છે. તેમની કલમની એક પ્રસાદીનો લાભ આવતા અંકે મળવાનો છે.

### મીસીસ કેરી ચેપમેન કેટ

આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘનાં આ આદ્ય સ્થાપક છે અને વર્ષો સુધી એ સંઘનું પ્રમુખ સ્થાન તેમણે શોભાવ્યું છે. અમેરિકાની મહિલા પ્રવૃત્તિનાં તેઓ અગ્રગણ્ય આગેવાન છે અને તેમણે સ્ત્રીમતાધિકાર અને સમાન શહેરીપણાંના હક્ક માટે કરેલી લડત સ્ત્રીસ્વાતંત્ર્યના ઇતિહાસમાં ગણના યોગ્ય સ્થાન ધરાવશે. મીસીસ માર્ગરેટ કઝીન્સે તેમના લેખમાં આ સન્નારીનો પરિચય કાંઇક વિસ્તારથી કરાવ્યો છે તેના પ્રત્યે વાંચકોનું અમે ધ્યાન ખેંચીએ છીએ.

### મીસીસ કોરબેટ એશબી

આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર કોંગ્રેસના આ વખતના ઇસ્તાનબુલનાં અધિવેશનનાં આ બહેન પ્રમુખ છે. તાજેતરમાં જ તેઓ હિન્દની મુલાકાતે આવી ગયાં હતાં અને તેમની પ્રવૃત્તિઓથી 'ગુણસુન્દરી'ના વાચકો માહિતગાર છે. આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘનાં મીસીસ એશબી પ્રમુખ છે. બ્રિટિશ સરકારે શસ્ત્રો વધારવાની નીતિ જાહેર કરી, તે સામે તેમણે વિરોધ જાહેર કરીને રાષ્ટ્રસંઘની સમિતિમાંથી રાજીનામું આપ્યું છે.

### મીસ એલીસન નીલાન્સ

આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘની સ્ત્રીપુરૂષ માટે નીતિનું સમાન ધોરણએ માટેના કમીશનનાં આ બહેન ઉપપ્રમુખ છે. ૨૨ વર્ષથી તેઓ બ્રિટિશ એસોસીએશન ઓફ મોરલ એન્ડ સોશીયલ હાઇજીનના મંત્રી છે. અને જાહેર તંદુરસ્તી અને નીતિના પ્રશ્નોમાં તેઓ નિષ્ણાત છે. ગ્રેટબ્રિટનની સ્ત્રીમતાધિકાર માટેની સફ્રેજ ચળવળમાં પણ તેમણે ભાગ લીધો હતો.

### ફ્રોકન ઈન્જબર્ગ વાલીન

બધાય ક્ષેત્રોમાં સ્ત્રીઓ કાર્ય કરી શકે એવી ચળવળ કરનારી આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘની સમિતિમાં આ બહેન પ્રમુખ છે. ગૂંથણ કામ અને બીજી હસ્તકળા માટેની શાળાઓમ ઇન્સ્પેકટર તરીકે સ્વીડનની સરકારી નોકરીમાં ૪૦ વર્ષો સુધી કામ કર્યા બાદ છેક ગયે વર્ષે જ તેઓ નિવૃત્ત થયાં છે.

### મીસ કે. ડી. કર્ટની

સંઘના શાન્તિ માટેનાં કમીશનનાં આ બહેન બ્રિટિશ સભ્ય છે. જીનેવાની સ્ત્રીઓની આંતરરાષ્ટ્રીય સંસ્થાઓની શસ્ત્ર બંધી કમીટીનાં તેઓ ઉપપ્રમુખ છે.

### ફ્રોકન ઈન્જબર્ગ હેનસન

આ બહેનનો કોઇ લેખ આ અંકમાં નથી પણ ૧૯૩૧ થી આ બહેન બચાવ પક્ષના ધારાશાસ્ત્રી તરીકે ન્યાયખાતાંના પ્રધાન મંડળમાં જગા ધરાવે છે; તેઓ ડેન્માર્કનાં કુશળ ધારાશાસ્ત્રી છે.

### મીસીસ બેસી રીશ બીચ

આ બહેન ઓસ્ટ્રેલીયાની સ્ત્રી મતદારોનાં પ્રમુખ છે. પશ્ચિમ ઓસ્ટ્રેલીયાનાં તેઓ જે. પી. છે. રાષ્ટ્રસંઘ યુનીયનમાં ઓસ્ટ્રેલીયા તરફના ઉપપ્રમુખ છે.

ગુણસુન્દરીના વાચકો !

આટલી નોંધ કરી લેજો !

## શ્રી. કનૈયાલાલ મા. મુનશી

પોતાની આત્મકથા

# અર્ધે રસ્તે

એ મથાળા નીચે એમની લાક્ષણિક રસિક શૈલીમાં

# કૌમુદી

માસિકમાં એપ્રિલ અંકથી નિયમિત લખે છે

તમે કૌમુદીના ગ્રાહક છો ?

ન હો તો આજે જ રૂ. ૫) મ. ઓ. થી

મોકલી ગ્રાહક થઇ જાઓ.

'કૌમુદી' કાર્યાલય, વડોદરા.

# આંતરરાષ્ટ્રીય મહિલા પરિષદ

પાંચ વર્ષો પર તુર્કસ્તાનના જે વિશાળ મહાલયના ઠાઠમાઠવાળા આગારોમાં તુર્કીના સુલતાનની અસંખ્ય પત્નીઓ જનાનામાં મહાલી રહેતી હતી, એ યીલ્ડીઝ મહેલના વિરાટ આગારોમાં એપ્રિલ માસ દરમ્યાન, જગતભરની મહિલાઓની સ્વતંત્રતા માટે ઝંખી રહેલી અને તેને માટે સતત લડી રહેલી દુનિયાની પ્રતિનિધિ સ્ત્રીઓ ભેગી મળી હતી તુર્કી સ્ત્રીનો એ સાચેજ વિજય નથી શું ?

આજની તુર્કીની સ્વતંત્ર, પડદામાંથી છુટેલી સ્ત્રી રાષ્ટ્રીય મહાસભાની પ્રતિનિધિ બનેલી મ્યુનીસીપાલીટીમાં સ્થાન પામેલી, અને સૌથી વધુ પ્રગતીમાન ગણાય એવા બધાય હક્કો લગભગ મેળવી ચુકેલી, સ્ત્રીસ્વાતંત્ર્યવાદી તુર્કીની સ્ત્રીએ ઉન્નત મસ્તકે, ત્રીસ દેશોની પ્રતિનિધિ મહિલાઓનો સત્કાર કર્યો, આંતરરાષ્ટ્રીય સ્ત્રી મતાધિકાર સંઘ મહાસભાના બારમા મહાધિવેશનનો એ ભવ્ય પ્રસંગ હતો.

આ બારમી મહાસભામાં હાજરી આપવા માટે ૨૮૦ જેટલી સ્ત્રી સફ્રેજેટો ઇસ્તાન્બુલ ખાતે આવી હતી. તુર્કસ્તાનની સાચેજ સ્ત્રીઓને સંપૂર્ણ રાજકીય સમાનતા આપનાર દેશ બ્રાઝીલમાંથી એક સ્ત્રીનેતા તો આર ઝેપેલીનમાં થોડાક દીવસ ઉડીને ઇસ્તાંબુલ આવી હતી: એ ઉપરાંત પણ ન્યુઝીલાન્ડ, ઓસ્ટ્રેલીયા, યુનાઇટેડ સ્ટેટ્સ અને જર્મની, રૂમાનીયા, ઇજીપ્તથી પ્રતિનિધિ મહિલાઓ મોટી સંખ્યામાં આવી હતી. પહેલીજ વાર હિન્દથી પણ બે મુસ્લીમ સ્ત્રી પ્રતિનિધિઓ આવી હતી. જમાઇકાથી આવેલી એક નીગ્રો યુવતીએ મહા અધિવેશનમાં નવોજ ચીલો પાડયો. કોલમ્બો થઇને આવેલાં આસ્ટ્રેલીયન પ્રતિનિધિ મંડળ સાથે સીલોનની મુસ્લીમ સ્ત્રીઓએ સફળતા ઇચ્છતો સંદેશ પાઠવ્યો હતો. અને પૂર્વની સ્ત્રીઓનાં ભાવી માટે તેમણે આશાવાદ વ્યક્ત કર્યો હતો. બ્રીટીશ *પ્રતિનિધિઓમાં મહાધિવેશનના પ્રમુખ શ્રીમતી* માર્ગરેટ કારબેટ એશબી અને પાર્લામેન્ટનાં સભ્ય લેડી એસ્ટર ખાસ ધ્યાન ખેંચી રહ્યાં હતાં.

આ અધિવેશન એવું હતું કે જેમાં પૂર્વની સ્ત્રીઓ કરતાં પશ્ચિમની સ્ત્રીઓને ઉતરતું સ્થાન લેવું પડતું હોય એમ લાગતું હતું. ઇજીપ્તનું પ્રતિનિધિ મંડળ મેડમ હોદા ચારોઉપાશાની આગેવાની હેઠળ આવ્યું હતું. એમાં ૧૫ બહેનો આવી હતી. અધિવેશનની ચર્ચામાં એ પ્રતિનિધિ મંડળે આગળ પડતો ભાગ લીધો હતો. હિન્દનાં બે પ્રતિનિધિ બહેનો મેડમ હુસેન અને બેગમ હમીદઅલીએ ભાષણો કર્યાં હતાં. જમાઇકાના ગુલામ પ્રદેશમાંથી આવેલી આફ્રીકન વંશજ, નીગ્રો બાનુએ તો પોતાની બુદ્ધિ અને સ્વાતંત્ર્ય ભરેલા આશાવાદથી સર્વને ચકીત કરી નાખ્યાં. ઇરાન, ડેમારકસ અને જેરૂસલામ સીરીયા અને પાન-ઇન્ડીયન પરીષદ વગેરેની પૂર્વની મહિલા સંસ્થાઓને આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકાર સંઘ સાથે જોડવામાં આવી છે.

પશ્ચિમ અને પૂર્વની સ્ત્રીઓ તરફ ભાવિની માંગણી એ પ્રશ્નનો ઠીક ઠીક વિકાસ થયો છે. પરિસ્થિતિ બદલીને ગંભીર થયેલી કહેવાય છે. પશ્ચિમમાં જર્મની જેવા કેટલાક દેશોમાં સ્ત્રીઓને નોકરીએ મેળવેલ હકોથી વંચીત કરવામાં આવી રહી છે અને બીજા

દેશો પુરુષોના આર્થિક દબાણને વશ થઈને અત્યાર સુધી સ્ત્રીઓ માટે ખુલ્લાં રહેલાં નોકરીનાં દ્વાર બંધ કરી રહ્યા છે. આ બાબતમાં બ્રીટનનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

પશ્ચિમમાં આમ પીછેહઠવાદી ચળવળ ચાલી રહી છે અને પ્રથમ સ્વતંત્રતા મેળવનારી પશ્ચિમની સ્ત્રીઓ ફરીથી ગુલામીનાં જુના બંધનોમાં જકડાઈ જાય એવો ભય ઉત્પન્ન થયો છે. તેથી સ્વતંત્રતા મેળવનારી પૂર્વની સ્ત્રીઓએ હવે પશ્ચિમની સ્ત્રીઓની સહાયે આવવાની જરૂર ઉભી થઈ છે.

પણ આ સહકાર કાંઈ એકપક્ષીય રહેવાનો નથી. પૂર્વના દેશોમાં પણ અમુક ચોક્કસ દેશોમાંજ સ્ત્રીઓ સ્વતંત્ર થએલી છે. ઇજીપ્તના પ્રતિનિધિ મંડળે એ ભાર પૂર્વક જણાવ્યું હતું કે પૂર્વની સ્ત્રીઓ જે પ્રગતિ કરી શકી હોય તો તે તુર્કના નેતા કમાલને જ આભારી છે. તુર્કી મહિલા સંઘના વડા તરીકે મેડમ લતીફે એફીરે જણાવ્યું હતું કે, તુર્કી સ્ત્રીઓ આજે તેમના સંપૂર્ણ સ્વતંત્ર દરજ્જાએ પહોંચી છે તે કાંઈ પણ લડત વિનાજ પહોંચી શકી છે. તુર્કી સ્ત્રીઓ જ્યારે યોગ્ય જણાઈ ત્યારે મુસ્તફા કમાલે તેઓને એ દરજ્જો બક્ષી દીધો.

અને ખાનગી મંત્રણાઓ દરમ્યાન ઇજીપ્તની પ્રતિનિધિ બહેનો મુક્ત કંઠે એનો સ્વીકાર કરતી હતી કે ઇજીપ્તની મહિલાઓ કરતાં તુર્કીની મહિલાઓ ઘણીજ આગળ વધેલી છે. તુર્કીની મહિલાઓના સમાન દરજ્જે પર આવવા માટે હજી તો ઇજીપ્તની મહિલાઓએ ઘણું ઘણું કરવાનું છે. તુર્કી સ્ત્રીઓની સંખ્યા કરતાં સ્વતંત્ર થએલી ઇજીપ્તની સ્ત્રીઓની સંખ્યા તો ખાસ કરીને ઘણી નાની છે.

હિન્દી પ્રતિનિધિ બેગમ હમીદાઅલીએ અનેક પત્નીનો રીવાજ સર્જય ભયજનક છે એ [illegible] જણાવ્યું હતું. ચીન જાપાન, હિન્દ, અફઘાનીસ્તાન, આફ્રીકા, અને અરેબીયાની સ્ત્રીઓની અવનત દશાનું મૂળ એ પ્રથામાં રહેલું છે. આ દિશામાં હિન્દમાં ઘણું કામ કરવામાં આવે છે. બાલલગ્નો હવે ઓછાં થતાં જાય છે; પરંતુ સામાન્ય રીતે પૂર્વનો સ્ત્રી સમાજ અનેક પત્નીવાદની દમનભરી પ્રથા હેઠળ જીવે છે.

નાઝી જર્મનીમાં સ્ત્રીઓના હક્કો સામે પ્રત્યાઘાતી ચળવળ ચાલી રહેલી છે તેની ચર્ચા પણ થઈ હતી. આના સંબંધમાં ગમે તેટલી ગપ્પો ઉડતી અટકે તે માટે, આ વિવાદગ્રસ્ત પ્રશ્નની ચર્ચા જાહેર બેઠક પહેલાં ખાનગી બેઠકમાં કરવામાં આવે, એ જરૂરી માનવામાં આવ્યું હતું. હર હીટલરના રાજ્યકાળ દરમ્યાન સ્ત્રીઓ ઉપર મુકાયલા પ્રતિબંધો વિષે જર્મન સ્ત્રી પ્રતિનિધિઓને, નીખાલસ ઉત્તર આપવાનું જણાવવામાં પણ આવ્યું હતું. એ પ્રશ્નોના જે ઉત્તર ત્યાં આપવામાં આવ્યા હતા, તે ઉપરથી પરિસ્થિતિ ઘણીજ ગંભીર હોવાનું માલમ પડયું હતું. જાહેર બેઠકમાં લેડી એસ્ટરે જણાવ્યું હતું કે, "જે સ્ત્રીઓએ મેળવેલા હક્કો ગુમાવ્યા છે તેઓએ આશાનો ત્યાગ કરવો જોઈએ નહિ. આખરે તેમને નો ન્યાય આપવામાં આવશે." જે દેશોમાં આવી પીછેહઠવાળી પ્રવૃત્તિઓ ચાલતી હોય તે દેશોની પરિસ્થિતિનો અભ્યાસ કરીને સ્ત્રીઓના હકો માટે સંગઠીત થવાના પ્રયાસ કરવાનું ઠરાવવામાં આવ્યું હતું.

સ્ત્રીઓ માટે આંતરરાષ્ટ્રીય સલામતી અને આર્થિક સલામતી એ મહાસભાના અધિવેશનમાં થએલા નિર્ણયનો મુખ્ય ધ્વનિ હતો.

અમેરીકાનાં મીસ જોસેફાઈન શાઇન, બ્રીટનનાં મીસીસ મારગરેટ કોરબેટ એશબી અને મીસ મેરી ડીંગમેન, ફ્રાન્સનાં મેડમ માલાટેરે સેલીમર અને મેડમ કરેશ્મ બાર્નેની આગેવાની હેઠળ, દુનીયાની મહિલાઓએ

શસ્ત્રોની ખાનગી બનાવટ સામે ઝુંબેશ ઉઠાવવાની જરૂર દર્શાવતો અને ઝઘડાના સમાધાન માટે આંતરરાષ્ટ્રીય લવાદની પ્રથા દાખલ કરવાની માંગણી કરવામાં આવી હતી. તે સાથે સ્ત્રીઓના આર્થિક દરજ્જાના આંતરરાષ્ટ્રીય સ્વીકારની પણ માંગણી થઇ હતી.

પરિષદમાં આવેલા પ્રતિનિધિઓએ પોતપોતાના દેશમાં સ્ત્રીઓની સ્થિતિ સંબંધમાં અવલોકનો રજુ કર્યાં હતાં. ઘણાખરા દેશોમાં સ્ત્રીઓની રોજી રળવાનાં સાધનો પર સીવીલ સર્વીસ દ્વારા જ પ્રહારો કરવાની શરૂઆત થઇ હતી. ગ્રેટ બ્રીટન, ઇટાલી, ઓસ્ટ્રીઆ, નોર્વે, સ્વીડન, ડેનમાર્ક, હોલાન્ડ, ફીન્લેન્ડ, પોલાન્ડ. અને બલ્ગેરીયામાં સનંદી નોકરીમાં રહેલી સ્ત્રીઓ પરાજય પામી રહી છે, અથવા એવો ભય સેવી રહી છે.

બેલ્જીયમમાં તો સ્ટેનોગ્રાફર કે ટાઇપીસ્ટ તરીકેની નોકરીની જગાઓ પણ છેલ્લાં એક વર્ષથી જ્યાં સુધી પુરુષો બની શકે ત્યાં સુધી તેઓને માટે જ અનામત રાખવામાં આવી છે. ઝેકોસ્લોવેકીયામાં રાજ્યની રેલ્વેઓમાં જોડાતી સ્ત્રી અમલદારોને ૧૯૩૨ થી એવા કોન્ટ્રાક્ટ પર સહી કરવાની ફરજ પડે છે કે, લગ્ન થતાંની સાથે જ તેઓએ જગા ગુમાવવાનું કબુલે છે અને તેની જગાએ, કોઇપણ ગમે બહારથી મળે એવી કોઇ જગા તેને આપવામાં આવે તો તેનો સ્વીકાર કરવો.

બીજા દેશોમાં-ઇજીપ્ત, પોર્ટુગલ અને તુર્કીના અપવાદ સીવાય સ્ત્રીઓના હકો પર ગંભીર પ્રહારો થઇ રહ્યા છે. જો કે હજી એને અંગે ગંભીર નુકસાન થયું નથી. ફ્રાન્સમાં નિગ્રહ ખાતાંમાં સ્ત્રીઓને બદલી આપવા સામે પ્રતિબંધ મુકતાં પગલાં લેવામાં આવ્યાં છે.

સ્વીડનમાં પુરુષો માટે તેમજ સ્ત્રીઓ માટે જુદી જુદી પરીક્ષાઓની પ્રથા દાખલ કરવામાં આવી છે. અને સ્ત્રીઓ માટે જે પરીક્ષાઓ ઘણી ઓછી વાર લેવામાં આવે છે તેથી પુરુષો જેવા જ હકો ધરાવતી હોવા છતાં સ્ત્રીઓ તાર અમલદારોના હોદ્દાઓ પર પહોંચતી અટકી જવા લાગી છે.

આ બધાય પ્રહારોમાં સૌથી વધુ સહન જો કોઇને પણ કરવું પડતું હોય તો તે પરિણિત સ્ત્રીઓને છે. જે પ્રશ્નો જાહેર પ્રજામતે પુરતા વિચાર્યા નથી, તે પ્રશ્નો પરત્વે સહેલાઇથી નિર્ણયો બાંધી નાખતી જાહેર પ્રજાની વિચારશીલતાના અભાવવાળી મનોવૃત્તિને આભારી છે. મજુર સંઘો, યુવાન પુરુષ કામદારો, એકાકી સ્ત્રીઓ અને પરિણિત સ્ત્રીઓ કે જેઓ પોતાના ઘરમાં જ કામ કરી રહી છે, એ સર્વ રોજી રળનાર પરિણિત સ્ત્રીને સજા કરવામાં એકત્ર થયાં છે અને માલેકોએ તો પોતાના લાભનો જ વિચાર કરીને, આ દીશાનું અનુસરણ કર્યું છે.

આખા યુરોપમાં, જે સ્ત્રીઓ સમાજોદ્વારા સંગઠીત છે તેઓએ આ ભય સામે પરિષદો, પ્રચારકાર્ય, પ્રતિનિધિ મંડળો વગેરે દ્વારા વિરોધના પગલાં લેવા માંડ્યાં છે અને કે, એ બધામાં સફળતા મળી નથી. જ્યાં સફળતા મળી છે ત્યાં પણ તે ઘણી મુશ્કેલીથી મળી છે. પરંતુ આ દીશામાં પુરતો પ્રચાર કરવા માટે પુરતું સંગઠન નથી. જુદી જુદી સંસ્થાઓ વચ્ચે કાયમી સહકારનો અભાવ છે એમ બીજાનો સ્વીકાર કરવામાં આવ્યો હતો.

સ્ત્રીઓના આર્થિક દરજ્જા સંબંધમાં, હજી આજેય ઘણી બેદરકારી જણાય છે, અને પ્રજાધાની વચ્ચે આજ વિચરણાને આભારી છે.



# નોંધ

**પૂ. વિદ્યાબહેનનો મણિમહોત્સવ**

આજે, તા. ૧ લી જુને, ગુજરાતનાં એક અગ્રગણ્ય સ્ત્રીનેતા, શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠ, ૯૦ મા વર્ષમાં પ્રવેશ કરે છે તે પ્રસંગે અમે ગુજરાતની મહિલાઓ તરફથી તેમને અભિનંદન આપીએ છીએ અને ગુજરાતની મહિલાઓની, ગુજરાતી સમાજની વધુ ને વધુ સેવા કરવા માટે પરમ કૃપાળુ પ્રભુ તેમને દીર્ઘાયુષ્ય આપો એવી અમે પ્રાર્થના કરીએ છીએ.

પૂ. વિદ્યાબહેને ગુજરાતની, ગુજરાતી સ્ત્રી-સમાજની અનેક દિશાઓમાં કરેલી સેવાઓ જાણીતી છે. ઉપરાંત આ અંકમાં 'તેમને વિષે અપાયલા થોડાક લેખોથી પણ એનો યોગ્ય ખ્યાલ વાચકવર્ગને આવશે જ. આવા સેવાભાવી અને આત્મભોગ આપનારાં સન્નારીનો ગુજરાત મણિ-મહોત્સવ ઉજવે એ સર્વથા યોગ્ય જ છે. અમદા-વાદમાં આ મણિમહોત્સવને લગતી યોજના થએલી તેમાં ગુજરાતની, મહિલાસંસ્થાઓ પોતાનો હિસ્સો આપવાનું નહિ ચૂકે એવી અમે આશા રાખીએ છીએ.

**આંતરરાષ્ટ્રીય મહિલા અંક**

અમદાવાદમાં શ્રીમતી વિદ્યાબહેનના મણિમહો-ત્સવને લગતી જે યોજના થએલી છે તેમાં એક યોજના, તેમના મણિમહોત્સવના સ્મરણ રૂપે એક ગ્રંથ પ્રકટ કરવાની છે. એ ગ્રંથમાં શ્રીમતી વિદ્યાબહેન સંબંધી તેમજ અન્ય સાહિત્ય તેમજ ઇતર વિષયો પર લખાયલી કૃતિઓને સ્થાન આપવાનું છે. આ ગ્રંથની યોજનાથી અમને એક મુંઝવણ થઇ. એ મુંઝવણ એ કે, શ્રીમતી વિદ્યાબહેન વિષેના જ લેખોથી ભરેલો અંક અમે તૈયાર ન કરી શકીએ: તે એ કારણે-કે, લખનારો સમૂહ એકજ હોવાથી મૂળ ગ્રંથની યોજનામાં એથી વિક્ષેપ પડે. આથી અમે જુદી જ યોજના કરી અને શ્રી-મતી વિદ્યાબહેનને આ શુભ પ્રસંગે અર્પણ કરવાના હેતુથી આંતરરાષ્ટ્રીય મહિલાઓ અને તેઓને લ- [illegible] આ અંક અમે તૈયાર કર્યો. છતાં એમાં કેટલીક ઉણપો રહી જવા પામી છે એ અમારા ધ્યાનની બહાર નથી. પણ સ્થળ, સમય, શક્તિ અને સાધનના અભાવે, ગમે કે કમને કેટલીક ઉણપો તો નિભાવી જ લેવી પડે છે. આજ અંકમાં શ્રીમતી વિદ્યાબહેન વિષે પણ કેટલાક લેખો ખાસ લખાવી આપ્યા છે. શ્રીમતી વિદ્યાબહેનની વિપુલ સેવાના યત્કિંચિત બદલા તરીકે અમે આ અંક તેમને અર્પણ કરીએ છીએ, એ સ્વીકારવાની કૃત-જ્ઞતા દર્શાવવા માટે અમે તેમનાં ઉપકૃત છીએ. તે સાથેજ અમને આ અંક તૈયાર કરવામાં સહાય કરનારાં લેખિકા બહેનોનો-મીસીસ માર્ગરેટ કઝીન્સ વગેરેનો પણ ખાસ આભાર માનીએ છીએ.

**શ્રીમતી કમળા નેહરૂ**

લાંબા સમયથી બિમારી ભોગવતાં શ્રીમતી કમળા નેહરૂને આખરે સારવાર માટે, વિદેશગમન કરવાની ફરજ પડી છે. તેમનાં પુત્રી કુમારી ઇન્દિરા, ડૉ. અતલ તેમજ બીજાઓ સાથે તેઓ ગઇ તા. ૨૩ મીએ ઇટાલીયન આગબોટ 'કોન્ટેરોઝો' માર-ફતે વિદેશ જવા ઉપડી ગયાં છે. તેઓ શરૂઆતમાં વીએનામાં સારવાર કરાવશે; જરૂર પડે તો ઓપરે-શન પણ કરાવશે અને તે પછી કોઇ સારાં હવા-ખાવાનાં સ્થળે રહેશે. શ્રીમતી કમળા નેહરૂનાં વિદેશ-ગમનનો આ આખોય પ્રસંગ ઘણોજ કરૂણ છે. આજે તેમને માથે શિરછત્ર હોવા છતાં, આજે પંડિત જવાહરલાલ હોવા છતાં, તેમને પતિની સારવારનો લાભ મળતો નથી. જેલનિવાસ ભોગવતા પંડિત જવાહરલાલની સ્થિતિ કેટલી કરૂણ હશે એની કલ્પના થઇ શકે એમ છે. માંદગીમાં પટકાયલી પત્નીની સારવાર પણ ન કરી શકાય એવી સ્થિતિમાં તેઓ પડેલા છે. દેશસેવાની તેમની ઉત્કટ ભાવના પર અત્યારેજ સાચું કહીએ તો કનકકલશ ચઢે છે.

શ્રીમતી કમળા નેહરૂને વર્ધાથી ખાસ મળવા આવીને મહાત્માજીએ "સારી થઇને જલદી પાછી આવજે" એવા આશીર્વાદ આપ્યા છે. મહાત્માજી જેવા સંતપુરૂષના સાચા દિલના આશીર્વાદ ફળશેજ એવી આત્મશ્રદ્ધાસહિત અમે, શ્રીમતી કમળા નહેરૂ

જલદીથી, સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરે. એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

**કર્વે વિદ્યાપીઠના ઝઘડાનું સમાધાન**

પુનામાં શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠને નામે ચાલતી કર્વે મહિલા વિદ્યાપીઠ, અને એ વિદ્યાપીઠને, રૂા. ૧૫ લાખની બાદશાહી સખાવત કરનાર સ્વ. સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસીના વીલના ટ્રસ્ટીઓ વચ્ચેના ઝગડાનું માંહોમાંહે સમાધાન થયાના સમાચારથી અમને ખરેજ ખુશાલી ઉપજે છે. વિદ્યાપીઠના વહીવટ અને ટ્રસ્ટીઓના ઝગડાનાં મૂળ વિષે, તંત્રીસ્થાનેથી અમે અગાઉ સ્વતંત્ર લેખો લખી ચૂકેલા છીએ અને અમારા એ તંત્રી લેખોમાં આખાય પ્રશ્નની જે છણવટ કરવામા આવી હતી તેથી આ આખોય પ્રશ્ન ગુજરાતીઓ સારી રીતે સમજી શક્યા હતા. વિદ્યાપીઠના સંચાલકોએ કેટલીક બાબતમાં બતાવેલી સંકુચિત મનોદશાને કારણે જ આ ઝઘડો અત્યાર સુધી લંબાયો હતો અને છેક હાઇકોર્ટ સુધી આ ઝઘડો લઇ જવો પડયો, એવું અમારૂં મંતવ્ય હજીય કાયમ રહે છે. સ્વ સર વિઠ્ઠલદાસના ટ્રસ્ટીઓની માંગણીઓનું-અથવા ફરિયાદોનું વાજબી રીતે સમાધાન કરવાને બદલે વિદ્યાપીઠના સંચાલકોએ ખુમારીભર્યું વર્તન કર્યું અને તેને પરિણામે ત્રણ વર્ષ સુધી વિદ્યાપીઠને અનેક હાડમારીમા વહીવટ ચલાવવો પડયો. આ બધું છતા આ ઝઘડાનું બંને પક્ષને સંતોષકારક રીતે સમાધાન થયું તે માટે અમે બન્ને પક્ષને ધન્યવાદ આપીએ છીએ.

**સમાધાનની શરતો**

આ સમાધાનને અંગે નીચેની શરતો મંજુર રહી છે: (૧) અત્યારના જમાનાને અનુસરીને પ્રચલિત કેળવણીનો અભ્યાસક્રમ કરવા સમિતિ નીમવી. (૨) મુંબાઇ વનિતા વિશ્રામને રૂા. ૫૦૦૦) આપવા. (૩) ૧૯૩૨ થી અત્યાર સુધી રૂા. ૧૫ લાખનું ચડેલું વ્યાજ મુંબાઇમાં કોલેજ અને હોસ્ટેલ બાધવામાં ખરચવું. (૪) ૧૯૩૬ ના જુન માસથી પુનાની ઓફિસ મુંબાઇમાં, ભાડાંનાં મકાનમાં પણ, ખસેડવી. (૫) સમાધાન થયાની તારીખથી બે વર્ષની અંદર મુંબાઇમાં હોસ્ટેલ અને કોલેજ ખોલવી (૬) મકાનો ખરીદવા કે બાંધવા માટે લેડી ઠાકરસી અને ચાન્સેલરના નામે ચડેલા વ્યાજની રકમ બેંકમા રાખવી. ( ૭ ) મુંબાઇ યુનિવર્સીટી સાથે મહિલા વિદ્યાપીઠને જોડવાનો તમામ ખર્ચ યુનિવર્સીટીના ફંડમાંથી પહેલા ચાર્જ તરીકે કરવો. ( ૮ ) વનિતા વિશ્રામના સંચાલકો જો ગુજરાતી કન્યાશાળા ખોલ કરે તો તેની કન્યાશાળા યુનિવર્સીટીએ ચલાવવી. (૯) મુંબઇ, અને પુનાનો યુનિવર્સીટી અને કોલેજ તથા હોસ્ટેલનો ખર્ચ બાદ જતા જે ગ્રાન્ટ-ઇન-એઇડ બીજી સંસ્થાઓ માટે કાઢવામા આવે તેનો અડધો ભાગ ગુજરાતી સંસ્થાઓને આપવો. ( ૧૦ ) ઠાકરસી કુટુંબને સેનેટ પર ક્વોલીફિકેશન વગર પાંચ સભાસદો નીમવાનો અધિકાર રહે.

**શુભપરિણામ**

આ શરતો પર અમે જાણીએ છીએ ત્યાંસુધી, ઝઘડાની શરૂઆતમા જ સમાધાન થઇ શકયુ હોત. પણ આ ઝઘડાનું હાઇકોર્ટના બારણા સુધી પહોંચ્યા પછી જ આમ સમાધાન થઇ શક્યું એમા કોનો દોષ કાઢવો ? હવે સમાધાન થઇ જ ગયું છે એટલે એ વિષે કર્વે વિદ્યાપીઠના સંચાલકોને ઝાઝો ઠપકો આપવાનું અમને ઉચિત નથી લાગતું. છતા આ ઝગડાનું એક શુભ પરિણામ તો આવ્યું જ છે, અને તે એ છે કે હવે નાથીબાઇ યુનિવર્સીટીની ઓફિસ મુંબાઇમા આવતાં, અને એ યુનિવર્સીટી મુંબઇ યુનિવર્સીટી સાથે જોડાતા, એનો વધુ ને વધુ લાભ ઉઠાવવામાં આવશે અને આમ, બાદશાહી રકમની સખાવત કરનાર સ્વ. સર વિઠ્ઠલદાસની મુરાદો બર આવશે. ત્રણ વર્ષના ઝગડાને લીધે એકત્ર થએલી વ્યાજની રકમ, મુંબઇમા મકાનો બાંધવામાં ઉપયોગી થઇ પડશે. યુનિવર્સીટીને વ્યાજની રકમ મળની બંધ થઇ ગઇ તે પછી એને નિભાવવા માટે નાણા ફંડ ખોલવામાં આવ્યું છે. તેમાં પણ ઠીક ઠીક રકમ એકઠી થઇ છે એ પણ આ ઝગડાનું શુભ પરિણામ લેખી શકાય ભવિષ્યમા યુનિવર્સીટીના સંચાલકો પ્રાંતિક ભેદભાવોને તિલાંજલિ આપી, એકજ-સ્ત્રીશિક્ષણના-ધ્યેયને લક્ષમાં રાખી કામ કરશે તો તેઓ સંસ્થાની ઉન્નતિ કરી શકશે.

**ભાવનગરમાં ગુંડાગિરિ**

ભાવનગર જેવાં પ્રગતિમાન રાજ્યમાં, શાળાઓમાં ભણવા જતી કે સાંજે ફરવા જતી તરૂણ બહેનોની ગુંડાઓને હાથે છેડતી થવાના બનાવો વર્તમાનપત્રોમાં વાચવામા આવે છે એથી સાચેજ ખેદ થાય છે. સાંજે ફરવા જતી બહેનોની પાછળ એ ગુંડાઓ પડે છે, અપશબ્દો બોલે છે, તેમના પર ભુસીનો પ્રયોગ નાખે છે અને આમ તેઓની છેડતી કરવામાં આવે છે. છતાં આ દિશામાં રાજ્ય તરફથી કોઇ પણ વ્યવસ્થિત પગલાં લેવાનાં આવ્યા નથી એ જાણીને ખેદ થાય છે. આ આખાય પ્રકરણમાં વિશેષ ખેદની વાત તો એ છે કે, આવી ગુંડાગિરિ કરનારાઓમા કેટલાક ઉચ્ચ કુટુંબનાં અને અમલદારવર્ગના યુવાનો પણ સામેલ છે. જો આ સાચુંજ હોય તો રાજ્યે તાબડતોબ પગલાં લઇ આવા બનાવો બનતા અટકે તેની તકેદારી રાખવી જોઇએ

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : સોમભાઇ પટેલ,
C/o ધી ન્યુ ઈરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૫ : અંક ૬ | પુસ્તક ૫ | જુન : ૧૯૩૫

## ફૂલ રે ફૂલ

અલ્યા, ફૂલ રે ફૂલ
તારી મોંઘેરી ઝૂલ
મારા જીવનનું ગુલ
કોણ મૂલવશે મૂલ ?

પેલો પવનનો પૂલ
તારી સત્તા લે કૂલ

ભલે એકજ હો ભૂલ
એના કોપે તું ધૂલ
અલ્યા, ફૂલ રે ફૂલ

શાન્તિલાલ શાહ

# દેડકું અને શિયાળ

[ ઇસપની વાત ]

એક દેડકું એક વાર તળાવમાંથી બહાર નીકળી કાંઠા ઉપર આવીને બેઠું. જંગલનાં બધાં પ્રાણીઓને ભેગાં કરી તેણે બડાઇ મારી કે, "મેં વૈદાનો સારો અભ્યાસ કર્યો છે. હવે તમારામાંથી જે કોઇ માંદુ પડશે તેની હું દવા કરીશ."

બીજાં ભોળાં પ્રાણીઓએ તો દેડકાની વાત સાચી માની.

પણ એક પક્કું શિયાળ હતું તે દેડકાભાઇનો ઢોંગ કળી ગયું. ઠાવકું મોં રાખી તે બોલ્યું, "મહેરબાન, તમે તમારૂં પાતળું બેડોળ ડાચું, ડાઘા ડાઘાવાળી ચામડી અને કઢંગુ શરીર તો પ્રથમ સુધારો, પછી બીજાની વાત."

દેડકું આ સાંભળી ખૂબ શરમાઇ ગયું ને તરત જ વીલે મોંઢે ત્યાંથી ચાલ્યું ગયું.

ચન્દ્રશંકર

---

# દેશ દેશાવરમાંથી

## યુરોપ

એશિયાની પશ્ચિમે આવેલો ખંડ તે યુરોપ ખંડ. ધરતીની વચમ આવેલો ભૂમધ્ય સમુદ્ર, ઉત્તર મહાસાગર અને એટલેન્ટિક મહાસાગર એના ત્રણે કિનારાને વીંટળાઇ રહ્યા છે. જમીનના અંદરના ભાગમાં ઘુસી, આ સાગરોએ અસંખ્ય નાનાં સમુદ્રો દ્વિપકલ્પો, ભૂશિરો અને ક્યિારો બનાવ્યાં છે. એટલે યુરોપ નાનો હોવા છતાં એનો દરિયા કિનારો ઘણો જ મોટો છે. આ પ્રકારની રચનાથી કુદરતી રીતે બંદરો બની શકે એવાં ઘણાં સ્થળો યુરોપને બક્ષીશ રૂપે મળ્યાં છે.

યુરોપ ભૂમધ્યમાં છે સાથે સાથે ભૂમધ્ય રેખાથી પણ દૂર છે. એટલે હિંદ, અરબસ્તાન, કે ઇજીપ્તમાં પડતી ગરમી એની પ્રજાઓએ જાણી નથી. આ ખંડની મોટી મોટી વસાહતો ઉત્તર ધ્રુવના પ્રદે-

શથી દૂર છે એટલે કેનેડા કે ગ્રીનલેન્ડમાં વાતા ઠંડા પવનો ઘણા યુરોપવાસી ને ખમવાના નથી. એના ઘણાએ પ્રદેશોની હવા સમધાત છે. આવા હવામાનમાં કામ કરવાની તાકાત વિશેષ રહે છે અને આળસ જેવું ઉદ્યમીપણું આવે છે. આથી કરીને યુરોપીઅનો નિરોગી, કામગરા અને ખંતીલા હોય છે.

યુરોપના મધ્ય પ્રદેશમાં વિશાળ ફળદ્રુપ મેદાનો છે અને એની દક્ષિણે આલ્પ્સના પહાડી પ્રદેશો છે. આ પહાડી પ્રદેશોમાં સુંદર સરોવરો અને વિશાળ નદીઓ વહી રહી છે. એનાં રસાળ મેદાનો અને ફળદ્રુપ ખીણો પાકથી ભરપુર છે. એનાં ઉત્તરમાં આવેલા સ્કેન્ડીનેવીઆની વિશાળ ફિયાર્ડોમાં સ્વેચ્છાએ વિહાર કરતી કુદરત દીસે છે. જ્યાં છછ માસ સુધી રાત્રી અને દિવસો લંબાય છે એવાં હેમરફેસ્ટ જેવાં શહેરો એના હિમ પ્રદેશોમાં વસેલાં છે લોઢું, કોલસા અને અન્ય ખનીજોથી એની ધરતીના ભંડારો ભર્યા છે. આમ નાનકડા યુરોપ પર કુદરતની રહેમ ઉતરી છે.

યુરોપવાસીઓ પણ જબરા છે. એમણે કુદરતી સાધનોનો બન્યો એટલો ઉપયોગ કર્યો એટલું જ નહિ પણ કુદરતને વશ કરવાના હરકોઇ પ્રયત્નો પણ આદર્યા. વરાળમાં બળ રહ્યું છે એની શોધ કરી એના વિજ્ઞાનીઓએ જમીન પર આગગાડી દોડાવી, દરિયામાં સ્ટીમરો ચલાવી અને છેવટે હવામાં વિમાનો પણ ઉડાડ્યાં. એના હોલેન્ડવાસીઓએ દરિયા સાથે યુદ્ધ માંડયાં. દરિયો ખસેડી એમણે જમીન મેળવી. એના વહાણવટીઓએ દૂર દૂરના સમુદ્રો ખેડયા એના સંશોધકોએ આફ્રિકા અને અમેરિકાના પ્રદેશોમાં આથડી ઘણાએ દેશોની જગતને જાણ કરી અને યુરોપવાસીઓને માટે નવી નવી વસાહતો ઉઘાડી આ યુરોપમાં ઘણા વીર પુરુષો થઇ ગયા અને એમણે યુરોપની કીર્તિ દિગંતમાં ફેલાવી.

ભણેલા ગણેલા યુરોપવાસીઓ વિદેશોમાં વિચર્યા. એમની તોપ અને બંદુક લઇ તેઓ અમેરિકા, આફ્રિકા અને ઓસ્ટ્રેલિયામાં ગયા અને ત્યાંની ભાળી ભોળી જંગલી પ્રજાઓનો નાશ કરી એ પ્રદેશોના એ માલિક થયા. એશિયાની પ્રજાઓ પર પણ એમણે વેપારી ગુલામી લાદી એમના જ્ઞાન વિજ્ઞાનની મદદથી એમણે પરદેશો વશ કર્યા. ધરતીના ઘણા ખરા પ્રદેશો પર આજે યુરોપવાસીઓની આણ ફરે છે. યુરોપનો આજે મધ્યાન્હ તપે છે.

પરધભાઈ પટેલ

# બાલકડાંને

ઉમંગભર રમજો,
હો ! બાલકડાં !
આનંદભર ગજવો,
હો ! આંગણુલાં !

થનગન થનગન,
નાચ નચંતાં ;
ઉલટભર રાચો!
હો ! બાલકડાં !

કાલાં કાલાં મીઠડાં,
વેણુ વદંતાં ;
મીઠું મીઠું હસજો,
હો ! બાલકડાં !

# નજરે જોયેલી વાત

હું મુંબઇના હેન્ગીગ ગાર્ડનમાં સવારમાં ફરવા ગયો હતો, પગથિયાં ઊતરતો હતો ત્યારે પુનમચંદ શેઠના બંગલાના આંગણામાં કોઈ ધ્રૂસકે ધ્રૂસકે રડતું હોય એવો અવાજ સંભળાયો. રસ્તાપરના લોકો શું થયું છે તે જોવા એક પછી એક ટોળે મળ્યા. મને પણ જાણવાની ઇચ્છા થઇ એટલે હું ત્યાં ગયો.

પુનમચંદ શેઠ પોતાના બંગલાની પાછળ મોટર રાખવા માટે ગેરેજ બનાવતા હતા, ચુનો પીસવા માટે ભીસ્તી સવારનો પોતાનો પાડો લાવી ચક્કી ચલાવી રહ્યો હતો. સવારના છ વાગ્યાથી આઠ વાગ્યા તો એ પાડો ફર્યા કરતો હતો, આગળ પાડો અને પાછળ ભીસ્તી ચામડાના કોરડા માર્યા કરે, પાડાના મોંઢામાંથી જીભ બહાર નીકળતી જાય, મોંઢામાંથી ફીણ નીકળે, પેલો ભીસ્તી પાડાને પાણી દેખાડે અને મોંઢામાં ઘાસ દેતો જાય.

રામો ગંગા નામની ગાયને બંગલાની આગળ લાવ્યો, કસ્તુર શેઠાણી તાંબડી લઇ દૂધ કાઢવા ઊતર્યાં. રામે વાછરડી છોડી, વાછરડી એની માને વળગી. ગાયે પાનો મૂક્યો. શેઠાણી વાછરડીને વાળે પણ પાછી વળે નહિ તેણે બૂમાબૂમ કરી મૂકી નજીક શેઠ ઊભા હતા તે દોડી આવ્યા અને શેઠાણીને મદદ કરવા લાગ્યા.

બીજી બાજુએ દયાના સાગર પુનમચંદ શેઠે બિચારા પાડાને જીભ કાઢી પથ્થર ખેંચતો જોયો, એટલે તેમની આંખમાં આંસુ આવ્યાં, એટલે શેઠાણીનું પણ હૃદય પિગળ્યું અને શેઠે તો ધ્રૂસકે ધ્રૂસકે રોવા માડયું.

સવારમાં ફરવા જનારા દક્ષિણી આવ્યા, ખોજા આવ્યા, બાઇઓ આવી, છોકરાં આવ્યાં અને બધાં શેઠની દયાની તારીફ કરવા લાગ્યા. એક પારસી ગૃહસ્થ ને તો શેઠ માટે એટલું માન થયું કે શેઠના ચરણમાં પડી માથું નમાવ્યું. ટોળામાં ભેગા થયેલા લોકોમાંથી એક બે જણે બહાર આવી પેલા ભીસ્તીને એનો પાડો છોડી નાખવા કહ્યું અને ન માને તો એક જણ તો પરસાદ ચખાડવા પણ તૈયાર થઇ ગયો. પેલો બિચારો ભીસ્તી ગભરાયો અને તેણે મારની ધાકથી ચક્કી ઊભી રાખી પાડાને છોડયો એટલામાં કસ્તુર શેઠાણીના હાથમાંથી વાછરડી છૂટી ગાયને ધાવવા દોડી. શેઠાણીએ બુમ પાડી અને વાછરડીને ઝાલો, ઝાલો, કહ્યું. ભીસ્તીને મારવા જનાર શેઠાણીની મદદે દોડયો

ખીલીએ બાંધી, શેઠાણીએ પેલાનો ઉપકાર માન્યો ને કહ્યું કે જો વાછરડી ધાવી જાત તો તેઓને બપોરની ચા કરવામાં મુશ્કેલી પડત.

આ બધું નાટક એક સંન્યાસી રસ્તા ઉપર ઉભા ઉભા જોયા કરતા હતા, તેમને હસવું આવ્યું અને જ્યારે એક માણસ ભીસ્તીને મારવા ગયો ત્યારે ઉંચા હાથ કરી વચ્ચે પડયા; અને જે ઉભા હતા તેમને સંબોધીને કહ્યું કે ભાઈઓ, જરા સમજો, આ દુનિયામાં ન્યાય અન્યાય જેવું કાંઇ નથી, લોકો પારકાનો વાંક કાઢે છે અને પોતે શું કરે છે તે જોતા નથી.

સાંભળો! આ ભીસ્તી જે પાડો તે પાણી ને ઘાસ પણ ધરે છે, પણ આ તમારા પરમ પૂજ્ય દયાના સાગર શેઠ અને શેઠાણી તો કુમળા ફૂલ જેવી ગરીબ નીરાધાર, નિર્બળ વાછરડીને ભૂખે મારે છે. તેની ભૂખના દુખનો વિચાર કરતાં નથી. તે પોતાની જ માતાને ધાવવા જાય તો તે ધાવવા દેતાં નથી અને તેના ઉપર એક કસાઇ કરતાં પણ વધુ કેર વર્તાવે છે.

સાંભળનાર બધા સજ્જડ થઇ ગયા અને શેઠ શેઠાણીને છીટ્ છીટ્ કરતાં પોતા-પોતાને રસ્તે ગયા. શેઠ ને શેઠાણી શર મીંદાં થઇ બંગલામાં ભરાઇ ગયાં.

રામચંદ્ર
ઉમર વરસ ૧૦

---

## ચાંદની

આજે વીજળીનો જન્મદિવસ હતો. એનો આનંદ માતો નહોતો. દૂર દૂરની દિશાઓમાં ચમકારા કરતી એ ઘૂમી રહી હતી.

ગડગડાટ કરતાં વાદળાંએ વિજળીને બારણે નોબત વગાડી. આકાશ ને પાતાળ, જંગલ ને ડુંગરા, ધરતી ને સાગર એમ સઘળે ઠેકાણે વાદળાંએ ખબર દીધા, "આજે વીજળીબાનો જન્મદિવસ છે. બધાં આવજોઅને સુંદર સુંદર ભેટો લાવજો."

ધરતીને ખૂણે ખૂણેથી કિલકિલાટ કરતાં પંખી ઊડયાં. સાગરને તળીએથી માછલીઓ નીકળી. નાનાં મોટાં જનાવર પણ દોડયાં. પતંગિયાં અને મોર આવી

સાથિયા પૂર્યા. સાગરનાં મોટાં મોટાં મોજાંએ અને ડૂંગરાનાં નાનાં નાનાં ઝરણાંએ સંગીત શરૂ કર્યું.

આકાશને ખૂણે એક તારલી રહે. એને ત્રણ દીકરા હતાઃ સૂરજ, ચાંદો ને પવન. માએ ત્રણેયને સુંદર સુંદર કપડાં પહેરાવી વીજળીને ત્યાં મોકલ્યા. . .

બધાં ય આવી રહ્યાં એટલે મિજબાની શરૂ થઈ. બધાં મનગમતી સુંદર વાનીઓ જમ્યાં. સૂરજ અને પવન પણ આવું જમણ જોઈ કૂદવા લાગ્યા અને જમવામાં ને કૂદવામાં પોતાની માને પણ વિસરી ગયા.

નાનકડા ચાંદાને જમતાં જમતાં પોતાની મા સાંભરી. એણે જમવાનું બંધ રાખી માને માટે સુંદર વસ્તુઓ લઈ લીધી. ક્યારે જમવાનું પૂરું થાય અને ક્યારે માને આ બધી ચીજો આપું, એમ વિચારતો એ બેસી રહ્યા

છેક મોડા સુધી બધાંએ ખૂબ આનંદ કરી પાછા પોતાને સ્થળે જવા માંડયું. સૂરજ અને પવને ચાંદાને બોલાવ્યો. ત્રણેય ભાઈઓ પોતાને ઘેર જવા પાછા વળ્યા. . . .

મા તો રાહ જોઈને બેસી રહી હતી. સૂરજ અને પવન દોડતા આવ્યા. માની કોટે વળગી પડયા અને મિજબાનીની વાતો કરી.

માએ સૂરજને પૂછ્યું, " બેટા, મારે માટે શું લાવ્યો ! " સૂરજ કહે, " હું કંઈ તારે માટે કાંઈ લેવા નહોતો ગયો. મેં તો ખૂબ મજા કરી અને ખૂબ ખાધું "

તારલીએ પવનને પણ એવો જ પ્રશ્ન પૂછયો, અને પવને પણ જણાવ્યું, " બા, મજા કરવા ગયો " તો તે મજા કરી. તારે માટે વળી શું લાવવાનું ! "

એટલામાં ચાંદો આવ્યો. માએ એને તેડી લીધો અને પૂછ્યું, " બેટા ચાંદા, રમવામાં ને જમવામાં માને પણ ભૂલી ગયો કે ! "

.:

ધીમે રહી ચાંદો બોલ્યો, " ના, મા, સારામાં સારી ચીજો તારે માટે લાવ્યો છું. આ રહી બા, એ બધી ય તારે માટે છે "

સૂરજ અને પવનની વાત સાંભળી માને ખૂબ ઓછું આવ્યું, પણ ચાંદાની વાત સાંભળી એને આનંદ થયો.

થોડીવાર પછી હળવે રહી તારલી બોલી, " સૂરજ, ફક્ત તારા જ સ્વાર્થમાં માને પણ ભૂલી ગયો ! જા ધરતી પર તપ્યા કર અને લોકોને બાળ્યા કર. તારાં ભડકા જેવાં કિરણો જોઈ લોકો આંખે હાથ દેશે, અને તારાથી ભાગતા ફરશે."

" અને પવન, જા, ધરતીને ખૂણે ખૂણે ઊડયા કર. તને જોઇને મોટાં મોટાં વહાણ અને નાની નાની હોડીઓ, પંખીઓ અને પાંદડાં દૂર નાસતાં ફરશે. ધૂળ ને કચરા સાથે ફરતાં લોકો તને " વંટોળિયો " કહી ગાળ દેશે."

તારલી થોડીવાર શાંત રહી ને વળી પાછી બોલી, " બેટા ચાંદા, તને જોઈ મને બહુ હરખ થાય છે. તારાં કિરણોમાં હંમેશાં શાંતિ હશે. દુનિયામાં સર્વ કોઈ તને જોઈ રાચશે અને ઘડી ઘડી તારી ચાંદનીમાં આનંદ કરશે. નાનાં મોટાં બધાંને તું વહાલો લાગીશ."

અને ત્યારથી સૂરજ બળ્યા કરે છે. વંટોળિયો આંખો પૂરે છે અને ચાંદો ચાંદની વેરે છે.

# ત્રિકાળદર્શક દર્પણ અને પ્રેતાવાહન વિદ્યા

**અથવા ચમત્કારીક ગુપ્ત વિદ્યાઓનો ભંડાર સચિત્ર (ત્રીજી આવૃત્તિ)**

આ પુસ્તકની પ્રથમની બે આવૃત્તિ તરતમાં ખપી ગઇ તેની ત્રીજી આવૃત્તિ ઘણાં સુધારાવધારા બહાર પાડી તે પણ ખપી જવા આવી છે. આ પુસ્તકની અંદર યોગ વિદ્યા; મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ, ત્રિકાળદર્શક દર્પણ બનાવવાની વિદ્યા, રતીશાસ્ત્ર, કોકશાસ્ત્ર; કામશાસ્ત્ર, મંત્રવિદ્યા; તંત્રવિદ્યા; યંત્રવિદ્યા; જાદુવિદ્યા; જળોપચાર શાસ્ત્ર, રંગરસાયનવિદ્યા; થોટ રીડીંગ, સુવર્ણસિદ્ધિ વગેરે ચમત્કારીક વિદ્યાઓનો સંગ્રહ છે. તેની અંદર આવેલા વિષયો ૧૯ ભાગમાં ૧૨૩ પ્રકરણોમાં નીચે પ્રમાણે છે.

જેની અંદર પ્રા. ૧ પ્રવેશ ભાગ ૧ માં **મેસ્મેરીઝમ હીપ્નોટીઝમ** વિદ્યા; ભાગ ૨ યોગવિદ્યા અને અષ્ટસિદ્ધિ મેળવવાની કળા; ભાગ ૩ **ત્રિકાળદર્શક દર્પણ** અને ત્રિકાળદર્શી આયના બનાવવાની વિદ્યા ભા. ૪ **પ્રેતવાહન વિદ્યા** પ્રેતોને આવાહન કરી તેની સાથે વાતચીત કરવાની વિદ્યા ભા. **પ્લાંચેટ** બનાવવું અને ચલાવવું ભા. ૬ **વશીકરણવિદ્યા**, ભા. ૭ **કોકશાસ્ત્ર** અને **રતીશાસ્ત્ર** ગર્ભ સ્ત્રી અને સુવારોગની દવા, ભાગ ૮ **કામશાસ્ત્ર** સ્ત્રીઓની ખુબસુરતીનું ખરૂં રહસ્ય.

**ભાગ ૯ મંત્રવિદ્યા**—વશીકરણનો લક્ષ્મિપ્રાપ્તિનો, આદાશીશીનો, મહાલક્ષ્મીની સિદ્ધનો વિગેરે મં

**ભાગ ૧૦ યંત્રવિદ્યા**—જેમાં કષ્ટનિવારણ; વશીકરણ; આકર્ષણ, સુખપ્રસવનો, એકવીસો યંત્રનો યંત્ર; કાય સિદ્ધિનો યંત્ર; બાળરક્ષક, પીશાચ જવાનો, અખુટ ભંડારનો; વેપારમાં લાભ થવાનો, વિગેરે ય

**ભાગ ૧૧ તંત્રવિદ્યા**—ઇંદ્રજાળ—જેમાં વશીકરણ તંત્ર; ભાગ ૧૨ **જાદુઇ પ્રયોગો.**

**ભાગ ૧૩ ચમત્કારક ગુપ્ત વિદ્યા**—જાદુઈ સાબુ બનાવવો; પાણીનું દુધ કરવું; પાણી જમાવી

**ભાગ ૧૪ દવા વગરનો ડાકટર**—હિપ્નોટીઝમથી દવા વગર ઘણાં દરદો મટાડવાં.

**ભાગ ૧૫ હજારો વ્યાધિની માત્ર એકજ દવા**—માત્ર પાણીથી અનેક દરદો મટાડવાની વિ

**ભાગ ૧૬ ક્રોમોપથી**—રંગ રસાયનવિદ્યા—માત્ર રંગીન શીશીના પાણીથી અનેક રોગ મટાડ

**ભાગ ૧૭ માનસાવદ્યા**—થોટ રીડીંગ; પારકાના મનની વાત જાણવાની કળા, સંકલ્પ સિદ્ધિ મેળવ

**ભાગ ૧૮ સુવર્ણસિદ્ધિ** કિંવા કીમીયાગરોની ગુપ્તવિદ્યા—સોનું અને ચાંદી બનાવવાના અનેક પ્રયોગ

**ભાગ ૧૯**—નિષ્ફળ ન જનારા ધન મેળવી આપનાર અનેક પ્રયોગોનો સંગ્રહ.

આ પુસ્તકમાં ઉપર પ્રમાણે વિષયો છે તે જોવાથી અને વાંચવાથીજ તેની કીંમત સમજાશે, આમાં ઇ એકાદજ પ્રયોગ સિદ્ધ કરવાથી હજારો રૂપિઆનો ફાયદો થઇ શકે તેમ છે, પાન ૫૦૦ પાકું પુંઠું કી. રૂ.

**વૈદક શબ્દકોષ**—જેમાં દેશી વૈદકમાં વપરાતી વનસ્પતિનાં સંસ્કૃત, હિંદી, મરાઠી ગુજરાતી અંગ્રે નામ સાથે કક્કાવાર શબ્દકોષ છે. એટલે વૈદક ગ્રંથોની કઇ વનસ્પતિનું ગુજરાતી નું નામ તે આ પુસ્તકથી જાણી શકશો. કીં. રૂ. ૨–૦ અગાઉ નામનોંધાવનારને રૂ. ૧) માંજ મળશે.

## શ્રીમદ શંકરાચાર્ય અને શંકરદિગ્વિજય.

શ્રી આદ્યશંકરાચાર્યનું વિસ્તૃત જીવનચરિત્ર જેમાં શ્રીશંકરાચાર્યે કરેલા દિગ્વિજયની વિસ્તાર હિત હકીકત આપેલી છે. પાન ૩૦૦ ઉપરાંત કી. રૂ. ૪ પાકુ પુંઠું હાલ તરતમાં માત્ર રૂ. ૩ માં મળશે.

**સુખના સિદ્ધ મંત્રો**—તત્વજ્ઞાન સંબંધી વેદાંતનાં અનેક ગુપ્ત રહસ્યોને ઉકેલનાર, સુખ સિદ્ધ માર્ગો બતાવનાર કીમત રૂ. ૧–૦–૦

**વનસ્પતિ 'વિજ્ઞાન'**—હિંદની વનસ્પતીઓ—તેની સર્વ ભાષામાં નામ દરેક વનસ્પતિના ચાકકસ ગુણો, ઘરગથ્થુ દવાઓની બનાવટ વીગેરે છે. કીંમત રૂ. ૨– હાલ મંગાવનીર પાસે રૂ. ૧—૮—૦

**સૌરાષ્ટ્રના વિરશ્રી યાને સોરઠી ખડગ**—અતિ રસમય ઐતીહાસીક વાંચતા ઘણો આનંદ આપે

આ માસિક વડોદરા-રાવપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠક્કરે પોતાને માટે છાપી તેજ સ્થળેથી પ્રસિદ્ધ કર્યું છે. તા ૩૧-૫-૩૫.

શુદ્ધ સ્વદેશી જ્યોર્જેટ અને ક્રેપની
સુંદર સાડીઓ



## લવાજમના ભાવ

( ભેટ-પુસ્તકના પોસ્ટેજ ખર્ચ સહિત )

| સપ્ટેમ્બરથી ગ્રાહક થનાર માટે | પરદેશ માટે: | વર્ષની અધવચથી ગ્રાહક થનાર માટે |
|---|---|---|
| ૧૨ માસના : રૂ. ૪-૬-૦ | વર્ષના: રૂ. ૬-૮-૦ | ૧૨ માસના ; રૂ. ૪-૧૨-૦ |
| ૬ માસના : રૂ. ૨-૬-૦ | ૩ વર્ષ: રૂ. ૧૬-૮-૦ | ૬ „ રૂ. ૨-૮-૦ |

સપ્ટેમ્બર ૧૯૩૩ થી ઓગસ્ટ ૧૯૩૭ ; ત્રણ વર્ષના ; રૂ. ૧૦-૦-૦.

[ નોંધ—ક્રમમાં કમ બાર માસ માટે લવાજમ ભરનારનેજ ભેટ—પુસ્તકનો લાભ મળશે. ]

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૧-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ
તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુકલ
જુલાઈ : ૧૯૩૫
કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઈ, ૪.
પુસ્તક ૨૪ મું ] [ અંક ૫ મો.

અનુક્રમણિકા



## બાલવિભાગ

તંત્રી : સોમભાઈ પટેલ

## કન્યાઓ માટે વ્યાયામ વર્ગ



વૃક્ષની છાયા હેઠળ
કિલ્લોલતી બહેનો

અમદાવાદમાં શારદામંદિર તરફથી મે માસ માટે યોજાયલા કન્યાઓ માટેના વ્યાયામવર્ગને અંગેના ચિત્રો. વિગતો માટે જુઓ ' ફૂલ વેણી '



આંબા ડાળે ટહુકા
કરતી બહેનો

કન્યાઓ માટે વ્યાયામવર્ગ



કવાયત કરતી
બહેનોની ટુકડી



વ્યાયામ વર્ગના મંત્રી
**શ્રી. સવિતાબહેન ત્રિવેદી**



સાયકલીંગ
" શીખતી બહેનો

# ગુણસુન્દરી
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૪મું | જુલાઇ : ૧૯૩૫ | અંક ૫ મો


## છાબડીવાળો

: : ફટાણું : :

૧

" છાબડીવાળા, છાબડી તારી,
રહેજ અહીં તું ઉતારજે રે !
યૌવનની આ ઓસરીએ અમારી,
માથે લાવ્યો વહી ભાર જે રે ! "

૨

" છાબડીવાળા, છાબડીવાળા ! "
સાદ સુહાગણી પાડતી રે;
કામની ઘેલી, સોનેથી છકેલી,
હાલતી માલતી ચાલતી રે.

૩

બોલી બહાર નીકળીને, બનેલી,
બ્હીતી જરા નહિ બાધથી રે;
સુંદર મંદર માંહીં વસેલી,
ફાલેલી સેવન-ખાધથી રે !

૪

નથી ભાતે ભરેલાં નવકોરાં,
પ્હેરતાં કોઇ જ અન્ય જે રે,
પોતે પસંદ કરેલ પટોરાં,
ધારતી અંગે ધન્ય જે રે

૫

અંજન મંજનથી તન જાદે,
દીસતું જેહનું ઓપતું રે;
"છાબડીવાળા," બોલી તે પ્રમાદે,
તારી છે છાબડી માંહીં શું રે ?

૬

" મારી તે છાબડીમાં હું ભરીને,
લાવ્યો છું મેવો ઘણો ઘણો રે; "
છાબડીવાળા છેલે સુંદરીને
કહ્યું હસી, " જાતજાતનો રે !

૭

"આશા તણા આલુદાણા રહ્યા આ,
અંજીર આ એક આંખના રે;
કાજુ કુંવારાપણાના કહ્યા આ,
પિસ્તાં આ પશ્ચાત્તાપના રે !

૮

" રસલીંબુ, મોંઘવારીની મોસંબી,
દ્વેષની દ્રાખનાં ઝુમખાં રે;
કાપેલાં દાડમ આ રદરંગી
પ્રેમીનાં કોમળ કાળજાં રે ! "

## બે ઉષા-ગીતો

### ઉષા ઉગી

ઉષા ઉગી!
ઉષા ઉગી!

ભની નવંકોર ખીલી ઉષા ઉગી,
ષ્ટિ રંગોળ ભરી ઉષા ઉગી;
ૃથ્વિના પટ તેજે સોહે ઝળહળી.

ઉષા ઉગી!
ઉષા ઉગી!

જ્યોત જ્યોત પ્રેરતી ઉષા ઉગી!
ચોક ચોક ઓપતી ઉષા ઉગી!
વિશ્વ જાગ્યું નિદ્રા ઘોર, આળસ તજી.

ઉષા ઉગી!
ઉષા ઉગી!

ઘોર રાતડી વટાવી રમ્ય ઉષા ઉગી,
અંધકારને વિદારી દિવ્ય ઉષા ઉગી;
કનકકિરણે દિગંત સર્વ દીધાં રંગી.

ઉષા ઉગી!
ઉષા ઉગી!

ટળ્યાં પાપને સુપુણ્યની ઉષા ઉગી,
ગઇ ભ્રાંતિ ને સુઆશની ઉષા ઉગી;
દિવ્ય ગંગના પ્રવાહ રહ્યા રસરેલી.

ઉષા ઉગી!
ઉષા ઉગી!

જગુભાઈ રાવળ

### ઉષા-ગીત

[ ભીમપલાસ ]

પિયુ વિણુ પ્રજળે પ્રાણુ-
જીવ ન જંપે પળપળ કંપે
અંતર શૂન્ય સ્મશાન-પિ૰
વિરહઉદાસી પ્રણયપિયાસી
નિશીદિની ઝંખુ નામ
મિલનની આશા શુભ અભિલાષા
નિત નિત નિરખું વાટ-પિ૰
કુસુમકોમળી કળી વિકાસી
દિનમણિ! શીદ છુપાય?
પુષ્પપાંખડી અંતર સ્પર્શી
મધુકર! તું જ લપાય?-પિ૰
મધુરસુગંધિ સુરભિવંતી
પગલી તારી સુહાય
પગલી પગલીએ પાગલી દોડું
મિલન ન હોય પમાય!-પિ૰
પ્રણયમાધુરી રસિકચાતુરી
ગુંજન ગોષ્ઠી સુણાય
મિલનઆતુરી નિરખું વાટડી
દૂર તું દૂર સદાય!-પિ૰
પુનિત મધુરાં સ્મરણાં તારાં
અરુણ રંગ રંગાય
હૃદય અધીરૂં દિનમણિ-મિલને
સ્મરણાંથી શું થાય?-પિ૰
પ્રીતમપ્યારા પ્રેમમિલન વિણુ
જીવન શૂન્ય સ્મશાન!-પિ૰

ઉપવાસી




# હિન્દુ લગ્નની ભાવના*

લેખિકા : કુ. સુરજ ચુનીલાલ શેઠ

જગતની બધી સંસ્કારી પ્રજાઓના ઇતિહાસ સાથે ભારતના ઇતિહાસની તુલના કરતાં જણાશે કે ભારત ઘણી બાબતોમાં વિશિષ્ટ છે. ખાસ કરીને સામાજીક જીવનની મુંઝવણોનો વ્યવહારૂ ઉકેલ ભારતના સમાજ-વિધાતાઓ જેવી રીતે લાવી શકયા છે–જેવી રીતે સામાજીક જીવનમાં પરમ સત્યોને વણી શકયા છે-તેવી રીતે બીજી પ્રજાઓ કરી શકી હોય એમ જાણમાં નથી. સંસ્કારી સમાજમાં દામ્પત્ય જીવનનો કોયડો સફળતાથી ઉકેલવો અતિ મુશ્કેલ છે. છતાં એ પ્રશ્નનો ઉકેલ ભારતીય સમાજવિધાતાઓએ સુંદર રીતે કર્યો છે લગ્ન એટલે શું ? એની કેટલી આવશ્યકતા છે ? એમાં કેટલી મુશ્કેલીઓ છે ! એ બધાંનો સંપૂર્ણ રીતે–સફળરીતે વિચાર એ લોકોએ કર્યો છે. ભારતનું માનસ સમજવા આપણને સહેજ ભૂતકાળમાં પર્યટન કરવું પડશે. કારણ ભૂતકાળ વર્તમાનનું એરણ છે, અને ભાવિનો ધ્રુવતારક છે. ભુતકાળને સમજ્યા સિવાય વર્તમાનની પરીક્ષા કરનારની વા ભાવિના વર્તારા બહાર પાડનારની દ્રષ્ટિ ટુંકી છે, એમ અનુભવ પરથી કહી શકાય છે.

આર્યસમાજનો પાયો વેદમાં છે. વૈદિક સમાજની અંદર અને આજના સમાજની અંદર ઉપરથી જોનારને ભલે આસમાન જમીન જેટલું અંતર ભાસે પણ જેને ઉંડાં ઉતરી તપાસવાનો અભ્યાસ છે, તે જાણી શકશે કે પ્રકૃતિની માફક આર્યસમાજ સદૈવ નવા સ્વરૂપે છતાં જુનાને છોડ્યા સિવાય ચાલ્યો આવે છે. લગ્ન એ પ્રાર્થિવ ભિન્નતા છતાં આંતરિક ઐકય સાધનાર એક અભંગ સાંકળ છે. જીવનનાં આકાશમાં ઉડતાં બે પંખીઓની અનંતકાળ સુધી એક પાંખે અને એક હૃદયે ઉડવાની તમન્ના છે. લગ્ન એટલે અભગ જોડાણ એ અર્થ આજનો નથી– ઋગ્વેદના રૂષિઓથી ચાલતો આવ્યો છે. અને આજે પણ એ અર્થ–એ ભાવના ઉપર જ આર્ય લગ્નની પવિત્રતા નિર્ભર છે. આપણે પહેલાં ઋગ્વેદથી જ શરૂ કરીએ. શરૂઆતમાં સ્નાતક પોતાની પ્રતિજ્ઞા કરે છે–પોતાની ભાવના વ્યક્ત કરે છેઃ-

(૧) સૌભાગ્યને માટે હું તારૂ પાણિગ્રહણ કરૂં છું. વગેરે.

(૨) તું ધર્મથી પત્ની છે. હું ત્હારો ...

* શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ તરફથી માગવામાં આવેલા લેખિત ઇનામી નિબંધોમાં આ નિબંધ માટે રૂ. ૩૦)નું પહેલું ઇનામ સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ સ્મારક ફંડમાંથી

(૩) હે પ્રજાવતી ! તું પતિની સાથે સો વરસ સુધી જીવ: વગેરે.

(૪) હે દમ્પતી ! તમો બન્ને અહીં એકઠાંજ રહો, વિયોગી ન થાઓ. પુત્ર, પૌત્રો સાથે આનન્દ કરતાં પુર્ણ આયુ ભોગવો.

ઉપરના અવતરણો પરથી જણાશે કે છેક વેદના સમયમાં પણ આર્યોની લગ્નની ભાવનામાં ભેદ કરતાં અભેદને, સ્વાર્થ કરતાં પરમાર્થને વધુ સ્થાન હતું લગ્ન એ બે આત્માના મિલન છે. એ મિલનમાં કેવળ સંયોગ નથી. દ્રવ્ય અને ગુણની માફક સમવાય છે. જેમ ચંદ્રથી ચાંદનીનું ભિન્ન દર્શન ન હોઇ શકે તેમજ લગ્નમાં પણ અર્થાત્ હિંદુ જીવનમાં લગ્નની ભાવના અતિશય ઉત્કૃષ્ટ છે. એમાં કરાર નથી, પરસ્પર પ્રેમ, વિશ્વાસ, શ્રદ્ધાની કસોટી છે. મનુષ્ય ખરાબ નથી પણ નથી-પણ સ્વસ્વરૂપે ઇશ્વર છે એતો સંસ્કારીને અગમ્ય-નહિં સમજાય એવો ધ્વનિ છે.

આપણા એક કવિ લગ્નને "પ્રભુતામાં પગલાં માંડવાં." એમ કહે છે. અને તે તદ્દન યોગ્યજ છે. લગ્ન પ્રભુતામાંજ નહીં-પ્રભુ થવાનો, પ્રયોગ છે. લગ્ન એટલે કેવળ નિસ્વાર્થ-સ્વાભાવિક પ્રેમ, જે પ્રેમમાં સ્વાર્થ નથી, છળ નથી, કારણ કાર્ય નથી એવા પ્રેમના એક અતિશય ઉંચા સ્વરૂપની સિદ્ધ ભાવના ઉપર આર્ય સંસ્કૃતિનું ચણતર છે. જ્યાં સાચો પ્રેમ છે, ત્યાં હંમેશાં સ્વાર્થનો અભાવ છે-ત્યાગની પરંપરા છે. આર્યોના દૈનિક જીવનમાં લગ્નની ભાવનાએ પ્રેમનેજ પોષ્યો છે-સ્વાર્થને પાતળો કર્યો છે-ત્યાગનો ઉત્કર્ષ સાધ્યો છે.

લગ્નનાં પ્રેમને આદર્શ સ્થિતિમાં ઇંદ્રિયોના તર્પણનો સમાવેશજ શકય નથી. ઇંદ્રિયની તૃપ્તિ એ પ્રેમની મર્યાદા છે. જ્યાં ઇંદ્રિય પોષાય ત્યાં પ્રેમ બંધનમાં પડે. પ્રેમ સ્વસ્વરૂપે પ્રાણી માત્રને સમાવે છે, પ્રાણી માત્રને માટે સ્વત્વના ત્યાગનો પાઠ છે. પ્રાણીની દયા કાજે એમાં સ્વપ્રાણ ત્યાગનો પણ વિધિ છે. એને મર્યાદાજ નથી. પરમાત્માની માફક કેવળ અમર્યાદિત, સર્વ વ્યાપક છે. એટલે જ ઇંદ્રિયોનું તર્પણ એ શુદ્ધ લગ્નની ભાવનાનાં આદર્શને મોળો કરવાથી ઉત્પન્ન થાય છે. આધ્યાત્મિક બળ સંપન્ન સમાજમાં કામની તૃપ્તિ માટે નહિં પણ સૃષ્ટિના અટલ નિયમ પરમાત્માના સત્ય સંકલ્પને સિદ્ધ કરવા-સમૃદ્ધ કરવાનેજ ઇંદ્રિયોની તૃપ્તિ હોય. લગ્નની આર્યભાવનામાં હુંપણાંનો ત્યાગ છે, અને હું " ને સ્થાને ' તું 'ની પ્રતિષ્ઠા છે. ' તું ' અને ' ત્હારૂં ' એ બેમાં ' હું ' અને ' મ્હારૂં ' પીગળી જાય છે. અને હુંપણું છેક ભુલાઇ જઇ ' હું ' ને સ્થાને ' તું ' જ અનુભવવો એ એની અવધિ છે.

પણ આદર્શની કલ્પના અને સિદ્ધિમાં બહુ જ તફાવત હોય છે. મન એક પળમાં બ્રહ્માંડમાં પર્યટન કરે, પણ મન સાથે શરીર હોય તો એક યુગ જાય તો પણ આકાશ પણ ન ભમાય. આદર્શની કલ્પના અને સિદ્ધિ વચ્ચે સાધનાની નિરંતર આવશ્યકતા છે. સાધનામાં ઢીલ એટલે સિદ્ધિની દૂરતા. મનુષ્યે લગ્નની આટલી ઉચ્ચ ભાવના મન સાથે તો વિચારી પણ તેને પહોંચી વળવાને અશકત નીવડયો. ઉપલી ભાવનાની સિદ્ધિમાં પ્રકૃતિ અને તેના બળો ઉપર વિજય છે, માનવ આત્મા અજ્ઞાન દશામાં ઇંદ્રિયોનો ગુલામ છે. આદર્શ એ પ્રબુદ્ધ અવસ્થા છે. આદર્શની અસિદ્ધિ એ પ્રસુપ્ત અવસ્થા છે, પણ પ્રસુપ્તને પણ કોઇ વખત પ્રબુદ્ધ થવાનું છે, તો તે કેવી રીતે થાય ? આમ કરવામાં એકદમ ઉતાવળ કર્યે અર્થ સરે એવો સંભવ નથી. તેથી જ સમાજ વિધાતાઓએ સામાન્ય મનુષ્યના શરીર-મન-બુદ્ધિ-સંસ્કાર વગેરેનો પૂરો વિચાર કરી આદર્શને

સ્હેજ નીચે ઉતાર્યો. દામ્પત્ય જીવનમાં કામને સ્થાન આપ્યું પણ તે ધર્મને વિરોધી થાય એવી રીતે નહિ. ઇંદ્રિયો બલવાન-પ્રમાદી-વિવશ કરનારી છે. વિવશ મનુષ્ય ઉગ્રકર્મા વા દીન બની ઐહિક જીવનને ક્ષીણ ન કરે એ દષ્ટિથી કામનું સ્થાન સ્વીકાર્યું. આટલું જો ન થાય તો સમાજ ક્ષીણ થાય. સંસ્કૃતિ અને સભ્યતા તૂટી જાય. કામ મર્યાદામાં ખોટો નથી, જરૂરી છે. પણ જો એની મર્યાદા ન સચવાય તો પછી સંતતિ નિયમનને માટે પુસ્તકો લખવાં પડે અને સાધનો સરજાવવાં પડે.

આમ પરવશ પ્રાણી ઉચ્છૃંખલ ન થાય એ માટે ગૃહસ્થ જીવનમાં સંયમનું સ્થાન બહુ જ ઉચું કલ્પ્યું છે. લગ્ન ઇંદ્રિયોના સંયમનું મુખ્ય સાધન છે. સંસ્કૃત સમાજમાં ઇચ્છે તો પણ મનુષ્ય ચોવીસે કલાક એક જ ઇંદ્રિયની તૃપ્તિ ન કરી શકે. ભોગથી ઇંદ્રિયોની કુશળતા વધે છે, તો એ ભોગ ઉપર પણ અંકુશ હોવો જોઇએ. દામ્પત્ય જીવનમાં ઉત્કૃષ્ટ ફલને-સંતતિને-લઇને મનુષ્યની કામના ઉપર કુદરતી રીતે જ અંકુશ મુકાય છે. એટલે અનેક ભાવનાઓને પરિણામે સંતતિ સિવાયનું દામ્પત્ય જીવન ઝરણા સિવાયના અરણ્ય જેવું છે.

સભ્ય અને સંસ્કારી સમાજમાં કુદરતી રીતે જ સંતતિનિયમન હોય છે. કારણ જીવનનું ધોરણ ઉચ્ચ હોઇ સંતતિની ઉત્પત્તિ ઉપર અંકુશ રાખે છે જીવનનું ધોરણ ઉચ્ચ ત્યાં પ્રજા પણ ઓજસ્વી-સ્વતંત્રતા પ્રિય-બલવાન નિવડે, આ ધ્રુવ નિયમ છે.

આમ ઉપર આપણે જોયું કે હિંદુ સમાજની લગ્નની ભાવના કેટલી ઉચ્ચ છે. લગ્નજીવન સામાજીક જીવોનું રક્ષણ છે-મર્યાદા છે. જે પ્રજામાં લગ્નની સંસ્થાનું અસ્તિત્વ ન હોય તે સંસ્કારીન હોઇ શકે, પરંતુ આ તો થઇ ઉચ્ચમાં ઉચ્ચ ભાવનાની બાબત. એ ભાવનાને જીવનમાં સિદ્ધ કરનાર વિરલ હોય. છેવટે મનુષ્ય એ પ્રાણી છે એમાં પાર્થિવ અંશોની અતિશયતા છે. દેવ બનવું એ એનું ધ્યેય છે. પણ એ પદવી ક્રમશઃ મેળવી શકાય. દેવ બનવું સહેલું નથી. દેવ બનવા ચાહનારે પ્રથમ સંપૂર્ણ મનુષ્ય બનવું જોઇએ છે. તો એ દેવત્વ કેવી રીતે પ્રાપ્ત કરવું? લગ્નજીવન એ દેવત્વ પ્રાપ્ત કરવાનું પ્રથમ પગથીઉં છે. કામ-અર્થ-ધર્મ-મોક્ષ-આધ્યાત્મિક સ્વાતંત્ર્ય જીવનું શિવપણું એ બધાનો આધાર વ્યવસ્થિત ગૃહસ્થાશ્રમ ઉપર જ છે ગૃહસ્થાશ્રમ એ સર્વ આશ્રમનો પાયો છે. સુવ્યવસ્થિત ગૃહસ્થાશ્રમને અભાવે જ સારી-સુઘડ-સંસ્કારી પ્રજા પાકી શકતી નથી. એટલે આશ્રમ ધર્મોનું મૂળ અને પોષણ ગૃહસ્થાશ્રમજ છે.

ઉપરની લગ્નની ભાવનાને જીવનમાં સ્વભાવ જેટલી સહજ બનાવવાને માટે સમાજ વિધાતાઓએ લગ્નની ઉન્નત ભાવનાને સામાન્ય માનવના જીવનમા ઉતારવા અનેક ઉપાયો આદર્યા. સમાજની મગવડ ખાતર એકજ લગ્નની ભાવનાની ઉત્તમતા, અધમતા અનુસાર આઠ વિભાગ કર્યા. મનુ મહારાજ આઠ પ્રકારના લગ્નોનું વર્ણન કરે છે. સૌથી ઉત્તમ બ્રાહ્મ વિવાહ.

ઉત્તમ પ્રકારના લગ્નને માટે વર વહુની અનેક પ્રકારની કસોટીઓ મૂકાઇ. વરની લાયકાતનો સવાલ પ્રથમ હતો. કોણ દામ્પત્ય જીવન માટે અધિકારી? શ્રુતતા-વિદ્યા મુખ્ય નિર્ણાયક મની. જે માણસ વિદ્યા વિહીન હોય, જે માણસને સભ્યતાની સાથે શત્રુતા હોય તેની લાયકાત સર્વથી ઓછી. વિદ્યા સંપન્ન મનુષ્યની લાયકાત સહુથી વધારે કોણ પરણાવવાને માટે પૂરેપૂરો લાયક છે? આ સવાલનો જવાબ આપતા હિંદુ શાસ્ત્રકાર જવાબ આપે છે કે જેણે એક અથવા બે

વેદોનો અભ્યાસ કર્યો હોય તેજ પરણવાને માટે લાયક છે. વિદ્યાનું સન્માન એટલું જળવાતું કે લક્ષ્મીનંદનોથી પણ વધારે મહત્વ-માન-મોટાઇ સરસ્વતીના ઉપાસકને મળતાં. કોઇ પણ સમાજમાં વિદ્યાશત્રુઓને માટે સ્થાન ન જ હોવું જોઇએ. વિદ્યા વિહીનતા એ આજે પણ ભારતની અવનતિનું મુખ્ય કારણ છે. અજ્ઞાનતા એ સર્વ પ્રજાકીય વા વ્યકિત ગત દોષોનું મૂળ છે. એવો એક દોષ નથી કે જેની પ્રસુતિ અજ્ઞાનથી બીજે હોય. એટલે જ વિદ્યા એ વરની પ્રથમ લાયકાત.

વિદ્યા પછી વિત્ત-વિત્ત સિવાય જીવનનો માર્ગ સરળ ન થાય. કારણ જીવનનો વ્યવહાર પૈસા ઉપરજ અવલંબેલો છે. સમાજમાં દરિદ્રોને સ્થાન નથી. ઐશ્વર્ય પ્રભુને વ્હાલું છે. એટલેજ ઐશ્વર્યહીનતા એ મહાન દુઃખ છે. આથી જ વિદ્યા સાથે વિત્તની આવશ્યકતા. આ બે ઉપરાંત શારીરિક શકિતનો વિચાર પણ મુખ્ય છે. શરીર સંપત્તિ સર્વ સંપત્તિમાં શ્રેષ્ઠ છે. કહ્યું છે કે " પહેલું સુખ તે જાતે નર્યા." શારીરિક સંપત્તિના અભાવમાં કરોડોની મિલ્કત પણ ભોગવી શકાતી નથી. એ મેળવવા માટે બ્રહ્મચર્યના સેવનની પ્રથમ આવશ્યકતા છે. બ્રહ્મચર્ય ગૃહસ્થાશ્રમની પૂર્વ ભૂમિકા તરીકે સ્વીકારીને દામ્પત્ય જીવનની શરૂઆત થાય છે. જીવનના પૂર્વ વિભાગમાં જે બ્રહ્મચર્ય ન સેવે તેને દામ્પત્ય જીવનનો-સાંસારિક રસિકતાનો લાભ ન મળે. મળે તો ભોગવવાને અશકિતમાન નીવડે. ભોગવે તો પણ પરિણામે ભવ્ય અનુભવે એટલે બ્રહ્મચર્ય એ તો સર્વ સુખનું મૂળ છે. બ્રહ્મચર્યના સેવનથી કુદરતી રીતે જ પૂર્ણ જીવનમાં શરીર સંપત્તિ સંધાતી જ. આર્યોએ જીવનો ક્રમ જ એવો ઘડેલો છે કે જે પ્રમાણે ચાલવાથી અભ્યુદય અને શ્રેયની પ્રાપ્તિ આ જીવનમાં જ થાય. મુકિત પણ મર્યા પછીની કામની નથી. જીવતાં છતાંનીજ મુકિત ખરી. બીજી વાતો શાસ્ત્રાધારે જ માનવાની. શાસ્ત્ર કરતાં પોતાનો અનુભવ જ વધારે સ્વીકાર્ય રહે છે. જો કે શાસ્ત્રો પણ અનુભવની જ ગાથા ગાય છે, અનુભૂત ઉપરથી અનુમાનો બાંધે છે, અને તદનુરૂપ જીવન પ્રણાલિકા બાંધે છે. પરંતુ સ્વાનુભવ સિવાય શાસ્ત્રોની વાતો પણ પરોક્ષ જ રહે. એટલે જ જીવનના પ્રયોગોથી શાસ્ત્રોની સત્યતા માપવાની છે.

શ્રુતિ,-વિત્ત-શરીર પછી ઇતર વસ્તુઓની પણ જરૂર જણાઇ. કુલ, સગાંવ્હાલાંનો વિચાર પણ આવશ્યક લાગ્યો. મનુષ્ય જો સામાજીક પ્રાણી હોય તો પછી સંયુક્ત જીવનની પ્રથા વખોડવા લાયક નહોવી જોઇએ. સંયુક્ત અને અવિભકત કુટુંબ એ માનવતાની પરીક્ષા છે. એ કસોટીમાંથી જે પાર ઉતરે તેજ વિશાળ ક્ષેત્રમાં ફતેહ પામે. જે કુટુંબને ન સંતોષે તે જગતને શું આપે ? જીવનના બધા પ્રાથમિક પ્રયોગોની શાળા એ ગૃહ છે. ગૃહની પ્રયોગ શાળાજ ભાવિ જીવનની નિર્ણાયક થાય છે. એટલે સગાવ્હાલાં-કુલ પરંપરા વગેરે દામ્પત્ય જીવન શરૂ કરતાં પહેલાં વિચારણીય લાગે તો તે ખોટું નથી. આમ વરની લાયકાત માટે અનેક વિચારો નિશ્ચિત થયા. દીર્ઘ દૃષ્ટિ ઉપર લગ્નની સંસ્થા રચાઇ છે: તાત્કાલિક જે ગેરલાભ લાગે છે તે સંસ્થાના દોષને લઇને નહિ પણ પ્રજાકીય જીવનના દોષોને લઇને લાગે છે. આપણી દોષયુકત વિચાર સરણીનું ફળ આપણને ભોગવવું પડે છે પણ અનેક ઠોકરો ખાઇનેજ મનુષ્ય ડાહ્યો થાય છે. એટલે અવિચારી પ્રયોગોનાં કડવાં ફળો ચાખીનેજ આપણે જે સત્ય વસ્તુ છે-તેની નજીક જઇશું.

વરની લાયકાત વિચારી. વધુની લાયકાતને પ્રશ્ન પણ મુંઝવે એવો છે. વરવધુ અન્યોન્ય પૂરક છે. અન્યોન્યની પૂર્તિ જે રીતે થાય તે

રીતે બાલાઓની લાયકાતનો પ્રશ્ન વિચારવો જોઇએ. સ્ત્રી પુરૂષના કાર્યક્ષેત્રો અમુક અંશે સમાન છે. અમુક અંશે ભિન્ન છે. ઉભયની કુદરતી રચનામાં જેમ સામ્ય અને ભેદ છે તેમજ તેમની કેળવણી શિક્ષણ–કાર્યક્ષેત્રમાં સાધર્મ્ય અને વૈધર્મ્ય છે. એ બેના ભેદને ભૂલી જઇ સ્ત્રી વા પુરૂષના જીવનના માર્ગનો નિર્ણય થાય તો તે બહુ ટકે નહિ, આથી એ ભેદનો પૂરો વિચાર કરીને અન્યોન્યને સહાયભૂત થઇ જીવન ગુજરે એવી પદ્ધતિનો કાર્યક્રમ વિચારવો. ગણિતની પરિભાષામાં કહીએ તો દંપતી જીવન એ અપૂર્ણાંક સંખ્યા નથી. પણ એ ઉભય મળી પૂર્ણાંક થાય છે. જ્યાં સુધી પૂર્ણાંક ન થાય ત્યાં સુધી જીવનની મહત્તા ન સમજાય.

તો માનવતા બન્નેએ કેળવવાની છે. પ્રભુતા જીવનમાં ઉભયે ઉતારવાની છે. પશુમટી સ્ત્રી અને પુરૂષે જીવન કાળમાં જ દેવત્વ પ્રાપ્ત કરવાનું છે. એટલે સ્ત્રીએ એના સ્વભાવ–શરીર–મન–સંસ્કાર વગેરેને અનુસરી એ સાધવાનું રહ્યું–પુરૂષની ઉનકતા પૂર્ણ કરવાની કોશીષ કરવી રહી. પુરૂષે પોતાને યોગ્ય રીતે સ્ત્રીની અપૂર્ણતા પુરી કરવી રહી.

આમ સ્ત્રીએ જ પરણવા માટે કરેલી લાયકાત મેળવવી એનો વિચાર કરીએ. પહેલી લાયકાત તે વિદ્યા–કેળવણી પણ એ કેળવણી પુરૂષની કેળવણી કરતાં ભિન્ન–સ્ત્રીને અનુકુળ એવી. ભલે સ્ત્રી દર્શન ગ્રંથો ભણે. વેદના ભાષ્યો લખે, ચિત્રકાર થાય, કવિ થાય પણ ઘરની વ્યવસ્થા ન ભૂલે અને આની જાતની કેળવણી સંસારને ઉજ્જવલ અને આનંદમય કરવામાં યોજે. યોગક્ષેત્ર શબ્દનો પ્રચાર બહુ છે પણ તેનો અર્થયોગ સમજે છે. પુરૂષયોગ છે. એટલે પ્રાપ્તિ કરે છે. સ્ત્રી ક્ષેત્ર છે એટલે પ્રાપ્તની વ્યવસ્થા સ્ત્રીએ કરવાની છે. તે માતા છે, એટલે જગતની બધાની નિર્માતા છે. કુશળ કારીગર ન હોય તો જગતને નિર્જીવ કરી મૂકે. આ કૌશલ્ય પ્રાપ્ત કરવા જેટલી કેળવણી યોગ્યાયોગ્યનો સત્યાસત્યનો વિચાર કરતા શિખવતી હોય તેટલી બધી કેળવણી જરૂરની છે. હાલની કેળવણી કેટલાક સુધારા વધારા સાથે આ જરૂરીઆત પુરી પાડી શકે. એવું અમારૂં માનવું છે. પ્રજાના અભ્યુદયનો આધાર સ્ત્રીઓ પર હોઇ આવી કેળવણીની જરૂર પુરૂષ કરતાં સ્ત્રીઓને વધારે જરૂરની છે એ બુદ્ધિગમ્ય વાત છે.

જે સમાજની સ્ત્રી વિદુષી તે સમાજ અવનતિ પામતોજ નથી. જ્યાં સ્ત્રીઓમાં અજ્ઞાન પ્રસર્યું ત્યાં સર્વનાશના બીજ વવાયાં જ જાણવાં. જ્યાં જ્યાં સ્ત્રી અજ્ઞાન ત્યાં ત્યાં અનૈશ્વર્ય અને તેના અનિષ્ટ પરિણામો અવિછિન્ન ધારાએ દોડી જ આવે છે. આવી જાતની વસ્તુસ્થિતિનું ભાન હોવાને લઇને જ પ્રાચીન સમાજશાસ્ત્રીઓએ એક અથવા બે વેદોનું અધ્યયન લગ્નની ઘણી લાયકાતોમાંનું એક મુખ્ય અંગ નિર્માણ કર્યું હતું. ભારતમાં ભારતી પાકી–શંકર અને મંડનમિશ્રનો ન્યાય તોલી શકે એવી; ગાર્ગી થઇ યાજ્ઞવલ્કયનું માન મૂકાવે એવી. તેમની શકયતાનો આધાર ઉપરોકત નિયમને આભારી શું ન હોઇ શકે? અને ઋગવેદમાંની મંત્રદ્રષ્ટા સ્ત્રીઓ આવી જાતના નિયમ સિવાય પાકી શકી હોત? હાલમાં ભલે આપણે વેદ અથવા વેદોનું શિક્ષણ ન આપીએ પણ સ્થિતિને અનુકૂળ કેળવણીનો કાર્યક્રમ નક્કી કરવાની જરૂરીઆત મોટામાં મોટી છે.

આમ યોગ્ય વરવહુના જોડાણ થતાં જીવનમાં કલેશ કંકાસ ને સ્થાન બહુ ઓછું રહે. કારણ કે સહમજપૂર્વકના લગ્નમાં ભેદને બહુ સ્થાન હોતું નથી. જ્યાં ઉદાર સહમજ ત્યાં ક્ષુદ્ર કલેશો ટકી જ ન શકે. ક્ષુદ્ર કલેશ નહિ. ત્યાં માનસિક ખીલવણી સહેજે થઇ

શકે. સ્ત્રી પુરૂષની શક્તિનો વ્યય એળે ન જાય જીવનની પ્રગતિના કાર્યોમાં યોજી શકાય: જીવનને પ્રગતિમાન-ઉચ્ચ-ઐશ્વર્યપૂર્ણ થવામાં વિઘ્ન રૂપ આવા કલેશો દૂર થતાં જીવનની સાફલ્યતા સાધી શકાય.

આમ જે સમાજમાં આટલી ઉંડી વિચારણાને, અને જે લગ્ન સંસ્થા સુવ્યવસ્થિત ત્યાં પણ કાળનો પ્રભાવ પડયા વિના રહ્યો નથી. કાળની કુચ ધીમી પણ દૃઢ હોય છે. તે અટકતી નથી. એ કાળના ગ્રાસમાંથી આ લગ્ન સંસ્થા પણ બચી નથી. જેમ જેમ પ્રજાકીય જીવનમાં લગ્નની ભાવના ઝાંખી થતી ગઇ તેમ તેમ તેનો આદર્શ ભૂલાવા લાગ્યો. દેશે અનેક રાજ્ય ક્રાંતિઓ જોઇ. અનેક સામાજીક પુનર્વિધાનો અનુભવ્યા. રાજકીય પરિવર્તનોને લઇને પ્રજાકીય જીવનમાં પણ પરિવર્તનો થાય છે. અને તાત્કાલિક શ્રેયમાં લોકોના ચિત્ત કળે છે. આવા જ પરિવર્તનને લઇને લગ્નની સંસ્થાની ભાવના અમુકકાળે કલુષિત થવા પામી.

પરતંત્રતા એ સર્વ દુઃખોનું મૂળ છે, પરતંત્ર પ્રજા સ્વત્વ ગુમાવે છે. એની દીન મનોદશા સર્વત્ર પરાજય જ અનુભવે છે. ભારતને પરરાજ્યોના આક્રમણો ભારી પડયાં, અને દેશની સ્વતંત્રતા જતાં તેના આદર્શો પણ વીસારે પડયા. લોકોની દશા દયા ખાવા જેવી થઇ. વિશ્વાસ-શ્રદ્ધા-સંપ-પવિત્રતા-બળ ઓજસ વગેરે ઘટયાં અને પ્રજાકીય જીવન અવનતિને કિનારે આવી પહોંચ્યું.

ધીરે ધીરે લગ્નની ભાવના પણ ફેરવાઇ. લગ્ન એ શોખનું સાધન મનાયું, ભોગનું સાધન થયું. એમાંથી ધર્મની ભાવના ઓછી થઇ,' સ્ત્રી અને પુરૂષ જ્યાં જન્મ્યા એટલે પરણવું જ એવી નિકૃષ્ટ ભાવના પેઠી. વિદ્યા ભૂલાઇ. આ વિધાનો પાયો દૃઢ થયો, અનેક સંજોગોને લઇને બાળલગ્નની પ્રજાકીય જીવનઘાતક પ્રણાલિકા આવી એ સર્વભક્ષી રાક્ષસીએ દેશનું નૂર ચૂસી લીધું. યુવાન યુવતીઓના આયુષ્ય ઘટાડ્યાં વિધવાઓની સંખ્યા વધારી. સ્ત્રીઓનું સન્માન શૂન્ય કરી મૂકયું, અને જે સમાજમાં સ્ત્રીઓની અવગણના થાય તે સમાજનો વિનાશ થાય એ સિદ્ધ વાત છે. એ સતી છે સતીનો શાપ કદાપિ નિષ્ફળ જતો નથી. એની હાય સમુદ્રના પાણીને પણ શોષી લે છે. સમાજ જીવનનો પ્રાણ દિવસે દિવસે શોષાતો ચાલ્યો. નિર્વીર્ય પ્રજા ઉપજતી ગઇ. દરિદ્રતાના ઓથારે દેશના હૃદયને કચડી નાખ્યું. સ્ત્રીપુરૂષના જીવનનો મેળજ ન ખાધો. જ્યાં ત્યાં કલેશ અને કલેશની અવસ્થામાં દુઃખનો પૂર્ણ ઉદય છે. એવો કોને અનુભવ નથી? કલેશને દૂર કરવા તો જીવનું દાન છે. કલેશની વૃદ્ધિ પાશવતા તરફ દોરી જાય છે. પણ અનિવાર્ય આગળ શોક કરવો વૃથા છે. છતાં પણ આ વિનાશક રૂઢીમાંથી મુક્ત થવાનો દિવસ બહુ દુર નથી. એમ પ્રજામતમાં થતાં ફેરફાર જોતાં અને શારદા એકટ પસાર કરી સરકારે બતાવેલી સહાનુભૂતિ જોતાં કહી શકાશે.

હવે અત્યારે અને ભવિષ્યમાં લગ્નજીવન કેવા પ્રકારનું હોવું જોઇએ એ વાત ઉપર વિચારણા ચલાવવી રહી. કેવા પ્રકારના લગ્નથી ભારત પુનઃ ઉન્નતિના શિખરે પહોંચે એ જોવું રહ્યું. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં સામાજીક જીવનનાં લગભગ બધાં દુઃખો અને ખાસ કરીને માનસિક વ્યથાઓ અસંતોષકારક લગ્નમાંથી જ જન્મ પામે છે. જો જીવનમાં સુખનો-આનંદનો-સંપૂર્ણતાનો સંચાર કરાવવો હોય તો લગ્નની સંસ્થા જ અનુકુળ કરવી રહી.

ઉપર કહ્યું તેમ 'ગૃહસ્થાશ્રમ સમાજની ઇમારતનો પાયો છે. એ પાયો ખવાય તો સમાજની ઇમારત, બાંધ્યાં છતાં અલ્પજીવી

થાય. અને જ્યારે પડે ત્યારે તેનાં છટ રેશાં પણ કામ ન આવે એવી સ્થિતિ થઇ જાય. તે આપણે આપણા યુગને કેવી જાતના લગ્નની જરૂર છે એ વિચારીએ.

પ્રથમ તો આપણા ગૃહજીવનમાં અનેક ફેરફારો થવાની જરૂર છે. ગૃહ જીવન આજે અનેક સંસ્કારોમાંથી પસાર થઇ રહ્યું છે. તેનું નૈતિક–આધ્યાત્મિક–શારીરિક વાતાવરણ અતિકલુષિત થઇ ગયું છે. અને તેને લઇને જ જીવનના ક્ષેત્રમાં મોહાન્ધકારની વ્યાપ્તિ અજબ રીતે થઇ ગઇ છે. એ મોહાન્ધકારને ટાળવા જ્ઞાનના સૂર્યનો ઉદય થવો જોઇએ.

બધી વિદ્યાનો પાયો આધ્યાત્મિક વિદ્યા છે. આત્મજ્ઞાનજ સર્વ વિદ્યાની જનની છે, સર્વથી શ્રેષ્ઠ છે. પણ એ આત્મજ્ઞાન સૂક્ષ્મ છે, એ ક્રમશઃ મળે છે. એટલે જ વિદ્યાદાનની પ્રણાલિકા એવી રીતની હોવી જોઇએ કે જેથી સાક્ષાત્ વા પરંપરાએ પણ દરેક વિદ્યાનું ધ્યેય આત્મા તરફ દોરે એવું હોવું જોઇએ એ આત્મજ્ઞાન માટે કર્મની શુદ્ધિની આવશ્યકતા છે. શાસ્ત્રીય દૃષ્ટિથી કહીએ તો ધર્માચરણની જરૂર છે. જ્યાં સુધી સંપૂર્ણપણે ધર્માચરણ ન પળાય ત્યાં સુધી આત્માને શાંતિ ન વળે. એટલે કેળવણીમાં ધર્મનું સ્થાન મુખ્ય છે. ધર્મ એટલે યમ નિયમો. કેળવણીનું ધોરણ એવું હોવું જોઇએ કે કે જેથી યમ નિયમોનું પાલન માણસને તદ્દન સ્વાભાવિક થઇ જાય. અહિંસા–સત્ય–બ્રહ્મચર્ય–અસ્તેય–અપરિગ્રહ તરફ દરેક કેળવણીનું ધ્યેય હોવું જોઇએ. કારણ જીવન એ હિંસા અહિંસા આદિ સરવાળા બાદબાકીનો દાખલો છે.

યમ નિયમોમાં જ સર્વ શાસ્ત્રોની, સર્વ વિદ્યાઓની, સર્વ વ્યવહારની પ્રતિ છે. એ વિચારશીલને સમજાવવું પડે એમ નથી. દરેક વિદ્યા પછી ઐહિક કે પારલૌકિક શ્રેય સાધનારી હોય તેનું ધ્યેય પ્રાણી માત્રના હિતને માટે છે. એટલે જ ગમે તે વિદ્યા ભણો પણ તે વિદ્યાના અભ્યાસથી માનવ જાતનો પુરો વિકાસ થવો જોઇએ. પ્રેમ અને અને દયાના પાઠ શીખવા જોઇએ. બ્રહ્મચર્યની કિંમત અંકાવી જોઇએ. અસ્તેય અને અપરિગ્રહના પાલન–ભંગના ફળનો વિચાર થવો જોઇએ. પરિણામે માનવજીવનમાં સુખની માત્રા કેમ વધે તે સમજવું જોઇએ.

આ જાતની કેળવણી માટે હાલની શિક્ષણ પદ્ધતિના અનિષ્ટ અંશોનો સત્વર ત્યાગ થવો જોઇએ. હાલની કેળવણી એટલી હિતાવહ નથી એ જાણીતું છે. તો પહેલો ઉપાય હાલની કેળવણીમાં યોગ્ય ફેરફાર કરવો એ છે.

અને એ કેવી રીતે ? આજના પ્રગતિમાન દેશો ઇટાલી, ઝેકોસ્લોવેકીઆ, જર્મની, રશિયા, તુર્કી, ઇરાન વગેરેના આ તરફના પ્રયાસો જોતાં માલમ પડશે કે ઉપરોક્ત દેશોના શાસકો ભાવિની પ્રજાનાં શરીર અને માનસિક બલનાં સુયોગ સાધવા પ્રયત્ન કરે છે. રાજકીય, સામાજીક અને બીજી ભિન્નતાઓને લઇને દરેકની શિક્ષણ પદ્ધતિમાં ક્યાંક ક્યાંક ફેર માલમ પડે છે. પણ તે બધાનું ધ્યેય એકજ છે કે ભવિષ્યની પ્રજાનાં શરીર અને મનને બલવાન બનાવી દેશની સ્વતંત્રતા સાધવી અને સાધ્યા પછી જાળવી રાખવી. એ દેશોમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચેના બુદ્ધિને ગમ્ય નહિં એવા ભેદભાવ–જે આપણે અહિંયા પૂર જુસ્સામાં જોવામાં આવે છે–દૂર થઇ ગયા છે. અને સમાજની એ બે વ્યક્તિઓમાં એક બેકના સહકારથી દેશને આબાદ બનાવવાની બુદ્ધિ આવી છે. આપણે અહિંયા સમાજની અર્ધી શક્તિનો પૂરે પૂરો ઉપયોગ થઇ શકતો નથી, સમાજનું અર્ધું અંગ અંધકારમાં રહે છે.

જડ જેવા રહે છે. એવા મૃત અંગનો ભાર સહન કરી બીજા અંગે પ્રગતિ કરવી રહી. પ્રગતિ થઇ શકે પણ બહુજ ધીમી—જેટલી ઝડપથી થઇ શકે એટલી ઝડપથી નહિં. અને આ પ્રગતિમાં આડખીલી રૂપ હાલની લગ્નની પ્રથા નથી શું ?

હાલની લગ્ન વ્યવસ્થા પ્રગતિને નોધનાર બહુજ બલવાન શક્તિ છે. છોકરા અથવા છોકરીને બાળવયમાંજ પરણાવી દેવામાં આવે એટલે તેમની પોતાની ખીલવાની વૃત્તિ જ મરણ પામે છે. કેમકે જીવનની એક અતિ ઇષ્ટ વસ્તુ પારકાની મદદથી મળી રહે છે. તે મેળવવા માટે પોતાને કરવા પડતા પ્રયત્નો—પોતાને આદર્શ વ્યક્તિ તરીકે જગતમાં મૂકવાની તમન્નાઓ ભાંગી પડી જે કેળવણીનો ઉચ્ચ આદર્શ ઉપર કહ્યો તે અસાધ્યજ રહી જાય છે.

તો હિન્દુ લગ્નની અમલમાં મૂકી શકાય એવી કઇ જાતની વ્યવસ્થા કરવી કે જેથી કુરૂઢિના પરિણામ રૂપ ઉત્પન્ન થતાં અજ્ઞાનતા, અકાળ વૈધવ્ય, શારીરિક અને માનસિક વિકાસની અલ્પતા, ગરીબાઇ, નાની નાની બાબતોમાં થતા કજીઆઓ વગેરે દૂર કરી શકાય અને તેમની ભાવિ ઉત્પત્તિ અટકાવી શકાય ? આ સવાલનો જવાબ આપણે બીજા સવાલથી આપીશું. આટલી ઉચ્ચ ભાવનાને શિખરે પહોંચતા હિંદુ સમાજ કયા કારણોને લઇને દિશા ભાન ભૂલ્યો કે જેથી તે ઉન્નત શિખરે ન પહોંચતા તેણે ઉંડી ખીણુ તરફ જ પ્રયાણ કર્યા કર્યું ? આર્યસમાજશાસ્ત્રીઓએ લગ્ન એ કરાર નથી પણ પવિત્ર ગાંઠ, નહિ તોડી શકાય એવી ગાંઠ છે, એમ કહીને હિંદુસમાજને છુટાછેડાની છુટ જે સમાજમાં છે તે સમાજમાં પ્રસરતી અશ્રદ્ધા, વિશ્વાસઘાત વગેરે અનેક દુર્ગુણોમાંથી બચાવી લીધો છે. પણ લગ્ન પવિત્ર ગાંઠ ત્યારે જ હોઇ શકે કે જ્યારે તેમાં પરણનાર વ્યક્તિઓની સમ્મતિ હોય. વડીલો જ જેમાં મુખ્ય ભાગ ભજવે છે, જેમાં તેમનો જ મત, પછી ભલે ખરો હોય વા ખોટો હોય, ભવિષ્યના પતિ પત્નીઓનું ભાવિ નિર્ણિત કરે છે, એવા લગ્નમાં કોઇક વખત પવિત્ર ગાંઠની કલ્પના હોઇ શકે પણ મનુષ્ય સ્વભાવ છે તેવો હોવાને લઇને આનાથી સર્વત્ર વિરૂદ્ધ સ્થિતિ જ જેવામાં આવે છે. વરવહુના જીવનમાં એક બીજા તરફ અતડાપણું, સાસુ વહુ, નણંદ ભોજાઇ વગેરેના ઝઘડા એ બધાનું મૂળ વડીલોએ પોતાના અમુક સ્વાર્થ સાધવા આણી મેળવેલાં લગ્નો જ છે.

બાળલગ્નનાં કારણ તરીકે મુસલમાની સત્તા હોય એમ બતાવવામાં આવે છે. અને એમ હોય એવું માનવાને સબળ કારણો પણ છે. બીજું કારણ માબાપોની પોતાના પુત્ર પુત્રીને અપરિચિત રહેવાના સંભવને દૂર કરવાની ચિંતામાં હોય તો તે પણ ખોટું નથી. પણ આ ચિંતાઓ તેમને ભાવિની પ્રજાના અભ્યુદય તરફ આંધળા બનાવ્યા. પુત્ર અથવા પુત્રી ભવિષ્યમાં કેવા નીકળશે તેનો વર્તારા નાનપણથી બાંધી શકાતો નથી. માટે જ આજે જ્યાં હોય ત્યાં કજોડાં જ જેવામાં આવે છે. જો પુરૂષ શિક્ષિત હોય છે, તો સ્ત્રી તદ્દન અજ્ઞાન બીન કેળવાયલી હોય છે. આમ થવાથી પુરૂષને પોતાના માનસને ન સમજી શકે એવી સ્ત્રી મળવાથી હમેશનો અસંતોષ રહી જાય છે. તેનું જીવન નિરસ થઇ પડે છે. તેના જીવનની બુદ્ધિની બાજુ અસંતુષ્ટ રહી જાય છે. શારીરિક આવશ્યકતાની તૃપ્તિ એ એક ક્ષણિક આનંદ છે-કાળથી તે મર્યાદિત છે.

પણ ખરો આનંદ તો સમાનધર્મી પત્નીના સાહચર્યમાં છે. આમ થવાનું કારણ એ પણ છે કે માબાપો પુત્રીને શિક્ષણ

આપતાં ડરે છે કે રખેને તેને તેના યોગ્ય શિક્ષિત પતિ ન મળે. પણ જો મોટી ઉમરે લગ્ન કરવાની પ્રથા હોય તો આ ઉપલી બીકને સ્થાન જ ન રહે, અને આપણે જે પુરૂષને બીજી સ્ત્રી સાથે સાહચર્ય કેળવવાના અને સ્ત્રીને બીજા પુરૂષ સાથે મૈત્રી બાંધવાના બનાવો જોઇએ છીએ તેનું મૂળ પણ આ પ્રકારનો અસંતોષ જ છે.

આમાં સ્ત્રીઓની તો પૂરી દુર્દશા જ થઇ રહી છે. તેઓ એક તો તદ્દન નિરક્ષર-પશુ જેવી થઇ રહે છે. કહેવત છે કે "દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય." આ મ્હોબતમાં જ સ્ત્રીઓની પશુના જેવી હીન સ્થિતિનો તાદશ ચિતાર છે. માબાપ ભલે પોતાની પુત્રીને માટે કાંણો કુબરો, રોગીષ્ટ, અભણ, ઘરડો પતિ શોધી કાઢે પણ પુત્રીથી માબાપની પસંદગી વિરૂદ્ધ એક શબ્દ પણ ન ઉચ્ચારાય. તેણે તો પોતાના પર લાદેલા મૃત વજનો ઉચકી ગમે તે ભોગે જીવન વીતાવવું રહ્યું. તેને તો માબાપના સ્વાર્થના ભોગ થઇ પડી મને કે કમને પોતાને ન રૂચતા એવા પુરૂષના એક રમકડા તરીક થઇ રહેવું પડે છે. જો પુરૂષ આવી સ્થિતિમા મુકાય તો તે બીજી સ્ત્રી પણ કરી શકે પણ સ્ત્રીને તો પોતાના પતિદેવની સેવામાં જ ગમે તે ભોગે રીબાઇ રહેવું રહ્યું. મરજી વિરૂદ્ધ કરવા પડતા કામથી થતી માનસિક વ્યથા કોઇ પણ દુ:ખ કરતાં દુ:ખદ છે. આવી જાતની વસ્તુસ્થિતિમાં માણસ માણસ મટી પશુ જેવો થઇ રહે છે. તે કાઇ પણ કામ સ્વતંત્ર રીતે પોતાની બુદ્ધિ પર આધાર રાખી કરી શકતો નથી. તેને કોઇ પણ વિષયમાં ચેન પડતું નથી. તે એક હડધાયા કુતરા જેવું જીવન વ્યતીત કરે છે.

પુરૂષે પોતાની સત્તાનો બહુ જ દુરૂપયોગ કરી સ્ત્રીઓને ઘણો જ અન્યાય કર્યો છે. તેમની નબળાઇનો લાભ લઇ તેમને માટે અસહ્ય નિયમો ઘડી કાઢ્યા છે અને તે પોતાની નીચ સગવડ માટે જ. સ્ત્રી હૃદયની ઉર્મિઓની તેણે સ્વાર્થાંધ બની ક્રુર રીતે અવગણના કરી છે. પતિને દેવ ગણવાની ભાવના એ પુરૂષને પોતાની કામવૃત્તિ તૃપ્ત કરવાનો માર્ગ અતિ સરળ કરી મુકયો છે. જો સ્ત્રીઓ આ ભાવનાને માન ન આપી **शठं प्रति शाठ्यं** ની નીતિનો અખત્યાર કરે તો પુરૂષવર્ગ જેટલી છૂટથી સ્ત્રીની ઉર્મિઓ તરફ બેદરકાર રહે છે, એટલો બેદરકાર ન રહી શકે. જ્યાં સુધી સ્ત્રીઓ શિક્ષિત થઇ પુરૂષોની સ્વચ્છંદ વર્તણુક સામે બંડ ઉઠાવતી ન થાય ત્યાંસુધી પુરૂષો પોતાની વૃત્તિઓ સંતોષવા ચુકવાના નથી એ નિર્વિવાદ છે. પુરૂષને એમ સમજણ પડી જવી જોઇએ કે સ્ત્રી હવે મહેલાઇથી પોતાની આપખુદ જોહુકમીની બરદાસ્ત કરે એમ નથી. સ્ત્રીઓમાં આવી શકિતનો સંચાર થાય એ દિવસો હવે બહુ દુર નથી. કેમકે અંગ્રેજી કેળવણીનો પ્રચાર વધવા લાગ્યો છે અને સ્ત્રીઓએ પરિષદો ભરી પોતાની ફરીઆદો રજુ કરવા માંડી છે. તેઓ ફરીઆદો કરી હવે અટકતી નથી પણ પોતાને માટે ઘડાએલા અન્યાયી કાયદા અને રીતરિવાજોને જડમૂળથી ઉખેડવા સવદેશીય ઝુંબેશ ઉઠાવી રહી છે. થોડા વખત પરજ કરાંચીમાં આવી એક પરિષદ મળી હતી અને તેમાં સ્ત્રીને સ્વતંત્ર કરવાની-યોગ્ય હક્કો મેળવવાની મતલબવાળા ઘણા ઠરાવો પસાર થયા હતા. હિંદુસ્તાનમાં ચાલતી હાલની સ્ત્રીસ્વાતંત્ર્યની ચળવળની પ્રગતિ તરફ દરેક સ્ત્રી સ્વાતંત્ર્યના હિમાયતીએ દષ્ટિ રાખવા જેવી છે.

આ ઉપરથી એટલું વિદિત થાય છે કે આપણે પૂર્વની લગ્નની ઉચ્ચ ભાવનાના શિખર તરફ જતાં રસ્તો ભૂલ્યા છીએ, અને

જ્યાં આગળ આપણે ભૂલ કરી એ પણ આપણને ચોકખી રીતે માલૂમ પડ્યું છે. માટે આપણી ફરજ છે કે આડા રસ્તા પરથી પાછા ફરી સાચા રસ્તા ઉપર આવી ફરીથી એક વખત આર્યોની ઉચ્ચ ભાવના સિદ્ધ કરવા પ્રયાણ કરીએ. આ પ્રયાણના માર્ગમાં અડચણ ન પડે એ. માટે ફરીથી પુનરાવૃત્તિનો દોષ વહોરી લઇને પણ, કહ્યા વગર નથી ચાલતું કે ભાવિની પ્રજાના–દેશના હિતેચ્છુ માબાપોએ–વડીલોએ નાનાં નાનાં બાળકોને પરણાવવાની ચિંતાથી દૂર રહેવું. બાલક અપરિણિત રહેવાથી પોતાની ખાનદાનીને લાગતી મનાતી હિણપતથી ન દોરાતાં તેને યોગ્ય કેળવણી આપવા તરફ લક્ષ્ય આપવું. ઓછામાં ઓછી પરણતી વખતે છોકરાની ઉમર વીસ વર્ષની અને છોકરીની ઉમર સોળ વર્ષની હોવી જોઇએ. આથી થશે શું કે છોકરા અથવા છોકરી પોતાને કોની સાથે રૂચે એમ છે તે કહી દેશે. માબાપોને વિહ્વળ કરતો જીવનના મહાન પ્રશ્નનો ઉકેલ એની મેળે જ નીકળી રહેશે. આટલી વયમાં આવતાં પુત્ર અને પુત્રીને પોતાનો કોણ સહચારી થાય તો સારૂં એનું ઠીક ઠીક ભાન થઇ જાય છે. આવી રીતે પોતે જ પસંદ કરેલી એવી બે વ્યક્તિઓનાં લગ્ન થવાથી હાલમાં જે બધા દોષો ઇતર વ્યકિતપર ઢોળી મુકવાની વૃત્તિ છે અને એ વૃત્તિને લઇને જે કલેશ પરિણમે છે–તે દૂર થશે આવી રીતના લગ્ન પછી જો કાંઇપણ અનિષ્ટ પરિણામ આવે તો પણ તેમાં બીજા કોઇનો વાંક ન હોવાથી સમજપૂર્વક એક બીજાને નીભાવી લે છે.

આવી રીતના લગ્નની હિમાયત કરવા હું એક બીજા કારણથી લલચાઇઉં છું. તે એક પુરૂષ અને સ્ત્રી પોતાના ઇષ્ટને લાયક થવા–તેને સંપૂર્ણ રીતે આનંદ આપવા મહાન પ્રયત્નો આદરશે. અને આવા પ્રયત્નોના પરિણામે જ ખરૂં પુરૂષત્વ અને સ્ત્રીત્વ ઝળકી ઉઠશે. અને આપણે ઝંખીએ છે પણ શાને માટે ? સાચા પુરૂષો અને સ્ત્રીઓ જોવા માટે. દીન–લાચાર–અજ્ઞાન–અંધો–શૂન્ય–ગુલામી મનોદશાવાળી પ્રજા જોઇ જોઇને આપણે કયારે હિંદુ પ્રજા પ્રભાવશાળી પ્રતિભાશાળી બને એ દિવસની ચાતકવૃત રાહ જોઇ બેઠા છે. આવો દિવસ જોવો હોય તો સ્ત્રી પુરૂષમાં રહેલી એકમેકને યોગ્ય થવાની–બીજાથી ઉત્કૃષ્ઠ થવાની જે સ્વાભાવિક વૃત્તિ છે તેનો પૂરેપૂરો ઉપયોગ કરવો. આ વૃત્તિ ત્યારે જ સતેજ–ચેતનવાળી થશે, જ્યારે બાળ લગ્નની પ્રથા નાબુદ થઇ પુખ્ત વયના સ્ત્રી પુરૂષોની સમ્મતિથી થતાં લગ્નની પ્રથા ચાલુ થાય. હાલમાં ફેલાતી કેળવણીના કુદરતી પરિણામ આવી પ્રથા થોડા વખતમાં ફેલાશે એવું મારૂં માનવું છે. સ્ત્રીઓમાં જે જાગૃતિને લઇને સ્ત્રી પરિષદો મળે છે, એને કેવી રીતે સમાજને કોરી ખાતી રૂઢિઓનો નાશ કરવો તેને માટે વિચાર ચલાવે છે, તેમાં જ હું તો સ્ત્રી સ્વાતંત્ર્યના સૂર્યોદયની ઉષા નીહાળું છું. માટે દરેક સ્ત્રીની ફરજ છે કે તે આવા સ્ત્રી સંઘોના કાર્યોમાં રસ લઇ ખાસ કરીને હિંદુ સમાજમાં પ્રવર્તતી કલુષિતતાને દહીને અને સંસારને સુખદ અને આનંદમય બનાવે. *

* [ આ નિબન્ધ તૈયાર કરવામાં કેટલાંક પુસ્તકોની મદદ મ્હેં લીધી છે. લેખિકા. ]

# સિદ્ધિ ને બુદ્ધિ

લેખક સ્વ. શ્રી જ્યોતીન્દ્રચન્દ્ર પાઠકજી

શ્રી ગણુપતિ મહારાજ એક વેળા કામસર બહાર નીકળી પડેલા તે અરસામાં સિદ્ધિ અને બુદ્ધિને ઘરમાં વઢવાઢ થઇ. મૂળ હસતાં હસતાં વાત શરૂ થએલી. સિદ્ધિ કહે કે હું ગણુપતિને સહુથી પ્રિય ને બુદ્ધિ કહે કે હું ગણુપતિને જેટલી વહાલી છું તેટલું ' બીજું ' કોઇ નહિ. આમ રસાકસી પર ચડતાં મશ્કરી ઠેકાણે રહી ગઇ અને ક્રોધાવેશમાં આવી જઇ બંનેજણુ સામસામાં મહેણાં મારવા મંડી પડયાં. એકએકનો ચોટલો પકડવાની તૈયારીમાં હતાં એટલામાં ગણુપતિ મહારાજ ઘરમાં દાખલ થયા.

બે વૈરીના માટીનું દુઃખ મને નથી એમ તેજ દિવસે રસ્તામાં એમણે કાર્તિકસ્વામિને મ્હેડે બડાશ મારેલી ને ઘેર આવી આ તમાશો જોયો એટલે પહેલાં તો મનમાં સજ્જડ મોઢાજ પડી ગયા. પણુ જાણે કંઇ બન્યું જ ન હોય એવું હાવકું મ્હોડું રાખી પૂછ્યું કે 'શું છે?'

જવાબ ન મળ્યો.

વાત ફેરવવાના ઇરાદાથી, ' ભૂખ લાગી છે માટે ખાવાનું લાવો ' એમ બંને તરફ જોઇને હુકમ આપ્યો.

કોઇ ચસ્યું નહિ.

સિદ્ધિના ગળામાં અકળાઇ જઇને સૂંઢ નાંખતાં ગણુપતિએ પૂછ્યું ' બહેરી છે ? લાડુ ક્યાં છે ? '

સિદ્ધિ બોલી, ' મહારાજ, અપરાધ ક્ષમા કરો. રોજ હું રાંધું છું પણુ આજે આણે (બુદ્ધિ તરફ આંગળી બતાવતાં) બહુ મહેણાં માર્યાં છે એટલે કંઇ બનાવી શકી નથી. '

આ સાંભળીને બુદ્ધિ બોલી ઉઠી: ' પ્રાણનાથ પહેલું અમારા બેમાં તમને કોણ વધારે વહાલું તે કહો. જો સિદ્ધિ વધારે વહાલી હોય તો હું ચાલતી થાઉં, ને હું વધારે વહાલી હોઉં તો એ ચાલતી થાય. જે રહેશે તે રાંધશે. '

હસતા હસતાં ગણુપતિ બોલ્યાઃ ' તમે બંને મને સરખાં વહાલાં છો. આવી ગાંડી તકરાર ન કરો. બુદ્ધિ વગર મને ચેન ન પડે, ને સિદ્ધિ વગર તો મને ચાલેજ નહિ. '

અકળાઇ જઇને બુદ્ધિ બોલીઃ ' હોંશિયારી જવા દો ને બરાબર જવાબ દો. એમ પટાવે અમે ફોસલાઇ જઇએ એવાં નથી. '

સૂંઢ ઝારીને બુદ્ધિને જમીન પર ઉથલાવી પાડતાં ગણુપતિ ગર્જી ઉઠયા ' તારા વગર ચાલશે. ઉઠ, ચાલતી થા. ' સિદ્ધિ મલકાતી મલકાતી લાડુ કરવાને રસોડા તરફ દોડી.

સિદ્ધિ ગઇ એટલે પગે પડીને બુદ્ધિ બોલી' ' હે હમ્યેશ, હું તો આપના હ્રદયમાં આપ પરણ્યા તે પહેલાંની છું. હું જો ન હોત તો કાર્તિકસ્વામિને હરાવવાની યુક્તિ તમારા હ્રદયમાં શી રીતે સ્ફુરત ? મારા ગયા પછી સિદ્ધિ તમને દુનિયા આગળ મૂરખ બનાવશે. '

ગણુપતિને પૂર્વના સંસ્મરણો ખડાં થયાં. હેતપૂર્વક બુદ્ધિના ગાલને સૂંઢ અડકાડતાં ગણુપતિએ તેને કહ્યું કે ' પ્રિયે સિદ્ધિ વગર મને ચાલે એમ નથી. મારા ઘરમાંથી એ બહાર જાય છે તે વખતે તું ઘરમાં હોય છે છતાં લોકો ઘરમાં કોઇ નથી એમ કહે છે. પણુ એ હોય છે ત્યારે તું ઘરમાં હોયજ નહિ છતાં તું ઘરમાંજ છે એમ માને છે. માટે તારે સિદ્ધિ સરખી છે તે ધ્યાનમાં રાખી એ રાજી રહે એમજ કામ કરવું. સમજી ? ખરી વહાલી તો મને તુજ છે. ચલ, લાડુ લઇ આવ. '

સવારથી રાત સુધી ટ્યુશનો અને પંતુજીગિરિ કરતા શિક્ષકના ગૃહજીવનમાં પત્ની કે છોકરાંનું કાંઇ સ્થાન નથી : એવા ચીનુભાઇને મન પણ બૈરી એટલે તો માત્ર

# ગોળા ઢાંકણું

લેખક :
શ્રી. ગિરીશ

ચોળની ઘડિયાળમાં સાડા નવનો એક ટકોરો વાગ્યો ને ઘરની ડહેલીની સાંકળ ખડખડી.

એક વાર, બે વાર, ત્રણ વાર અને કશો સંચળ સંભળાયો નહિ એટલે ચીનુભાઇ માસ્તરે બૂમ મારી, " ઇન્દુ, એ' ઇન્દુ. "

અને છતાં જ્યારે ડહેલી ઉઘડવાનાં કશાં ય ચિહ્નો જણાયાં નહિ ત્યારે ચીનુભાઇએ સાંકળનો ખડખડાટ વગર અટકયે એકાદ બે મિનિટ ચાલુ રાખ્યો.

પરિણામે ઝમકુબેન જાગી ઉઠયાં અને એમણે કહ્યું, " પારવતી ઉંઘી ગઇ લાગે છે, ઉભા રૃહો માસ્તર, હું અંદર જઇ ફળિયામાંથી બૂમ પાડું છું. પાર્વતી તે કાંઇ માણસ છે ! "

અને ઝમકુબેને પોતાના બુલંદ અવાજે પાર્વતીને ઉંઘમાંથી જગાડી.

પાર્વતીએ નીચે આવી ડહેલીનું બાર ઉઘાડયું અને ચીનુભાઇ અંદર આવ્યા એટલે બાર વાસ્યું.

ડહેલીની ઓસરીમાં લટકતું ઝાંખું ફાનસ માસ્તરે સતેજ કર્યું. ચોકમાં પડેલા પાણીના પીપનો નળ ઉઘાડી હાથ મ્હોં ધોયાં ને તે પણ પત્ની–પાર્વતીની પછવાડે ઉપર ચઢ્યા.

છોકરાંઓ સૂઇ ગયાં હતાં. છેક નાનો કીકો ઘોડિયામાં સૂતો હતો અને તેને હીંચો-ળતી હીંચોળતી પાર્વતી જમીન પર જ સૂઇ ગયેલી. હવે જાગ્રત થતાં તેણે પોતાને માટે એક જૂના ગોદડાની પથારી કરી અને કીકાને ઘોડિયામાંથી લઇ તે પથારીમાં પડી.

માસ્તરે કપડાં ઉતાર્યાં, પાણી પીધું અને પોતાની તૈયાર પથારી પર આરામથી બેઠા. તેમને એમ કે પાર્વતી કાંઇ બોલશે.

પાંચેક મિનીટ નિઃશબ્દ ચાલી ગઈ.

" સાળું આ તે કાંઇ જીવન છે ? આખો દહાડો ગધ્ધાવૈતરું કરીએ અને થાકયા પાકયા ઘેર આવી જરા નિરાંતે બેસીએ ત્યારે ઘરમાં-થી બે મીઠા શબ્દોની કે કોઈ પણ જાતની આસનાવાસનાની આશા થોડીક જ છે ! હજુ તો દસે નથી થયા અને ત્યાં તો ઘરમાં મધરાત જેવી ઘોર શાંતિ છે !"

પણ તેનો યે કાંઇ જવાબ મળ્યો નહિ.

ફક્ત પાર્વતીએ ખૂંખામાં લીધેલો કીકો હજુયે ધાવતો છૂટતો ન હતો. તેને તેણે પરાણે પરો કર્યો અને તે ઉઉઉ કરવા લાગ્યો.

થોડીક મિનીટો વળી ગઇ.

અને ચીનુભાઇ પોતાને સ્થાનેથી ઉઠી પાર્વતીની પથારી પાસે ગયા.

એ તો ઉંઘતી હતી.

તેણે તેના વાળ ધીમે ધીમે પસવારવા માંડયા અને ત્યાંથી સરતો હાથ કપાળ, આંખો અને ગાલ હોઠ પર રમવા લાગ્યો, સ્વામીના સ્વામીત્વથી.

પરિચિત સ્પર્શે પાર્વતીને ઉંઘમાંથી અર્ધી જગાડી. તે જરા સળવળી.

" જાગે છે છતાં બોલતી નથી મીંડી ! દિવસે તો પૂરી પાંચ મિનીટ વાત કરવા જેટલી ફુરસદ મળતી નથી પણ અત્યારેય હેઠે મને બે બોલ બોલવાનો તને ઉમળકો નથી આવતો ? આપણે પતીપત્ની છીએ. મારા ઘરની તું દેવી છો. તારા પર મદાર રાખીને તો મેં ઘર સામી નજર પણ નાખી નથી. તારા પર ઢોળેલાં શ્રદ્ધાને પ્રેમનો પ્રત્યુત્તર તું બે મીઠા શબ્દોથી કે એકાદ આછા સ્મિતથી ન આપી શકે ? આ તે કાંઇ જીવન છે ? " ચીનુભાઇએ બોલી નાખ્યું.

પણ તે કાંઇ બોલી નહિ એક બે બગાસાં ખાઇ તેણે આંખો ઉઘાડી.

" ચાલને ઘડી અગાશીમાં બેસીએ. ચંદ્ર હમણાં જ ઉગવાનો !" પતિની રસિકતા બોલી.

" હવે સૂઇ જાઓને થાકયા પાકયા. ને મારું યે માથું ફાટી પડે છે. ને જીતુને બપોરનો તાવ ચડયો છે તે જો રાતમાં જાગે તો જરા સંભાળજો. એને તમારી જોડેજોડ સુવાડયો છે. " પત્ની બોલી.

" મારું થાકવું તો રોજનું છે, આજે તો છેલ્લું ટયૂશન ન હતું એટલે રવિભાઇ સાથે સીનેમામાં ગયેલો, ભારે સરસ પીક્ચર હતી. તમારી જેવા ઘરની ઘૂંસે જોવા જેવી. પણ ઉઠ તો ખરી હું બામ ચોળું અને બીજું પણ કાંઇ બતાવું ! " પતિના આ શબ્દોમાં ઘણું ભર્યું હતું.

વળી શાંતિ.

' ઉઠ, ઉઠ, મારા સમ છે. ' આર્ય પત્નીને ' સમ ' શબ્દે ઉઠાડી. અગાશીમાં એક શેતરંજી પાથરેલી હતી ને તે પર તકિયો હતો.

બંને ત્યાં આવ્યાં.

ચીનુભાઇએ પાર્વતીને લમણે ને કપાળે બામ ઘસ્યો ને બામની ચામડી તમતમાવતી અસરે માથાનું દર્દ જરા ઓછું થયું લાગ્યું.

" રાખો હવે, " પત્નીએ પતિની સેવા લેવાનું વાજબી ન ધાર્યું.

ચીનુભાઇએ એક મખમલ મઢેલી દાબડી ઉઘાડી અને તેમાંથી સોનાનો ચળકતો બાજુબંધ કાઢયો.

" આ તારે માટે કરાવ્યો. ઘણા વખતથી તારો હાથ અડવો જોઇ મને બહુ લાગતું હતું. લે એ હું જ પહેરાવું. "

" શા માટે એવા ખરચ કર્યો ? મને તો એવું કશું જ પહેરવાનું મન નથી. છોકરાં માંદાંમાંદાં રહે છે તેની દવામાં ખરચો; મોટો મેટ્રિકમાં છે તે આ વર્ષે નીકળી જાય તે માટે કાંઇ કરવું હોય તે કરો અને પાંચ પૈસા વધતા હોય તો ભેગા કરો. હવે આ ભાડુતી ઘરમાં રહી રહી થાકયાં. કોઇ રીતે ઘરના ઘરનો આશરો વસાવો. " ઘરણીએ ઘરની જરૂરીયાતો રજુ કરી.

" એ બધું થઇ રહેશે અત્યારે તો હું હોંશથી આ લાવ્યો છું તેને સ્વીકાર. "

પત્ની મૂંગી રહી. પતિએ પત્નીને બાજુબંધ પહેરાવ્યો.

થોડીવાર કોઇ બોલ્યું નહિ.

" બહુ ઉંઘાળવી ! પાછી ઉંઘી ગઇ ? "

ત્યાં જીતુ રડયો. ચીનુભાઇ ઉઠી અંદર ગયા, જીતુને પસવાર્યો, પાણી પાયું. બીજાં છોકરાં સૂઇ ગયાં છે તે જોયું ને ઝાંખુ બળતું ફાનસ તેજદાર લાગ્યું તેથી વધુ ઝાંખું કર્યું.

" મારી આંખ મળી જાય તો મને ઉઠાડજો હું હમણાં અહિં જ પડી રહું છું."

" વાહ, આવા અતડાવેડા શા ? અમે જ્યારે પ્રેમથી બાઇ સાહેબ પાસે કોઇ દિ' આવીએ ત્યારે આમ કરે છે ? "

" સૂઇ જાઓ, સૂઇ જાઓ. હવે પ્રેમને

સવારથી રાત સુધી ટ્યુશનો અને પંતુજીગિરિ કરતા શિક્ષકના ગૃહજીવનમાં પત્ની કે છોકરાંનું કાંઇ સ્થાન નથી : એવા ચીનુભાઇને મન પણ બૈરી એટલે તો માત્ર

# ગોળા ઢાંકણું

લેખક :
શ્રી. ગિરીશ

પોળની ઘડિયાળમાં સાડા નવનો એક ટકોરો વાગ્યો ને ઘરની ડહેલીની સાંકળ ખડખડી.

એક વાર, બે વાર, ત્રણ વાર અને કશો સંચળ સંભળાયો નહિ એટલે ચીનુભાઇ માસ્તરે બૂમ મારી, " ઇન્દુ, એ ઇન્દુ. "

અને છતાં જ્યારે ડહેલી ઉઘડવાનાં કશાં ય ચિહ્નો જણાયાં નહિ ત્યારે ચીનુભાઇએ સાંકળનો ખડખડાટ વગર અટક્યે એકાદ બે મિનિટ ચાલુ રાખ્યો.

પડોશણ ઝમકુબેન જાગી ઉઠયાં અને એમણે કહ્યું, " પારવતી ઉંઘી ગઇ લાગે છે, ઉભા રહો માસ્તર, હું અંદર જઇ ફળિયામાંથી બૂમ પાડું છું. પાર્વતી તે કાંઇ માણસ છે ! "

અને ઝમકુબેને પોતાના બુલંદ અવાજે પાર્વતીને ઉંઘમાંથી જગાડી.

પાર્વતીએ નીચે આવી ડહેલીનું બાર ઉઘાડયું અને ચીનુભાઇ અંદર આવ્યા એટલે બાર વાસ્યું.

ડહેલીની ઓસરીમાં લટકતું ઝાંખું ફાનસ માસ્તરે સતેજ કર્યું. ચોકમાં પડેલા પાણીના પીપનો નળ ઉઘાડી હાથ મ્હોં ધોયાં ને તે પણ પત્ની-પાર્વતીની પછવાડે ઉપર ચઢ્યા.

છોકરાંઓ સુઇ ગયાં હતાં. છેક નાનો કીકો ઘોડિયામાં સૂતો હતો અને તેને હીંચો-ળતી હીંચોળતી પાર્વતી જમીન પર જ સુઇ ગયેલી. હવે જાગ્રત થતાં તેણે પોતાને માટે એક જૂના ગોદડાની પથારી કરી અને કીકાને ઘોડિયામાંથી લઇ તે પથારીમાં પડી.

માસ્તરે કપડાં ઉતાર્યાં, પાણી પીધું અને પોતાની તૈયાર પથારી પર આરામથી બેઠા. તેમને એમ કે પાર્વતી કાંઇ બોલશે.

પાંચેક મિનીટ નિઃશબ્દ ચાલી ગઈ.

" સાળું આ તે કાંઇ જીવન છે ? આખો દહાડો ગદ્ધાવૈતરું કરીએ અને થાક્યા પાક્યા ઘેર આવી જરા નિરાંતે બેસીએ ત્યારે ઘરમાં-થી બે મીઠા શબ્દોની કે કોઈ પણ જાતની આસનાવાસનાની આશા થોડી જ છે ? હજુ તો દસે નથી થયા અને ત્યાં તો ઘરમાં મધરાત જેવી ઘોર શાંતિ છે !"

પણ તેનો ય કાંઇ જવાબ મળ્યો નહિ.

ફક્ત પાર્વતીએ ખોળામાં લીધેલો કીકો હજુયે ધાવતો છૂટતો ન હતો. તેને તેણે પરાણે પરો કર્યો અને તે ઉંઉંઉં કરવા લાગ્યો.

થોડીક મિનીટો વળી ગઇ.

અને ચીનુભાઇ પોતાને સ્થાનેથી ઉઠી પાર્વતીની પથારી પાસે ગયા.

એ તો ઉંઘતી હતી.

તેણે તેના વાળ ધીમે ધીમે પસવારવા માંડયા અને ત્યાંથી સરતો હાથ કપાળ, આંખો અને ગાલ હોઠ પર રમવા લાગ્યો, સ્વામીના સ્વામીત્વથી.

પરિચિત સ્પર્શે પાર્વતીને ઉંઘમાંથી અર્ધી જગાડી. તે જરા સળવળી.

"જાગે છે છતાં બોલતી નથી મીંડી ! દિવસે તો પૂરી પાંચ મિનીટ વાત કરવા જેટલી ફુરસદ મળતી નથી પણ અત્યારેય હેઠે મને બે બોલ બોલવાનો તને ઉમળકો નથી આવતો ? આપણે પતીપત્ની છીએ. મારા ઘરની તું દેવી છો. તારા પર મદાર રાખીને તો મેં ઘર સામી નજર પણ નાખી નથી. તારા પર ઢોળેલાં શ્રદ્ધાને પ્રેમનો પ્રત્યુત્તર તું બે મીઠા શબ્દોથી કે એકાદ આછા સ્મિતથી ન આપી શકે ? આ તે કાંઇ જીવન છે ?" ચીનુભાઇએ બોલી નાખ્યું.

પણ તે કાંઇ બોલી નહિ એક બે બગાસાં ખાઇ તેણે આંખો ઉઘડી.

"ચાલને ઘડી અગાશીમાં બેસીએ. ચંદ્ર હમણાં જ ઉગવાનો !" પતિની રસિકતા બોલી.

"હવે સૂઇ જાઓને થાક્યા પાક્યા, ને મારૂં યે માથું ફાટી પડે છે. ને જીતુને બપોરનો તાવ ચડયો છે તે જો રાતમાં જાગે તો જરા સંભાળજો. એને તમારી જોડેજોડ સુવાડયો છે." પત્ની બોલી.

"મારૂં થાકવું તો રોજનું છે, આજે તો છેલ્લું ટયૂશન ન હતું એટલે રવિભાઇ સાથે સીનેમામાં ગયેલો, બારે સરસ ફીલમ હતી. તમારી જેવા ઘરની ઘૂંસે જોવા જેવી. પણ ઉઠ તો ખરી હું બામ ચોળું અને બીજું પણ કાંઇ બતાવું !" પતિના આ શબ્દોમાં ઘણું ભર્યું હતું.

વળી શાંતિ.

'ઉઠ, ઉઠ, મારા સમ છે.' આર્ય પત્નીને 'સમ' શબ્દે ઉઠાડી. અગાશીમાં એક શેતરંજી પાથરેલી હતી ને તે પર તકિયો હતો.

બન્ને ત્યાં આવ્યાં.

ચીનુભાઇએ પાર્વતીને લમણે ને કપાળે બામ ઘસ્યો ને બામની ચામડી તમતમાવતી અસરે માથાનું દર્દ જરા ઓછું થયું લાગ્યું.

"રાખો હવે," પત્નીએ પતિની સેવા લેવાનું વાજબી ન ધાર્યું.

ચીનુભાઇએ એક મખમલ મઢેલી દાબડી ઉઘાડી અને તેમાંથી સોનાનો ચળકતો બાજુબંધ કાઢયો.

"આ તારે માટે કરાવ્યો. ઘણા વખતથી તારો હાથ અડવો જોઇ મને બહુ લાગતું હતું. લે એ હું જ પહેરાવું."

"શા માટે એવો ખરચ કર્યો ? મને તો એવું કશું જ પહેરવાનું મન નથી. છોકરાં સાજાંમાંદાં રહે છે તેની દવામાં ખરચો, મોટો મેટ્રિકમાં છે તે આ વર્ષે નીકળી જાય તે માટે કાંઇ કરવું હોય તે કરો અને પાંચ પૈસા વધતા હોય તો ભેગા કરો. હવે આ ભાડુતી ઘરમાં રહી રહી થાકયાં. કોઇ રીતે ઘરના ઘરનો આશરો વસાવો." ઘરણીએ ઘરની જરૂરીયાતો રજુ કરી.

"એ બધું થઇ રહેશે અત્યારે તો હું હોંશથી આ લાવ્યો છું તેને સ્વીકાર."

પત્ની મૂગી રહી. પતિએ પત્નીને બાજુબંધ પહેરાવ્યો.

થોડીવાર કોઇ બોલ્યું નહિં.

"બહુ ઉંઘાળવી ! પાછી ઉંઘી ગઇ ?"

ત્યાં જીતુ રડયો. ચીનુભાઇ ઉઠી અંદર ગયા, જીતુને પસવાર્યો, પાણી પાયું. બીજાં છોકરાં સૂઇ ગયાં છે તે જોયું ને ઝાંખુ બળતું ફાનસ તેજદાર લાગ્યું તેથી વધુ ઝાંખું કર્યું.

"મારી આંખ મળી જાય તો મને ઉઠાડજે હું હમણાં અહિં જ પડી રહું છું."

"વાહ, આવા ગાંડાવેડા શા ? અમે ત્યારે પ્રેમથી બાઇ સાહેબ પાસે કોઇ દિ' આવીએ ત્યારે આમ કરે છે ?"

"સૂઇ જાઓ, સૂઇ જાઓ. હવે પ્રેમને

સવારથી ... [illegible] ... વે.”

“ આજે તેમ નહિ ચાલે ’ એમ કહેતો સૂતેલી પત્નીને પટાવતો પતિ તેની બાજુમાં ભરાયો.”

[ ૨ ]

સવારના પહોરમાં વહેલાં ચા પાણીથી પરવારી નાહી ધોઈ કપડાં પહેરતાં ચીનુભાઇ માસ્તરે પોતાની પત્ની પાર્વતીને પથારીમાંથી ઉઠાવા કહ્યું: “ છોકરાં ઉઠજો. હું હવે જાઉં છું.” અને ડહેલીમાં પડેલી સાયકલ પર સ્વાર બની તેઓ ઘર બહાર નીકળ્યા.

આ એમનો રોજનો ક્રમ હતો. સાત વાગે નીકળી તે ટયુશનો પર પહોંચી જતા અને છેક સાડાદસ પોણા અગિયાર સુધી એક પછી એક ગોઠવેલાં ટયુશનોમાં જ મચ્યા રહેતા. ઘેર આવી જમતા અને જમીને સીધા ‘ સુશિક્ષણ હાઇસ્કૂલ ’ માં નોકરી પર ચડી જતાં. નિશાળના કલાકો પૂરા થતાં ઘેર આવતા, ચા પીતા અને પાછા પાંચ પંદર મિનીટમાં તો ટયુશન પર નીકળી પડતા તે આવતા છેક સાડા આઠે ઘેર. રવિવાર સિવાયનો આ એકધારો કાર્યક્રમ કોઇ અકસ્માત કે માસ્તરની પોતાની માંદગીના કારણે કોઇ વારજ તૂટતો. રવિવાર પણ માસ્તરને બીજા કામોથી ભરેલો રહેતો. સવારે જરા નિવૃત્તિથી ઉઠતા, ચા પીતા ન્હાતા ધોતા ને પછી બજાર લેવા જતા, આવી ચા પાણી પીતી ને નિશાળોની નવી જૂની, ખટપટો, નિંદા ને મશ્કરીમાં વખત પૂરો કરતી. કોઇ વાર ગંજીપો તો કોઇ વાર કાઠિયાવાડી સભ્યોના આગ્રહને કારણે સોગઠાબાજી રમાતાં છેક સાંજે બધા છૂટા પડતા, બજારમાં જતા, શાક લેતા, પાન ખાતા ને ઘેર જતા.

‘ સુશિક્ષણ હાઇસ્કૂલ ’ના શિક્ષક મંડળનો આ કાર્યક્રમ તેમને ગૃહજીવન, કુટુંબજીવન કે સમાજજીવન જીવવા માટે બીલકુલ ફુરસદ રહેવા દેતો નહિ.

આ મહેતાજીઓ હાઇસ્કૂલમાંથી મળતા પગારથી બમણું વેતન તો ખાનગી ભણાવવામાંથી મેળવતા તેથી તેમની આર્થિક સ્થિતિ સારી રહેતી પણ આર્થિક સગવડનું તેજ તેમના કોઇના ચહેરાપર કે તેમનાં ઘરનાં માણસોમાં જણાતું નહિ કારણ કે તે દરેક જણ દર માસ માટે બહુ કરકસરથી પોતાનું ઘરબજેટ કરતો અને તેમાં Money Saved Money Earned નો સિદ્ધાંત લક્ષમાં રખાતો. દરેક જણ બચતના પૈસા બેંકમાં જમા કરાવતા કે વતનમાં માબાપને મોકલી મિલ્કત વસાવતા કે ઓળખીતાને સોને મઢાવતા.

ચીનુભાઇ મૂળે તો કાઠિયાવાડના. તેમના પિતા નાના નાના તાલુકામાં કામદાર કરતા અને સ્વર્ગસ્થ પત્નીએ નાના બાળક ચીનુભાઇને મૂકયો હતો તેને સાચવતા, સંભાળતા

વખત બચે તો બાયડી કે છોકરાં ભલાં.

[ ૩ ]

પોળની વચમાં પોળ સમસ્તના જાજરૂં હતાં. એ જાજરૂનું અરધું ભાંગેલું અને અરધું મેલું બારણું ઉઘાડીને એક સ્ત્રી બહાર નીકળી. પાંચપંદર થીગડાંવાળો એક જીવન-જૂનો સાડલો એણે પહેર્યો હતો અને એના હાથમાં વર્ષોના મેલથી વિભૂષિત અનેક ઘોબાથી બેઘાટ બનેલો લોટો હતો. હાથ પગ દોરડી ને પેટ ગાગરડી કહી શકાય તેવું તેનું શરીર હતું. છેક પીળું પડી ગયેલું એનું શરીર અને મ્હોં તથા પગ પર સ્પષ્ટપણે દેખાઈ આવતી થેયર સ્ત્રીની નાદુરસ્તીની સાક્ષીરૂપ હતાં.

બપોરનો વખત હતો. નોકરિયાત કુટુંબની સ્ત્રીઓ આ સમયે સામાન્ય રીતે નવરી પડે છે અને એ વેળા પોતાની નજીકની પોળ-બેનોને જરા હળે મળે છે ને ટહુકા કરે છે. પોળના જાજરૂ પાસેના જ ચોગાનમાં આવી એક મંડળી જામી

૩

## દીવડો

દૂર-દૂર ઘેરી ઝાડીમાં ઝગતો
દીવડો એક દેખાય,
આશે આશે પંથ ભૂલ્યો મુસાફર
ઝપ ઝપ ભરતો પાય;
દીવડે ટમટમતી એની આંખ,
અલબેલા આશરાની આશે.

આગળ આગળ દોડે અન્ધારી
પ્યારી જીવન રાત,
પાછળ પાછળ દોડે મુસાફર
જોવા શુભ્ર પ્રભાત;
દીવડે ટમટમતી એની આંખ,
અલબેલા આશરાની આશે.

લીલમલીલાં પાંદડે પાંદડે
ટપકે ચન્દ્રનાં તેજ,
પગલે પગલે સૂણે મુસાફર
પપૈયાનો અહાલેક;
દીવડે ટમટમતી તોયે આંખ,
અલબેલા આશરાની આશે.

" કોટિ કોટિ જ્યોતિ શેંણે નકામી ?
શેં નકામા વનવાસ ?
આઘેરી અલ્યા! ડોલતી જ્યોતિમાં
એવો શો ભાળ્યો પ્રકાશ ?
દીવડે ટમટમતી ત્હારી આંખ,
અલબેલા આશરાની આશે. "

સરસ્વતીચન્દ્ર મુઝુમદાર

હતી. કોઈના હાથમાં એંઠવાડનું તપેલું હતું, કોઈ પોળમાં રખડતી ગાયોને ગૌભાગની રોટલી નાખવા બહાર આવી હતી, કોઈ પોતાના નાના બાળકને. છી કરાવવા બહાર આવી હતી તો કોઈ ખાસ વ્યવસાય વિના પણ બીજીઓને બોલતી સાંભળી બહાર આવી મંડળની વાતોમાં ભળતી હતી.

એ પાર્વતી હતી. જાજરૂમાંથી પાછાં ફરતાં એ આ મંડળીમાં આવી. સામાન્યરીતે તે ઓછાબોલી ને ઘરવલી હતી એટલે એને આવી મંડળીમાં આવવું રૂચતું નહિ પણ પોતાની પાંચ બેનો ઊભી હોય ત્યારે કાંઈ બોલ્યા ચાલ્યા વિના ઘરમાં ઘૂસી જવામાં તેને અક્કડાઈ લાગી તેથી સાડલામાં શરીર સંકોચતી તે થોડીવાર ત્યાં થોભી.

મુખ્ય બોલનાર ઝમકુબેન હતી. તે એક નિઃસંતાન બાલવિધવા હતી અને શહેરની મીલમાં કામ કરતા પોતાના એક ભાઈના વાંઢા દીકરાને રોટલા કરી આપતી અને તેની

સાથે રહેતી. એને ઝાઝી જંજાળ ન હતી તેથી તે ઠીક નવરી રહેતી અને એના ગુણ-દોષને બાજુએ રાખતાં પણ પોળમાં એની ઉપયોગિતા અનિવાર્ય હતી અને તેથી સૌ એનાં દબાયલાં રહેતાં અને વાતોમાં એની હા યે હા ભણતા.

પાર્વતીને આવતી જોઇ ઝમકુએ ચલાવ્યું. " બળ્યો બા, બાઇડીનો અવતાર. કોઇ દિ' પગ વાળીને બેસવાનું જ નહિ. ઘરનો ઢસરડો જાણે ઓછો પડતો હોય તેમ આ રોઢ વરસે ને બે વરસે ખાટલો આવ્યો જ છે. ઇશ્વરે મૂઓ રોયો કોઇ નહોર છે–બધું દુઃખ બાઇડીને જ માથે. ઘરનો ઘસડબોરો બાઇડી કરે, છોકરાં બાઇડી જણે, રડે કુટે પણ બાયડી, રાંડીને ખૂણામાં બેસાય બાયડી–અને ઇ બાઇડી મરે તો કે' ગોળા ઢાંકણું ફુટયું કે ડાબા પગનું ખાસડું ફાટયું. આ આપણી કિંમત. આ મારી ગાય જેવી પાતીના હાલ જુઓ. હજી તો નાનો કીકો માંડ સવા વરસનો ની થયો ત્યાં પાછા આ ધમરોળ આવ્યા. આપણે તો બા, સૂખી છીએ. દીઠું યે નહિ ને દખ લાગ્યું યે નહિ. "

દરમિયાન ઉભા ન રહી શકાયાથી પાર્વતી પાસેના એક ટૂંકડા ઓટલા પર બેઠી હતી.

એંઠવાડની કુંડીમાં પડેલો એંઠવાડ મહા-જનિયાં ઢોરાનું એક ટોળું પીતું હતું અને પરસ્પર શીંગડાં ભરાવી મસ્તી કરતું હતું. એકાએક તોફાની ખૂંટે આવી બધાં ઢોરોને નસાડયાં અને ભાગતાં ઢોરોની અડફેટમાં મં-ડળીની એક બાઇ આવી પાર્વતી પર ઝીંકલાઇ.

પ્રજોત્પત્તિના દ્વિવાર્ષિક ધસારાથી અકાળે કરમાઇ જતી ત્રીશ બત્રીશ વર્ષની પાર્વતી પીસતાલીશ વર્ષથી યે વધુ ઉમરની લાગતી. તેનાં અંગો કૃશ હતાં, આંખો ઉંડી ગયેલી હતી, માથામાં ટાલ ને ધોળા થતા વાળ હતા અને એકવાર દાડિમબીજ શા દાંત રૂખસદ માગતા હતા.

તેના આ શારીરિક હ્રાસ સામી નજર નાંખવાની દિવસે તો ચીનુભાઇને ફુરસદ ન હતી. અને રાત્રેય થાકયો–પાકયો ઘેર આવતો પતિ બે મીઠા શબ્દોની કે એકાદ આછા સ્મિતની આશા રાખતો હોય ત્યાં પત્નીની સંભાળ કે દરકારની વાત જ કયાંથી હોય ?

ઘરની ચાર દિવાલો પાર્વતીની ગોઠણે હતી અને વધુમાં હતી એક ઝમકુબેન.

સ્થૂલ શરીરવાળી પડોશણ બાઇના અચાનક ઉપર પડવાથી માંદલી પાર્વતી ઠીક કચરાઇ.

ઝમકુએ તેને સરખી કરી અને તે ઘેર આવી. સવારથી આજે તેને ઠીક ન હતું તેમાં આ થયું. કલાકેક રહે એણે ઝમકુને બોલાવીઃ

" ઝમકુબા, આજે મને ઠીક નથી. પેટમાં ગોળા વળે છે ને જીવ કાયળી મારે છે. આપણે શું કરશું ? " પાર્વતીએ પૂછયું.

" તું તો પોચી છે પોચી, લે હું જરા દવા વાટી લાવું તે પીજા. ઠીક થઇ જશે અને હજુ તારે સુવાને તો બેઅઢી મહિનાની વાર છે ને ? મુંઝા છ શું કરવા." ઝમકુએ ખબરદારી બતાવી.

પણ આવા ઘણા 'કેસો' જોઇ નાંખેલા એવી ઝમકુને પણ પાર્વતીની સ્થિતિ સારી ન લાગી. પાર્વતીથી અજાણી રીતે પોતાના ઘરમાં એણે જરૂર જોગી તૈયારી કરી રાખી.

[ ૪ ]

સાંજે સાડાપાંચ વાગે ચીનુભાઇ મસ્તર ઘેર આવ્યા ત્યારે બધો મામલો ખલાસ થઇ ગયો હતો.

પાર્વતીને સુએલું બાળક અધુરે માસે અવતર્યું અને આ બાયડીઓના કામમાં ભાયડાનું શું કામ છે એમ માનનારી ઝમકુ બેને પાર્વતીની સારવાર આદરી પણ ત્યાં તો પાર્વતીના નબળા દેહે ઘરને તથા બારને, છોકરાં છૈયાંને તથા ભાયડાને છેલ્લી સલામ કરી લીધી અને ચીનુભાઇએ ઘરમાં પગ મૂકયો ત્યારે તો તે પરલોકને પંથે પળી.

ઘર ભાંગી ગયું, કદિ ઘર સામે ન જોનારા ચીનુભાઇને આભ તૂટી પડયું લાગ્યું. છોકરાં નમાયાં થયાં.

પાર્વતીના મરણને ત્રીજે દહાડે ચીનુભાઇના હાથમાં એક બીડેલ પત્ર આવી પડયો.

શ્રી. ચીનુભાઇ,

લિ. ડોલરરાયના શુભાશિષ.

માન્યું મનાતું નથી પણ તમારા તરફથી આજરોજ સવારે અહિં આવી પહોંચેલ એક ભાઇ સમાચાર આપે છે કે તેઓ સાંજે સાતની ગાડીમાં નીકળ્યા તે અગાઉ લગભગ સાડાપાંચને સુમારે અ. સૌ. પાર્વતીનું શરીર અચાનક છૂટી ગયું છે. પ્રભુ ! પ્રભુ ! અમારા શોકનો પાર નથી.

તમે એકાએક દુઃખી થઇ ગયા. તમારાં ફઇ બહું કલ્પાંત કરે છે. આજે તેમનાથી નીકળી શકાય તેમ નથી પણ આવતી કાલે મેલમાં નીકળી સાંજે તે ત્યાં પહોંચશે. બધી વાતચીત રૂબરૂમાં જાણશો.

શુ. ડો.

ફઇબા આવી ગયાં. ચીનુભાઇનાં આંસું લૂછયાં ને છોકરાંને ગોદમાં લીધાં. સહુને થયું, દિલાસો આપવા પ્રભુએ ફેઇબારૂપી ફિરિસ્તો મોકલ્યો.

રાત્રે છોકરાં જંપી ગયાં. ચીનુભાઇ જાગતા હતા.

ફઇ પાસે આવી બેઠાં.

" આમ શું ઢઢળી ગયો છે, ભામડો થઇને ? બાયડીયું તો આવે ને જાય. મરદ માણસ હારી બેસે તો પછી આ છોકરાંનું શું થશે ? હજુ તો ભાઇ, આ નાનો વસ્તાર છે. ને તું કાંઇ ઘરડો છે ? હજુ તો કાલ સવારનો. "

દુઃખગ્રસ્ત ચીનુભાઇ કાંઇ બોલ્યા નહિ.

' અને જો આપણે કાંઇ ફીકર કરવા જેવું નથી. મારા દેર પુષ્કરરાયની દીકરી તનુમતી તેની મા મરી ગયા પછી મારી સાથે જ રહે છે. રૂપે ને ગુણે પૂરી છે. ને ત્રણ વર્ષથી મારા હાથ નીચે પળાટાણી છે. તારા ફુઆ સમાચાર સાંભળી ઘેર આવ્યા ને વાત કરી. મારાથી કાંઇ બોલાય છે ? પણ એણેજ કહ્યું કે હું તો તનુને ચીનુ વેરે આપી ચૂકયો.'

ચીનુભાઇ કાંઇ બોલ્યા નહિ.

શું મૌન એ અરધી હા કહેવાય છે તે સાચું ?

[ ૫ ]

અને બધે બને છે તેમ અહિં પણ થયું. જાણે કે કોઇ માંદી સ્ત્રી હવાફેર માટે પંચગની, માથેરાન કે મહાબળેશ્વર જાય ને પાંચ-સાત માસ ત્યાં રહી ગુમાવેલી તંદુરસ્તી ઉપરાંત નવું લોહી ને નવું યૌવન પ્રાપ્ત કરી પાછી આવે તેમ એક નમણી ને નયનમનોહર યુવતી, પાર્વતીની પાંડુરતાને બદલે, યૌવનનાં છાંટણાં છાંટતી ચીનુભાઇના ઘરમાં ફરતી હતી.

સૂર્ય ચંદ્ર ઉગતા આથમતા હતા. ઋતુઓ આવ્યે જતી હતી, અને પૃથ્વીનું વિશાળ વર્તુળ ઘૂમ્યે જતું હતું. સુશિક્ષણ હાઇસ્કૂલ વાળાં ચીનુભાઇનાં ટયુશનો ચાલુ હતાં વિનોદ કલબે ચીનુભાઇ પાસેથી 'હમેંણાંજ ' મેરેજ ફીસ્ટ ' પડાવી હતી

ફક્ત પાર્વતીનાં છોકરાં પાર્વતીને કયાંય દેખાતાં ન હતાં. આટલી અસામાન્યતા સિવાય બધું તાલબદ્ધ ચાલતું હતું.

એ ફેરફાર નીરખી શકી હતી માતૃત્વના લ્હાવાથી વંચિત રહી ગયેલી પેલી ઝમકુબેન.

તે પોળના ચોકમાં પોતાની પડોશણોને કહેતીઃ

" ખરે બેન, બાયડી મરી ગઇ એટલે ગોળા ઢાંકણું કુટયું તે આનું નામ. ચીનુભાઇને તો પાર્વતીની દોઢય ભાંગે તેવી બાયડી મળી. મા ગઇ પેલાં ગભરૂડાં બાળકડાંની. "

અને દરેક સ્ત્રી પોતાના મનમાં શોચતીઃ

" શું સાચેજ આપણે ગોળાઢાંકણું છીએ ?"

# આપણી વાત

રજુ કરનાર : **શ્રી. રસિક ચી. ત્રિપાઠી**

[ મનુ-વિતુ લગ્ન પછી આપણો સમાજ લગ્ન, પ્રેમ, અને એવા બીજા આનુષંગિક વિષયો પરત્વે વિચાર કરતો થઇ ગયો છે. એ લગ્ન જે પરિસ્થિતિમાં નીપજ્યું, એથી કૈંક વિરૂદ્ધ સંજોગોમાં, પણ લગભગ એકજ પ્રશ્ન ઉભો કરે એવા પ્રસંગ ઉપર અંગ્રેજ મહાકવિ રૉબર્ટ બ્રાઉનિંગે એક કાવ્ય રચ્યું છે. એનું નામ " The Statue and the Bust ". નીચે તેનો ભાવાનુવાદ કવિની પોતાની ટીકા સહિત આપ્યો છે. એ વાંચતાં સ્હેજે પ્રશ્ન ઉઠે છે, " આવા પ્રસંગો આપણા; સમાજજીવનમાં શું નજ બને છે ? " —લેખક ]

" All Love is terrible; all Love is tragedy. " *Oscar Wilde.*

**જ્યાં** એક વેળા મહાન્ રોમન સામ્રાજ્યના વિધાતાઓ વસતા તે સૌન્દર્યપ્રેમી ને કલાપ્રેમી ઇટલિમાં ફ્લોરેન્સ નગરમાં એક પુરાણો પ્રાસાદ છે. એ પ્રાસાદની સામે એક ચોકઠું છે, ને એ ચોકઠામાંથી એક માનવપ્રતિમા તે મહેલ સામે નિરંતર નિરખ્યા કરે છે. અને આજે ય એ બન્નેનું કથાનક ...લોક કથે છે !

શતકો પૂર્વેએ મહેલની પૂર્વાભિમુખ બ્હારીમાંથી એક સુન્દરીએ ડોકિયું કર્યું, ને પૂછ્યું, " સખિ, આ રાજવી દમામમાં આ અલબેલો અસ્વાર તે કોણ ? " તેની સર્વ સખીઓ શાન્ત થઇ ગઇ. તેમણે એ નવવધૂના કપોલ ઉપર છાની લાલિમા નિરખી ! તેમના ખભા પર ઢળેલા તેના હસ્તસોંસરો સ્ફુરેલો ચમકાર, ને હૈયાનો ધબકાર એમણે સાંભળ્યો ! ને એમણે એના કાનમાં ફૂંક મારી, " ફ્લૉરેન્સનો ડયૂક ફર્ડિનાન્ડ ! "

તેજ પળે ફર્ડિનાન્ડ બ્હારી નીચેથી પસાર થયો. રંગીલી ઘોડી ઉપર એ રંગીલો અસ્વાર કોઇ રંગીલા મિત્ર સાથે હતો. અચાનક એની નજર પડી-બ્હારીમાં ચમકતી ચન્દા ઉપર ! ને એણે પૂછ્યું, " અરે, કોણ છે એ ? "

" રિકાર્ડીની નવવધૂ ! હજુ આજે જ આવી ! "

એ નવોઢાની આછી ભમ્મરો ઉપર કાજળકાળો કેસકલાપ ગલગલિયાં કરી ગેલ કરતો હતો. ને એ રાત્રિમાં ચમકતી કાશ્મી કીકીઓ સંતાકુકડી રમતી નયનખેલડીને સ્હેજે ખુલ્લી પાડી દેતી.

ને એ રંગીલા ડયૂકના રંગીલા જીવનમાં ઉગ્યો એક રંગીલો ભાવ. તેણે તેના સામું ફરી જોયું-જેમ એક પ્રણયી જૂએ તેમ-ને તેણે તેના સામું જોયું-જાણે જાગી હોય એમ-ભૂત તો સ્વપ્ન હોય, ને વર્તમાન જાણે જીવન હોય એમ ! એનું જીવન શરૂ થયું !

એજ રાત્રે, જાણે એમના પ્રણયરંગમાં સાથ મળવાનો હોય એમ, રિકાર્ડીએ લગ્નોત્સવની મિજબાની ગોઠવી.

રાત્રે સામેથી આવતા નવયુગલ પ્રતિ ફર્ડિનાન્ડ જોઇ રહ્યો !. એક મિનિટ, ફક્ત એક જ મિનિટ, બે પ્રેમીઓ એક બીજા સામે મીટ માંડી રહ્યાં ! ને પેલો નવપરિણિત; જાણે દબાયેલો હોય એમ, નીચો લળ્યો, ફર્ડિનાન્ડના પદ સમીપે ! ને એ જમાનાની દરબારી નીતિને અનુસરી ફ્લૉરેન્સના એ અધિષ્ઠાતાએ નવવધૂને એક ચૂમી દીધી !

શું પ્રેમીઓ એક પળમાં જ વાતચીત કરી શકતાં હશે ? એમ એમની વચ્ચે ય જો વાતચીત થઇ હોય તો તેની ય કોઇને ખબર ન પડી ! એ હજારો આંખોમાંથી, ને એટલાજ કાનમાંથી, ફક્ત એકનાં જ આંખકાન એ સર્વ સમજી શક્યાં !

એ હતો નવપરિણિત રિકાર્ડો !

દિ' આથમ્યે એ ને એની નવોઢા, છેવટે, ગૃહદીવડે ઝગતા શયનગૃહમાં એકલાં મળ્યા !

ને એણે ઠંડે પેટે એને કહ્યું કે જે દ્વારેથી તે પ્રવેશી હતી, તે તેની શ્મશાનયાત્રાના દિન સુધી બંધ જ રહેવાનું હતું ! દરમિયાન, દુનિયા ને તેની ગડમથલ પૂર્વાભિમુખ બ્હારીએથી જોવાય તેટલી જોવાની તેને છૂટ હતી !

" જો એ દ્વારેથી તે બ્હાર નીકળે તો ફરી પાછી કોઇ મિજબાની જામે, મિજબાની વળી કોઇ ઑર તૂત જન્માવે, ને તેમાંથી શું અનિષ્ટ ન જન્મે ? " એ વિચારણાએ નવપરિણિને સૌથી ઓછું ને સહિસલામત અનિષ્ટ પસંદ કર્યું !

" બસ છે, આ બ્હારી ને ત્યાંની દુનિયા, બસ છે મ્હને ! " નવવધૂની જિહ્વા બોલી ઉઠી. પણ હૃદય તો કોઇ ઑર જ પુકાર કરતું હતું. " અરે, કાલ સંધ્યાના દેવઘંટ નાદે તે પહેલાં તો હું મ્હારા ફર્ડિનાન્ડની ગોદમાં રમતી હોઇશ ! પછી ઝપ મારે છે તું ને ત્હારી બ્હારી !"

" પેલા નોકરનો કોટ લઇશ. પેલા ઘોડા સાચવનાર છોકરાની જેમ મ્હારો કેશકલાપ બાંધી દઇશ. ને હું બચાવીશ મ્હારા સર્વસ્વને-મ્હારા આત્માને ! . ...હાં !...... પણ ટાલને કાલ તો નહિ ! " તેની વિચારમાળા તૂટી. તેની આંખમાંનો ચમકાર ઉડયો !

" હજુ મ્હારા પિતા પાછા ફર્યા નથી. છેલ્લા આશીર્વાદ હજુ બાકી છે. કે નહિ. એક દિવસ એમને માટે ગાળવો પડે તો શું ? માત્ર એક જ દિવસ એમને માટે થોભવું એ શું વધારે છે ? ને ફર્ડિનાન્ડ તો સ્હવારે બ્હારી આગળથી જશે. મ્હને ખાત્રી છે. કાલે સ્હવારે તો અમે બે ચોકકસ મળીશું. "

ને એણે શૈય્યામાં પડખું ફેરવ્યું ને નિદ્રાવશ થઇ ગઇ ! **એમ જ આપણેય જીવનમાં એક વસ્તુ વિષે નિશ્ચય કરીએ છીએ ને પછી ઘોરીએ છીએ !** ને એમજ સૈકાઓ પહેલાં તે સુન્દરીએ કર્યું !

તેજ રાત્રે ફર્ડિનાન્ડે વિચાર્યું, ' આ પ્રેમના પ્યાલાની કિંમત આ દેહ કે આ આત્માને મોંઘી પડે કે ન પડે, હું તો એ પ્યાલાનો રસ પીવાનો જ ! "

બીજી સ્હવારે એણે રિકાર્ડોને બોલાવ્યો-રિકાર્ડો એનો મંત્રી હતો.-જરા હસીને ને ફર્ડિનાન્ડ બોલ્યો, " અરે, રિકાર્ડો, ત્હારી નવોઢા આપણી મિજબાનીને એની શ્મસાન યાત્રા સમજશે ! આપણે માથે એ કલંક રહ્યું ! ગમે તેમ થાય આપણે એ કલંક ભૂંસવું જ જોઇશે !

" ચાલો, આપણે બધાં પેલા પેટ્રાજાના લીલમ લીલા શીળા પ્રદેશમાં વિહરવા જઇએ ! તે ગઇ રાત્રિના મહાદોષને નિવારીએ ! આજના સુરમ્ય પ્રભાતના નવજાત પુષ્પસોહાગમાં એ કલંક ક્યાંય ડૂબી જશે ! "

નવપરિણિત રિકાર્ડોની સ્થિર ભ્રુકુટી, ને શાન્ત મુખ ઉપર એક પણ વિચાર છાય પરખાય એમ ન હતી ! તે બોલ્યો " નામદાર, આ નાચીઝને એ કૃપા અતિઘણી છે ! પણ અફસોસ, પેટ્રાજા દક્ષિણે છે, ને દક્ષિણ દિશામાં ગમન ન કરવાની મ્હારી નવોઢાની પ્રતિજ્ઞા છે.

" વળી, એપિનાઇન પરથી ઉતરતો શીતલ વાયુ એની સુકોમળ દેહલતાને કરમાવવા પૂરતો છે. અને નિષ્ણાતો કહે છે કે જો આ વર્ષમાં એ બે વાર મહેલ બહાર નીકળી તો એના જીવનપુષ્પમાં વિનાશ થતો અટકાવવા એકેય માર્ગ રહેશે નહિ. "

" ખરૂં. વાત વસમી છે. આ વસન્તમાં પેટ્રાજા પણ જરા વધારે શીતળ છે. તો પછી

આજે અહીંજ નિયમપ્રમાણે મ્હારા તરફથી મિજબાની થશે " ફર્ડિનાન્ડ બોલ્યો.

એણે વિચાર્યું, " ને આજ રાત્રી ત્હારી ગૃહરાણીને એના પ્રેમીના ભુજબંધનમાં ભીડાવશે ! મૂર્ખ......પણ મ્હારી કામનાને આજ રાત માટે તો થોભવું જ પડશે. આજે રાત્રે ફ્રેંચ એલચી અહીં આવે છે, ને એની સાથે વાતચીત કરવા રિકાર્ડોની જરૂર પડશે જ.

" હું નહિ, રિકાર્ડો, હજુ મ્હને ત્હારી જરૂર છે; ને આજે હું તોફાન કરું તો ત્હારો લાભ ન મળે ! વળી, આજનો આખો દિવસ કંઈ નકામો જવાનો નથી. પ્રિયતમાની મૂર્તિનાં દર્શન તો થશે જ થશે ! હું હમણાં જ સ્વારી કરીશ—ને બીજું તો હમણાં મ્હારાથી થાય પણ શું ?—ને તેના પ્રાસાદ પાસેથી હું પસાર થઈશ. મન થશે તો ઉંચે બ્હારી તરફ એક નજર નાખીશ. ચલો, ફત્તેહ કરો ! "

ને તેણે કહ્યું તેમ કર્યું.

ને એમ દરરોજ, એ નયનમિલનને એ દર્શન સમયે એ યુવતી આ રંગીલા સવારની ઝૂકમાનોમાંની એક એક રેખા ને નયનનો રસ પારખવા ચૂકતી નહિ. ન તો એ અર્ધખેલાના ઓષ્ઠ ઉપર એનો આત્મા ચુંબન કરતું ચૂકતો !

ને એમ દરરોજ, બન્ને પ્રેમીઓ બીજા સૂર્યાસ્ત પહેલાં નિશ્ચય પાર પાડવાની પ્રતિજ્ઞા લેતાં, ને રાત્રે હતાં ત્યાંને ત્યાંજ રહેતાં !

પણ એક કાલ ગઈ ને બીજી આવી, ને એમ કૈંક કાલ આવી ને ગઈ, ને રોજરોજ છેલ્લું પગલું ભરતાં પહેલાં નવીને નવી અડચણો ને કારણો આવતાં જ ગયાં.

અને પ્રણયનું એ પ્રભાત પસાર થવા લાગ્યું, ધીરે ને ધીરે ! પહેલો હતો તે પ્રેમ હવે રહ્યો નહિ, એવું એમને ય લાગવા માંડ્યું ! એમણે જાણ્યું પ્રતિકૂલ સંયોગોમાં એ પ્રેમ જરાક શીતલ થયો હતો. એમણે જાણ્યું ઝંઝાવાત ને હીમ જતાં ફરીથી એ પ્રેમપુષ્પ ખીલશે. અને એ પ્રેમપુષ્પને અભાવે પાનખરનો પરિપાક એમણે માણવા માંડ્યો. અરે, જગત અને એના માર્ગની કૈંક તો કિંમત છે જ !

વિરોધમાં ય નિશ્ચય પાર પાડવો એ એમને મન મૂર્ખવિદ્યા હતી ! " ધીરજના ભંડાર બનો ! ન મિત્રો જશે, ન દુશ્મનો થશે!" એ સૂત્ર એમનું જીવનસૂત્ર બન્યું !

દરમિયાન એ પ્રેમીની વિચિત્ર અવદશા હતી ! રોજ ઘોડે ચઢવું, ઉંચે મીટ માંડવી, પસાર થવું, ને એની પ્રિયતમાનું એની પાછળ જોયાં જ કરવું, એ નિત્યવ્યવસાય ચાલ્યા જ કરતો.

અને પેલી પ્રેમિકા ! જાણે કોઈ મહાભારતગ્રન્થ હોય, ને એમાં એક જ ચિત્ર જોવાનો વ્યવસાય લઈ બેઠી હોય એમ ચોકસ સામે એ તાકયા જ કરતી ! ને ચિત્ર જાયે જાણે પુસ્તક બંધ કરતી હોય એમ પ્રેમી જતાં એ મહેલમાં સમાઈ જતી ! ને વિચારવનમાં એ પ્રવેશતી. કેમે કરી કાલને માટે નવો કાર્યમાર્ગ શોધવા એ મથતી ! કેમે કરી નાસી જવાની યુકિતઓ એ ગોઠવતી !

અઠવાડિયાંઓના માસ થયા ! માસના વર્ષ થયાં ! ને યૌવન ને પ્રણયની ચમક ઉતરવા લાગી ! બન્નેને જાણે લાગવા માંડ્યું કે એમણે એક સ્વપ્ન જ જોયું હતું, અને સ્વપ્નની જેમ જ પેલો બનાવ હજુ યાદ રહ્યો હતો ! ને ' સ્વપ્ન તો આળ પંપાળ '!

ને પછી એક દિવસ પોતાના સરતા યૌવનને રજતરેખાએ વીંટાયેલા કેશકલાપને, વિચિત્ર ભમ્મરને, ને સહુ હડપચીને એ સુન્દરીએ જોયાં ! ને ઉંડી આંખવાળી. ડાચાં બેઠી મૂકઓને દર્પણમાં જોઈ એ ચમકી !

ને એણે એકદમ કહ્યું, " બોલાવ, રે, દાસી, પેલા શિલ્પી રોબીઆને ! ઘડશે એ મ્હારી મૂર્તિ, ન બદલે જેને કાલ, ન બદલે જેને પ્રણયની ઓટ ! રાખશે એ મ્હારા યૌવનને કાળના ચલિત તરંગોમાં અજર ને અવિનાશી ! "

ને એણે રોબિયાને આજ્ઞા કરી

" પેલી બ્હારી ઉપરથી મ્હારૂં અંગ જેટલું બહાર દેખાય તેટલી એક પ્રતિમા ઘડી લાવ ! "

મૂર્તિ આવી.

એ જોઇ વળી એ વિચારે ચઢી.

" પણ, આ બધાનો અન્ત શો ? જ્યારે આ હૃદયમાં પ્રણયની જ્યોત ઝગતી હતી, ત્યારે મ્હેં કશું યે ન કર્યું ! ખરે, આ જડ પ્રતિમા કરતાં મ્હેં શું વધારે કર્યું ?

" શો અર્થ છે આ બિમ્બાધરોનો, આ કેશકલાપના ઘનઘોર આકારનો, આ વાંકી ભમ્મરનો, અને અંગઅંગમાં ઉકળતા આ રકત લાવાનો, જો આ પાર્થિવતાનું આત્માની એષણા-પ્રમાણે પરિવર્તન ન કરી શકાય તો? આ માટીની જડ પુતળીમાં અને મ્હારામાં પછી અન્તર જ શું ? "

ફ્લૉરેન્સના દુઃખી મનુષ્ય શો ફર્ડિનાન્ડ નિસાસા નાખતો ! " અરે, મ્હારૂં સ્વપ્ન ઉડી ચાલ્યું ! એની એંધાણીય રહેશે કે નહિ ? "

ને એણે તેડાવ્યો ડૅવેના શિલ્પી જોહનને.

" જોહ્ન, રોજ હું નગરચોકમાંથી પસાર થઉં છું તે રીતે ઘોડા ઉપર મજીવ મૂર્તિશો મ્હને પ્રતિમામાં ઉતાર, કે જગત્ ભવિષ્યના સૂર્યોદયોમાં મ્હને જુએ ને પ્રશંસેઃ અહો, આ વીરલો એક વેળા જીવન હશે ત્યારે કેવોક રસ લૂંટતો હશે ? ! "

* * *

આમ આ બે કયામતના દિનની રાહ જોતાં બેસતાં હશે, ત્યારે એમના આત્મા રાતદિન કેવી રીતે પસાર કરતાં હશે એ કલ્પવા સરખું છે.

હું જગતને ઠપકો દેતું સાંભળું છું, " ખરે, આ ઢીલ કરી એ જ સારૂં થયું. એમના સાહસનો ઉદ્દેશ તો પાપકર્મજ હતું ને ?"

ઓહ ! પણ હું કહું છું કે કસોટી માટે તો એક પાપ કાર્ય પણ બસ થશે ! એક સદાચારી કાર્યદ્વારા જેમ મનુષ્યની શક્તિની પિછાન થાય એમજ પાપકાર્યદ્વારા પણ થાય ! ત્હમે એમ કહી શકશો કે દરેક રમત પૈસા માટે જ રમાવી જોઇએ ? અરે, એક નિકલના બટનને દાવમાં મૂકીએ પણ ત્હમારે રમત રમતાં તો એટલી જ હોંશિયારી દાખવવી જોઇએ, જેટલી સો ગિનીની હોડ માટે દાખવો !

**સાચાની કિંમત ખોટા કરતાં વધારે નથી ! જાૂઠા સિક્કાથી રમો કે ખરાથી રમો, રમત રમો તો બરાબર રમો ! દિલથી રમો ! પછી ભલે ત્હમારી જૂની ટોપી જ ત્હમે હોડમાં મૂકી હોય, કે એક પૈ મૂકી હોય ! અને એ જુગારમાં ત્હમે જીતો કે હારો, ખરા દિલથી ને ખરી તમન્નાથી કામ કરો ! કરી છૂટો સર્વ પ્રયત્ન ! અલબત્ત, જુગાર ખેલવો હોય તો !–એજ મ્હારો સિદ્ધાન્ત છે.**

મનુષ્ય જીવનમાં એક લક્ષ્ય નક્કી કરે, પછી ગમે તે જોખમે પણ તે પાર પાડવું જ રહ્યું ! ને ત્યાંજ મનુષ્યની કસોટી છે !

આ કથાનકનાં પ્રેમીઓ ખોટે સિક્કે રમતાં હતાં, ને તેમને રમતમાં સર્વ ગૂમાવ્યું ! ને ખરે સિક્કે રમતાં હોત તેટલી જ ગંભીર રીતે સ્વાર્પણ ન કરવાથી એ નિષ્ફળ ગયાં ! અને ખરેજ સિક્કે રમતાં જે નિષ્ફળતા મળત તેજ આમાં પણ મળી ! બન્નેએ એક જ પાપ કર્યું એમ હું કહું છું, અને તે એજ કે એમણે **ખરાબર કેડ બાંધી નહિ, ને તેજ તમન્ના જગાવી નહિ ! અલબત્ત, પ્રયત્નનું પરિણામ સામાજિક પાપ જ** હતું ! પણ, બોલો, જગતના ઓ ગુણીજન, ત્હમે જીવન લક્ષ્યની સિદ્ધિ અર્થે શી રીતે પ્રયત્ન આદરશો ? આ કથાનક ત્હમને યે શું લાગુ પડતું નથી ?

મશહૂર રશિયન નવલિકાકાર મેકસીમ ગોર્કીની એક નવલિકા

# કરૂણ અંત

ગુજરાતીમાં ઉતારનારઃ શ્રી. નિરંજન લક્ષ્મીરામ પાઠક

તાતાર દેશનો એક આંધળો ફકીર એક ભૂરા અને ચમકતા તકીઆને અઢેલી બેઠો હતો. તે જુની સંસ્કૃતિની કથાઓમાંથી એક મધુર સ્મૃતિ યાદ કરાવી એક કથા સંભળાવતો હતો. તેની ચોતરફ તાતાર દેશના લોકોનો સમૂહ સુંદર પોષાક અને જરીની ટોપીઓ પહેરી પત્થરના ટુકડાઓ ઉપર બેઠા હતા. આ પત્થરના ટુકડા કેટલાયે સમયથી પ્રાચીન 'ખાં'ના રાજમહેલથી છૂટા પડી ગયા હતા. સંધ્યાનો સમય હતો. સૂરજ ધીરે-ધીરે સમુદ્રમાં ડૂબતો હતો. તેના લાલ કિરણો મેદાનના વૃક્ષોના ઝુંડોને ચીરતાં આ પત્થરના ટુકડા સાથે અથડાતાં હતાં અને સામેના મકાનોની ભીંતો પર તેના ધાબાં પડતાં હતાં. જુનાં મેદાનનાં વૃક્ષોની શાખાઓમાં પવન સંગીત આલાપ લૂંટી રહ્યો હતો અને તેના પાંદડાંઓના સનસનાટથી માલુમ પડતું હતું કે પવનમાં અદૃશ્ય પાણીનો વેગ ચાલી રહ્યો છે ! પેલા આંધળા ફકીરનો કંઠ-સ્વર ધીમો અને કાંપી રહ્યો હતો. તેની પ્રભાવશાળી આકૃતિ પરની રેખાઓ શાન્ત વાતાવરણને લીધે અન્ય ભાવોથી રહિત હતી. તે હૃદયસ્પર્શી વાર્તા તેના મુખમાંથી એક પછી એક દાખલા સહિત નિકળવા લાગી અને થોડાક સમયમાં શ્રોતાઓ આગળ એક અતિતની ભાવપૂર્ણ મધુર સ્મૃતિઓનું ચિત્ર ખડું કર્યું. તે કહેવા લાગ્યોઃ—

" એક સમયે ક્રિમીયા દેશમાં મોસોલ્યેમા-અસ-અસરબ નામનો એક ' ખાં ' રહેતો હતો. તેને એક પુત્ર હતો જેનું નામ તોલ્મેક-અસ-ગુસ્લા હતું.

' ખાં ' વૃદ્ધ હતો પણ તેની તહેનાતમાં ઘણી યુવતીઓ હતી. તે સઘળી આ વૃદ્ધને પ્યાર કરતી હતી કારણ કે આ વૃદ્ધમાં હજુ-પણ શક્તિ અને જુસ્સાની વિભૂતિ વર્તમાન હતી. તેનો પ્રેમ વ્યવહાર કોમળ અને ભાવ-પૂર્ણ હતો. મને એ પણ સાબીત થયું હતું કે યુવતીઓ પણ જ્યાંસુધી તેમના હૃદયમાં પ્રેમના અંકુરો અને પ્રેમમાં શક્તિની પ્રચુરતા અનુભવશે ત્યાં સુધી તેઓ વૃદ્ધ પ્રત્યે પ્રેમ બતાવ્યા વગર રહેશે નહિં. ભલે પછી તે વૃદ્ધ હોય અને તેના મૂખ પર કરચલીઓ પથરાઇ ગઇ હોય ! સૌન્દર્ય શક્તિમાં રહે છે, નહિ કે કોમળ ચામડીમાં. કે ગુલાબી ગાલોમાં.

તે સઘળી ' ખાં ' ને ચાહતી હતી પણ તે ( ખાં ) પોતે એક કોસેક્સ યુવતીને, જે દૂર દેશાવર ખેડી લવાઇ હતી, તેને ચાહતો હતો. તે હંમેશાં તેને પોતાની તહેનાતમાં રહેનારી બીજી યુવતીઓ કરતાં વધૂ ચાહતો હતો. તેના વિશાળ બેગમ-વાસમાં સઘળા દેશોની ૩૦૦ યુવતીઓ હતી. પ્રત્યેક વસન્તના ફૂલોની માફક સુન્દર હતી; સર્વ આનંદમાં રહેતી હતી. ' ખાં ' તે બધી માટે જુદી જુદી જાતનાં ભોજનો બનાવતો અને તેમને નાચવાની, રમવાની, તથા મનોરંજન કરવાની સ્વતંત્રતા આપી મૂકી હતી.

તે વારંવાર પોતાની ' રશિયન સુન્દરી 'ને પાસેના દુર્ગમાં બોલાવતો, જ્યાંથી સમુદ્રની સપાટી જણાતી હતી અને જ્યાં તેણે પોતાને માટે સઘળો સામાન એકઠો કરી રાખ્યો હતો, એમ તે એને સુખમય બનાવવા પુરતો હતો. મધુર વ્યંજન, બહુમૂલ્ય વિલાસ સામગ્રી, સવર્ણ અને જુદી જુદી જાતના રંગીન પત્થરો,

## મતાધિકાર ભોગવતી સ્ત્રીઓ



ચીલીમાં સ્ત્રીઓને સ્વતંત્રતા મળી છે. દેશના પ્રશ્નોમાં ત્યાંની સ્ત્રીઓને પહેલીજ વાર મતાધિકાર મળ્યો છે. ચીલીની રાજધાની સાન્તીઆગોમાં સ્ત્રીઓની દેખરેખ હેઠળ ચાલતાં મત આપવાનાં બુથનું ઉપલું દશ્ય છે.





**કુમારી કુમુદમ્મલ** **કુમારી અંગુલીયાબાઈ**

મદ્રાસમાં વિમાની ઉડ્ડયનના ઇતિહાસમાં પહેલીજવાર આ બે બહેનો 'એ' પાઇલાટ લાયસન્સ મેળવવા માટે મદ્રાસ ફ્લાઇંગ ક્લબના સભ્ય તરીકે જોડાયાં છે.





**એમા હુઝ** **મીસી માર્ગરેટ**

સાહિત્યના વિષયમાં નામના કાઢનારી આ બે મહિલાઓ છે. શ્રી. એમા હુઝ સ્ત્રીઓના રાષ્ટ્રીયપક્ષની સાહિત્યવિષયક સમિતિનાં પ્રમુખ છે. શ્રી. મીસી માર્ગરેટને બેલ્જીયમના રાજાએ સાહિત્યને લગતી 'Ordre de Leopold' ની પદવી આપી છે.

સંગીત અને દૂરદેશીય અલભ્ય પક્ષીઓ મને પ્રેમપૂર્ણ હૃદયવાળા 'ખાં'નો સમ્મોહક પ્યાર (!), આ દુર્ગમાં પોતાની પ્રેયસીની સાથે શ્રમપૂર્ણ જીવન સાથે વિશ્રામ લઇ વિહાર કરતો હતો. તે જાણતો હતો કે તેનો પુત્ર 'અલગુલ્લા' તેનાં વંશનું ગૌરવ ઓછું નહિ કરવા દે. જ્યારે તેણે રશિયામાં વરુ માફક આક્રમણ કર્યું હતું ત્યારે લાખો લાશો અને ખૂનરેજી લૂટનું ધન, નવીન સ્ત્રીઓ અને નવીન ગૌરવ પ્રાપ્ત કરવા ખર્ચ્યું હતું.

એક સમયે અલગુલ્લા રશિયા પર આક્રમણ કરી પાછો આવ્યો હતો. તેના સન્માન ખાતર અપૂર્વ આનંદોત્સવો અને ઉત્સવો થયા હતા. ચોતરફની ટાપુની આગેવાન પ્રતિષ્ઠિત વ્યક્તિઓએ આ વખતે હાજરી આપી હતી. જ્યાં–ત્યાં રમત–ગમત થઇ રહી હતી. મીજલસો પણ ઘેર–ઘેર થતી જણાતી હતી. સઘળા સૌન્દર્યવતી યુવતીઓની આંખોમાં તીરનું લક્ષ સાધી રહ્યા હતા. તેઓની વચ્ચે અત્યારે રસાકસી હતી કે કોના કોના હાથોમાં સર્વાધિક બળ છે. અને પછી આ લોકોએ અલગુલ્લાની વીરતાના જયગાન કરી જે પોતાના શત્રુઓ માટે ભયકારી હતો અને 'ખાંન' વંશનો આધાર હતો, તેને આવકાર આપવા લાગ્યા. વૃદ્ધ 'ખાં' પોતાના પુત્રના વિજયથી અત્યંત ખુશી હતો. તે વૃદ્ધને માટે જાણેવું કેટલું આવકારદાયક હતું કે જ્યારે પોતાનું મૃત્યુ થશે ત્યારે 'ખાંન' વંશ એક બળવાન હાથોમાં સુરક્ષિત બનશે.

આ જાણી તે બહુ ખુશી થયો હતો. પોતાનો પ્રેમ પોતાના પુત્ર ઉપર બતાવવા માટે તે, પ્રતિષ્ઠિત વ્યક્તિઓ અને દરબારી માનનિય માણસો સામે, દરબારમાં પોતાના શ્વાસલોયા પુત્રનો હાથ હાથમાં ઝાલી બોલ્યો–' મારા વ્હાલા પુત્ર !, અલગુલ્લા ! ઇશ્વરનો જય ! અને જય હો તારી ભાવિ કારકિર્દિનો !! "

તે બધાયે પછી એકઠા મળી અલગુલ્લાના કીર્તિ–ગાનના ગુણ ગાયા અને પછી 'ખાં' બોલ્યાઃ—" ઇશ્વર મહાન છે ! મારા જીવન કાળમાંજ મારું યૌવન મારા પુત્રમાં પુનઃ સંચરિત કર્યું છે. હું મારી વૃદ્ધ આંખે અત્યારે જોઇ શકું છું કે જ્યારે મારું શરીર પડશે અને આ આલમ પરથી અદૃષ્ય થશે ત્યારે પણ હું મારા પુત્રના રૂપમાં જીવિત રહી મારા રાજ્યપર શાસન ચલાવીશ. ઇશ્વર મહાન છે અને મહંમદ તેનો સાચો પેગંબર છે. મારો પુત્ર હોંશિયાર છે. તેના હાથમાં બળ છે, હૃદયમાં વીરતા છે અને મગજમાં નવીન નશો છે. અલગુલ્લા ! તું તારા પિતા પાસેથી શું લેવા ઇચ્છા કરે છે ? બોલ, અને તું જે માગીશ તે હું તને પ્રાણ સાથે પણ આપીશ !"

વૃદ્ધની આખી વાત હજુ સમાપ્ત નહોતી થઇ ત્યાં તોલ્યેક–અલગુલ્લા ઉભો થયો. તેની ચમકતી આંખો સાગરના ઉંડાણની જેમ કાળી અને પહાડી બાજની જેમ તીક્ષ્ણ હતી

" હે સમ્રાટ અને પિતા !! " તે બોલ્યો " મને પેલી રશિયન રમણી ભેટ આપશો !"

'ખાં' મૌન હતો, મૌન ફક્ત એટલા વખત માટે હતું કે એટલો સમય તે પોતાનો ભય નાબુદ કરે, અને પોતાના આ મૌન કામ પછી દૃઢ અને ઉચ્ચ સ્વરે તે બોલ્યો, " તે તું લઇ લે ! અહિંથી ઉઠી તરત જ તું તેને લઇ શકે છે. "

સાહસિક અલગુલ્લા પ્રસન્નતા અને લજ્જાથી લાલ બની ગયો. તેની બાજ સરખી તીક્ષ્ણ આંખો બહુ જ આનંદ અનુભવી ચમકી ઉઠી. તે પોતાના તકીઆ ઉપરથી ઉભો થઇ ગયો અને પોતાના પિતા 'ખાં' ને કહ્યું–" હું જાણું છું કે તમે મને શું

આપી રહ્યા છો સમ્રાટ ! અને મારા પિતા-તે હું જાણું છું. હું તમારો ચાકર છું, તમારો પુત્ર છું. દરેક પળે મારા લોહીનું એક ટીપું તમને આપું એ તુચ્છ છે. હું તમારા ખોતર વીસ વખત મૃત્યુ પામું તો પણ ઓછું છે. "

" હું તેમાનું કંઇ નથી માગતો. " 'ખાં'ને કહ્યું, અને તેનું સુશોભિત મસ્તક, જે અનેક વર્ષના ગૌરવ અને મહાન કાર્યોથી ઉન્નત હતું તે અત્યારે સમાજની આગળ નમી પડ્યું.

તરત જ સભા બરખાસ્ત થઇ; અને તે બન્ને મૌન ધારણ કરી સાથોસાથ રાજમહેલના બેગમવાસમાં ગયા.

રજની અન્ધકારપૂર્ણ હતી. ચન્દ્રમા અને તારા અદૃશ્ય-હતા. આકાશ પર મેઘાચ્છન પથરાઇ રહ્યું હતું.

બહુ જ વખત સુધી બન્ને શાન્ત ભાવથી ચાલતા રહ્યા પણ આખરે ખાન-અલ્-અસરબ બોલ્યાઃ-

" દિવસો સાથે મારું જીવન પસાર થઇ રહ્યું છે. મારા વૃદ્ધ હૃદયનો જુસ્સો હવે ધીમો પડતો જાય છે; અને મારી છાતીનો ભરાવો હવે બેસતો જાય છે. મારા જીવન નહિ જ્યોતિ અને હયાતી પેલી રશિયન રમણિના ભાવિક વ્હાલને લીધે જ હતી. બતાવી દે તોલ્યેક, બતાવી દે ખરેખર એ તારે જરૂરની છે ? મારા બેગમ-ખાનામાંથી સો બીજી લઇ લે, પણ આને તું ના લે. "

તોલ્યેક અલગુલ્લાએ એક ઉંડી આહ ભરી. તે શાન્ત રહ્યો.

" મારા જીવનના હવે કેટલા દિવસો રહ્યા છે ? પૃથ્વી પર હવે મારે થોડાકજ દિવસો રહેવાનું છે. મારા અન્તિમ જીવનની હવે એકજ મઝા છે અને પેલી રશિયન રમણી મારા માનવને બરાબર ઓળખે છે અને મને પ્યાર કરે છે. જ્યારે તે નહિ હોય ત્યારે મને કોણ પ્યાર કરશે ?-મારા જેવા એક વૃદ્ધને ?-કોણ ? આનામાંની કોઇ નહિ, કોઇ નહિ, અલગુલ્લા ! "

અલગુલ્લા ચુપ રહ્યો.

" જ્યારે હું તમને બન્નેને આલિંગન કરતા જોઇશ. ત્યારે હું હવે કેવી રીતે જીવીશ. તોલ્યેક, એક સ્ત્રી માટે આપણે પિતા-પુત્રી નથી, એક સ્ત્રી માટે આપણે સઘળા પુરૂષ જ છે. પુત્ર, એ સારૂં છે કે જો મારી શરીર ઉપરની ચામડી ઉખડી જાય અને તેમાંથી માંસના પીંડ અને લોહી વહે ! ખરેખર એ જ સારૂં છે કે તે જ દિવસે હું જીવતો ના રહું ! "

તેનો પુત્ર મૌન હતો. તે બન્ને બેગમ-ખાનાના દ્વાર આગળ રોકાઇ ગયા; અને ધીરેથી તેનું મસ્તક વૃક્ષઃસ્થળ ઉપર ઝુકી ગયું. તેમની ચોતરફ અન્ધકાર હતો. આકાશમાં વાદળોએ ગડગડાટ કરી મૂક્યો હતો. હવા વૃક્ષોને હલાવતી હતી અને જાણે એવું માલુમ પડતું હતું કે તેમાંથી વરસાદના આવકારનું એક ગીત ગવાઇ રહ્યું છે !

" પિતા, હું તેને બહુ દિવસથી પ્યાર કરૂં છું. " અલગુલ્લાએ શાન્ત ભાવે કહ્યું.

" હું તે જાણું છું, અને માનું છું કે તે તને પ્યાર નથી કરતી "-'ખાં'એ કહ્યું.

" જ્યારે હું તેનું ધ્યાન ધરૂં છું ત્યારે મારૂં હૃદય વિદીર્ણ થઇ જાય છે ! ".

" મારા વૃદ્ધ હૃદયને અત્યારે કેટલો આઘાત પહોંચી રહ્યો છે ? "-અને તે બન્ને ફરીથી ચુપ બની ગયા. અલગુલ્લાએ એક આહ ભરી.

" હું હવે જોઉં છું કે જ્ઞાની પુરૂષોએ મને જે કાંઇ કહ્યું હતું તે ખરૂં છે. સ્ત્રી, પુરૂષ માટે સર્વદા હાનીકારક છે. જો તે સુન્દર હોય છે તો તે બીજા પુરૂષના હૃદયમાં તેને

પ્રાપ્ત કરવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે; અને તેનો પતિ વિયાગ્નિમાં બળે છે. જો તે કરૂપા હોય છે તો તેનો પતિ બીજાના નશીબની ઇર્ષાનું દુઃખ વહોરે છે. અને જો તે સુન્દર અથવા કરૂપામાંથી કંઇ પણ ના હોય તો તેનો પતિ તેને સુન્દર સમજી લે છે અને જ્યારે તેને તેની ભૂલ માલુમ પડે છે ત્યારે ફરીથી તેને કારણે–એક સ્ત્રીના કારણે દુઃખી થાય છે: ”

“ હૃદયની વેદનાની ઔષધી જ્ઞાન નથી ”– ‘ ખાં ’એ કહ્યું.

“ પિતા, આપણે એક–બીજા પર દયા લાવવી જોઇએ. ”

ખાંએ પોતાનું મસ્તક ઉઠાવ્યું અને દુખી બની પોતાના પુત્ર તરફ જોયું.

“ આપણે તેને મારી નાખીએ ”–તોલ્યેકે કહ્યું. ખાં એક ક્ષણ માટે વિચાર કરતો દિગ્મૂઢ ઉભો રહ્યો અને પછી શાન્તીથી તેણે કહ્યું–“ તું મને અને એને બન્નેને સમાન પ્રેમ કરે છે ? ”

“ હા, બન્નેને સમાન પ્રેમ કરૂં છું. ”

પછી બન્ને શાન્ત રહ્યા.

“ મારૂં પણ તેવું જ વર્તન છે ”–ખાંએ ઉદાસ બની કહ્યું. દુઃખથી તે બાળક બન્યો હતો.

“ ઠીક, આપણે બન્ને તેનો વધ કરીશું ? ”

“ હું તને તે નહિ આપી શકું, નહિ આપી શકું ! ”–ખાંએ કહ્યું.

“ અને હું હવે સહન નથી કરી શકતો. મારા હૃદયને વિદીર્ણ કરી કાઢી લો અથવા તેને સુપરત કરો ” ખાં મૌન રહ્યો.

“ અથવા આપણે તેને શિખર ઉપરથી મસુદ્રમાં ફેંકી દઇએ. ”

“ આપણે તેને શિખર ઉપરથી ફેંકી દઇએ ” ખાંએ પોતાના પુત્રના કથનનો પ્રતિધ્વનિ અનુભવ્યો.

પછી બન્ને બેગમ–ખાનામા ગયા. ત્યાં તે હજુ પણ ફર્શ પર પડેલા કિંમતી ગલીચા પર સુઇ રહી હતી. તેમાં બન્ને તેની સામે રોકાઇ ગયા અને જોવા લાગ્યા–તેઓ તેને બહુ વાર સુધી જોઇ જ રહ્યા. વૃદ્ધ ખાંની આંખોમાંથી આંસુ ઉભરાવા લાગ્યા અને તેની શ્વેત દાઢી પર પડવા લાગ્યા. એક એક આંસુનું બિન્દુ એક એક મોતીની માફક દાઢી પર પથરાઇ ગયું હતું. તેના પુત્રની આંખો અત્યારે બળી રહી હતી. તેની વાસનાને દબાવતો દાંત પીસતો તે પેલી રશિયન રમણીને જગાડવા લાગ્યો. તે ઉઠી. ઉષાકાળનાં પ્રફુલ્લ સુમની માફક તેના કોમળ ગુલાબી મુખ–મંડળ પરની ભ્રૂકુટિઓ ઉઘડી. તેણે અલગુલ્લાને ન જોતાં પ્રથમ ખા તરફ જોયું.

“ મને ચૂમી લો, મારા ચંડુલ ! ”

“ ઉઠો–તારે અમારી સાથે આવવાનું છે. ” ખાંએ નમ્રતાથી કહ્યું.

ત્યારે તેણે અલગુલ્લા તરફ જોયું અને પોતાના ચંડુલની આંખોમાં આંસુ જોયા. તેને આ ઘટના સમજતા જરા પણ વાર લાગી નહિ–તે તરત જ સમજી ગઇ. “ હું આવીશ ” તેણે કહ્યું “ હું આવીશ. ન એક માટે કે ન બીજા માટે–તમે આજ નિર્ણય કર્યો છે ? બળવાન હૃદયોને છેવટે આજ નિર્ણય કરવો પડયો ! હું જરૂર આવીશ. ”

અને પછી તે ત્રણે ચુપચાપ સમુદ્ર તરફ ચાલ્યા. તેમનો પંથ સંકીર્ણ હતો અને હવા ઉચ્ચ સ્વરે ગર્જન કરી રહી હતી.

તે રમણી નાજુક હતી, તરત જ થાકી ગઇ, પણ તે સ્વાભિમાની હતી જેથી તેને આ ન કહેવાનું પસંદ જ કર્યું. જ્યારે ખાંના પુત્રે જોયું કે તે તેમની પાછળ રોકાઇ ગઇ છે ત્યારે તેણે કહ્યું—

“ શું બીક લાગે છે ? ”

તેની આંખો ચમકવા લાગી. તેણે તેના લોહીથી લથપથ થઇ ગયેલા પગો બતાવ્યા,

અલગુલ્લાએ પોતાના હાથો તેની તરફ લંબાવી કહ્યું—" આવો, હું તમને ગોદમાં લઇ લઉં."

પણ તે પોતાના બાહુઓ પોતાના વૃદ્ધ ચંડુલનાં ગળામાં નાખી લપટાઇ ગઈ. ખાંએ તેને પોતાની ગોદમાં ઉઠાવી લીધી અને ચાલવા માંડયું. તેની ગોદમાં બેસી તે વૃદ્ધના મુખપર પડતાં પાંદડાંને દુર કરતી હતી. કારણકે *તેને બીક લાગતી હતી કે આ પાંદડા* ખાંની આંખોને કંઇ નુકશાન કરે! તેઓ દૂર દૂર નિકળી આવ્યા, ચાલતાં ચાલતાં અન્તે તેઓએ સમુદ્રનું ગર્જન સાંભળ્યું. તોલ્યેક, જે તેમની પાછળ ચાલી રહ્યો હતો, તેણે પોતાના પિતાને કહ્યું—" મને આગળ જવા દો, નહિ તો હું મારી કટારથી તમારા મસ્તકને ઉડાવી દઇશ ! "

" આગળ જા, ઇશ્વર તારી ઇચ્છા પુરી કરશે, અથવા ક્ષમા આપશે–તેની ઇચ્છા પુરી કરશે ! હું, તારો પિતા, તને ક્ષમા કરૂં છું. હું જાણું છુ કે પ્યાર કરવો તે શી વસ્તુ છે ! "

અન્તે તેઓ સમુદ્ર પાસે પહોંચી ગયા, વિસ્તૃત સાગર તેમની સામે પથરાયો હતો. તેઓની પાછળ કાળું અને અનન્ત મેદાન હતું. હવાની લહેરો સંગીત આલાપ લઇ રહી હતી. આ સમય અન્ધકાર, કંપન કરવાવાળો અને બિહામણો હતો.

" વિદાય " રમણીને ચુમ્બન કરી ખાંએ કહ્યું.

" વિદાય " તેની સાથે મસ્તક નમાવી તોલ્યેકે કહ્યું. તેણે નીચે, જ્યાં લહરી ગાઇ રહી હતી, ત્યાં જોયું અને છાતીને હાથથી દબાવી પાછળ રહી ગઇ.

અલગુલ્લાએ તેની તરફ હાથ લંબાવ્યા અને એક ચીસ પાડી ઉઠયો, પણ ખાંએ તરત જ તેને ગોદમાં ઉઠાવી લીધો અને છાતીએ દબાવી ચુમી લીધો.

આ કરૂણ દેખાવથી લદબદાયેલા તે ખાંએ પેલી રશિમન રમણીને પોતાની બાહુથી મસ્તક ઉપર ઉંચી કરી અને એક ટેકરીના શિખર ઉપરથી નીચે ફેંકી દીધી ! " સમુદ્રના પ્રચંડ મોજાઓ પોતાની સઘળી શક્તિ વાપરી ઉથલાવા મારતા હતા. અને તેમાંથી સંગીતનો ભાસ દૃષ્ટિગોચર થતો હતો. આ સંગીત એટલું કોલાહલપૂર્ણ હતું કે તે નીચે પાણીમાં કયારે ગઇ તે પણ ન સમજાયું. કોઇ પણ જાતની ચમત્કાર કે ચીસ બીલકુલ સાંભળવામાં જ ન આવી. ખાં તેજ ટેકરીના શિખર ઉપર પછી બેસી ગયો; અને દૂર-દૂર સાગર અને કાળા વાદળાંનું મિલન જોવા લાગ્યો. પવનની લહેરોનો ધીમો અવાજ અત્યારે કંઇ જુદી જ રીતે મન ઉપર અસર કરતો હતો. તોલ્યેક તેની પાસેજ પોતાનું મુખ હાથથી છૂપાવી ગતિહીન અને અવાક ઉભો હતો. આમને આમ કેટલોક સમય પસાર થઇ ગયો. વાદળોનો સમૂહ પવનના સપાટાથી કંઇ અદૃષ્ય થઇ ગયો. તે વાદળાં *વેલા શિખર ઉપર બેઠેલા ખાંના વિચારો* માફક કાળાં અને ગહન હતાં.

" આપણે હવે જઇએ, પિતાજી ! " તોલ્યેકે કહ્યું.

" ઉભો રહે " ખાંએ કહ્યું... જાણે તે કંઇ બરાબર ધ્યાનથી સાંભળી રહ્યો છે ! ફરીથી કેટલોક સમય નિકળી ગયો. શિખરની નીચે મોજાંઓ જોરથી અથડાતાં હતા અને પછી શિખર ઉપર આવેલા વૃક્ષો સાથે અથડાઇ કોલાહલ કરતો હતો.

" પિતાજી, આપણે હવે જઇને. "

તોલ્યેક અનેક વાર કહ્યું–" પિતાજી આપણે હવે જઇએ. " પણ ખાં તે સ્થાન ઉપરથી–જ્યાં તેણે પોતાના જીવનના અવશેષ દિવસોનો આનંદ ખોઇ નાખ્યો હતો–ઉઠવા ઇચ્છતો ન હતો. પણ સઘળી વસ્તુનો અન્ત તો હોય છે જ. છેવટે તે ઉઠયો, તેનું મુખમંડળ સાહસ અને અભિમાનથી ઉદ્દીપ્ત હતું. તે ઉઠયો તો ક્રોધના આવેશ સાથે પણ ધીમે સ્વરે બોલ્યો–

" ચાલ આપણે જઇએ. "

તેઓ ચાલવા લાગ્યા પણ તરત જ ખાં રોકાઇ ગયો.

" પણ હું કેમ જઇ રહ્યો છું, તોલ્યેક, અને કયાં ? "

તેણે પોતાના પુત્રને પૂછયું-" જ્યારે મારો પ્રાણ તેનામાં વસતો હતો; ત્યારે મારે હવે શા માટે જીવવું જોઇએ ? હું વૃદ્ધ છું, હવે મને કોઇ પ્યાર નહિ કરે. અને જો દુનિયામાં તમને કોઇ પ્યાર ન કરે તો તમારો જીવન સંસાર જ વ્યર્થ છે ! "

" તમારી પાસે અતુલ સમ્પત્તિ અને સન્માન છે પિતાજી ! "

તું મને ફક્ત તેનું એક જ ચુમ્બન આપ; હું તને તે બધું આપી દઇશ. તે સઘળી ચીજો મૃતક છે, એ તો સ્ત્રીનો જ પ્રેમ છે કે તે જીવતી રહે છે. જો પુરૂષને તે પ્રેમ ન મળ્યો તો તેનું જીવન જ નથી, તે ભિખારી છે તેના જીવનના દિવસો દયનીય છે. મને વિદાય આપ, મારા વત્સ ! ઇશ્વર તારી સદા રક્ષા કરે ! " આટલું કહી તે સમુદ્ર તરફ પાછો ચાલ્યો.

" પિતાજી "–તોલ્યેક ગભરાયો– પિતાજી' બીજું તે કંઇ ન બોલી શકયો–કારણ કે તમે જેના પર મૃત્યુ હસી રહ્યું છે, તે મનુષ્યને કંઇ નથી કહી શકતા, તમે એવું કંઇ પણ નથી બોલી શકતા કે જેથી તેના આત્માને પ્રેમ દાન મળે !."

" મને જવા દે........"

" ઇશ્વર........"

" તે જાણે છે........."

ઝડપી ગતિથી ખાં શિખરના અન્તિમ કિનારા પર ગયો અને નીચે કૂદી પડયો. તેના પુત્રે તેને ન રોકયો, તે રોકી જ ન શકયો; કારણ કે એટલો સમય જ નો'તો. પછી સમુદ્રમાં કંઇ પણ ન સંભળાયું; ન તો કોઇ શબ્દ કે ન તો ખાંના પડવાનો રવ ! ફક્ત મોજાઓ કૂદતાં હતાં અને પવન કરૂણ રાગણી આલાપી રહ્યો હતો.

તોલ્યેક–અલગુસ્લા કેટલીયે વાર સુધી શિખરની નીચે જોઇ જ રહ્યો. આખરે સઘળી હિમ્મત એકઠી કરી.તે બોલ્યો-" હે ઇશ્વર, મને પણ આવું બળવાન હૃદય આપ ! "

પછી રાત્રિના અંધકારમાં તે અદૃષ્ય થઇ ગયો.........

ખાં મોસોલામ્યા–અલ અસરબનો આવી રીતે અન્ત આવ્યો અને ખાં તોલ્યેક–અલગુસ્લા ક્રિમીયાનો રાજા થયો*

* લેખકના ટુંક સમયમાં પ્રગટ થનાર એક સંગ્રહમાંથી.



## શિક્ષક એટલે ?

" મોટી મોટી લડાઇઓ જીતવી સહેલ છે પણ નાની નાની દુર્બળતાઓ જીતવી કઠણ છે. મહાન મુત્સદ્દીગીરી કરવી સહેલ છે પણ સત્યના સિદ્ધાંતોને પાળીને શિક્ષક થવું આકરૂં છે.

" શિક્ષક એટલે જીવનનો ઉપાસક. એનો જે દિવસે ઉદ્ધાર થશે તે દિવસે જીવન સમગ્રનો ઉદ્ધાર થશે. પોતાનો ઉદ્ધાર પોતે જ કરવાનો છે. "

[ એક પત્રમાંથી ] ગિજુભાઇ ( શિક્ષણ પત્રિકા ).

પ્રદેશે એક રૂપવતી, ગુણવંતી, શીલવતી ને વટરખુ બાળાનું પુતળું ખડુ કર્યું હતું.

સાંજના સાડાસાત થઇ ગયા હતા. સાંજની ારકીદિ પુરી થઇ ગઇ હતી. દર્દીઓ આવ- ાના આવી ગયા હતા. નોકર પણ બીજું કામ ડુવાથી ચાલતો થઇ ગયો હતો. વિજળીના દીવા તળે બેઠા બેઠા ડૉક્ટર સાહેબ દર્દીઓનાં બીલ તૈયાર કરતા હતા.

એકાએક એમની નજર બારણા તરફ ગઇ. બે ત્રણ માણસો અને એક સ્ત્રી અંદર આવતાં હતાં.

ડૉક્ટરે તેમને જોયાં. બીલોનો ઢગલો ટેબલની બાજુએ કરી તેમને બેસવા ઇશારત કરી. પરંતુ તેણે શું જોયું ? ત્રણ માણસો જોડેની પેલી સ્ત્રી કોઇ સ્ત્રી ન્હોતી. એ એમની પરિચીત બાળા જ હતી.

આ લોકોને આવવાનું કારણ ડૉક્ટર ન ... શક્યા. તેમણે જરા આતુરતાથી તેમના ...રે જોયું. ત્રણમાંના એકને તેઓ ઓળખતા ...તા, તેનું નામ મણીલાલ પરીખ હતું. વરસેક પર આર્યસમાજની 'દીક્ષા લઇ તે લોકમાં જાણીતો થયો હતો.

મણિલાલ ડૉક્ટરની પાસે આવીને બેઠો. બધા શાન્ત હતા. ડૉક્ટર સાહેબની આતુરતા વધ્યે જતી હતી.

' જુઓ સાહેબ, આજે તમારું ખાસ કામ પડયું છે. આ છોકરીની બાબતમાં છે, જુઓ. તમારી મદદની જરૂર પડી છે. અમે તમને ખુશ કરીશું. '

' પણ વાત શી છે ? '

' જુઓ, વાત, એમ છે કે આ છોકરી મારી ભત્રીજી થાય, આ મારા ભાઇ થાય, હવે એ છોકરીને કૈંક ભૂલને ભોગે ભોગવ- વાનું આવ્યું છે શું મહેરબાન ? She has got pregnancy ( તેને ગર્ભ રહ્યો છે, ) હવે જો કૈં દવાદારૂથી વાત સુધરે તેમ હોય તો બતાવો નહિં તો અમારે શરમાવા જેવું થઇ પડશે. '

ડૉક્ટર વિચારમાં પડયા, જેને એ શિલ- વતી માનતા તે આવી નીકળી ? રૂપવતી કે ગુણવતી હોય તો તેને શું કરવાની ? આવું સૌભાગ્ય શિલ.

પોતાની પાસે દવા હતી. પરંતુ તેનો ઉપયોગ નુકશાનકારક હતો. ગૃહસ્થ જીવનને આંગણે હજી હવે ઉભી રહેનાર બાળાની જન- નશક્તિ હરી લેવી એ તેમને યોગ્ય ન લાગ્યું, તો બીજો ઉપાય શો ? ચોકખી ના કહેવી ?

તેમણે ઉંચે ડોક ફેરવી પેલી બાળા તરફ જોયું. શરમને લીધે તેનું ફીકકુ મોં નમી ગયું હતું.

' આવી દયામણી દશા કરનાર પાપી કોણ હશે ? પોતે તેના પર વેર ન લઇ શકે ! શરીરનો ઉપયોગ કરતી વખતે તેણે જીવનનો, ઉપયોગ કર્યો હતો. હવે એ વેડફાતું જીવન તે કેમ નહિં બચાવતો હોય ? '

' પરંતુ ભોકતાને ભોજ્યની કયાં પડી છે ? કોણ ગુલાબને ચુંટયા કે સુંઘ્યા પછી સાચવે છે ? સૃષ્ટિમાં ડગલે ને પગલે આવી હત્યાઓ થાય છે તો શું તે અજાણ્યા માણ- સનો વાંક ખરો ? '

' તો સ્વાર્થની વૃત્તિએ જન્માવેલું તેનું આ અંધત્વ નહિં ? '

' અલબત્ત, પરંતુ અક્ષમ્ય. '

ડૉક્ટરના મનમાં સેંકડો તર્કો આવીને રમી ગયા. તે કોઇને એ ઝડપી ન શકયો.

અજાણી-અર્ધ જાણી બાળાની જનન શક્તિને હણવા તે જરાયે તૈયાર ન્હોતો.

' કેમ સાહેબ ! શું વિચાર કરો છો ? શાન્તિથી કંટાળતા ગૃહસ્થે પ્રશ્ન કર્યો.

' કૈં નહિં. '

ફરી બધા શાન્ત પડયા. ડૉક્ટરનું ચિ સ્વસ્થ ન્હોતું. રોજનો અર્ધો કલાક પોતાન નોકરીનો પગાર માગતો હતો.

' કેમ ડૉક્ટર સાહેબ ? ' કલ્પના ભોમે દવાખાનાને દ્વારે ઉભી પેલી બાળા પુછતી હતી; ' કેમ ? કોઇ દીવસ તમારે દવાખાને આવી પરણવાની માગણી કરી હોત તો ? '

તે કોઇએ ધક્કો માર્યો હોય તેમ ડૉકટરનો દેહ કંપ્યો. મનમાં જ જન્મેલા પ્રશ્નનો ઉત્તર તેનાથી મનમાં જ દેવાઇ ગયોઃ–' તો ના ન કહેત. '

' તો હાલ ? '

મણિલાલ અને તેનો ભાઇ ડૉકટરના તરફ જોયા કરતા હતા. તેમાં મણિલાલ બોલી ઉઠયોઃ

' આટલા ઉંડા શા વિચાર કરો છો ! જે કહેવું હોય તે કહી દોને, ડૉકટર સાહેબ ! '

ડૉકટર જવાબ દઇ શકે તેમ નહોતું. કોઇ તેમને ગળે વળગ્યું હતું. ગળચી દાબી તે કંઇ કરાવવા માગતું હતું.

તેમની ડોક ધીરે ધીરે ઉંચી થઇ. શરમના શેરડા ચ્હેરા પર ફરી વળ્યા. મંદ અવાજે નીચું ભાળી તેમણે પૂછ્યુંઃ

-' મણિભાઇ, અહિં તમને કોણે મોકલ્યા !'

' કોઇએ નહિં, કેમ ? '

' માફ કરજો, તમારી ભત્રીજીનું જીવન વેડફનાર એને પરણવા કેમ તૈયાર થતો નથી તે તમે જાણો છો ? '

' ના, પરંતુ એ છોકરી એ બાબતમાં જવાબ દેવાની જ ના પાડે છે. '

' માફ કરજો મણિભાઇ, તમને નામ ખબર નથી ? કોઇ પર શક છે ? '

' ના, કોયે નહિં, શક પણ નથી, ને એ કહેવા ના પાડે છે. '

' વાંધો નહિં, જેણે એ ગર્ભ રાખ્યો છે તેજ એને પરણશે, પછી ? '

' તમે તેને ઓળખો છો ? કોણ છે એ ? ' પુછનારની આંખો આશ્ચર્ય; ક્રોધ ને આગ્રહમાં ચમકી ઉઠી.

' ડૉકટર પ્રફુલ્લચન્દ્ર એને પરણવા પણ તૈયાર છે.

' હેં ' ત્રણે મુરબ્બીઓ જોઇ રહ્યા. છેલ્લી ખુરશી પર બેઠેલી બાળાની આંખો ભીંજાઇ ગઇ.

× × ×

થોડા વખત પછી ડૉકટરના લગ્નની લોકોને જાણ થઇ. ડૉકટરે ધર્મ ત્યાગ્યો, ન્યાત બહાર થયા, સમાજીસ્ટ થયા.

કોઇને • લગ્નની છુપી કથાની ખબર ન પડી. ડૉકટર પણ વિચાર કરતા જ રહ્યા કે તે લગ્ન કરવા કેમ પ્રેરાયા ? અર્ધા કલાકની નોકરીથી જ ને ? જે અર્ધો કલાક ડૉકટરને નવલકથાના વાંચનના વખત જેવો લાગતો હતો તે જ અર્ધા કલાકે તેમના જીવનને નવો ઝોક દીધો. નિયમીત દર્શને એમને પ્રીતિને માર્ગે ધસડયા, સાધારણ આકર્ષણે એમણે પરમાર્થને રસ્તે તેડયા.

પરંતુ ડૉકટરના એ આત્મભોગે પેલી બાળાને આદર્શ ગૃહિણી બનાવી.*

* સૂચિત.

---

## આપણે : બાળકની નજરે

બાળક પ્રત્યેના આપણા વર્તનનું બાળકની દૃષ્ટિએ પ્રથક્કરણ કરીએ તો આપણે બાળકને કેવા લાગીએ ? આપણે જ તોફાની જણાઇએ; આપણે જ અજ્ઞાન, ચીડિયા, વાતવાતમાં મિજાજ ગુમાવી બેસનારા, અણસમજુ, મૂર્ખ ઠરીએ.

જેમ જનાવરને વાચા હોય તો તેમના પ્રત્યેની આપણી નિર્દયતા વિષે ઘણું ઘણું કહી નાખે તેમ બાળકને પણ વાચા હોય અને બધી વાત પૂરેપૂરી સમજીને અભિપ્રાય આપવા બેસે તો આવો જ અભિપ્રાય આપે !

ગિજુભાઈ ( શિક્ષણ પત્રિકા )

હિન્દની મહિલાઓની જાગૃતિનો ઇતિહાસ લગભગ ૫૦ વર્ષો જૂનો થવા આવ્યો છે : હિન્દી રાષ્ટ્રીય મહાસભાની શરૂઆત સાથે જ નારીજાગૃતિની પણ શરૂઆત થવા પામી છે. એના આરંભથી તે અત્યારની પરિસ્થિતિ સુધીની નારીપ્રવૃત્તિનું

# અર્ધી સદીની

રજુ

શ્રી. યજ્ઞેશ

હિન્દની મહિલાઓની જાગૃતિનો ઇતિહાસ લગભગ ૫૦ વર્ષ જુનો થવા આવ્યો છે. હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપના સાથેજ મહિલાઓની જાગૃતિની પણ શરૂઆત થઇ એમ કહી શકાય. કોંગ્રેસની સાથેજ અનેક પરિષદો ભરાવા લાગી હતી. એમાં સામાજીક પરિષદોનો પણ સમાવેશ થતો હતો. એ સામાજીક પરિષદોમાં સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને લગતા પ્રશ્નો ચર્ચાતા અને તેને લગતા ઠરાવો પણ થતા. સંયુક્ત પ્રાંત અને પંજાબમાં આર્યસમાજે અને બંગાળમાં બ્રહ્મો સમાજે આ દિશામાં ઘણું સારૂં કાર્ય કરેલ છે પણ આ આખીય મહિલા પ્રવૃત્તિની વિશિષ્ટતા એ હતી કે શિક્ષિત સ્ત્રીઓએ આ પ્રશ્નો ઉપાડયા નહોતા પણ સુધારાપ્રેમી પુરૂષોએ જ આ ચળવળ ઉપાડી હતી. આનું પરિણામ એ આવ્યું છે કે ઇંગ્લાંડમાં સ્ત્રી મતાધિકારની ચળવળને પરિણામે સ્ત્રી અને પુરૂષનો કલહ જાગ્યો હતો તેવો કલહ હિંદમાં સ્ત્રી અને પુરૂષ વચ્ચે જાગવાનો પ્રસંગ જ ઉપસ્થિત થયો નથી. એક રીતે કહીએ તો સ્ત્રી અને પુરૂષ બન્નેના સહકારથી જ હિંદમાં સ્ત્રીચળવળ પ્રગતિ કરી રહી છે. વળી સ્ત્રી શિક્ષણનો જેમ જેમ પ્રચાર થતો ગયો અને વિદેશીઓનો સંસર્ગ જેમ જેમ વધતો ગયો તેમ તેમ એ ભાવના વિશેષ બળવાન બનતી ગઇ અને સ્ત્રીઓને સાર્વજનિક ક્ષેત્રોમાં પ્રવેશ કરવાને વધારે ઉત્સાહ મળતો ગયો.

સમાજ સુધારાની આ ચળવળના આરંભ પહેલાં હિંદી સ્ત્રીઓની દશા અત્યંત ખરાબ હતી. કેટલેક અંશે ઘરમાં તેમને સ્વતંત્રતા હતી પણ સામાજીક જીવનમાં તેમનો પ્રવેશ તો કલ્પનામાં પણ આવી શકે એમ નહતું. સ્ત્રીઓ ભણે-લખતાં વાચતાં શીખે એ વિચાર પણ મોટા ભાગના લોકને અસહ્ય લાગતો. છતાં આવા લોકોની વિરૂદ્ધ જઇ ભણવા માંડતી સ્ત્રીઓ સામે અનેક પ્રકારના નિંદા પ્રહારો થતાં અને તેઓને અનેક રીતે પીડવામાં આવતી. વિધવાઓની દશાનું તો તે સમયે કાંઇ પૂછવાપણુંજ નહતું. વિધવાએ કાં તો પતિના શબ સાથે અગ્નિપ્રવેશ કરી પ્રાણત્યાગ કરવો પડતો અથવા તો તેણે જીવનભર કલંકભર્યું જીવન નિર્ગમન કરવું પડતું. તેને કોઇ પણ પ્રકારનો આર્થિક અધિકાર ન હતો. તેનાં ભરણ પોષણ માટે કાંઇ રકમ આપવામાં

: : અવલોકન આ લેખમાંથી મળી આવશે. હિન્દની નારીપ્રવૃત્તિનું
: : એક મુખ્ય લક્ષણ એ છે કે સુધારાપ્રેમી પુરૂષોના હાથે આ
: : ચળવળ ઉપડેલી હોવાના કારણે એ પ્રવૃત્તિનું પરિણામ
: : ઇંગ્લાંડની જેમ સ્ત્રી અને પુરૂષના કલહમાં આવ્યું નથી.

# નારી જાગૃતિ

કરનાર :

હ. શુક્લ

આવે તો તે પણ એટલી નજીવી અપાતી કે તેને અત્યંત કંગાળ દશામાં આખુંય જીવન વ્યતીત કરવું પડતું. વિધવાથી પુર્નલગ્ન કરવાનો તો તે કાળે વિચાર જ થઇ શકે એમ ન હતું. આજે આટલા પ્રગતિમાન જમાનામાં પણ વિધવાપુનર્લગ્ન પ્રત્યે તિરસ્કારની ભાવનાથી જોનારો મોટો વર્ગ મોજુદ છે તો ૫૦ વર્ષ પહેલાંની સ્થિતિ કેવી હશે તેની કલ્પના સહેલાઇથી કરી શકાશે. બાળલગ્નની અત્યંત રૂઢ થઇ ગએલી પ્રથાને કારણે બાળ વિધવાઓની સંખ્યા ઘણી મોટી હતી. આવી અનેક બાળ વિધવાઓ પાસે બળાત્કારે વૈધવ્ય પળાવવામાં આવતું હતું. આમ સ્ત્રીઓનાં જીવનમાં કયાંય સ્વતંત્રતા ન હતી. પડદાની પ્રથાએ તો સ્ત્રીજીવનને જાણે નષ્ટજ કરી નાખ્યું હતું.

આવી અવસ્થામાં કેટલીક શિક્ષિત અને સાહસિક સ્ત્રીઓએ સામાજીક સુધારણાની પ્રવૃત્તિ ઉપાડી સામાજીક રૂઢીઓ સામેની તેમની લડતમાં તેમને અનેક પ્રકારના દુઃખો સહન કરવા પડશે એ તેઓ સારી રીતે જાણતી હતી. છતાં એની સામે થવાનો તેઓએ નિર્ધાર કર્યો. અને એ દિશામાં રચનાત્મક કાર્યનો આરંભ કર્યો. સુધારાપ્રેમી પુરૂષોએ તેમને આ કાર્યમા સહકાર આપ્યો. વિષમ પરિસ્થિતિ અને જનતામાં લાંબા સમયથી રૂઢ થઇ ગયેલી માન્યતાને પરિણામે તેઓની આ ચળવળ જલદીથી સફળ ન થઇ પરંતુ એનાથી આખા દેશમા નવીજ જાગૃતિ આવી અને સ્ત્રીઓ પ્રત્યે થઇ રહેલા અન્યાયનું લોકોને ભાન થવા માંડયુ. સુધારક વિચારના લોકોએ સરકારી કાયદાઓ ફેરવવા માટે પ્રયત્ન આરંભ્યો અને એના પરિણામે સતિની પ્રથા સદંતર બંધ કરવામાં આવી. તે સાથે વિધવાઓને પુનર્લગ્ન કરવાનો પણ કાયદેસર અધિકાર મળ્યો. દિવસે દિવસે સ્ત્રીશિક્ષણનો પ્રચાર પણ વધવા લાગ્યો અને એને પ્રતાપે સ્ત્રીઓમાં પ્રાચીન રૂઢીઓ પ્રત્યે વૈરાગ્ય આવવા માંડયો. હજી આટલી પ્રવૃત્તિ થવા સુધી સ્ત્રીઓનું કાર્ય આખા દેશમાં પ્રસર્યું હોય એવી ચળવળ શરૂ થઇ ન હતી. ૧૯૧૦ માં જુદા જુદા પ્રાંતોની સ્ત્રીઓને સંગઠીત કરવાના ઉદ્દેશથી ભારત સ્ત્રી મહામંડળ નામની સંસ્થા સ્થાપવામાં આવી પરંતુ આ સંસ્થાને જોઇએ તેટલી મગદૂર મળી નહિ અને થોડા સમયમાં એ સંસ્થાનું અસ્તિત્વ નાબુદ થયું.

તે પછીથી જુદા જુદા પ્રાંતોમાં સ્ત્રીસંસ્થાઓની સ્થાપના થવા માંડી.

ઇ. સ. ૧૯૧૭ માં સ્વ. વિદુષી એની બીસાન્ટની પ્રેરણાથી મદ્રાસમાં 'વીમેન્સ ઈંડીઅન્ એસોસીએશન' નામની મહિલા સંસ્થાની સ્થાપના થઇ. હજી આજ દિન સુધી એ સંસ્થા અનેક રીતે સ્ત્રીઓની સેવા કર્યે જ જાય છે. અને હિંદની મહિલા સંસ્થાઓમાં તેનું સ્થાન અગ્રગણ્ય છે. આજે આ સંસ્થાની ૭૨ જેટલી શાખાઓ છે. ૨૩ જેટલાં એનાં કેન્દ્રો છે અને એની સભ્ય સંખ્યા ચાર હજાર જેટલી છે. હિન્દની મહિલાઓની સર્વતોમુખી ઉન્નતિ કરવાનો એ સંસ્થાનો ઉદ્દેશ છે. એ ઉદ્દેશને પાર પાડવા માટે એ સંસ્થાએ જે કાર્યક્રમ ઘડેલો છે તે કોઇ પણ સંસ્થા માટે ઉપયોગી હોઇ અત્રે ઉતારૂં છું:

(૧) હિન્દ માતાની પુત્રી હોવાને કારણે સ્ત્રીઓની શી ફરજ છે તે બતાવવી.

(૨) ફરજીયાત પ્રાથમિક શિક્ષણની યોજના ને દરેક છોકરા છોકરીને યોગ્ય શિક્ષણ આપવું, આવા શિક્ષણમાં ધાર્મિક શિક્ષણનો સમાવેશ થાય.

(૩) બાળલગ્ન અને અન્ય સામાજીક કુરૂઢીઓનો અંત લાવવો.

(૪) સ્ત્રીઓને પુરૂષોની સમાન મ્યુનિસિપાલીટીઓ અને ધારાસભાઓમાં મત આપવાનો અધિકાર મેળવી આપવો.

(૫) મ્યુનિસિપાલીટીઓ તાલુકા અને લોકલ બોર્ડો, ધારાસભા અને વડી ધારાસભામાં ચોક્કસ સંખ્યામાં સ્ત્રી પ્રતિનિધિ મોકલવાનો અધિકાર મેળવવો.

(૬) સ્ત્રીઓ માટે રાજસભામાં મતાધિકાર તેમજ બેઠક લેવાનો અધિકાર મેળવી આપવો.

(૭) સ્ત્રીઓ માટે પુરૂષોની સમાન અધિકાર અને સગવડ મેળવી આપવી.

(૮) હિન્દનું ભવિષ્ય તેઓનાજ હાથમાં છે એવી શ્રદ્ધા સ્ત્રીઓમાં ઉપજાવવી. પત્ની અને માતા તરીકે દેશનાં ભાવિ શાસકોનાં શિક્ષણ અને ચારિત્ર્ય બંધારણનો આધાર તેઓ પરજ છે, એનો તેઓને ખ્યાલ આપવો.

(૯) પોતાની ઉન્નતિ, શિક્ષણપ્રાપ્તિ અને બીજાઓની સેવા કરવા માટે સ્ત્રીઓનું સંગઠન કરવું.

થોડા સમય બાદ હિન્દી સ્ત્રીઓની સ્થિતિમાં એક વધુ પરિવર્તન થયું. ૧૯૧૭ માં હિન્દને નવું બંધારણ આપવા માટે હિન્દી વઝીર મી૦ મોન્ટ્યુ હિન્દમાં આવ્યા. તે સમયે 'ઇન્ડીયન વીમેન્સ એસોસીએશને' શ્રીમતી સરોજિની નાયડુની આગેવાની હેઠળ તેમની પાસે એક પ્રતિનિધિમંડળ મોકલ્યું. હિન્દી સ્ત્રીઓ માટે મતાધિકાર મેળવવાનો એ પ્રતિનિધિ મંડળનો ઉદ્દેશ હતો. રાજવહીવટમાં હિન્દી સ્ત્રીઓ તરફથી આમ પહેલીજવાર હીસ્સાની માગણી થઇ. હજી સુધી પાર્લામેન્ટે સ્ત્રીઓની આ માગણીનો સ્પષ્ટરૂપે સ્વીકાર કર્યો નથી પરંતુ એટલું તો ચોક્કસ થયું છે કે જો હિન્દી ધારાસભાઓ ચાહે તો સ્ત્રીઓને મત આપવાનો અધિકાર આપી શકે છે. આવી યોજના કરવા પાછળ એવો ઉંડો હેતુ સમાયલો લાગે છે કે હિન્દી જનતાનો મોટો ભાગ સમાજ સુધારાનો વિરોધી છે એટલે સ્ત્રીઓને મતાધિકાર આપવાનો તે સ્વાભાવિક રીતે જ વિરોધ કરશે અને આ પ્રશ્નનો આપોઆપ નીવેડો આવી જશે.* પણ હવે તો જમાનો બદલાતો જાય છે. મદ્રાસની ધારાસભાએ સ્ત્રીઓને મતાધિકાર આપતો ઠરાવ પસાર કરી દીધો. બીજા પ્રાંતોએ પણ મદ્રાસનું અનુકરણ કર્યું, અને થોડા જ સમયમાં થોડાક અંશને બાદ કરતાં આખા હિન્દની મહિલાઓને આ હક્ક મળી ગયો છે. આવો હક્ક મેળવવા માટે ઇંગ્લાંડની સ્ત્રીઓને વર્ષો સુધી પુરૂષો સાથે લડવું પડયું હતું. તે પછી તો

* અત્યારે પાર્લામેન્ટમાં હિન્દબીલ ઘડાઇ રહ્યું છે એમાં સ્ત્રીઓના મતાધિકારને લગતી સ્પષ્ટ કલમો છે અને જેથી સ્ત્રીઓની ઠીક ઠીક સંખ્યા મતાધિકાર ધરાવશે. લેખક

ધારાસભાઓમાં સભ્ય થવાનો હક્ક પણ સ્ત્રીઓને મળી ગયો છે અને આજે કેટલાક પ્રાંતોની ધારાસભાઓમાં સ્ત્રી સભ્યો બીરાજે છે.

આમ હોવા છતાં હિન્દી સ્ત્રીઓના મતાધિકારના પ્રશ્નનો સંતોષજનક નિર્ણય થઈ શક્યો નથી. હજી પણ એ પ્રશ્નના સંતોષકારક નીવારણ માટે સ્ત્રીઓને ઘણો પરિશ્રમ કરવો પડે છે, અને પડશે. આનું કારણ એ છે કે, મતાધિકાર મેળવવા માટે સ્ત્રીઓ માટે જે માર્ગ નિશ્ચિત કરવામાં આવેલો છે તે સર્વ સ્ત્રીઓની દૃષ્ટિએ અપ્રાપ્ય છે. દા. ત. અત્યારે ચોકકસ પ્રમાણમાં વેરો ભરનારને મતાધિકાર મળે છે, ચોકકસ પ્રમાણમાં ભાડું ભરનારને મતાધિકાર છે, ચોકકસ પ્રમાણમાં શિક્ષણ મેળવનારને મતાધિકાર છે. સ્ત્રીઓ ઘણું ખરું તો આ સર્વ વાતોથી વંચીત છે. થોડાક અપવાદો બાદ કરતાં સ્ત્રીને પોતાની કોઈ મિલ્કત હોતી નથી. તેમ તેણે કોઈ વેરો ભરવાનો હોતો નથી. હજી સ્ત્રીશિક્ષણ માટે પણ પૂરતી યોજના થએલી નથી. આ કારણોને લીધે સ્ત્રીઓએ પુખ્ત વયના સર્વને મતાધિકાર આપવાની માંગણી કરેલી છે. વળી, પ્રજાશાસન પદ્ધતિને આ માર્ગ અનુકુળ છે. આ માર્ગથી સાધારણ પ્રકારની વ્યક્તિઓ ખાસ કરીને સ્ત્રીઓ પોતાના યોગ્ય અધિકાર મેળવી શકે છે. હિન્દને મળનારાં નવાં ફેડરલ બંધારણથી પણ આ અસંતોષ તો ચાલુજ રહેવાનો હોય એમ લાગે છે.

રાજકીય ક્ષેત્રમાં હિન્દી મહિલાઓએ ઘણાજ થોડા સમયમાં આટલી સફળતા મેળવી તેથી અન્ય દેશની સ્ત્રીઓ આશ્ચર્યચકીત થઈ ગઈ છે. પરંતુ સામાજીક બાબતોમાં સ્ત્રીઓને આટલી સફળતા મળી નથી. આગળ વધતા જમાનાને અનુસરીને તેમજ છેલ્લા સ્વાતંત્ર્ય સંગ્રામમાં ભાગ લેવાને કારણે સ્ત્રીઓ કેટલેક અંશે સામાજીક ક્ષેત્રમાં આગળ આવવા લાગી છે, પરંતુ સમસ્ત સ્ત્રી સમાજ ઉપર એનો પ્રત્યક્ષ પ્રભાવ ઘણો થોડો પડયો છે. સામાજીક સુધારાની બાબતમાં હિન્દી જનતાજ નહિ પણ હિન્દી સરકાર પણ રૂઢીને વશ થઈ રહી છે. રાજકીય ક્ષેત્રમાં સ્ત્રીઓને સરકારે બેધડક અધિકાર આપ્યા પણ સામાજીક વિષયો સંબંધમાં તો પુંક મારી મારીને તે ચાલે છે. આનો દૃષ્ટાંતરૂપે બાળલગ્ન પ્રતિબંધક શારદા કાયદાનોજ ઉલ્લેખ બસ થશે. કેટલીય પ્રચંડ ચળવળ પછી સરકારે આ કાયદાનો સ્વીકાર કર્યો છે અને તે પણ એ કાયદો એવી રીતે સ્વીકારવામાં આવ્યો છે કે મોટે ભાગે એ કાયદો નહિવત જેવોજ થઈ પડયો છે. હિંદની બધીય મહિલા સસ્થાઓએ છોકરા અને છોકરીઓની લગ્નવય વધારીને અનુક્રમે ૨૧ અને ૧૬ વરસની કરવાની માગણી કરી હતી અને એ માંગણીના સમર્થનમાં જબ્બર આંદોલન જગાયું હતું. તે છતાં સરકારે એ વય અનુક્રમે ૧૮ અને ૧૪ વર્ષની ઠરાવી છે અને એનાં પાલનમાં અત્યંત શિથિલતા બતાવાઈ રહી છે. આ ઉપરાંત પિતાની મિલ્કતમાં પુત્રીને પણ કાંઈક હીસ્સો મળે, પતિની મિલ્કતમાં પત્નીને કાંઈ અધિકાર મળે, તે માટે તેમજ છુટાછેડા સંબંધમાં જે જે કાયદાઓ વડી ધારાસભામાં દાખલ કરવામાં આવ્યા તે તે કાયદાઓનો સરકારી અધિકારીઓએ વિરોધ કર્યો છે. અહીં એ ભૂલવાનું નથી કે આ સર્વ કાયદાઓને હિંદની લગભગ બધી સ્ત્રી સંસ્થાઓનું અનુમોદન હતું. આમ રૂઢીચૂસ્તો સાથેના સરકારના સહકારને પરિણામે સ્ત્રીઓ સામાજીક હકો મેળવવામાં ઘણીજ ધીમી પડી ગઈ છે. અને એ દીશામાં સંપૂર્ણ સફળતા મેળવવા માટે તેઓને મોટી મુસીબતોનો સામનો કરવો પડે તો આશ્ચર્ય નહિ.

પ્રાચીન કાળમાં હિન્દ અનેક વિદુષીઓ ધરાવવાને ભાગ્યશાળી થયું હતું. હિન્દના ઇતિહાસમાંથી એવી વિદુષીઓ મળી આવે

એમ છે કે જેમની વિદ્વત્તા અને બુદ્ધિ આગળ ભલભલાને માથું નમાવવું પડે. પરંતુ મુસલીમોનું રાજ્ય શરૂ થતાં જ હિંદી સ્ત્રીઓની વિદ્વત્તા ક્ષીણ થવા માંડી. અને તે પછી અંગ્રેજી રાજ શરૂ થાય તે દરમ્યાનના સમય દરમ્યાન તો નિરક્ષરતાનો અધિકાર સર્વત્ર ફેલાઇ ચુક્યો હતો. કોઇ રાજા મહારાજા કે ધનિકોના ઘરમાં સ્ત્રીઓ થોડું ઘણું લખી વાંચી શકતી. આથી તો અંગ્રેજી શાસનકાળમાં જ્યારે હિન્દની શિક્ષણ પ્રણાલિનું મૅકાલે સાહેબે નિર્માણ કર્યું, ત્યારે સ્ત્રીશિક્ષણનો તો વિચાર પણ આવ્યો નહોતો. તે સમયે ઇંગ્લાંડમાં પણ સ્ત્રી શિક્ષણનો વિકાસ નહિ જેવોજ હતો. હિંદ માટે એ જાગૃતિનો સમય હતો. વિદેશીઓના સંસર્ગને પરિણામે હિન્દીઓમાં એક પ્રકારનો અસંતોષ જાગ્યો અને તેઓને પશ્ચિમની જેમ સ્ત્રીઓ પણ શિક્ષિત હોય તો કેવું સારૂં એવો વિચાર ઉત્પન્ન થયો. સ્ત્રીશિક્ષણ વિના દેશની ઉન્નતિ થવાની નથી એ બાબત પણ તેમનાં લક્ષમાં આવી. અને પરિણામે કેટલાંક શહેરોમાં છોકરીઓ માટે "શાળાઓ" ખોલવાનો પ્રયાસ કરવામાં આવ્યો. શરૂઆતમાં ખ્રીસ્તી મીશનરીઓએ આ કાર્ય ઉપાડયું અને તેમની સહાયથી સ્ત્રી શિક્ષણનો ફેલાવો થવા માંડયો. ૧૮૮૩ માં મુંબઇ યુનીવર્સીટીની મેટ્રીકની પરીક્ષામાં પહેલ વહેલી ૮ છોકરીઓ પાસ થઇ. સન ૧૮૮૬ માં એક પારસી સજ્જને પોતાની પુત્રીઓને કોલેજનું શિક્ષણ આપવાનો વિચાર કર્યો, પરંતુ કોઇ કોલેજ છોકરીઓને દાખલ કરવા તૈયાર ન થઇ. છેવટે મુંબઇની વિલ્સન કોલેજના પ્રીન્સીપાલ ડૉ. મેકીકને હિંમત કરી અને તેમણે એ છોકરીઓને પોતાની કોલેજના દાખલ કરી. તે પછીથી યુનિવર્સીટીનાં કેલેન્ડરમાં એવો ફેરફાર કરવામાં આવ્યો કે જ્યાં તેઓ કે એવો શબ્દ પ્રયોગ હોય ત્યાં છોકરા છોકરી બન્ને એવું સમજવું.

આમ સ્ત્રીઓ માટે ઉચ્ચ શિક્ષણનો માર્ગ ખુલ્લો થયો. મુંબઇ યુનિવર્સીટી સાથે સંબંધ રાખનારી કોલેજમાં આજે મોટી સંખ્યામાં છોકરીઓ અભ્યાસ કરે છે. મેડીકલ કોલેજોમાં પણ આજે સંખ્યાબંધ છોકરીઓ અભ્યાસ કરે છે. મદ્રાસ, કલકત્તા, લાહોર, દિલ્હીમાં તો છોકરીઓ માટેની સ્વતંત્ર કોલેજો પણ ચાલે છે.

પણ સ્ત્રી ચળવળ માટેનો એકદમ સંગઠિત પ્રયાસ તો ૧૯૨૭ થી જ શરૂ થયા છે. એ વર્ષમાં પુનામાં વડોદરાના નાં૦ મહારાણી સાહેબાના પ્રમુખપદે અખિલ ભારતીય સ્ત્રી શિક્ષણ પરિષદ ભરવામાં આવી અને એ પરિષદે નિયમિત રૂપ પકડયું. આ પરિષદે અખિલ ભારતીય કમીટી પણ નીમી અને તેને પરિણામે અનેક સ્થળોએ સ્ત્રીઓ આ ચળવળમાં ભાગ લેવા લાગી. દિલ્હીમાં આ પરિષદનું બીજું અધિવેશન ભરાયું. એમાં દૂર દૂરની મહિલાઓએ ઉત્સાહભર્યો ભાગ લીધો. તે પછી તો આ પરિષદે ઘણું જ વ્યવસ્થિત રૂપ ધારણ કર્યું છે અને આજે નવ વર્ષથી હિન્દની મહિલાઓની પ્રગતિના પ્રશ્નોમાં અખિલ ભારતીય મહિલા પરિષદ આગળ પડતો ભાગ લે છે.

ભારતની સ્ત્રીઓની દશા પરાધીન છે. તેઓની ધીમી પ્રગતિ અને દુર્દશાનું કારણ પણ એજ છે. અહીંનો મોટો ભાગ સ્ત્રીઓ પોતાનું ગૃહજીવન તજીને નોકરી કરવા લાગે એની તરફેણ કરતો નથી, છતાં સમય આવ્યે સ્ત્રીઓ પોતાના પગ ઉપર ઉભી રહીને પોતાના જીવનનો નિર્વાહ કરતી થાય એ તો ઘણાઓ ઇચ્છે છે. સ્ત્રીઓમાં આજે આવી શક્તિ ન હોવાને કારણે તેઓને પુરુષોના ઘોર અત્યાચાર સહન કરવા પડે છે, પુરુષોને હાથે તેઓ પ્રત્યે અનેક પ્રકારના અન્યાય થઇ રહ્યા છે. આવા કડવા અનુભવને પરિણામે આજે સ્ત્રીઓએ પોતાનાં શિક્ષણની દીશા

બદલવા માંડી છે. તેઓએ અન્ય વ્યવસાયોનું શિક્ષણ મેળવવા તરફ નજર દોડાવી છે આમાં મીલોમાં કે કારખાનાંઓમાં મજુરી કરતી સ્ત્રીઓની ગણના હું કરતો નથી. શિક્ષિત સ્ત્રીઓ કરતાં આવી મજુરી કરનારી સ્ત્રીઓની સંખ્યા ઘણી મોટી છે. આ સ્ત્રીઓ મીલોમાં કે કારખાનાંઓમાં મજુરી કરવા લાગી તે પહેલાં પણ ખેતીવાડીનાં કામમાં મજુરી કરતી જ હતી. પરંતુ શિક્ષિત સ્ત્રીઓએ પણ હવે વ્યવસાયો તરફ નજર દોડાવવા માંડી છે. હજી સુધી સ્ત્રીઓએ શિક્ષણ અને વૈદકીય એવા ક્ષેત્રોને મોટે ભાગે અપનાવ્યાં છે. થોડીક સ્ત્રીઓએ ધારાશાસ્ત્રી તરીકે પણ કામ કરવા માંડયું છે. મ્યુનીસીપાલીટી, લોકલ બોર્ડ વગેરેમાં પણ સ્ત્રીઓએ સ્થાન લેવા માંડયું છે. ઓનરરી મેજીસ્ટ્રેટ અને જે. પી. પદે પણ ઘણી સ્ત્રીઓ યોજાય છે.

સમાજ સેવાનું ક્ષેત્ર ઘણું વિશાળ છે. સ્ત્રીઓએ એ ક્ષેત્રમાં સારૂં કાર્ય કર્યું છે અને હજીય તેઓએ ઘણું કાર્ય કરવાનું છે. મુંબાઇમાં મીલોમાં કામ કરતી સ્ત્રીઓની સંખ્યા ૩૦ હજારથી પણ વધુ છે. એ ઉપરાંત અન્ય સ્થળે કારખાનાઓમાં, ખાણોમાં અને ચ્હાના બગીચાંઓમાં કામ કરનારી સ્ત્રીઓની સંખ્યા ઘણી મોટી છે. આ મજુર સ્ત્રીઓને લગભગ સોળ કલાક સુધી સતત પરિશ્રમ કરવો પડે છે. આથી સ્ત્રીઓનાં બાળકો માટેનાં શીશુગૃહોમાં સમાજ સેવાની ભાવનાવાળી સ્ત્રીઓ કામ કરી રહી છે. એ ઉપરાંત નિરક્ષરતા નિવારણ, અસ્પૃશ્યતા નિવારણ ગ્રામ્યઉદ્યોગ વગેરે વિશાળ ક્ષેત્રોમાં પણ સ્ત્રીઓ પોતાનું કાર્ય કરી રહી છે.

હિંદની નારિપ્રવૃત્તિનું સમગ્ર રીતે અવલોકન કરતાં જણાઇ આવશે કે હિંદમાં શિક્ષિત અને સંસ્કારી વર્ગમાં સ્ત્રીઓએ સન્માન અને પૂજ્યભાવ મેળવ્યો છે. પ્રાચીન તેમજ અર્વાચીન કાળમાં વિજ્ઞાન, ધર્મ અને સામાજીક ઉન્નતિનાં કાર્યમાં હિન્દી સ્ત્રીઓએ ઠીક ઠીક ફાળો આપ્યો છે. જોકે હિન્દી સ્ત્રીઓની વ્યવસ્થિત પ્રવૃત્તિ એ તો તાત્કાલિક સર્જન છે.

હિન્દની સ્ત્રીઓનાં કાર્યમાં ખાસ મહત્વનું સ્થાન તો રાજકીય ક્ષેત્રમાં તેમણે ભજવેલા ભાગનું છે. મહાત્મા ગાંધીજીએ હિન્દમાં આવ્યા પછીથી સ્ત્રીઓમાં અજબ ઉત્સાહ આણ્યો એમ કહેવું ખોટું નથી. તેમાંય છેલ્લી સ્વતંત્રતાની લડતમાં હિન્દ ભરની સ્ત્રીઓએ લીધેલા ભાગથી તો આખી દુનીયા ચકીત થઇ ગઇ છે. શિક્ષિત કે અશિક્ષિત, કોઇ પણ વર્ગની સ્ત્રીઓએ મહાત્માજીની હાકલને અપનાવી લઇને સ્વતંત્રતાની છેલ્લી સત્યાગ્રહની લડતમાં ઉલટભેર ભાગ લીધો. વિદેશી કાપડની દુકાનો કે દારૂ તાડીનાં પીઠાં પર પીકેટીંગ કરીને સંખ્યાબંધ સ્ત્રીઓએ જેલ સ્વીકારી અને અનેક પ્રકારના ભોગો આપ્યા. શાન્તિ અને અહિંસાનું પાલન કરીને તેમણે અનેક પ્રકારના અત્યાચારો સહયા અને લાઠીઓના પ્રહારો પણ ઝીલ્યા. હિંદભરમાં સ્ત્રી સમુદાયે અપુર્વ હીસ્સો લઇને અજબ જાગૃતિ બતાવી. શોચનીય વાત તો એટલીજ લાગે છે કે રાજકીય પ્રવૃત્તિઓમાં આટલો મોટો જુસ્સો બતાવનારી હિન્દી મહિલાઓનો મોટો ભાગ સમાજની અનેક ખરાબ રૂઢીઓને ફગાવી દેવામાં ભીરૂ છે.

એ સિવાય પણ રાજકીય ક્ષેત્રમાં હિન્દની સ્ત્રીઓનો ફાળો મહત્વનો રહ્યો છે. ખાસ એકેકો કે કોમી મતદાર મંડળનો સદંતર વિરોધ કરીને તેમણે હિંદના પુરૂષ વર્ગને પણ નવો રાહ બતાવ્યો છે અને મહત્વની બાબત તો એ છે કે હિન્દી સ્ત્રીઓએ આ નિર્ણય લગભગ સર્વાનુમતે કરેલા છે. એ છતાં તેમના ઉપર ‘ અનામત જગાઓ. ’ ઠોકી બેસાડવાની અત્યારના બંધારણુમાં યોજના થઇ રહી છે એ શોચનીય છે.

મતાધિકાર માટેની હિન્દી સ્ત્રીઓની ચળવળ છેક ૧૯૧૭ થી શરૂ થએલી ગણાય. ૧૯૨૭ માં તે વખતના હિન્દી વઝીર મીૅ મોન્ટેગ્યુ હિન્દની મુલાકાતે આવ્યા. અખિલ હિંદની મહિલાઓનું એક પ્રતિનિધિ મંડળ તેમને મળ્યું અને તેમણે સમાન મતાધિકારની માંગણી કરી હતી. રાષ્ટ્રીય ધારાસભામાં તેમને સ્થાન મળતું રહી ગયું છતાં પ્રાંતિક સરકારોએ તેમને મતાધિકાર આપ્યો અને પ્રાંતિક ધારાસભાઓને લાગે વળગે છે ત્યાં સુધી ૧૦ લાખ સ્ત્રીઓને મતાધિકાર મળ્યો. ડૉ. મુથુલક્ષ્મી રેડી મદ્રાસ ધારાસભાનાં ઉપ-પ્રમુખ પણ બની બની શકયાં,

ગોળમેજી પરિષદમાં પ્રતિનિધિઓ તરીકે ત્રણ બ્હેનો લઇ આવ્યાં છે અને હાલની યોજના પ્રમાણે લગભગ ૬૦ લાખ જેટલી સ્ત્રીઓ મતાધિકાર ધરાવશે અને પ્રાંતિક ધારાસભામાં ૪૪ સ્ત્રીઓને જગાઓ મળશે.

કેળવણી, સામાજીક સુધારણા, સમાજસેવા અને એવાં એવાં અનેક કાર્યમાં હિંદી સ્ત્રીઓ પ્રવૃત્તિ કરી રહી છે વકીલો ડાકટરો, અને અધ્યાપકોની સંખ્યા પણ ઠીક ઠીક છે.

કોચીન અને ત્રાવણકોરનાં દેશી રાજ્યોમાં ૧૯૨૦ માં બે સ્ત્રીઓ ધારાસભામાં નીમાઇ હતી. એક ત્રાવણકોરની સ્ત્રી સભ્યનાં હાથમાં જાહેર તંદુરસ્તીનું દફતર હતું.

૧૯૨૫ માં શ્રીમતી સરોજિની નાયડુ કોંગ્રેસનાં પ્રમુખસ્થાને ચુંટાયાં હતાં. હાલમાં તો બેંકોમાં પણ કેટલીક સ્ત્રીઓ કામ કરી રહી છે.

સ્ત્રીઓ અને બાળકોના અનીતિ માટે થતા વેપારને લગતી જીનેવાની સમિતિમાં હિંદી પ્રતિનિધિ તરીકે હાલમાં એક સ્ત્રીની નીમણુંક થાય છે. આમ હિન્દની સ્ત્રી પ્રવૃત્તીનો સાર્વત્રિક વિકાસ થઇ રહ્યો છે.*

* જુદા જુદા લેખો ઉપરથી આ લેખમાંની કેટલીક માહીતીઓનો ઉપયોગ કરવામાં આવ્યો છે. 'જન્મભૂમિ' ના વાર્ષિક અંક માટે લખેલોલેખ.

---

## 'ગુણસુન્દરી'નો આંતરરાષ્ટ્રીય અંક

### એક અભિપ્રાય

ગુણસુન્દરીના તંત્રીઓ પોતાના માસિકના અંકોમાં વિવિધતા આણવાના વારંવાર પ્રયાસો કરે છે તે જાણીતા છે, પ્રસ્તુત અંક આંતરરાષ્ટ્રીય મહિલા અંક તરીકે પ્રકટ થયો છે; અને તેમાં આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પામેલી મહિલાઓના કેટલાક ચૂંટી કાઢેલા લેખો આપવામાં આવ્યા છે. આવા લેખોમાં શ્રીમતી માર્ગારેટ કઝીન્સનો કેટલીક નામાંકિત સન્નારીઓનો પરિચય કરાવતો લેખ, મીસીઝ કેરી ચેપમેન કેટનો આંતરરાષ્ટ્રીય સ્ત્રીમતાધિકારસંઘનો વૃત્તાંત, મેડેલીન ઝેડ. ડાટીનો આંતરરાષ્ટ્રીય જગતમાં સ્ત્રીઓનો દરજ્જો, મીસ એલીસન નીલાન્સનો સ્ત્રી અને પુરૂષ બંને માટે નીતિનું સમાન ધોરણ, વગેરે ખાસ ધ્યાન ખેંચે છે. શ્રી. સરોજિની મહેતાનો ગુજરાતની સ્ત્રીઓ અને આંતરરાષ્ટ્રીય જીવનનો તેમજ દુનિયાભરની સ્ત્રીઓ અને તેમનો દરજ્જો: એ બંને લેખોમાંથી ઘણું નવું જાણવાનું મળે છે. ઉપરાંત ઇંદોરનું મહિલાસમ્મેલન અને શ્રી. વિદ્યાબહેન નીલકંઠનું સંસ્કારચિત્ર પણ આ અંકનાં ખાસ આકર્ષણો ગણી શકાય. 'આંતરરાષ્ટ્રીય સન્નારીઓનાં તેમજ શ્રી લેડી વિદ્યાગૌરી નીલકંઠ અને તેમની પુત્રીઓનાં ચિત્રો અંકના સૌંદર્યમાં વધારો કરે છે. આ ખાસ અંક શ્રી. લેડી વિદ્યાગૌરીના મણિમહોત્સવ પ્રસંગે તેમને અર્પણ કરવામાં આવ્યો છે તે સમુચિતજ થયું છે.

[ ગુજરાતી : તા. ૯-૬-૩૫ ]

# શ્રી કૃષ્ણમંજરી

( માળા પહેલી )

ભાવ અને ભક્તિભર્યાં કાવ્યોનું ઉત્તમ પુસ્તક

( ટુંક સમયમાં પ્રકટ થશે )

લેખિકાઃ **શ્રીમતી ઇન્દુમતિ હ. દેસાઈજી, ભરૂચ.**

શ્રી કૃષ્ણભક્તિનાં ભક્તિસંપન્ન સ્ત્રી–પુરૂષોએ વાંચવા, વિચારવા અને કંઠસ્થ કરવા યોગ્ય સુંદર કાવ્યોનો આ સંગ્રહ લેખિકાના હૃદયભાવનું શુદ્ધ પ્રતિબિંબ પડે છે. જાણીતા ચિત્રકાર રવિશંકર રાવલના શ્રી કૃષ્ણપ્રભુના ત્રિરંગી ચિત્રે પુસ્તકના કુમાર પ્રીન્ટરીના અનુપમ છાપકામને પૂર્ણ સુંદરતા બક્ષી છે. દરેક ભજન–કાવ્ય - સંગીત શાસ્ત્ર અનુસાર રાગ–તાલથી ગાઈ શકાય તે માટે તેનાં માપ દર્શાવ્યાં છે. એ ભજનોથી અનેરો આનંદ વ્યાપશે–પ્રભુપ્રેમમાં મગ્ન થવાશે.

મૂલ્યઃ માત્ર રૂ. ૧–૪–૦ વી. પી. પોષ્ટેજ જુદું.

લખોઃ–વ્યવસ્થાપક " ગુણસુન્દરી ", ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબઈ, ૪

---

# ભૂત ?

કે

# અજ્ઞાનતાની અવધિ !

બચ્ચાને ભુત વળગ્યું છે, માની તેની અમૂલ્ય નિર્દોષ જીંદગીનો ભોગ લ્યો તે પહેલાં " જયકર્સ કન્વલશન કયોર "ની બાટલી સાથે આવતું ચોપાનીયું જરૂર વાંચો—

## જયકર્સ કન્વ્હલશન કયોર

ની

બાટલીએ ઘણાં બચ્ચાઓની અમૂલ્ય જીંદગી બચાવી છે, તેથીજ સઘળા ડોકટરો તેની ભલામણ કરે છે, અને દરેક સમજુ માબાપ તેની એક બાટલી ઘરમાં હાજર રહે છે. ઘણું મોડું થાય તે પહેલાં તમો પોતે પણ ખરીદી લ્યો. અથવા તમારા લાગતા વળગતાઓમાં જ્યાં જ્યાં આંકડીના રોગથી બચ્ચુ પીડાતું હોય તો તેને માટે ભલામણ કરી આશીર્વાદ મેળવો—

# જયકર્સ

**

## કન્વ્હલશન કયોર

એટલે

**

બચ્ચાંઓની

**

આંકડીનો

**

રામબાણ ઈલાજ.

દરેક આગેવાન દવાવાળાઓ વેચે છે.

## ચાલુ વાર્તા

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ઇન્દિરા સહસ્રબુદ્ધેકૃત
નવલકથા 'બાળૂતાઇ ઘડા ઘે'નો ગુજરાતી અવતાર

# એ પત્ની કોની?

રજુ કરનાર :
શ્રી. ચન્દ્રેશ હ. શુક્લ

### પ્રકરણ ચૌદમું

### સોનુનો પુનર્વિવાહ

તે રાત્રે હું ત્યાં જ હતી, કશે ગઇ નહતી એ જોઇને બાપુજીને આનંદ થયો અને તેમનું મન શાન્ત થયું.

ઠર્યા પ્રમાણે બીજી દિવસે સાંજે ગોરજ સમયે મારું લગ્ન થયું.

અમારી શ્રીમંતાઇને શોભે એવો સર્વ ઠાઠમાઠ થયો.

બાપુજી અને બાને તો કાંઈ ન કહેવાય એટલો આનંદ થયો.

આવેલા મહેમાનો પણ સર્વ આનંદમાં હતાં. માત્ર કોઇ દુઃખમાં હોય તો તે એક હું હતી પરંતુ મારા પ્રત્યે તો કોઇએ જ કાંઇ લક્ષ આપ્યું નહિ.

જરીનો સાળૂ અને ઉંચા ઉંચા કિંમતી વસ્ત્રો પહેરવા મળ્યાથી અને શરીર ઉપર તરેહ તરેહના સોના મોતીના અને હીરાના દાગીના પહેરવા મળ્યાથી મને ઘણો આનંદ થયો હશે એમ મારી બાને લાગતું હતું.

ગરીબ બિચારી બા! મારાં મનની સ્થિતિની તેને ક્યાં ખબર હતી?

એ દાગીના જોતાં તો મને એક સરખું મારી ગુલામગિરિનું ભાન થતું હતું. આ દાગીનાને જ મને બાપુજીએ વેચી હતી, આ દાગીનાને અંગે જ આજ હું બીજાની ગુલામ થઇ હતી, મારું સ્વાતંત્ર્ય ગુમાવી બેઠી હતી.

હરે હરે! મારી બાને સ્વતંત્રતાની ખી માહિતી જ ક્યાં મળી હતી? આપણું સ્વાતંત્ર્ય એટલે કાંઇ જ નહિ. આપણો જન્મ બાપને ત્યાં નહિ તો ધણીને ત્યાં રહેવા માટે છે, એમ તેને લાગતું. એટલે જે વાતથી મને દુઃખ થતું તે વાતથી તેને આનંદ થતો હતો.

બે પેઢીના વિચારોમાં આ કેટલો ફરક!

અમને સ્ત્રીઓને પુરુષો ઉપર આધાર રાખીને જીવવાની ટેવ પડી ગયેલી છે. કોઇપણ નજીવી સરખી વાત સુદ્ધાં અમારાથી તેઓની સહાય વિના થઇ શકતી નથી. આથી જ અમે "અબળા" થઇ છે અને જન્મનો સાથી પસંદ કરવા જેટલી સ્વતંત્રતા પણ અમને મળતી નથી.

મારા ભાસ્કરના ઘરના સુતરાઉ લુંગડાંથી મને જે આનંદ થયો હોત તેના કરતાં એક શતાંશ જેટલો આનંદ પણ મને આ દાગીના જોઇને થયો નહિ. લાજાહોમ ના સમયે પણ હું એક સરખી રડતી હતી. પણ ધુમાડાને અંગે આંખમાંથી પાણી નીકળે છે એવો દેખાવ કરવાનો મેં પ્રયત્ન કર્યો હતો.

પાંચ છ દિવસે લગ્નની આ બધી ધમાલમાંથી મારો છૂટકારો થયો અને મારા પતિ તાત્યાસાહેબ સાથે જવાનો સમય

આવ્યો. સારા નસીબે તાત્યાસાહેબ સંબંધમાં મારો મત ઠીક હતો. તે સજ્જન અને મમતાળુ લાગતા હતા. આથી તેમના સંબંધમાં મને એકદમ ભય જેવું કાંઇ લાગ્યું નહિ.

હું હવે સાસરે જવાની, એમ કરીને બાએ રડવા માંડયું, ત્યારે તો મને ખરેખર જ હસવું આવ્યું. બાપુજીએ અને બાએ બન્નેએ મળીને મને દૂર કાઢી અને હવે તેમને જ એ માટે ઓછું આવતું હતું !!

મને તો બાપુજીના ઘર પ્રત્યે વૈરાગ્ય આવી ગયો હતો. જે બાપુજીએ મને નાનપણમાં પૂર્ણ સ્વતંત્રતા આપી હતી તેજ બાપુજીએ મને હવે ગુલામગિરિમાં હડસેલી મૂકી. તેજ બાપુજીએ મારા કર્તવ્ય સામે મોટી આડ મૂકી અને છેવટે કહું તો એજ બાપુજી મારા નાશનું કારણ બન્યા અને તેથી જ એ ઘર છોડી જતાં મને જરા સરખું પણ ખરાબ લાગ્યું નહિ.

બાના નિખાલસ પ્રેમ માટે અને મારા ગરીબ ભોળા મધુ માટે માત્ર મારો જીવ તૂટતો હતો એટલું જ.

ફક્ત મધુને જ મારે માટે ખરેખર ...પું હતું. એકોક વેળા મને કોઇ જગાએ ...કલી જોઇને તે મારી પાસે આવ્યો અને બોલ્યો:

'બહેન, ભાસ્કરને તારે કાંઇ સંદેશો કહેવો છે ?'

એ સમયે મધુ પ્રત્યે મને કેટલો બધો પ્રેમ ઉત્પન્ન થયો ! તેજ સમયે ભાસ્કરની સ્થિતિ શી છે તે જાણી લેવાની મને ઘણી ઇચ્છા થઇ; પણ મેં મધુને કહ્યું:

'મધુ, હવે મારે અને ભાસ્કરને શો સંબંધ ? બાપુજીએ અમારો સંબંધ તોડી ફોડી નાંખ્યો. હવે મારે ભાસ્કરને વિસરી જવાનો પ્રયત્ન કરવો જોઇએ. અને એટલી વાત મારાથી સધાય એટલે પૂરૂં થયું. એટલું થાય એટલે મારા જન્મનું સાર્થક થયું, એમ હું સમજીશ.'

ભાસ્કરની ફરી વાત કાઢવાની નથી એવો મારો નિશ્ચય થએલો જોઇને મધુ ઘણું આશ્ચર્ય ઉપજ્યું અને તે ખાસિયાણો પડી ગયો. પરંતુ એટલા ઉપરથી મધુનું મન ભાસ્કર તરફ કેટલું ઝુકે છે તેનો અંદાજ કાઢવાનું મારાથી બની શક્યું.

## પ્રકરણ પંદરમું

### ભાસ્કર મુંબાઈમાં

મારાં લગ્નની આગલી રાત્રે ભાસ્કર મને મળવા માટે આવ્યો હતો. તે આખી રાત્રિ અમે ઘણા આનંદમાં ગાળી હતી. પરંતુ સવારે બાપુજીએ તપાસ કરતાં તે કેળના ઝુંડની પાછળ સંતાઇ બેઠો અને હું ચોરી છુપીથી ધીમે પગલે ઘરમાં ભરાઇ ગઇ. આ હકીકત મેં થોડી ઘણી અગાઉ કહી જ છે. પરંતુ પછી ભાસ્કરની શી સ્થિતિ થઇ, તેણે પછી શું કરવા ઠરાવ્યું - તે તને કહેવાનું છે.

બાપુજી મને પાછલા ભાગમાં શોધતા હતા તેજ વેળા હું તો ઘરમાં છું એવી ખબર બાએ જઇને તેમને આપી અને તેઓ સિધાજ ઘરમાં આવ્યા. બાપુજી ઘરમાં આવ્યા ત્યારે તો અજવાળું થવા આવ્યું હતું. તો પણ કોઇ જોઇ જશે એ બ્હીકે ભાસ્કર પાછલા ભાગની ભીંત ઉપર ચઢીને રસ્તાપર કૂદી ચાલી ગયો.

મારૂં લગ્ન થવાથી ભાસ્કર એકદમ નિરાશ થયો. તેને કાંઇ સુઝતું નહિ. તેણે તે દિવસે તો કાંઇ ખાધુ પીધું પણ નહિ, આખો દિવસ પોતાની ઓલીમાં જ બેસી રહીને હવે શું કરવું તેનો વિચાર કરવામાં જ તેણે આખો દિવસ ગાળ્યો. હવે ભવિષ્યમાં શું કરવું, અને કોને માટે કરવું, એજ તેને સમજાતું નહિ. જગતમાં જીવન ધારણ કરવા માટે તેને કાંઇ આધાર માલમ પડતો ન હતો.

તાત્યાસાહેબ પ્રત્યે તેને મનમાં દ્વેષ ઉત્પન્ન થયો. અમારૂં સુખ નષ્ટ કરવા માટે તેઓજ કારણભૂત થયાં એટલે તેમનું સારૂં

નહિ થાય, ગમે તેમ તેમનું કાંઇ અનિષ્ટ થાય. આવા પ્રકારના વિચાર સૌથી પ્રથમ તેના મનમાં આવવા લાગ્યા.

પણ પછીથી તેને લાગ્યું: 'છટ્ આવા પ્રકારના વિચાર મનમાં આવે એ એકદમ હીન દરજ્જાના માણસનું લક્ષણ છે. તેમણે બિચારાએ શું કર્યું ? મારો પ્રેમ સોના ઉપર છે, એની તે બિચારાને તો ખબર સુદ્ધાં નહિ હોય. કદાચિત તેમને એ વાતની ખબર સરખી પણ હોત તો તેની સાથે લગ્ન સુદ્ધાં કરત નહિ. એટલે એક નિરપરાધી માણસ ઉપર રોષ કરી, તેમના પ્રત્યે દ્વેષ કરવાથી શું થશે ? મને જે લાગે છે તે એ કે મારી સોનુ મારી પાસેથી ગઇ; એટલું જ નહિ પણ ફરી તેનું અને મારું મીલન સુદ્ધાં થવાનું શકય નથી. આમ તેમને સર્વસ્વ મળે એ તો શકય જ નથી પણ તેની સાથે બેચાર વાત કરવાનું બની શકે અને તેની સાથે હરી ફરી શકાય એટલું તો કાંઇ કરવું જોઇએ.'

આ કલ્પના તેના મનમાં આવતાં તેને ઘણોજ ઉત્સાહ લાગવા માંડ્યો અને અહીં બી. એ. ની પરીક્ષા પસાર કર્યા બાદ મેડિકલ કૉલેજનો અભ્યાસક્રમ લેવા માટે તેણે મુંબાઇ જવાનું ઠરાવ્યું. આ યુક્તિ વિષે તેણે મને એક પત્ર લખ્યો. આ પત્રમાં તેણે તેની ભવિષ્યની યોજનાનું વર્ણન ઘણીજ રમુજી રીતે કર્યું હતું:

'સોનુ, હવે પછી તું મારી પાસે નહિ હોય, તો પણ પ્રત્યેક વાત કરતી વેળા તારી યાદ મને આવ્યા વિના રહેવાની નથી. પેલી છેવટની રાત્રિની જેમ રાત્રિ ગાળવાનો, અને ફરીથી એકમેકની ગોદમાં કાંઇક સમય રહેવાનો સુયોગ આપણને ફરીથી કદિ મળશે ખરો કે ? અરે, પણ સોનુ, ક્ષમા કર. હું આવી રીતે હવે તારી સાથે વાત કરું તે યોગ્ય નથી. મારું મન મારે રોકવું જોઇએ. તો પણ તારી પાસે—તું મને હમેશાં દષ્ટિએ પડે, હું તને મળી શકું, એવી રીતે–રહેવાની મારી યોજના છે. તને એ કેમ ગમે છે ? મારી પરીક્ષા થઇ ગયાં બાદ, મુંબાઇમાં મેડીકલ લાઇનનો અભ્યાસક્રમ લેવા માટે હું મુંબાઇ રહેવા જઇશ. તું પરવાનગી આપશે તો તને મળવા આવીશ. તું તાત્યાસાહેબ સાથે મારો પરિચય કરાવી દે. તેં મને પત્ર લખવાનું આશ્વાસન આપેલું છે. તે પ્રમાણે હું તારા પત્રની એક સરખી રાહ જોતો રહીશ. ગરીબ ભાસ્કર પર એટલી મહેરબાની કરીને તેને જીવતો રહેવામાં મદદ કરજે. સોનુ, મને ભૂલી ન જતી. તારા વિના મને આખું જગત કેવું ઉદાસ અને શૂન્ય લાગે છે ! અરે, પણ વળી હું આડે માર્ગે ચડ્યો.'

બીજા એક પત્રમાં તે લખતો:

"સોનુ, તું મને તને વિસરી જવાનું કહે છે તે બરાબર છે. હવે જો આપણે એકમેકને વિસરી નહિ જઇએ તો આપણને મૂળેજ સુખ લાગવાનું નથી, એની મને ખબર છે. એટલે તારે વિષે મારા મનમાં કોઇપણ વિચાર આવે કે તે દૂર કરવાનો હું પ્રયત્ન કરું છું. ફક્ત હવે તો એ પ્રયત્નને યશ કેટલો મળે છે તેજ જોવાનું રહે છે. હવે મારાં કાર્ય માટે તું મૂઝેશ. ઉત્તમોત્તમ દાક્તરો પૈકી એક થઇને મીરજ્વાળા વાનલેસ જેવો–ગરીબગુરબાં માટે હોસ્પીટલ કાઢવાની મેં યોજના કરેલી છે. આ

કામમાં જો મારું જીવન જશે તો મને ઘણી જ મઝાહ આવશે એવી મારી કલ્પના છે. મારી આ યોજના તને પણ જરૂર ગમશે એવી મારી ખાત્રી છે. એટલે તું આના સંબંધમાં તારો મત જણાવજે. અને હાલમાં તું મને દૂર કરવાનો પ્રયત્ન કરે છે અને મારી યાદ ભૂલાઇ જાય એ માટે જાણી બુઝીને મને પત્ર લખવાનું પણ ટાળે છે, એમ એકદમ કરતી નહિ. મારા જીવમાં જીવ રહે; મારે હાથે કંઇક કામ થાય એવી જો તારી ઇચ્છા હોય તો મને વખતોવખત પત્ર લખતી જા. અને આ નવી પરિસ્થિતિમાં તને કેમ ફાવે છે, તારો સમય તું કેમ ગાળે એ સર્વ મને જણાવતી જા.'

ભાસ્કરના પત્રોમાં આવું ને આવું જ વધુ આવતું. એક બે દિવસને આડે તે પત્ર લખતો. એટલે આ પત્રોને લીધે મને ઠીક ઠીક આનંદ મળતો.

પરંતુ એ પત્રોનો ઉત્તર આપવાનો મને ભય લાગતો. 'કોણ જાણે, તાત્યાસાહેબ, એકાદવેળા જોશે તો' એમ લાગતાં હું ક્વચિત જ તેને એકાદ પત્ર લખતી. તાત્યા સાહેબ સાથે સારી રીતે વર્તવાની મેં યોજના કરી હતી અને એની સિદ્ધિ માટે મેં પ્રયત્નો પણ કરવા માંડયા હતા. પણ તે સાથે જ ભાસ્કરના દિવસો સુખમાં જાય, તેને તેનું જીવન કંટાળાભર્યું ન લાગે, એવી પણ મારી મનની ઇચ્છા હતી.

ભાસ્કર કેવો હશે, અત્યારે તે શું કરતો હશે, તેનો અને મારો ફરીથી કદિ મેળાપ થશે કે? વિગેરે વિચારો સવારે દિવસ ઉગતાંથી માંડીને તે સાંજ સુધી હજારો વાર મારા મનમાં આવ્યા કરતા અને મને અત્યંત દુઃખ થતું. આથી, મારા ઘરમાં સર્વ કાંઇ યથાસ્થિત હોવા છતાંય હું એકદમ દુઃખી લાગતી.

ખરું કહીએ તો મને કાંઇ જ કમી નહતી. પરંતુ ગમ્મત એવી હતી કે મારા નવીન ઘરની એકેએક વાત જોઇને મને મારા અભાવાપણાનું વધારેને વધારે ભાન થતું. હું સોનેરી પીંજરમાંની એકાદ મેના જેવી છું. તાત્યા સાહેબને ખુશ રાખવા ઉપરાંત મારો કાંઇ બીજો ઉપયોગ નથી, એમ મને લાગવા માંડયું.

મલબાર હિલપરનો અમારો બંગલો ઘણો જ સુંદર અને મનોહર હતો. બંગલાની આગળના ભાગમાં મોટો બાગ હતો. બંગલાના ફાટક ઉપર પત્થરના થાંભલા પર અંગ્રેજીમાં 'એસ. જી. સોમણ' એવા અક્ષરો કોતરેલા હતા. ફાટકમાંથી અંદર પ્રવેશતાં જ મોટર જવા માટે બે બાજુએ બે રસ્તા હતા. આ રસ્તાની ડાબી અને જમણી બાજુએ ઉનાળામાં આનંદથી બેસવા માટે લીલી હરિયાળી લોન રાખવામાં આવી હતી અને ભીંતને ચઢતી બન્ને બાજુએ ઝીણા વિલાયતી ફૂલની વેલ ઉગાડેલી હતી. આ ઉપરાંત લોનમાં વચ્ચે વચ્ચે જાતજાતની આકૃતિઓ કરીને જાતજાતનાં રંગના ફૂલ છોડ રોપેલા હતા. બાગમાંથી બંગલાના ભાગ પૈકી પોર્ચની લગોલગ આવેલી ગચ્ચી અને ગચ્ચીની બન્ને બાજુએ આવેલી બે બાલ્કની માત્ર દેખાતી. ગચ્ચીની સામે ભીંત ઉપર લગોલગ સિંહનું એક ચિત્ર હતું. ભીંતની બન્ને બાજુએ કુંડા હતાં. બાલ્કનીના કઠેડા પણ નકસીદાર હતા. પોર્ચમાંથી અંદર જતાં એક સુંદર વરંડો દેખાતો. આ વરંડામાં માળ ઉપર જવા માટે ડાબી બાજુએ એક સુંદર દાદર હતો. આ વરંડામાંથી અંદર જતાં એક મોટો હોલ હતો. અને હોલની ડાબી અને જમણી બાજુએ બે બે મોટા મોટા ઓરડા હતા. હોલના આગલા ભાગમાં જેવી રીતે વરંડા હતો તેવી જ રીતે

પાછળના ભાગમાં પણ વરંડા હતો એટલે વરંડામાંથી પાછળનો બાગ અને મસુદ્ર દેખાતાં આ વરંડામાંથી પણ ઉપર જવા માટે એક દાદર હતો. પરંતુ આ દાદર આગલા ભાગના દાદર જેટલો સુંદર ન હતો. આગળની ભાગના દાદર પરથી આપણે ઉપર જવા માંડતાં જ પહેલે પગે જમણી બાજુએ સુંદર નકસીકામ કરેલો, મોટો પીત્તલનો પૉલીશ કરેલો ફ્લાવરપોટ જણાતો દાદર સીધો ન હતો પણ વાંકો ચૂકો હતો. આ દાદર પરથી જ અંદર જવાનું બારણું ઉઘડતું હતું. આ બારણા પરથી ઉપર હોલમાં જતાં જ બંગલાના નીચેના ભાગ જેવી જ સર્વ રચના જણાતી હતી. ફક્ત હોલમાં ગચ્ચીમાં જવા માટેનું એક બારણું અને પાછલા વરંડામાં જવાનું એક બારણું એમ બે બારણાં હતાં. એજ પ્રમાણે દરેક હોલમાં જવા માટેનાં ચાર બારણાં હતાં. કોઇપણ ઓરડીમાંથી પહેલા હોલમાં આવ્યા વિના નીચે જવાનો માર્ગ જ ન હતો. હોલના મધ્ય ભાગમાં એક મોટું રાઉન્ડટેબલ હતું. અને તેના ઉપર એક મોટો ગૂંથેલો સ્વચ્છ રૂમાલ પાથરેલો હતો. આ ટેબલ ઉપર માસિકો. દૈનિકપત્રો વગેરે રોજ વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવતાં. હોલમાંથી જવાની ઓરડીઓના બારણા પર સુંદર વેલબુટીના પડદા લગાવેલ હતા. હોલના એક ખુણામાં એક મોટો પિઆનો હતો. બીજા ખુણાઓમાં નાની નાની ટીપોયો હતી. તેના ઉપર ગુંથેલા સુંદર રૂમાલો પાથરીને દરેક ઉપર સુંદર સુંદર ખીલેલાં ફૂલોથી ભરેલા ફ્લાવર પોટ્સ ગોઠવેલા હતા. હોલની ભીંત ઉપર ત્રણ મોટી તસવીરો લગાવેલી હતી. એક તાત્યા સાહેબના પિતાશ્રીની, બીજી તેમનાં માતુશ્રીની અને ત્રીજી તેમનાં પ્રથમ પત્નીની. એ વિના સ્પિરિટેડ-પેંનાં દરપોની તસવીરો હતી. નીચેની ઓરડી એ મહેમાનો માટે હમેશાં તેમાંનાં સામાન સાથે સ્વચ્છ અને તૈયાર રાખવામાં આવતી. એ ખોલી પૈકી જ એક મેં મારે માટે લીધી.

આમ બંગલો સુંદર હતો. કામ કરવા માટે નોકર ચાકરો પુષ્કળ હતા. ખાવાપીવાની છૂટ હતી. અને કપડાંલત્તાં તેમજ દાગીના જોઇએ તેટલાં હતાં. • •

ખરેખર, આ વૈભવ જોઇને કોઇ પણ બાળાને કેટલો બધો આનંદ થયો હોત ! પરંતુ મેં ગમે તેટલું સુખ મેળવવાનો પ્રયત્ન કર્યો છતાં મારાં મનનું સમાધાન થયું નહિ. મને મોકળાશ લાગતી ન હતી. મને સુખ મળતું ન હતું.

તને તો આ જોઇને આશ્ચર્યજ લાગશે ખરું ને ? અને તારી બા કેટલી મૂર્ખ હતી એમજ તું કહેશે. પણ હું શું કરું ?

મારે તો જોઇતો હતો ભાસુ,–મારો મેળાપી, મારો સાથી મારો પ્રાણ ત્યાં ન હતાં–અને તેથી મને એમાંથી કોઇ પણ કામ લાગતું ન હતું. ત્યાં આટલી બધી વસ્તુઓ હતી પણ તે પૈકી એક પણ ચીજ મારી છે એમ મને કદિ લાગ્યું નહિ.

મને કદિ પણ મોકળાશ લાગી નહિ. પરંતુ આને માટે હું તારા પતિને દોષ દેતી નથી. તે ઘણા જ સારા હતા એટલે તો કેટલાક દિવસ હું ત્યાં રહી શકી.

મારી આવી અસમાધાનકારક સ્થિતિમાં મેં ભાસ્કરને વિસરી જવાનો નિશ્ચય કર્યો હતો તે છતાં તેને મળવાની, તેની સાથે બોલવાની અને તેની સાથે ફરવાની મને મનમાં ઇચ્છા થતી અને ' તે મુંબાઇ આવે તો ઠીક થાય ' એમ મને મનમાં ને મનમાં લાગતું. પરંતુ મેં આ ઇચ્છા હજારો વાર દાબી રાખી હતી;અને તેથી તો તાત્યા સાહેબનાં અને મારાં બે ચાર વર્ષો સાધારણ ઠીક ગયાં.

ભાસ્કરને વિસરી જવા માટે મારા પ્રયત્નો સતત ચાલુ હતા. હવે તેનો પત્ર આવે કે તે એકદમ ન વાંચતાં હું તે બાળી નાખતી અને તેને પણ એક લાંબો લચક પત્ર લખીને મારે માટે ફરી તેણે વિચાર કરવો નહિ એવી મેં તજવીજ કરી હતી. મારા આ ઉપાયનું પરિણામ સારૂં આવ્યું. તેને મારા ઉપર રોષ આવ્યો અને તેણે મને પત્ર લખવાનું છોડી દીધું. આથી અમને બન્નેને એક મેકનું વિસ્મરણ થયું અને હું તાત્યા સાહેબની જરૂરીઆતો પ્રત્યે ઠીક ઠીક લક્ષ આપવા લાગી.

મારૂં આવી રીતનું વર્તન જોતાં ભાસ્કર નિરૂપાય થયો. તેને મારા ઉપર અત્યંત રાગ આવ્યો અને તેણે મને એક નાની સરખી ચીઠ્ઠી લખીને મારી માથે ફરીથી પત્ર-વ્યવહાર નહિ કરવાનું જણાવ્યું. એ ચીઠ્ઠીમાં તેણે લખ્યું હતું:

'સોનુ, તું હવે મોટા ધનવાનની પત્ની થઈ એટલે મારા જેવા ગરીબ માણસ સાથે પત્રવ્યવહાર કરવાનું પણ તને નહિ ગમે તે ... જ થયું. હવે હું તને પત્ર લખીને ત્રાસ ...ાર નથી. હું તારો જીવનભરનો મિત્ર છું અને તેથી મારી મૈત્રીણીને જે વાતથી સુખ ઉપજે તે વાત જ કરવાનું મેં ઠરાવ્યું છે. ઠીક, આજ મારી છેવટની ચીઠ્ઠી છે એમ તું સમજજે. પણ સોનુ, તું મને ગમે તેટલો દૂર હાંકી કાઢશે તથાપિ હું તારો જ છું એ તું બરાબર ધ્યાનમાં રાખજે. હું તને મારા જીવમાં જીવ હશે ત્યાં સુધી વિસરવાનો નથી. પણ હવે હું તને કયાંથી મળું અને તું મને કયાંથી મળવાની ?' સોનુ, જાઉં છું—જાઉં છું. તારી પાસેથી દૂર દૂર જાઉં છું. તારે મારૂં કામ નથી ને ? ઠીક જેવી તારી ઇચ્છા !'

આમ તેણે તે પત્ર પૂરો કર્યો હતો.

એ ચીઠ્ઠી વાંચતાં મારા પેટમાં તો જાણે ભડકા ઉઠયા. મારે હાથે જ મેં ભાસ્કરને દૂર હડસેલી દીધો. આથી મને મારી કઠોરતા પ્રત્યે રોષ ઉપજ્યો. પણ કરૂં શું ? એમ કર્યા વિના મારે માટે બીજો શો ઉપાય હતો ?

એ ચીઠ્ઠી મારાથી ફાડાઇ નહિ; એ મારાથી બળાઇ પણ નહિ. ઉલટી ઘણી જ સંભાળી સંભાળીને મેં તે કુંકુમની પેટીમાં મૂકી અને જ્યારે જ્યારે મને કાંઇ ગમે નહિ એવું લાગતું ત્યારે ત્યારે તે ચીઠ્ઠી કાઢીને વાંચતી અને એ રીતે આનંદ મેળવી લેતી.

પછીથી ભાસ્કરને મારી હાય લાગી તેનું ચિત્ત અભ્યાસમાં ચોંટયું નહિ. તેની પ્રકૃતિ સારી રહેતી નહિ. આથી બી. એ. ની પરીક્ષામાં તે બે વાર નાપાસ થયો.

આજ સુધી નાપાસ ન થનારા છોકરાને બે વાર નાપાસ થએલો જોઇને પંડિત માસ્તર પણ મુંઝાયા. તેમણે તેને મુંબાઇ રહેવા બોલાવ્યો. માસ્તરનો પત્ર જતાંજ ભાસ્કર મુંબાઇ આવ્યો. અમારા લગ્નની વાત બગડતાં જ પંડિત માસ્તર પુનાની નોકરી છોડીને મુંબાઇ રહેવા આવ્યા હતા. તેમણે ગિરગામમાં એક ખોલી રાખી હતી, કેટલાંક ટયુશનો અને સંસ્કૃત તેમજ અંગ્રેજીના ખાનગી વર્ગો કાઢીને તેઓ તેમનો અને તેમના પુત્રનો જીવન-નિર્વાહ કરતા હતા.

ભાસ્કર મુંબાઇ આવતાં પંડિત માસ્તરે તેની દુર્દશા જોઇ અને તેમનું દિલ પિગળી ગયું. એક તો પંડિત માસ્તરનો સ્વભાવ ઘણો પ્રેમાળ હતો અને ભાસ્કર તેમનો એકનો એક પુત્ર હતો. આથી ભાસ્કર ઉપર તેમને ઘણો પ્રેમ હતો. ભાસ્કર તરફ જોઇને કેટલોક સમય વિચાર કરતા તેઓ ગાદી ઉપર બેસી રહ્યા. ભાસ્કરને તેમણે બોલાવીને પોતાની પાસે જ ગાદી ઉપર બેસાડયો. શું બોલું, કેમ બોલું એમ તેમને એક સરખું લાગ્યા કરતું હતું. કેટલોક સમય બાદ તેમણે બોલવાનો

પ્રયત્ન કરવા માંડ્યો પણ ફરીથી તેમનો કંઠ રૂંધાઇ ગયો. અને તેમની આંખમાં આંસુ ઉભરાયાં.

એ જોઇને ભાસ્કરને પણ કાંઇનું કાંઇ થઇ ગયું. 'બાપુજીને એટલું ઓછું શા માટે આવ્યું હશે ! હું બે વાર નાપાસ થયો તેથી તો નહિ ને ?' એમ લાગતાં તેણે માસ્તરને કહ્યું:

'બાપુજી, હું બે વાર નાપાસ થયો તેથી તમને આટલું ઓછું આવે છે ? ખરેખર, આપણી આવી ગરીબ સ્થિતિમાં આટલા પૈસાનું નુકશાન થાય એ ઘણું જ ખરાબ છે. પણ શું કરૂં ? વડગામથી આપણે પુના આવ્યા તે વખતથી પહેલાંની જેમ મારૂં મન અભ્યાસ પ્રત્યે સુદ્દલ ચોટતું નથી.'

'એ ખરૂં ભાસ્કર, તું નાપાસ થયો તે માટે મારે કાંઇ જ કહેવાનું નથી. પરંતુ એકાદ રત્ન આપણે હાથ લાગે એમ નથી એમ જાણ્યા પછી, આપણા જેવા દુર્બળ માણસે તેની પાછળ શા માટે મથવું જોઇએ ? એમ કરવાથી શો ફાયદો ? મને ખરાબ લાગે છે તે તું નાપાસ થયો તેથી કે મારા પૈસાનું નુકશાન થયું તેથી કે મારા પુત્રને કોઇ 'ઢ' કહેશે તેથી નહિ પણ તારી તંદુરસ્તી અને ચહેરા ઉપર તેજ નહિવત થઇ ગયાં છે તેથી. તારી આ દુર્દશા જોઇને કોને ખરાબ નહિ લાગે ?'

પછી થોડી વાર બન્ને કાંઇ બોલ્યા નહિ.

ભાસ્કર ભીંતને અઢેલીને, કાગળના એક ટુકડા સાથે રમત કરતો વિચાર કરતો બેસી રહ્યો.

થોડા સમય બાદ પંડિત માસ્તર બોલ્યાઃ

'પણ ભાસ્કર, તેં મને જરા સરખી ગંધ પણ લાગવા દીધી નહિ એ સારૂં કર્યું કે ? આમ શા માટે કર્યું ? મારી સર્વ પ્રવૃત્તિ તારે ખાતર છે ને ? તું માંદો છે એમ મને માલમ પડયું હોત તો હું ત્યાં આવ્યો હોત. તારી દવા વગેરેની બરાબર વ્યવસ્થા કરી હોત.'

'બાપુજી, હું દવા લેતો હતો. પણ માનસિક રોગ ઉપર દવાનો ઉપાય શો ચાલવાનો હતો !'

'પણ હવે તારે તેનો નાદ છોડી દેવો જોઇએ. તેનું લગ્ન થઇ ગયું, તે સાસરે ગઇ. સર્વ કાંઇ થઇ ગયું. હવે તું નકામો તેને માટે ઝૂરીને તારૂં આયુષ્ય નકામું શા માટે ગુમાવે છે ?'

'એ મારી મૂર્ખાઇ છે અને તે હું જાણું છું પણ ખરો. છતાં મનમાંની વાત કેમે કરી જતી નથી, ત્યારે હુ નિરૂપાય થાઉં છુ. એટલે હું શું કરૂં ? હવે મને એમ લાગે છે કે ભણવાનું બણવાનું સર્વ છોડી દઇને કોઇ પણ ઉદ્યોગધંધાની શરૂઆત કરૂં કે જેથી તેમાં મન રોકાયલું રહે.'

'અરે ઉદ્યોગ ધંધો તો આગળ કરવાનો જ છે ને ! અને તે કરવો જ પડશે. અત્યારે તો તારો ભણવાનો સમય છે. એટલે હું છું ત્યાંસુધી તો તારૂં શિક્ષણ નિર્વિઘ્નપણે પાર પડવા દે. બી. એ. થા અને પછી વકીલાત અથવા તો દાક્તરની લાઇન લે. આમ નિર્બળ થા મા.'

એટલામાં એક નોકરે 'જમણનો ડબ્બો લાવી રાખ્યો છે, જલદી જમી લો. મારે કામ કરીને બીજી જગાએ જવાનું છે' એમ કહ્યું અને તે ઓરડી બહાર ગયો.

બન્ને બાપ દિકરો હાથ મોં ધોઇ જમવા બેઠા. પિતાના શબ્દોનું પરિણામ ભાસ્કર ઉપર ઘણું સારૂં થએલું લાગ્યું.

માસ્તરે ભાસ્કરને જમતાં જમતાં જ ફરી એકવાર પૂછ્યું.

'ભાસ્કર, તો પછી તેં શો કરવાનો નિર્ણય કર્યો ?'

ભાસ્કર જરા ખણુ ખણુ તે અવાજે છતાં ઉલ્લાસથી કહ્યું:

'તમે કહો છો તેમજ કરવાની મારી ઇચ્છા છે. પણ હવે હું અહીંજ રહીશ.'

'રહે. તેની મને જરાય હરકત નથી. નામાં પણ આપણું કોણું છે! અહીં મારી પાસે રહેશે તો ઉલટો મને આનંદ થશે.'

ભાસ્કરની ફરીથી શિક્ષણ ચાલુ કરવાની યોજના સાંભળીને પંડિત માસ્તરનો જીવ હેઠે બેઠો અને તે સમયથી બાપ દીકરો આમાં સુખે રહેવા લાગ્યા.

## પ્રકરણ સોળમું

### 'એ તાત્યાસાહેબ નહિ જોઇએ'

અમારા ઘરમાં મને નાનપણથી જ ઘણી સાદી સરળ અને ભોળી સમજવામાં આવતી હતી, પરંતુ કોઇ વેળા હું ઘણી લુચ્ચાઇથી વર્તતી એનું મને હવે ભાન થવા માંડયું.

તાત્યાસાહેબને ઘરે આવ્યા પછી, ૧૫–૨૦ દિવસો સુધી તો મેં માંદી હોવાનો સ્વાંગ ધારણ કર્યો હતો. હું તાત્યાસાહેબ સાથે જ મુંબાઇ આવી. પણ તેમની સાથે પત્ની પ્રમાણે વર્તવાની મને જરાય ઇચ્છા થતી ન હતી. ઉલટું તેઓ દેખાય કે દૂર ભાગી જવાનું મને મન થતું. તેઓ મારી પાસે આવે છે, એમ મને લાગે કે ગમે તે કારણ કાઢીને ત્યાંથી ઉઠી નોકર ચાકરો બેઠા હોય ત્યાં હું ચાલી જતી. આવી રીતે ભાગી જતાં મને કેટલો ભય લાગતો તે કેમ કહું! મારું બધું અંગ ભયથી થર થર કંપતું અને 'એ મુઓ તાત્યા સાહેબ નહિ જોઇએ!' એમ લાગતું તેમનો કંટાળો આવતો. એકાદવાર તો હું એકલી તેમના સપાટામાં આવી ગઇ, તો હું જે ઇચ્છતી ન હતી તે વાત કરવા તેઓ ફરજ પાડશે એમ માનીને હું મારી સઇ નામની એક કામ કરવાવાળી અમારા ઘરમાં હતી તેની પાસે જ હમેશાં બેસતી.

તાત્યાસાહેબ ઘણા જ સમજુ માણસ હતા એટલે તેમણે મારા આ નાદાનીવેડા ઘણા દિવસ સુધી જેમના તેમ ચાલુ રહેવા દીધા. સઇ કાંઇ કામમાં હોય ત્યારે હું મારી ઓરડીમાં સાંકળ મારીને કાંઇક વાંચતી બેસતી. અને તાત્યાસાહેબ ભોજન કરીને ઓફિસમાં ચાલી જાય એટલે મારો જીવ હેઠો પડતો અને હવે સાંજના છ વાગતાં સુધી આપણને કોઇનો ભય નથી એમ મને લાગતું. વળી મારે માટે તેમને કાંઇ ગેરસમજ ઉપજે નહિ તે માટે, તેમની મિત્રમંડળી આવી હોય ત્યારે હું તેમની સાથે ઘણી જ નિખાલસતાથી બોલતી અને તેમની સાથે પત્તા, બુદ્ધિબળ, ટેનિસ વગેરે રમતો રમતી. ઉપરાંત સઇને સાથે લઇને તેમની સાથે સીનેમા કે નાટક જોવા પણ જતી. તો પણ ઘરે તેમનો અને મારો મેળાપ થાય નહિ એવી હું સાવચેતી રાખતી.

પણ આમ મારા કેટલા દિવસ નીકળવાના હતા? ઘરમાં નોકર ચાકરોને તેમજ ખુદ તાત્યાસાહેબને સુદ્ધાં મારાં વિચિત્ર વર્તન માટે સંશય ઉપજવા લાગ્યો. આમ જ એક દિવસ તે ઓફિસમાંથી આવતાં અમે ટેબલ પર ચ્હા પીવા બેઠા હતાં. ત્યાં ત્રીજું કોઇ જ ન હોવાથી મને ઘણો ગભરાટ થતો હતો. જેમ તેમ કરીને અર્ધો પ્યાલો ચ્હા પીને હું ત્યાંથી જવા લાગી. તે સાથે જ તાત્યાસાહેબે મારો હાથ ધર્યો અને તે બોલ્યાઃ

'શાન્તા, (મારૂં સાસરાનું નામ શાન્તા હતું:) આજે તારી તબીયત ઠીક છે ને?'

આપણો આ ઢોંગ હવે લાંબો સમય ટકવાનો નથી એમ જાણીને મેં કહ્યું:

'હા, હમણાં ઘણું જ સારૂં લાગે છે. મને હમેશાં પના જ રહેવાની ટેવ હોવાને

લીધે મુંબાઇમાં મને કેમ જાણે ઠીક લાગતું નહતું. પરંતુ હવે આ હવા મને પચવા લાગી છે. "

'તો પછી આજે તું...'

આથી મારા પેટમાં મોટો ધ્રાસ્કો પડયો !

પણ ઘણીજ ધીરજ ધરીને અને મુખ ઉપર જરા પણ વિકાર ન બતાવતાં હું બોલી

'ચાલો, આપણે ઉપરજ જઇએ. અહીં નોકર માણસો આમતેમ ફરે છે એટલે મન મોકળું કરીને બોલવાનું ઠીક લાગતું નથી.'

મારી આ ઉત્સુકતા જોઇને તાત્યાસાહેબને ખરેખરજ ઘણો આનંદ થયો અને તે 'વ્હેરી ગુડ' કહીને આગળ વધી દાદર ચઢવા લાગ્યા. હું તેમની સાથેજ ઉપર ગઇ. અમે હોલમાંથી તેમના ઓરડામાં ગયા. મારી યોજના કેમ સિદ્ધ થશે તેની મને ચિંતા થયા કરતી હતી.

તાત્યાસાહેબ સાથે લગ્ન થયા પછી મને એક મોટી ચિંતા થયા કરતી હતી અને તે છોકરાં થાય એની હતી. ભાસ્કર ઉપર મારો ખરો પ્રેમ હોવાને કારણે તાત્યાસાહેબને મારા પતિ તરીકે સમજવાને મારું મન કદિ તૈયાર થતું નહતું. એટલે ભાસ્કરનું વિસ્મરણ થાય અને તાત્યાસાહેબ પ્રત્યે પતિની ભાવના ઉત્પન્ન થાય ત્યાંસુધી તો મારે માતા થવું જ નહતું. અત્યાર સુધી પણ, તાત્યાસાહેબ મારા પ્રત્યે પ્રેમની વાત કરવા લાગે કે મને તેનો તિરસ્કાર લાગતો અને 'ક્યારે આના ત્રાસમાથી છૂટીશ' એમ મને થતું.

કેટલી ભયંકર પરિસ્થિતિ ! !

અમે બન્ને આવી પરિસ્થિતિમાં સપડાયલા હોવાથી અમે બન્ને અમારા સંસારનું ગાડું સુરક્ષિત રીતે ચલાવીએ અને લોકોમા અમારા માટે કાંઇ ચર્ચા થાય નહિ એ માટે પ્રયત્ન કરતા હતા.

તાત્યાસાહેબની ઓરડીમા મનને ઘણું મક્કમ કરીને હું તેમની સામે બેઠી તો ખરી. પરંતુ તેમણે મારો હાથ ધરતાંની સાથે જ મને એકદમ મારા દુર્દૈવી ભાસ્કરનું અને તેની દયામણી સ્થિતિનું ભાન થતાં રડવું આવ્યું.

મેં તે દબાવવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ......!

છેવટે આંસુ ઉભરાયા અને હું ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

આથી તાત્યાસાહેબ ઘણા જ ગભરાયા. આ શું છે તે તેઓ સમજી ન શકયા. 'હું આના પ્રત્યે આટલો પ્રેમાળ વર્તાવ કરું છું, અને આ આટલી દુઃખી શા માટે ?' એ જ તેમની સમજમા ન આવ્યું.

પ્રેમથી મારા માથાં પર હાથ ફેરવતાં ફેરવતા તેમણે કહ્યું

'શાન્તા, તને શું થાય છે ? તને આટલું બધું માઠું શા માટે લાગે છે ? તને આટલું બધું ખોટું લાગવા જેવું મેં શું કર્યું છે ? કહે, કહે, હું કાંઇ બોલ્યો છું ? તને અહીં કાંઇ ઓછું પડે છે ? કહે જલદી કહે, આમ મનમાં ડર નહિ.'

આવા પ્રેમાળપણાથી તાત્યાસાહેબ જેમ જેમ બોલતા ગયા તેમ તેમ મને વધારે ને વધારે ઓછું આવવા માંડયું અને એકસરખું રડવું આવવા લાગ્યું.

કેમે કર્યાં મારાં આસુ થોભ્યાં નહિ. થોડા સમય બાદ કાંઇપણ બોલ્યા વિના મેં નીચે જવાનો પ્રયત્ન કર્યો પરંતુ તાત્યાસાહેબ મને તેમ કરવા દેતા નહતા. તેમણે મને જરા નિશ્ચયપૂર્વક કહ્યું.

'શાન્તા, આજે મારે તારા દુઃખનું કારણ સમજવું જ જોઇએ.'

'ખરું કહું તો દુઃખ જેવું કાંઇ જ નથી. મને એમજ અમસ્તું જ રડવું આવે છે.'

આવો ઉડાઉ ઉત્તર આપીને મેં ત્યાંથી જવાનો પ્રયત્ન કરવા માંડયો, પરંતુ તે મને શાના જવા દે ? આજે તેમણે ખરું કારણ જાણવાની હઠ કરી હતી.

'કાંઇ જ કારણ નથી ? કારણ વિના...

તારા જેવી ડાહી છોકરી રડે ખરી ? શાન્તા, કહે, ખરું કારણ કહે. મારાથી બ્હીવાનું કાંઇ જ કારણ નથી. મને તું ખરું કારણ નહિ કહે તો આ સર્વ હકીકત તારા પિતાશ્રીને જણાવીને તને પુના લઇ જવા માટે તેમને લખીશ. બોલ છે કબૂલ ? '

' નહિ, કૃપા કરીને એમ કરશો નહિ, પિતાશ્રી મારા ઉપર ચીડાશે. હું જ તમને મારા દુઃખનું કારણ કહું છું. '

' હં, ત્યારે આવ, મારી પાસે બેસ અને તને શું થાય છે તે કહે. ' એમ કહીને તેમણે મને તેમની પાસે જ બેસાડી.

હવે યુક્તિ વિના બીજો માર્ગ ન હતો. એટલે મેં તેમના પર ભારે પ્રેમનો ઢોંગ કરીને કહ્યું:

' સાહેબ, મને ભણવાની ઘણી હોંસ છે. '

' ઠીક, પછી ? ' તાત્યાસાહેબે કપાળ પર કરચલીઓ વાળીને કહ્યું, ' તારે હવે કોલેજમાં જવું છે ? '

' હા, ' મેં તેમના કપાળની કરચલીઓ પ્રત્યે દુર્લક્ષ કરીને કહ્યું.

' તો આટલી ક્ષુલ્લક વાત માટે રડવાની શી જરૂર હતી ? તારે જવું હોય તો આવતી કાલથી કોલેજમાં જવા માંડ. હું તને સર્વ તૈયારી કરી આપીશ. '

આથી મેં ધીમેથી કહ્યું.

' તૈયારી કરવામાં શાનો સમય લાગવાનો હતો ? તે તો થશે પણ......'

' પણ શું ? '

' એમ. એ. સુધીનો મારો સર્વ કોર્સ નિર્વિઘ્નપણે પાર પડવો જોઇએ. એટલે વચ્ચે છોકરાં વગેરે થાય એનો અંતરાય આવે તે કામનું નહિ. '

મારી આ શરત સાંભળીને તાત્યાસાહેબ મનમાં ઘણા ગુંચવાયા અને ઘણો સમય સુધી કાંઇ જ બોલ્યા નહિ. પછી થોડીવાર વિચાર કરીને બોલ્યાઃ

' પણ તારે કોલેજમાં જવાની શી જરૂર છે ? તને આખો દિવસ ફુરસદ મળે છે અને તને ઠીક લાગે તે પુસ્તક લાવીને વાંચવાની સગવડ છે. ' એટલે કોલેજમાં જઇને જ કાંઇ વધારે શિક્ષણ મળશે એમ મને લાગતું નથી. પણ તે છતાં જો તારી ઇચ્છા જ હશે તો–પણ તારી આ શરત કેમ પળાય ? હા, એ કાંઇ એક બે વર્ષનો થોડો જ પ્રશ્ન છે ? આખો કોર્સ પૂરો થવા માટે તો પાંચ ૭ વર્ષ જોઇએ. ખરું કે નહિ ? '

' હા, માત્ર છ વર્ષ જ ગણીને બેસે કેમ ચાલે ! ઓછામાં ઓછાં આઠ વર્ષ તો જોઇએ જ '

' એટલે મેં હમણાં નકામું જ લગ્ન કર્યું એમ કહેવું જોઇએ ! તારી આ ઇચ્છા તારા પિતાએ અગાઉથી જ જણાવી હોત તો ઠીક થયું હોત. ઠીક–પણ હવે એનો શો ઉપાય ! મારી પ્રથમ પત્ની અવસાન પામી, તે વખતથી જ હું આમ એકાકી જીવન ગાળતો હતો. આ ઉદાસીનતા જાય, અને ઓફિસમાં કામ કરીને થાકયોપાકયો ઘરે આવ્યું ત્યારે પ્રિય પત્નીના અને નિર્દોષ બાલકોના સહવાસમાં કેટલોક સમય સુખમાં ગાળી શકાય એમ માનીને મેં તારી સાથે લગ્ન કર્યું–પણ એથી તને સુખ નથી પછી શું કરવું !'

એટલું કહીને ડાબો હાથ કપાળ ઉપર મૂકીને તેઓ સચિંત બેઠા. અનિવાર્ય દુઃખને લીધે તેમની આંખમાં થોડાં આંસુ આવ્યાં અને તેમની એ દુઃખી સ્થિતિ જોઇને મને મારા પોતા પ્રત્યે રોષ ઉત્પન્ન થયો.

' સાહેબ, આમ દુઃખી ન થાવ, ' હું તરતજ તેમની પાસે જઇને બોલી, ' જો આપને આ વાતથી આટલું દુઃખ થવાનું હોય તો...પણ શું કરું ? હું ભણીશ નહિ તો મને પણ એટલુંજ દુઃખ થશે અને આયુષ્ય

આમજ દુઃખમાં જશે એમ મને લાગે છે. હવે આ વિષે આપની જેવી ઇચ્છા હશે તેમ જ આપણે કરીશું.'

'શાન્તા, તારી હોંસ પૂરી કરવી એ મારૂં કામ છે. તું થોડા દિવસ બાબા સાહેબને ત્યાં જઇને રહે. તારાં શિક્ષણનો સર્વ ખર્ચ હું આપીશ. અને તું ત્યાં જ હશે એટલે મારૂં લગ્નજ થયું નથી એમ હું સમજી શકીશ, કેમ ? છે તારી તૈયારી?'

મેં માથું ધુણાવીને કહ્યું:

'હવે બાપુજીનાં ઘરનું તો પગથિયું સુદ્ધાં ન ચઢવાનો મેં નિશ્ચય કર્યો છે.'

'કેમ એમ ?'

'કેમ તે મેં આપને હમણાંજ જણાવ્યું છે. મારૂં શિક્ષણ પૂરૂં ન થવા દેતાં તેમણે મારૂં લગ્ન કરી નાંખ્યું અને તે સુદ્ધાં......'

એટલું બોલતાં જ મને ફરી રડવું આવ્યું.

એટલે તાત્યાસાહેબે મને અત્યંત પ્રેમથી કહ્યું:

'ઠીક, એટલું જ ને ? હું તારી હોંસ પૂરી કરીશ. તું કાંઇપણ ચિંતા કરીશ નહિ, તારૂં શિક્ષણ પૂરૂં થાય નહિ ત્યાંસુધી આપણું લગ્ન જ થયું નથી એમ આપણે સમજીશું તો ચાલશે ને ?'

તાત્યાસાહેબના આ શબ્દોથી મારા મન પરનો કેટલો ભાર ઉતરી ગયો ! મેં મનમાંને મનમાં તાત્યાસાહેબનો ભારે આભાર માન્યો. તાત્યાસાહેબનો એ દિલદાર સ્વભાવ અને સ્વાર્થત્યાગ જોઇને મારા મનમાં તેમને માટે પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઇ. હવે આવી અથવા માનસિક વ્યભિચારી સ્થિતિમાં મારે નિરપરાધી પ્રાણીને જન્મ દેવાનો સમય આવશે નહિ. મને એથી અત્યાનંદ થયો...

પણ મારે બાળકોને વિચારે પાડવો જોઇએ તે કઇ રીતે પડશે ? એ ચિંતા વધારે ને વધારે થવા લાગી.

## પ્રકરણ સત્તરમું

### આનંદનું એક પૂરૂં સાધન

એ પછી બેત્રણ વર્ષમાં જે કાંઇ બની ગયું તેમાં કહેવા જેવું વિશેષ કાંઇ નથી. તોપણ તાત્યાસાહેબના સ્વભાવમાં કેવો ફેર પડતો ગયો તે થોડું ઘણું કહેવાની જરૂર છે.

મારૂં લગ્ન થયા પછી પીયરના લોકોનો અને મારો તો જાણે સંબંધજ તૂટી ગયા જેવું બન્યું હતું. જેમણે મને જાણીજોઇને આવા દુઃખાગ્નિમાં ફેંકી દીધી અને તેને માટે પોતાને ધન્ય માન્યા એવા મારા એ પિતા પ્રત્યે મને વિલક્ષણ પ્રકારનો રોષ ચઢતો હતો. તે વિષે કાંઇ બોલવા જેવું નથી. બા અને મધુ માટે મને થોડું ઘણું લાગતું એટલે મધુને કદિ કદિ પત્ર લખીને હું મારી ખુશખબર આપતી. બાપુજી કેટલીક વાર મને પુના મોકલવા માટે તાત્યાસાહેબ પર પત્ર લખતા અને તાત્યાસાહેબ પણ મને ત્યાં મોકલવા માટે તૈયાર જ હતા. પરંતુ મેં પુના જવા માટે કદિ ઉત્સુકતા બતાવી ન હતી. એટલું જ નહિ પણ, પ્રત્યેક વેળા પુનાનું નામ કાઢતાં જ હું તે વિષય તાબડતોબ બદલીને 'મને મુંબાઇમાં રહેવાનું જ વધારે ગમે છે' એમ તેમને કહેતી. મારાં આ ચમત્કારિક વર્તનથી તેમને આશ્ચર્ય ઉપજતું. તેમને કદિક લાગતું 'આને મારા ઉપર ખરે જ આટલો બધો પ્રેમ છે કે શું ?' પણ તરત જ તે પોતાનાં મન સાથે કહેતાઃ 'જો તેને મારા પર આટલો બધો પ્રેમ હોત તો તે કોલેજમાં શા માટે ગઇ હોત ? એનો મારા પર પ્રેમ તો ખાત્રીપૂર્વક નથી, તો પછી, તે પુના કેમ જતી નથી ?' એવો વિચાર હમેશાં તેમનાં મનમાં આવતો, પરંતુ કેટલીક દિવસ સુધી એ પ્રશ્ન ઉકેલાયો નહિ. મારે મારા માના પિતાને મળવું નથી એ

જાણીને તેમને ઘણું જ આશ્ચર્ય ઉપજતું અને મારા સ્વભાવનાં આ ચમત્કારિકપણાં માટે પણ તેમને આશ્ચર્ય ઉપજતું.

જે દિવસે મારે કોલેજમાં જવું કે નહિ એ સબંધમાં તેમની સાથે વાર્તાલાપ થયો તે દિવસથીજ મારા પ્રત્યેનો તેમનો પ્રેમ ઓછો થવા માંડ્યો હતો એમ કહું તો ખોટું નહિ. તેમણે મને મોટા ઉદારપણાથી કોલેજમાં જવાની પરવાનગી આપી–પણ તે દિવસથીજ મારે પ્રત્યે તેમનું બેફિકરપણું જણાવા લાગ્યું. મારી સાથે વધારે બોલવું નહિ. જમવા તેમજ ચ્હા પીવા અમે સાથેજ બેસતા હોવા છતાં, 'તારો અભ્યાસ બરાબર ચાલે છે ને ? કે અહીં તને ઠીક લાગે છે ને ? ' એવા પ્રશ્નો સિવાય તેઓ મને કાંઇજ વધારે પૂછતા નહિ. આથી અમારો મેળ વધારે ને વધારે તૂટતો ગયો. મારે શરૂઆતથીજ તેમની સાથે સરળતાથી વર્તવું ન હતું અને તેથી આ ભિન્નતા વધતી ગઇ.

પછી શું પૂછવું ? અમારા પ્રેમમાં જેટલો લાગવો જોઇએ તેટલો વિક્ષેપ લાગવા માંડ્યો. મને આથી ઘણું જ ખરાબ લાગતું હતું. આવી રીતે અમારા આ દુઃખમાં ઉદાસીનતા ઉત્પન્ન કરવાની મારી ઇચ્છા ન હતી. અમારા બન્નેનો સંબંધ તૂટે, લોકોમાં અમારી નિંદા થાય અને તેનું છેવટ ભળતું જ પરિણામ આવે એવો મારો ઉદ્દેશ ન હતો. ઉલટું મને ભાસ્કર વિસારે પડે અને અમારો પ્રેમાળ સંબંધ વધારે દૃઢ થાય અને એમ થતાં અમારું વંશવૃક્ષ વધે એવી મારી ઇચ્છા હતી. ભાસ્કર પર મારો પ્રેમ હતો એ સ્થિતિમાં તાત્યાસાહેબના સંતાનની હું માતા બનું તે મને ઠીક લાગતું ન હતું. અને તેથી જ કોલેજમાં જવાની અને ભણવામાં સમય ગાળવાની મેં યુક્તિ કરી હતી, પરંતુ તે કેટલી સફળ થઇ તે અગાઉ જણાશે જ.

બેફિકર વર્તન જોઇને તેમને ખરી હકીકત કહેવી એમ મારા મનમાં થતું, પરંતુ કોણ જાણે કેમ ' મારાં સત્યવકતાપણાંનું આથી કાંઇ ભળતું જ પરિણામ આવે તો ? ' એમ લાગતાં હું પાછી હઠતી અને તેમના સમક્ષ મારું અંતઃકરણ ખુલ્લું કરવાનું મારામાં ધૈર્ય રહેતું નહિ. કેટલાક દિવસ તેઓ ઓફિસથી આવે ત્યારે તેમની સાથે બોલવા માટે હું જાઉં પણ હું ચ્હા કે નાસ્તો લઇને તેમની ઓરડીમાં જતી અને તેમની સાથે બેક સંબંધમાં કે કલબ સંબંધમાં વાત કરતી બેસતી, પરંતુ હું પુછું તે પ્રશ્નનો ઉત્તર આપવા ઉપરાંત તેઓ કાંઇ વિશેષ કરતા નહિ. ઉલટું ' તું નાસ્તો ઉપર શા માટે લાવે છે ? હું જ નીચે જઇશ. મને નીચે ચ્હા લેવાનું ઠીક પડે છે, ' એમ તેઓ બોલતા. નહિતર 'હું બહાર ચ્હા પીને આવ્યો છું, મને જરાય ખાવાની ઇચ્છા નથી. તું તારો અભ્યાસ કરવા જા.' એમ તૂટક તૂટક શબ્દો તેમના મુખમાંથી નીકળતા.

આથી ભાસ્કરનું વિસ્મરણ થવાને બદલે ઉલટું તેના સ્વભાવની અને તેના સુંદર ભાષણની વારંવાર યાદ આવવા લાગી. અમારા *ઘરમાં મારી બરોબરીનું બીજું કોઇજ ન* હતું.' એટલે મારાં દુઃખમાં વધારો થયો. કોલેજમાં કે અભ્યાસમાં મારો જેટલો સમય જતો તેટલોજ ઠીક જતો પણ બાકીના સમયમાં ' શું કરવું ! ક્યાં જવું ? કોની સાથે બોલવું ? ' એમ મને થતું.

આવા સમયે ભાસ્કરનો ફોટો લઇને તેનું ચિંતન કરવું એજ મારા આનંદનું એક પૂરું સાધન હતું.

( અપૂર્ણ )



# સમાલોચના

શ્રી. ફાર્બસ ગુજરાતી સભાનાં પ્રકાશનો

**( ૧ ) ચતુર્વિંશતિ પ્રબન્ધનો ગુજરાતી અનુવાદ:** સંશોધન અનુ-અને વિવેચક: પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા; રૂા ૧ ૦-૦.

**( ૨ ) શ્રી મહાભારત:** (ગુજરાતી પદબન્ધ) ગ્રન્થ બીજો, સમ્પાદક તથા સંશોધક રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, મૂ. રૂા. ૧-૦ ૦.

**( ૩ ) શ્રી પ્રબંધ ચિંતામણિ:** ગુજરાતી ભાષાન્તર, ભાષાન્તર કર્તા રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, રૂા. ૧.

**( ૪ ) રૂપસુન્દર કથા:** સંશોધક: રા. ભોગીલાલ જયચંદ સાંડેસરા, ૦-૮-૦.

**( ૫ ) રાજ્યરંગ:** ( ભાગ ૨ જો ) રચનાર કવિ નર્મદાશંકર લાલશંકર દવે. રૂા. ૦-૧૨-૦.

**( ૬ ) શ્રી બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા:** પુષ્પ ૧ તથા ૨, મૂ. ૦-૬-૦ સર્વના પ્રકાશક: શ્રી. ફાર્બસ ગુજરાતી સભા, મુંબાઇ.

પ્રાચીન સાહિત્ય અને ઇતિહાસને લગતાં સાધન સાહિત્યનાં પ્રકાશન માટે શ્રી. ફાર્બસ ગુજરાતી સભાનું કાર્ય જાણીતું છે. એ સભા તરફથી ચાલતી શ્રી ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળાનાં પ્રથમ પાચ પુસ્તકો ૧૮ થી ૨૩ મા ગ્રંથાંકો છે. ૬ઠું પ્રકાશન શ્રી. ફાર્બસ ગુજરાતી સભાના આશ્રયે થએલું છે.

શ્રી ફાર્બસ સભાના આ પાંચ પ્રકાશનોમાં નં. ૧, નં. ૩ અને નં. ૫ ઇતિહાસને લગતા ગ્રંથો છે. નં. ૧ અને નં. ૩, ગુજરાતના ઇતિહાસને લગતી પ્રાચીન સાહિત્યની અમૂલ્ય સામગ્રીઓ રજુ કરે છે. જ્યારે ૫ મું પુસ્તક ગુજરાતના વીરકવિ નર્મદની જગતના ઇતિહાસની સામગ્રી રજુ કરે છે. નર્મદની દૃષ્ટિ એકલાં ગુજરાત પરત્વે સંકુચિત રહી ન હતી પણ જગત તરફ વળી હતી એનું એ ઉદાહરણ છે. ગુજરાતી ભાષામા આજે, નર્મદની શતાબ્દી ઉજવાઇ ગયા પછી પણ જગતનો ઇતિહાસ આપતાનો મૌલિક ગ્રંથ નથી એ જ કવિ નર્મદની દૃષ્ટિ કેટલી વિશાળ હતી તે બતાવવા માટે પૂરતો છે એમ કહી શકાય. નં. ૨ અને નં. ૪ એ બે પુસ્તકો પ્રાચીન ગુજરાતી કાવ્યસાહિત્યના સુંદર નમુનાઓ છે. દરેક પુસ્તકને પ્રસ્તાવના ટીકાઓ વગેરેથી સમૃદ્ધ કરવા પાછળ સંશોધકો-તેમજ ભાષાતરકારોએ પૂરતો પરિશ્રમ લીધેલો જણાઇ આવે છે.

છેલ્લાં પુસ્તકમાં સજીવન થએલી શ્રી બુદ્ધિવર્ધક સભાના આશ્રયે થએલા બે વ્યાખ્યાનો તેમજ સભાના પ્રથમ સમારંભ પ્રસંગના વ્યાખ્યાનોનો સમાવેશ થવા ઉપરાત બુદ્ધિવર્ધક સભાની લીલી સૂકીનો ઇતિહાસ વાંચવાનો મળી શકે એમ છે. સભાના ગ્રંથો અભ્યાસીઓને ઉપયોગી થઇ પડે એવા છે એટલે એ ખાસ ઉત્તેજનને પાત્ર છે.

**ગીતા મન્થન** લેખક: શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા પ્રકાશક પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. રૂા. ૧-૪-૦.

ભારતવર્ષની સર્વમાન્ય સાહિત્યકૃતિ તરીકે ગીતાનું જગતભરના સાહિત્યમાં સ્થાન સિદ્ધ થઇ ચૂકેલું છે. શ્રીમદ્ ભગવદ્ગીતામાથી સર્વ પ્રકારના જ્ઞાનનો બોધ થાય છે. અનેક વિચારકો અને ચિન્તકોએ ગીતાના શ્લોકોના અનેક અર્થો કર્યાં છે. આવા એક મહાગ્રંથ પ્રત્યે ગુજરાતના સમર્થ ચિન્તક શ્રી. કિશોરલાલભાઇનું લક્ષ જાય એમાં આશ્ચર્ય નથી. ગીતાને તેમણે પોતે જે રીતે પચાવી છે તે રીતે સરળરીતે રજુ કરી છે અને ગીતાપ્રેમીઓને તેમના આ પુસ્તકથી અનહદ લાભ થવા સંભવ છે.

**( ૧ ) માબાપ થવું આકરૂં છે ( ૨ ) પ્રાથમિકશાળામાં કલાકારીગરીનું શિક્ષણ ખંડ પહેલો ( ૩ ) ખંડ બીજો; ( ૪ ) શિક્ષક હો તો** ચારેના લેખક: શ્રી ગિજુભાઇ પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મન્દિર, ભાવનગર કિંમત દરેકના દશ આના

પેળીબસો પાનાના પહેલાં પુસ્તકમાંથી માબાપોની બાળકો પ્રત્યે કેવી જવાબદારી છે તેનું સચોટ ભાન થાય એમ છે. બાળકો સાથે કેવું વર્તન રાખવું, બાળકોને કેમ કેળવવાં, બાળકોના

સ્વભાવ અને ચારિત્ર્યનું ઘડતર કેમ થાય છે એ બધી બાબતો સંવાદરૂપે આમાં રજુ થએલી છે. દરેક માબાપ થનારે આ વાંચવા જેવું છે. વિષયને રસિક રીતે રજુ કરવામાં શ્રી. ગિજુભાઇ હમેશની માફક સફળ થયા છે. બીજા અને ત્રીજા પુસ્તકનું વસ્તુસૂચન નામ ઉપરથી જ થઇ જાય છે. માધ્યમિક શાળામાં કલાકારીગરી એટલે ચિત્ર, સંગીત, શિવણ ભરત ગૂંથણ, સુતારીકામ, કાગળ કાતર, રંગોળી, વગેરેનાં શિક્ષણક્રમ વિષે શ્રી. ગિજુભાઇએ સચોટ પ્રકાશ પાડયો છે. શિક્ષકો માટે એ ઘણો ઉપયોગી થઇ પડે એમ છે. ચોથાં પુસ્તકમાં શું છે તે જાણવા માટે ગિજુભાઇની 'સાદર રજૂ' ની સાત લીટીઓ જ પૂરતી થઇ પડે એમ છે; "આટલાં વર્ષોમાં જેટલું મેં શીખવ્યું છે તેના કરતાં વધારે હું શીખ્યો છું. એ જ્ઞાનમાંથી આ ચોપડીમાં મેં થોડુંએક મૂક્યું છે."

**આરોગ્ય મન્દિર:** લેખક ડૉ. વરજીવનદાસ દામોદરદાસ મરચંટ; પ્રકાશક ખડાયતા મિત્ર કાર્યાલય: ચાર રસ્તા, અમદાવાદ.

ગુજરાતના જાણીતા કવિ નવલકથાકાર શ્રી. કેશવ હ. શેઠના તંત્રીપદેથી પ્રકટ થતાં જ્ઞાતિ માસિક 'ખડાયતા મિત્ર' ના સં. ૧૯૯૧ ના ભેટ પુસ્તક તરીકે આ ઉપયોગી પુસ્તક પ્રકટ થયું છે. એમાં શરીરની આરોગ્યતા માટે લેવી જોઇતી સંભાળ વિષે ઉપયોગી માહિતી આપવામાં આવેલી છે. સાથે સાથે તેમણે કેટલીક રોજીંદી જેવી માંદગીના ઇલાજો પણ સૂચવ્યા છે.

**શ્રી કૃષ્ણ મંજરી:** માળા પહેલી, લેખિકા: સૌ. ઇન્દુમતી દેસાઇજી. ભરૂચ મૂલ્ય ૧-૪-૦

રાગ અને તાલમાં રચાયલાં શ્રી કૃષ્ણ ભક્તિનાં ૧૦૮ પદોનો આ સંગ્રહ લેખિકાની કૃષ્ણ ભક્તિનું સારું દર્શન કરાવે છે. હિન્દી અને ગુજરાતી ભાષામાં આ પદો રચાયલાં છે. એના રાગ-તાલ વિષે અભિપ્રાય ઉચ્ચારવાની અમારી શક્તિ નથી. પુસ્તકની છપાઇ કલામય છે.

**મંગલ સૂત્ર:** લેખક: રા. પાદરાકર: સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય મુંબાઇ ૨, કિંમત રૂા. બે.

લગ્ન, લગ્નને અંગેના અનેક પ્રસંગો અને લગ્નજીવનને લગતાં રા. પાદરાકરનાં રચેલાં ૧૦૭ ગીતોનો આ સંગ્રહ પ્રકાશન સંસ્થાએ સુંદર રૂપરંગમાં સ્વસ્તિક ગ્રંથમાળાનાં ત્રીજા વર્ષનાં ચોથા પુસ્તક તરીકે પ્રકટ કર્યો છે. ગુજરાતનાં પ્રાચીન લગ્નગીતો આજની મીઠાશ અને ભાવના એટલી બધી જનહૃદયમાં દઢ થએલી છે કે તેનું સ્થાન આ ગીતો લઇ શકશે કે કેમ એ શંકાસ્પદ છે.

**તાતાંતીર:** લેખક: શ્રી. ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ. પ્રકાશક: "કંસારા શુભેચ્છક" કાર્યાલય. શેરડીપીઠનો ડેલો, ભાવનગર. કિંમત ચાર આના.

સામાજીક પ્રશ્નો છેડતી લેખકની આ ટુંકી વાર્તાઓ ભવિષ્ય માટે ઠીકઠીક આશા આપે એવી છે. શોષક વર્ગ પ્રત્યેની સહાનુભૂતિ સ્પષ્ટ જણાઇ આવે છે.

**મેહ તથા ઊજળી:** લેખક: શ્રી. ઉછરંગરાય કેશવરાય ઓઝા બી. એ. બૃહદ્ ગુજરાત કાર્યાલય પો. બો. ૫૨૨ નૈરોબી—કીનિયા. કિંમત બે શીલીંગ.

સોરઠી ગીત કથાઓમાં દુહાબદ્ધ 'મેહઉજળી' ની કથા છે. એ કથા ઉપરથી શ્રી. ઓઝાએ આ નાટકની રચના કરી છે. આખી કથાને તેઓ નાટકમાં સફળ રીતે ઉતારી શક્યા છે.

**કિસ્મતનો સિતારો: દિક્પાલ અને ચક્રનો ચમત્કાર:** લેખક શ્રી ગજેન્દ્રશંકર લાલશંકર પંડયા; દેવગઢ બારિયા. મૂલ્ય ૦-૬-૦.

ભજવવાના હેતુથી લખાયલી આ ત્રણ નાટિકાઓ છે. પહેલી અને છેલ્લી સામાજીક પ્રશ્નો પર કટાક્ષ કરતી છે. 'એમેચ્યોર' નટોને ભજવવામાં કામ આવશે.

**વીમાનો સંદેશ:** લેખક: શ્રી. મણિભાઇ દેસાઇ; મુંબાઇ.

વીમો એ આજે જીવનની અગત્યની જરૂરીઆતનું રૂપ પામ્યો છે. એટલે એને લગતી બધી ય વિગતોની સમજણ આપતી આ નાની પુસ્તિકા ઉપયોગી થઇ પડે છે.

**કમનસીબ કુમારિકા:** લેખક, શ્રી. મહાસુખભાઇ ચુનીલાલ વીસનગર, કિં. ૦-૫-૦.

રૂઢીઓ તેમજ વૃદ્ધ લગ્ન વગેરેને ચર્ચતી આ નાટિકા સામાન્ય કોટિની છે.

**કાશ્મિરની કુંજોમાં:** લેખક: 'અપતરંગી' સુરત. મૂલ્ય. ૦-૮-૦

કાશ્મીર અને તેનાં નૈસર્ગિક સૌન્દર્યની આ પુસ્તકમાંથી સારી માહિતી મળે છે. પ્રવાસ શોખીનોને એ ઉપયોગી થઇ પડશે.

**સ્વીકાર:** (૧) વસુધરા: વાર્ષિક: દર્શન આઠમું. ૧૯૯૧ તંત્રી: ગટુલુંજ નાગરદાસ આચાર્ય કરાંચી. (૨) જૈન ધર્મ પ્રકાશ: સુવર્ણ મહોત્સવ વિશેષાંક. અને વૈશાખ જ્યેષ્ઠનો અંક પ્રગટ કર્તા શ્રી જૈન ધર્મ પ્રચારક સભા ભાવનગર. (૩) ગ્રામજીવન: જુન: વરોડા.

# ફૂલ વેણી

( ૧ ) સમાજ સેવિકા જેન એદમ્સ ( ૨ ) પતિ પત્નીના સમાન અધિકાર ( ૩ ) આધુનિક સ્ત્રી ( ૪ ) કન્યાઓ માટે વ્યાયામવર્ગ . . .

### ( ૧ ) સ્વ જેન એદમ્સ

અમેરિકાનીજ નહિ પણ વિશ્વ સમસ્તની અગ્રગણ્ય મહિલાઓમા માનભર્યું સ્થાન મેળવનારી અમેરિકાની સર્વ શ્રેષ્ઠ સ્ત્રી શહેરી મીસ જેન એદમ્સ તા ૨૧ મી મે ની રાત્રે શિકાગોમા ૭૫ વર્ષની વયે અવસાન પામ્યા છે છેલ્લા કેટલાક સમયથી તેઓ ગભીર બીમારી ભોગવતા હતા

માનવ જાતિની સેવાઓ માટે તેઓ ઘણા જાણીતા થયા હતા ૧૯૩૧મા તેમને શાન્તી માટેનુ નોબેલપરિતોષક આપવામા આવ્યુ હતુ અને એથી તેઓ દુનિયાભરની મહિલાઓમા માનભર્યું સ્થાન પામ્યા હતા

જેન અમેરિકાની અને જગતની વર્તમાન યુગની સર્વ શ્રેષ્ઠ સ્ત્રી હતી એનુ જીવન તપસ્વીની સમુ હતુ અમેરિકનો એને અમેરિકાએ આજ સુધી ઉપજાવેલી મહાન વિભૂતિઓમાની એક તરીકે ગણે છે

એક અકસ્માતે એને આ દર્શ સેલછાના માર્ગ પર મૂકી દીધી બાલ્યાવસ્થામા એની કરોડને ઇજા થઇ જેન સોળ વર્ષની થઇ ત્યારે જૂના દર્દે એના મગજના જ્ઞાનતતુઓ પર અસર કરી અને નિષ્ણાત ડોકટરોના અભિપ્રાય મુજબ એને યુરોપ મોકલવામા આવી

જેન યુરોપ જવા માટે ઉપડી એ ક્ષણ સાચેજ ધન્ય ક્ષણ હતી. એના યુરોપ પ્રવાસે એને નવા સર્જનની જન્મદાત્રી બનાવી

એ યુગ શાહીવાદનો હતો, સન્તાનતની પૂજાનો અને સામ્રાજ્યના વિકાસની ધૂનનો એ કાળ હતો. પ્રજા હક્ક એવો શબ્દોચ્ચાર સરખો કરવામા પણ સર્વની હાસીના પાત્ર બનવુ પડે તેમ હતુ એ વેળાએ યુરોપની સફરે જેનમા નવી વિચારસૃષ્ટિ નીપજાવી.

એ કાળમા એને એક માનવિના સમાગમમા આવવાનુ બન્યુ સૌ એને પાગલ અને સાગરઘેલડો માનતા એ તરગી માનવિની ધૂન હતી સમાન જીવન અને માનવીને માટે સમાન હકો મેળવવાની એ માણસનુ નામ આલફ્રેડ ટોયનબી

આલફ્રેડ ટોયનબી સાચે સાચ સ્વપ્નદ્રષ્ટા હતો એણે પોતાના સ્વપ્નો સિદ્ધ કરવા એક આશ્રમ-સેટલમેન્ટ સ્થાપ્યુ હતુ જેન ઉપર આલ્ફ્રેડે કોઇ અદ્ભુત પ્રભાવ પડયો

અમેરિકાના શ્રીમન્ત દામ્પત્ની પુત્રી ઘેરથી યુરોપ આવી હતી, શરીરની માદગી ટાળવા, પણ આલ્ફ્રેડ ટોયનબીનુ આશ્રમ જોઇ એ પોતાનુ શરીર-દુખ ભૂલી ગઇ અને એ આશ્રમમા વસવાટ કર્યો,



૨૪૦ મીસ જેન એદમ્સ

જેને થોડા માસ આશ્રમમા ગાળ્યા ત્યા પિતાની માદગીના ખબર આવ્યા. જેનને પાછુ અમેરિકા ઉપડવુ પડયુ જેન પાછી તો વાની પણ સાથે ટોયનબીઆશ્રમના સસ્કાર તેના અતરમા જડાઇ ચૂકયા હતા.

અમેરિકામા એને એલન ગેટસસ્ટાર નામની નારી મળી. એ નારીની સગાથે જેને 'હલ હાઉસ' નો પાયો નાખ્યો-ટોયનબીના આશ્રમની પ્રતિકૃતિ ઉભી કરી.

શિકાગો શહેરને એની વર્તમાન ઔદ્યોગિક મહત્તા આપનાર ચાર્લ્સ હલ નામના એક અમેરિકન શહેરીએ મૃત્યુ વખતે પોતાના મકાનની જેનને ભેટ કરી. એ ઉપરથી જેને સ્થાપેલા આશ્રમનું નામ 'હલ હાઉસ' પડ્યું.

જેનના જીવનનું સ્મારક-એના આદર્શનું કેન્દ્ર તે આ આલમમશહુર 'હલ હાઉસ' ટૉયનબીએ સીંચેલા સંસ્કાર અને વિચારને એણે અહીં ઉતાર્યા.

સમસ્ત દુનિયાના અનાથ માનવીઓનું એ આશ્રયસ્થાન છે. ગરીબો અને આજારીને દવા અને સહાય ત્યાં મળે છે. શ્રમજીવીઓ પરના અન્યાયનો સામનો કરવાની વિચારણા ત્યાં થાય છે. સંકુચિત રાષ્ટ્રવાદ અને યુદ્ધવિરોધક પ્રવૃત્તિઓની યોજનાઓ ત્યાં ઘડાય છે. 'હલ હાઉસ' એટલે ઘડાતી આવતી નૂતન આલમના ઘડતરનું એક જગદ્વ્યાપી કેન્દ્ર.

જેને 'હલ હાઉસ' સ્થાપ્યા પછી અમેરિકાનાં શ્રમજીવીઓનાં દ્વારે સુખ અને અજવાળું મોકલવા અનેકવિધ પ્રવૃત્તિઓ કરી.

એણે કારખાનાના નિરીક્ષણનો કાયદો કરાવ્યો એણે શ્રમજીવીને બદલો આપવાનો કાયદો કરાવ્યો; અને એવા બીજા કેટલાયે કાયદા કરાવ્યા કે જેના માટે અમેરિકાના શ્રમજીવીઓ એને સદા યાદ કરશે.

જેન એડમ્સની નજર અમેરિકાના સીમાડાઓની બહાર પણ ફરતી જ્યારે ૧૯૧૪ માં યુરોપમાં મહાયુદ્ધ સળગ્યું ત્યારે આ નારીએ યુદ્ધવિરોધક [illegible]તના આદ્ય ઉત્પાદકોમાં પોતાનું સ્થાન લીધું.

એણે ૧૯૧૫ માં એ અર્થે સૌથી પ્રથમ સ્ત્રીઓની એક આંતરરાષ્ટ્રીય પરિષદ બોલાવી અને એ રીતે તો જીવનના અંત સુધી એ પ્રવૃત્તિ એણે ચાલુ રાખી. ૧૯૩૧માં એને નોબેલનું-શાન્તિ માટેનું ઇનામ આપીને એના એ કાર્યની કદર કરવામાં આવી. [ 'રોશની'માંથી ]

× × ×

### ( ૨ ) પતિ-પત્નીના સમાન અધિકાર

[ અમદાવાદમાં જ્યોતિસંઘની બહેનો સાથેના પ્રશ્નોત્તર દરમ્યાન ગાંધીજીએ દર્શાવેલા વિચારો ]

પતિને જે હક છે તે બધા જ પત્નીને છે તેમાં મુદ્દલ શંકા નથી. બન્નેના ધર્મ નોખા છે. પણ તેમના અધિકાર ઓછાવત્તા નથી. સ્ત્રી બમીરા પાટલુન પહેરી બંદુક લઇ ફરવા નીકળે, તો તેને રોકવાનો પુરુષને અધિકાર નથી. આવા કામોમાં જેટલો હક પુરુષોને તેટલો જ સ્ત્રીને છે. સ્ત્રીને સી-નેમામાં ન જવું હોય તો પુરુષ તેને ફરજ ના પાડી શકે કે સ્ત્રીને એકલીને જવું હોય તો પુરુષ રોકી પણ ન શકે. એટલે કે બન્નેએ સાથે કરવાની વસ્તુઓનાં સહકાર, સહયોગ જેટલા તેટલું વધારે સારું છે.

આ સહકાર એકાંગી વસ્તુ નથી. એનું પ્રમાણ હોય જ નહિ. આ એકપક્ષી વસ્તુ પણ નથી. પુરુષ કહેતો આવે કે હું તારો ધણી છું. તું મારો માલ છે. હું કહું તે રસ્તે તારે ચાલવાનું છે એ પ્રકારની ભાવનાને મારી વિચારસૃષ્ટિમાં સ્થાન નથી. પુરુષોની આવી હઠો સામે છેવટનું હથીયાર સત્યાગ્રહ છે. સ્ત્રી પણ તે વાપરી શકે છે. એ એકધારી અને બહુધારી પણ તલવાર છે. એ ગમે ત્યાં સફળતાથી વાપરી શકાય. આ પ્રેમના બળ પાસે પુરુષને હેઠે પડે જ છુટકો છે. પતિ પાસે પોતાનું વ્યકિતત્વ સિદ્ધ કરવું જ હોય તો તેને આ પ્રેમનો, સત્યાગ્રહનો માર્ગ બતાવું છું, પણ એ પ્રીતમે કહ્યું છે તેમ 'પાવકની જ્વાળા છે.' એમાં ચાલવું પડશે. અને તે જોડા પહેરીને નહિ પણ ઉઘાડા પગે.

સ્ત્રીઓની આર્થિક પરતંત્રતા દૂર કરવાના પ્રશ્ન વિષે તેમના વિચારો નીચે મુજબ છે:

સ્ત્રીની આર્થિક પરતંત્રતા દૂર કરવાના ઘણા રસ્તા બતાવી શકું. આર્થિક સ્વતંત્રતાનો સિદ્ધો માર્ગ એ છે કે દરેક સ્ત્રીએ કાંઇને કાંઇક ઉદ્યોગ કરતા થઇ જવું જોઇએ. અત્યારની ભણેલી બેનો પણ સ્વતંત્ર હોય છે એમ નથી એ પણ એટલી જ પરતંત્ર હોય છે. પણ આ પ્રશ્ન તો શહેર અને ઉચી કોમની બેનોનો છે. હું ગામડામાં જન્મ્યો છું. અને ત્યાં મેં અસંખ્ય બેનોને આર્થિક સ્વતંત્રતા ભોગવતી જોઇ છે. ત્યાં પુરુષો કરતાં પણ સ્ત્રી વધારે મહેનત કરે છે. પણ સ્ત્રીને મહેનતાણું ઓછું મળે છે. ખરું જોતાં સ્ત્રી અને પુરુષને સરખીજ મજુરી મળવી જોઇએ એ એનો અધિકાર છે. એ ઇશ્વરી ન્યાય છે જ્યોતિ સંઘ જો આ કરી શકે તો તેણે જગતમાં એક નવું તત્વ ઉમેર્યું કહેવાય.

હવે આપણે શોધી લેવાનું રહ્યું કે આપણે કયો ઉદ્યોગ કરવો ? કરોડો સ્ત્રીઓમાંથી એમ. એ. બી. એ. તમે કેટલી થવાની ? પણ હું તમને કહી દઉં કે હિંદની કરોડો સ્ત્રીઓ આર્થિક સ્વતંત્રતા ભોગવે છે. અમદાવાદની કેટલી સ્ત્રીઓ ભોગવે છે તે મારે જાણવાનું છે. આ આર્થિક પરતંત્રતા દૂર કરવી જ્યોતિ સંઘ માટે મુશ્કેલ છે. એદુવની સ્ત્રીને મુશ્કેલ નથી. તે લોકો જે હક ભોગવે છે તે આપણે ભોગવતા નથી. છુટાછેડાના હક માટે લડવાનું

બ્રાહ્મણ, વાણીયાને છે બીજી કોમો તો એ લાભ કયારનીએ ભોગવે છે. માટે તમને કહું છું કે તમે કોઇ તેમની ખોટી દયા ન ખાતા, તમે શહેરી જીવન ગાળનારા જ પરતંત્ર છો.

આપણે બધાએ ઇટની માફક એક પર બીજી અને બીજી પર ત્રીજી એમ જોડાઇને કામ કરવાનું છે. તમે તમારા કામની જે મર્યાદા આંકેલી છે તેમાં રહીને કામ કરો અને તેને શોભાવો. રાષ્ટ્રીય જીવન અથવા જગતજીવનમાં સક્રીય ભાગ લેવા ઇચ્છનારને પણ તમે કહી શકો કે આવો અહીં. અને તેમા તમે સફળ થાઓ એવો મારો આશીર્વાદ છે.

પણ એ માટે ઘણી બેનોએ ભેખ લેવો પડશે, યોગિની થવું પડશે. આ હાંસીખેલ નથી અને જો ખેલ હોય તો તે ઉંચે માથે રસી પર ચાલતા બજાણીયાના ખેલ જેવો છે. એ જ્યારે એકતાનથી જુએ છે, દ્રષ્ટિનું અનુસંધાન સાધે છે, અને શરણાઇ ઢોલના સુર સાથે એકતાન થઇ જાય છે, ત્યારેજ સીધો સોટી જેવો રહે છે. એવીજ એકાગ્રતાથી કામ કરશો તો કાંઇ થઇ શકશે.

સ્ત્રીનું કામ ઘરનું રક્ષણ કરવાનું છે એમ મહાત્માજી માને છે. સ્ત્રીનાં કર્તવ્ય સંબંધી તેમણે દર્શાવેલા વિચારો એ માન્યતાનું પ્રતિપાદન કરે છે.

" સ્ત્રીનું કર્તવ્ય અંગ્રેજીમાં જેને ( Hearth and Home ) ગૃહધર્મ કહે છે તે ઘરનું રક્ષણ કરવાનું છે. પુરૂષે એ કાર્ય નથી કર્યું. તે તો રક્ષણ માટે કીલ્લા અને કોટ ચણીને બેસી ગયો છે. એ શું ઘરનું રક્ષણ કરવા આવશે અને આવ્યો તો એ કેવું રક્ષણ કરશે ? એ તો ઘરમાં પણ કીલ્લા અને કોટ ઉભા કરવાનો. તેમાંથી ગોળી છોડવા કાણાં પાડવાનો અને દીવાલ પર કાચ અને ખીલા જડવાનો. છેવટે ઘરનાં ખરચાં એ પર ચઢીને મરી જવાનાં. એટલે આપણે તો ઘરને શોભાવવાનું છે, એટલે મારો તો દ્રઢ અભિપ્રાય છે કે સ્ત્રીની કેળવણી નોખીજ હોવી જોઇએ. બંનેના ક્ષેત્રો નોખાં છે એટલે તાલીમ પણ નોખીજ હોય. આમાં એકનું કામ હલકું અને બીજાનું ચડતું એમ નથી, પણ બંનેના કામ એક બીજાની પુરણીરૂપે છે.

( ૩ ) આધુનિક સ્ત્રી

[ પુનામાં વસંત વ્યાખ્યાન માળાને અંગે શ્રીમતી સોનુબાઇ કાઝેએ આપેલાં ભાષણમાંથી ]

" આધુનિક સ્ત્રી એમ કહેતાં જ, ટાપટીપ કરીને દુધથી વર્તનુરી, સાઇકલ પર ફરનારી અને અર્ધીપર્ધી શિક્ષિત એવી સ્ત્રીનું ચિત્ર આપણી નજર સમક્ષ ખડું થાય છે. પરંતુ આધુનિક સ્ત્રી વિષેની મારી કલ્પના અત્યંત જુદીજ છે. હું તો તેનેજ આધુનિક સ્ત્રી કહું કે જે આગળ પાછળના પચ્ચીસ વર્ષનો કાળ પોતાની નજર સમક્ષ રાખીને પોતાના વ્યક્તિત્વનો વીકાસ કરે, આર્થિક દ્રષ્ટીએ સ્વતંત્ર બનીને, મને અને શરીરે શુદ્ધ અને નિશ્ચયી બનવાનો પ્રયાસ કરે. "

" હાલમા સ્ત્રી પુરૂષોમાં એક પ્રકારની નીરાશા ઉત્પન્ન થએલી છે. એ નીરાશા દુર કરવાનુ સામર્થ્ય મેં ઉપર જણાવેલી વ્યાખ્યા મુજબની આધુનિક સ્ત્રીઓમા જ છે. એથી જ તો સમાજમાં આધુનિક સ્ત્રીઓ વધારે ને વધારે નીર્માણ થવાની જરૂર છે. સ્ત્રીઓ સુશિક્ષિત થઇ એટલે સમાજમાં અંધાધુની ફેલાઇ રહી છે એમ કહેવું એ બરાબર નથી. હું તો એમ કહું છું કે સુશિક્ષિત સ્ત્રીઓનું પ્રમાણ ઘણું જ થોડું છે એજ સામાજીક અંધાધુંધી માટે વધારે કારણરૂપ છે.

અત્યારનું શિક્ષણનો આપણી બાળાઓ માટે કાંઇજ ઉપયોગ રહયો નથી એ આક્ષેપ ખરો નથી. કારણ કે દરેક પાલક હાલમાં પોતાની પુત્રી ગ્રેજ્યુએટ થાય એવી ઇચ્છા રાખે છે અને તે મુજબ તેને શિક્ષણ આપે છે. તે છતાં, પોતાની પુત્રવધુ તો ઘરકામમાં કુશળ સુદ્રઢ છતાં અશિક્ષિત હોવી જોઇએ એવી તે ઈચ્છા કરે છે.

આનો અર્થ એ છે કે, સ્ત્રીઓને શિક્ષણ આપવું કે નહીં તે વિષે પુરૂષવર્ગમાં હજી સુધી એકમત થએલો નથી. તેઓના મનમાં બન્ને બાજુના વિચારોની આંધી ફેલાયલી છે. આજના કુટુંબોમા આધુનીક સ્ત્રી વિષે એક પ્રકારની અવહેલના જણાઇ આવે છે. ખરૂં કહીએ તો સુશિક્ષિત સ્ત્રી એ બૌદ્ધિક દષ્ટિએ જુના પ્રકારની અશિક્ષિત સ્ત્રી કરતાં શ્રેષ્ઠ હોય છે એ કબુલ કર્યા વિના ચાલે એમ નથી. સ્ત્રીઓ શિક્ષિત થઇ એટલે તેનામાં વ્યક્તિતત્વનું ભાન ઉત્પન્ન થાય છે અને તેને વધારે જવાબદારીનું પણ ભાન થાય છે. ધર્મ અને નિતિ વિષેની કલ્પના હાલમાં થોડી ઘણી બદલાયલી છે છતાં સુશિક્ષિત સ્ત્રીઓ ધર્મ કે નીતિ ઉપર હલ્લો કરે છે એમ કહેવાનો કાંઇ અર્થ નથી. સ્ત્રીઓમાં જે પલટો દેખાઇ રહ્યો છે એ તો તેઓના જીવંતપણાનો પુરાવો છે.

સ્ત્રીઓમાં સૌંદર્યની અભિરૂચી વધી છે, કલાવિકાસ પ્રત્યેનો પ્રેમ પણ ઉત્પન્ન થયો છે. આટલા

શબ્દો ઉપરથી કદાચ કોઇને એમ લાગશે કે આધુનીક સુશિક્ષિત સ્ત્રી એટલે સદ્‌ગુણોની ખાણ પણ એવી કલ્પના કરવી એ પણ બરાબર નથી. આધુનિક સ્ત્રીમાં ઉપર જણાવ્યા તેવા ગુણો હોવા છતાં, ખરચાળપણું, શ્રમ ન લેવાની પ્રવૃત્તિ, થોડા ઘણાં અતડાપણાંથી વર્તવાની વૃત્તિ વગેરે જેવા કેટલાક દોષો પણ તેઓમાં છે. પરંતુ એ દોષો કાઢી નાખવાનું કામ પણ કૉલેજોએજ કરવાનું છે. એકંદરે જોતાં આધુનિક સ્ત્રીનું ચિત્ર લાગે છે તેટલું નિરાશાદાયક નથી, પણ આશાજનક છે એ કોઇને પણ દેખાશે.

ઉપરોકત વ્યાખ્યાન પ્રસંગે પ્રમુખસ્થાનેથી સમારોપ કરતાં શ્રીમતી કમળાબાઇ બંબેવાળેએ જણાવ્યું કે " આધુનીક સ્ત્રી એ પ્રચંડ રાષ્ટ્રીય શક્તિ છે. સ્ત્રી સ્વતંત્ર વિચારની જ્યોત છે. આધુનિક સ્ત્રીના મુખ્યત્વે બે ભાગ પાડી શકાય પહેલા ભાગમાં ઉચ્ચ શિક્ષણ લઇને અવિવાહિત રહી મોટી મોટી નોકરીઓ કરનારી સ્ત્રીઓનો સમાવેશ થઇ શકે. બીજા ભાગમાં ઉચ્ચ શિક્ષણ લઇને સંસારમાં પડનારી સ્ત્રીઓનો સમાવેશ થઇ શકે.

સ્ત્રી જાતિનું સૌથી પહેલું કર્તવ્ય આદર્શ માતા થવાનું છે એમ હું માનું છું. એનો અર્થ એ છે કે તેઓનું આદર્શ કર્તવ્યક્ષેત્ર એટલે સંસાર છે. બીજા ભાગની આધુનિક સ્ત્રીઓ પૈકી કેટલીક ભાગ્યવાન સ્ત્રીઓ પતિની સહાયથી રાષ્ટ્રની પ્રચંડ શક્તિ, આદર્શ માતા અને આદર્શ સ્ત્રીઓ પ્રત્યે તિરસ્કાર, ગૃહકાર્ય પ્રત્યેની અનાવડત; અને શિક્ષણને પરિણામે આવેલી શારીરિક દુર્બળતા, આવી સ્થિતિમાં સામાન હક અને સ્વાતંત્ર્યની બાંગ મારવાનો શો અર્થ ? જેને સંસાર માંડવાની ઇચ્છા હોય તેને પ્રજોત્પાદન યોગ્ય એવું પોતાનું શરીર રાખવું જોઇએ. એટલે કે આજની બાળાઓએ લગ્ન કરતાં પહેલાં શિક્ષણ મેળવીને પોતાને ગૃહિણીપદ માટે અયોગ્ય બનાવી મુકવી ન જોઇએ.

પતિ પત્નિનો સહકાર હશે તો જ સ્ત્રીઓ આદર્શ માતા બની શકશે અને પછી તેને ભાવી રાષ્ટ્રની શક્તી, સ્વતંત્રતાની જ્યોત એમ કહી શકશે. "

## ( ૪ ) કન્યાઓ માટે વ્યાયામવર્ગ

[ અમદાવાદમાં શારદામંદિર તરફથી કન્યાઓ માટે ચાલેલા વ્યાયામવર્ગનાં એક માસનાં કાર્યનું સરવૈયું ]

તા. ૧૩ મી મે ૧૯૩૫ ને રોજ કાર્યની શરૂઆત, પ્રાર્થના અને પ્રાથમિક પ્રવચનથી કરવામાં આવી. વર્ગ શરૂ થયો. ટુકડીઓ પાડવામાં આવી. નવાં હતાં તેમની નવી ટુકડી પડી. નબળાં હતાં તેમની જુદી ટુકડી કરી અને જેમણે વર્ષ, બે વર્ષનો ક્રમ કર્યો હતો તેમની ત્રીજી ટુકડી પડી. દૈનિક કાર્યક્રમ અને સમયપત્રકની ગોઠવણ થઇ અને સવારે તથા સાંજે મગદળ, લેઝીમ, લાઠી, ભાલા, જમઘયા અને કેલેસ્થેનીક્સની રમઝટ જામી.

પામતી અને દવા લેતી બેનો પણ ફરી પાછી જોરભેર પ્રવૃત્તિમાં જોડાઇ જતી. ત્રણ અડવાડીયાં તો આ રીતે ખુબ પ્રવૃત્તિભેર વહ્યાં.

ત્રીજા અડવાડીયાના અંતમાં બહારની પ્રવૃત્તિ ઉપડી. ઇડરની મુસાફરી નક્કી કરવામાં આવી. ખરા બપોરના તાપમાં ઇડર સ્ટેશન ઉતરવાનું આવ્યું તેથી સ્ટેશન પાસેના કુવા ઉપરજ આંબાના ઝાડ નીચે આંબાની ડાળીઓ ઉપર આસનો જામી ગયાં અને તડકા પાછા થયા ત્યાં સુધી ત્યાં રહી રમતો રમી, જમી ' ઇડરીઓ ગઢ ' ચડવાનું શરૂ કર્યું. રાત્રી પડતાં પડતાં તો ' ઇડરીયો ગઢ, ચડયાં, ગઢ ચડી ઉપરના જૈનોના દેરાસરના વીશાળ ઓટલા ઉપર પાથરણાં પાથરી શીતળ પવનથી, જે આરામ અને તાજગી અનુભવી તે તો જીવનનું એક સ્મરણ બન્યું.

વ્યાયામ વર્ગ હવે પુરો થવા આવે છે એવો નિશ્વાસ નાખતાં સૌ કોઇ પરીક્ષાની તૈયારી કરવા લાગ્યાં. છેલ્લા અને ચોથા અડવાડીયાના અંતમાં પરીક્ષા લેવાઇ. શરીરશાસ્ત્ર અને આરોગ્યશાસ્ત્રના મૂળ તત્વો, અને તેનો વ્યાયામ સાથે સંબંધ, આસનો, જુદી જુદી રમતો અને તેના નિયમો વગેરે વિષયો ઉપર પ્રશ્નો પુછાયા અને નોંધો તપાસાઇ. સીવું, દરેક વિષયમાં કરેલું કામ પરીક્ષાની દૃષ્ટિથી જોવામાં આવ્યું અને પ્રમાણપત્રો તૈયાર કરવામા આવ્યા.

સૌ અભ્યાસીઓએ એક માસમાં કેટલો શારીરીક અને માનસીક લાભ મેળવ્યો હતો. તે વિચારતાં અને આવતે વર્ષે ' આટલું તો કરીશુંજ ', એવો સબળ નિશ્ચય કરતાં પોતપોતાને સ્થાને તૈયારીઓ કરવા લાગ્યાં. તા. ૧૨મી જુન પ્રભાતે




## સ્વદેશ

ગુજરાતી ગ્રેજ્યુએટ બહેનો: મુંબાઇ યુનિવર્સીટીની બી. એ. ની પરીક્ષામાં પસાર થએલાં ગુજરાતી બ્હેનો નીચે મુજબ છે. ( બીજો વર્ગ ) ચારુમતિ પૂર્ણાનંદ ભટ્ટ, રૂક્મિણી નરોત્તમ દીવેચા. માલતી મનહરરામ મહેતા, મનોરમા ચીમનભાઇ શેઠ, ( પાસ વર્ગ ) સાવિત્રી પ્રસન્નલાલ દફ, ઉષા વરજીવનદાસ શ્રોફ, ચંદ્રલેખા હર્ષદરાય ત્રિવેદી, મૃદુલા દિનકરરાવ દેસાઇ, સરલા કનૈયાલાલ મુનશી, નલિની છોટુભાઇ વકીલ, ગુણિયલ સોભાગચંદ દેસાઇ, સુવર્ણા ગુલાબભાઇ દેસાઇ, સુલોચના ચુનીલાલ ભટ્ટ.

**ઇન્ટર આર્ટસમાં પસાર:** નીચેની ગુજરાતી બહેનો ઇન્ટર આર્ટસની પરીક્ષામાં પસાર થયાં છે. ( બીજો વર્ગ ) લતા હેમલતા દેવકરણ દેસાઇ, માલતી ઇન્દ્રવદન મહેતા, સાવિત્રી પ્રાણજીવનદાસ મહેતા, ( પાસ ) ઇન્દુમતી ખંડુભાઇ દેસાઇ, વીરબાળા જીવણલાલ દેસાઇ, વસુમતી રતિલાલ ઝવેરી. હેમલતા હીરાલાલ મહેતા, લ્યુસી નાનુભાઇ દફ, શાન્તિ મદનલાલ ગજ્જર, પુષ્પા ધીરજલાલ દેસાઇ, અરુણિકા ધનસુખલાલ મજમુદાર, દેવી અંબેલાલ દેસાઇ, તારામતી ઇન્દુકાન્ત ત્રિવેદી, સૂર્યકાન્તા સત્યેન્દ્ર દીવાન, મહેન્દ્રા હીરાશંકર મુનશી, નલિની જનાભાઇ નાણાવટી, સ્નેહલતા ગિરિકાન્ત પંડ્યા, નલિની હીરાલાલ દલાલ, લીલાવતી કુંવરજી નાયક.

**સ્ટવસઘડીના ભોગ:** ( ૧ ) મુંબાઇમાં પ્રભાકુંવર ગોકુળદાસ નામની લોહાણા યુવતી સ્ટવ ઉપર દૂધ ગરમ કરવા જતાં દાઝી મરણ પામી. ( ૨ ) મુંબાઇમાં પહેલા પારસીવાડામાં પતિ સાથે રહેતી તારાબાઇ કાન્તિલાલ દેસાઇ નામની ૧૭ વર્ષની ઉમરની સ્ત્રી દાઝીને મરણ પામી.

**શિક્ષણ પ્રવાસે હિન્દી વિદ્યાર્થીનીઓ:** વિદ્યાર્થીનીઓ અને શિક્ષિકાઓ મળીને ૧૯ સ્ત્રીઓની મંડળીને લઇને મીસીસ એસ. કે દત્ત "કોન્ટે રોઝો" સ્ટીમરમાં યુરોપના શિક્ષણ પ્રવાસે ગયા છે. લાહોરની ફોરમન ક્રીશ્ચીયન કોલેજ પ્રીન્સીપાલના મીસીસ દત્ત પત્ની થાય છે. ઇન્ટર નેશનલ સ્ટુડન્ટસ સરવીસના આશ્રય હેઠળ મીસીસ દત્તે ઉપલી મંડળીની ગોઠવણ કરી છે. પ્રવાસમાં આખાયે હિન્દમાંથી ઓગણીસ વિદ્યાર્થીનીઓ અને શિક્ષિકાઓ સામેલ છે. સ્ત્રીઓની આ મંડળી, ઇટાલી બેલ્જીયમ, ઝેકોસ્લોવેકીયા, ઓસ્ટ્રેલીઆ, જર્મની, હોલાંડ, સ્વીટઝરલાન્ડ, ફ્રાન્સ, ઇંગ્લાંડ, સ્કોટલેંડ અને તે ઉપરાંત ઘણાયે પ્રદેશોની મુલાકાત લેશે.

યુરોપની મુસાફરીએ ઉપડી જતાં પહેલાં વર્તમાનપત્રના એક પ્રતિનિધિને મુલાકાત આપતાં મીસીસ દત્તે જણાવ્યું હતું કે અમારી આ મુસાફરીનો ઉદ્દેશ એ છે કે હિન્દની વિદ્યાર્થીનીઓને તેમજ શિક્ષિકાઓને યુરોપીયન પ્રદેશોની વિદ્યાર્થીનીઓની મળવાની તક સાંપડે. અને ત્યાંની શિક્ષણ વિષયક અને સામાજીક શિક્ષણની - શાળાઓનું અવલોકન તેમને થાય અને ત્યાંનો કાર્ય દિશાથી પણ તેઓ પરિચિત બને. દેશના અરસપરસના સહવાસથી તેમજ સમજુતીથી સાધારણ મનની લાગણી ઉપજે છે કે જે શાંતી સ્થાપવાનો મુળ પાયો છે. આંતરરાષ્ટ્રીય સહકાર અને વિશ્વ શાંતિમાં અમે માનીએ છીયે પરંતુ રાષ્ટ્ર સંઘની મારફત જ આ બધુ થાય છે એવું ખાસ કાંઇ નથી. ખાનગી પ્રયાસો અને સંઘોથી પણ ઉપયું કાર્ય સાધી શકાય.

આવતા જુલાઇ માસમાં હોલાન્ડ ખાતે ભરાનારી "ઇન્ટરનેશનલ સ્ટુડન્ટ સરવીસ" ની વાર્ષિક પરિષદમાં ઉપરી મંડળી પોતાની હાજરી આપશે કે જ્યાં જુદા જુદા ત્રીસ પ્રદેશોની વિદ્યા-

થીનીઓ સાથે મળીને આંતરરાષ્ટ્રીય સહકારના ભવિષ્ય વિશે વિચારણા ચલાવશે. આજ માસમાં તેઓ લંડન ખાતે "નેશનલ પીસ કોન્ફરન્સ"મા પણ હાજરી આપશે.

આવતે વર્ષે—મીસીસ દત્ત, આવી જ એક મુસાફરી ચીન તથા જાપાન તરફ જવા માટે ગોઠવવાની આશા સેવી રહ્યા છે.

**જર્મન યુવતી સાથે લગ્નઃ** સુરતના ધારાસભાના સભ્ય ડૉ. મોહનનાથ કેદારનાથ દીક્ષિતના પુત્ર શ્રી. ભરતનાથના લગ્ન જર્મનબાળા શકુંતલા સાથે થયાં છે. શ્રી. શકુંતલા જર્મનબાળા છે. તેમને શ્રી. ભરતનાથ સાથે સ્નેહ થતાં તેઓ તેમની સાથે હિન્દ આવ્યાં હતાં અને હિંદુધર્મનો સ્વીકાર કરી શકુંતલા નામ ધારણ કર્યું હતું. આ લગ્નથી નાગર જ્ઞાતિમાં ઠીક ઠીક સનસનાટી ફેલાઇ છે.

**પત્નીનો કબજો જોઇએ છેઃ** સુરતના શ્રી. ભરતરામ મુનશી નામના નાગર ગૃહસ્થે વડોદરામાં રહેતી વીરેન્દ્રબાળા નામની પોતાની પત્નીનો કબજો મેળવવા સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં દાવો દાખલ કરાવ્યો છે.

**વડોદરામાં ચોંકાવનારૂં લગ્ન**· વડોદરાની ગવર્નમેન્ટ હાઇસ્કુલની એક શિક્ષક શ્રી. ગણેશ રામરાવ ગોકરીની યુવાન પુત્રી શ્રી. નર્મદાએ રાવપુરા લત્તામાં આવેલા ચિત્તેખાન મારુતિના પૂજારી શ્રી. હીરાલાલ મોહનલાલ જની સાથે લગ્ન કર્યું છે. શ્રી. નર્મદા દક્ષિણી દેશસ્થ બ્રાહ્મણ છે. શ્રી. હીરાલાલ ઔદિચ્ય ટોળકીયા જ્ઞાતિના ગુજરાતી બ્રાહ્મણ છે. શ્રી. નર્મદા કર્વે વિદ્યાપીઠ સાથે જોડાયલાં મહિલા વિદ્યાલયનાં જી. એ. કલાસમાં છે. જ્યારે શ્રી. હીરાલાલ સાધારણ અંગ્રેજી ભણેલા છે. આ લગ્ન આંતરજ્ઞાતીય અને આંતરપ્રાન્તીય છે. વરરાજાને એક પત્ની અને એક બાળક હયાત છે.

**વિશ્વાસઘાતની ફરીયાદ**· વડોદરા શહેરમાં રાજમહેલ રોડ ઉપર રહેતી શકુંતલા પાતકર નામની યુવાન શિક્ષિકાએ મહંમદવાડીમાં રહેતા યુવાન દક્ષિણિ શિક્ષક નારાયણરાવ કૃષ્ણરાવ ઓઝે નામના ગૃહસ્થ ઉપર વડોદરાના સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં એવી ફરિયાદ નોંધાવી છે કે, નારાયણરાવે પોતાની સાથે લગ્ન કરવાનો કોલ આપી વિશ્વાસમાં લઇ દંપતી જેવો વ્યવહાર ચલાવ્યો હતો પરંતુ હવે લગ્ન કરવાની ના પાડે છે. આથી તેણે વિશ્વાસઘાતની ફરિયાદ નોંધાવી છે.

**પતિદેવ!** (૧) ગયા વર્ષના જુન માસની તા. ૧૮ મીએ અમદાવાદમા દરિયાપુર હરમાનવાળી પોળમા રહેતા માણેકલાલ આત્મારામની યુવાનપત્ની બાઇ સીતા બળીને મરણ પામી હતી. બાઇએ મરતી વખતે પોતે કેવી રીતે દાઝી તે બાબતનું નિવેદન કર્યું હતું. તેને આધારે પોલીસ તપાસ ચલાવતી હતી આખરે તા. ૧૩ મી જુને સીતાના પતિ માણેકલાલ અને માતા ડાહીની ધરપકડ કરવામાં આવી છે. (૨) રાજકોટ એજન્સી લાઇનમાં રહેતા એક પોલીસને પોતાની પત્ની પર વિનાકારણ વહેમ આવ્યા કરતો. આને કારણે એક દિવસ એ બાઇએ પત્નીને ગોળીથી ઠાર કરી અને પછી પોતે પણ આપઘાત કર્યો.

**આંતરપ્રાંતીય લગ્નઃ** જામનગરના યુવાન

## શ્રીમતી લેડી વિદ્યાગૌરીને

## અંક સમર્પણ

ગુજરાતના અગ્રગણ્ય સમાજ સુધારક અને સેવિકા શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠે ગઈ તા. ૧લી જુનના રોજ ૬૦મા વર્ષમાં પ્રવેશ કર્યો છે. તે નિમિત્તે 'ગુણસુન્દરી'નો જુન માસનો ખાસ આંતરરાષ્ટ્રીય અંક તેમને અર્પણ કરવામાં આવ્યો છે. એ અંક શ્રીમતી વિદ્યાબહેનને અર્પણ કરવા માટે 'ગુણસુન્દરી'ના ઉપતંત્રી શ્રી. યજ્ઞેશ હ શુકલ ખાસ અમદાવાદ ગયા હતા અને તા. ૧લી જુનને રોજ સવારે ૯ વાગે શ્રી. હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, શ્રી. કેશવ હ. શેઠ અને શ્રી. ભાનુશંકર બા. વ્યાસ સાથે શ્રીમતી લેડી વિદ્યાગૌરીને બંગલે જઇને તેમણે એ અંક અર્પણ કર્યો હતો.

કાર્યકર શ્રી. કેશવલાલ લધુભાઇ કુંડલીયાએ કલકત્તા ભવાનીપુર હિન્દુ અબળાશ્રમમાં કુમારી કમળાબાળા સાથે લગ્ન કર્યું છે. વર વીસાશ્રીમાળી વણિકજૈન છે. વધુ બંગાળી વૈષ્ણવ છે. શ્રી. કેશવલાલને જ્ઞાતિબહાર મુકવામાં આવ્યા છે.

**સ્ત્રીઓ અને વીમો:** પુનામાં વસંત વ્યાખ્યાન માળાને અંગે ' સ્ત્રીઓના વીમાની આવશ્યકતા ' એ વિષય ઉપર શ્રીમતી ઇન્દિરાબાઇ માયં દેવના પ્રમુખપદે-શ્રીમતી લક્ષ્મીબાઇ ભીડેએ નીચે મુજબ ભાષણ કર્યું હતું:

" હિન્દુ સમાજમાંથી અવિભક્ત કુટુંબની પ્રથા નાબુદ થતી જાય છે એટલે સ્ત્રીઓના વીમાની આવશ્યકતાનો પ્રશ્ન ઉપસ્થિત થવા પામ્યો છે. અવિભક્ત કુટુંબપ્રથામાં સ્ત્રીઓની કાળજી લેવામાં આવતી હતી. તેઓનાં ભવિષ્યનાં જીવનની ચીંતા કુટુંબના માણસો પર પડતી હતી. પરંતુ અત્યારના સ્વાતંત્ર્ય યુગમાં પરિસ્થિતિ પલટાઇ છે.

સ્ત્રીઓની શારિરીક તંદુરસ્તીની હાની થએલી સર્વત્ર દેખાય છે. વિભક્ત કુટુંબ પ્રથાને પરિણામે આ હાનિ થએલી દેખાય છે એમ કાંઇ હું કહેતી નથી. પણ વસ્તુ સ્થિતિ આવી છે. આથી સ્ત્રીઓનાં ભવિષ્યનાં જીવન માટે કાળજી રાખવાની જરૂર સ્પષ્ટ સમજાય છે. વળી સ્વતંત્ર ધંધો કરતી સ્ત્રીઓએ પણ આ પ્રશ્ન તરફ લક્ષ આપીને પોતાનાં ..ો વીમો ઉતરાવવો જોઇએ. કારણ કે વૃદ્ધા- ..ામાં એજ તેમને ઉપયોગી થઇ પડનાર છે. ..ળી વિભક્ત કુટુંબમાં પતિ અને પત્ની બંનેએ જીંદગીનો વીમો ઉતારાવવો જોઇએ એ તેઓના લાભનીજ વાત છે. વૃદ્ધાવસ્થામાં યાત્રા કરવામાં કે દેરો જોવામાં એ નાણાનો ઉપયોગ તેઓ કરી શકે અને એ રીતે બીજાનાં મોઢાં સામે જોઇ રહેવાનો પ્રસંગ નહિ આવે !

છોકરીના બાપ તરફથી વરને જે હુંડો (વાંકડો) મળે છે તે એકદમ પતિને સ્વાધીન ન કરતાં, એટલીજ રકમનો છોકરીનો વીમો ઉતરાવવામાં આવે તો પુત્રીની ચિંતામાંથી મુક્તિ મળવા ઉપરાંત બચત પણ થાય. પુત્રીના બાપે જીવતાં સુધી એ વીમાના હપતા ભરવા અને બાપના મરણ પછી પતિએ તે ભરવા.

સ્ત્રીઓ પરાવલંબી છે એટલે, તેમના જીવન સંબંધી કાળજી રાખવાની જરૂર છે. આજ વિચારણી અત્યારે ચાલી રહી છે. આજ દષ્ટિએ વીમાનો વિચાર કરવાની જરૂર છે. સ્વતંત્ર સ્ત્રીઓની વાતજ જુદી છે. સ્ત્રીઓમાં હજી વીમા વિષે વિચારજ ઉત્પન્ન થયો લાગતો નથી એમ મારા સ્વલ્પ અનુભવ ઉપરથી મારા જાણવામાં આવ્યું છે.

પુત્રવધુનું ખૂન કરવાના ગુન્હાસર પુનાના મદદનીશ ન્યાયાધીશે હરડુ ગનુ સાવંત નામના માણસને જન્મટીપની સજા કરી છે.

**' અમને વેશ્યા બનવા દો. '** ' અમારા પતિઓ અમને ખોરાક કે વસ્ત્રો પુરા પાડતા નથી એટલે અમારૂં ભરણપોષણ અમે પોતે કરી શકીએ એ માટે વેશ્યાનું જીવન જીવવાની અમને પરવાનગી આપો ' આ જાતની વિનંતી કરતી એક સંયુક્ત અરજી બે જુવાન હિંદુ બાઇઓએ પટના શહેરના મેજીસ્ટ્રેટ સમક્ષ જ્યારે પેશ કરી ત્યારે સબ ડીવીઝનલ ઓફીસર શ્રી. બી. સી. મીશ્રની અદાલતમાં ભારે સનસનાટી ફેલાઇ રહી હતી.

## વિદેશ

**સમાનહક્કની માંગણી:** વીમેન્સ ફ્રીડમ લીગ, ઇગ્લાંડ, ની વાર્ષિક સભા તા. ૧૮ મી મે એ બ્રેડફોર્ડમાં મીસીસ પેથીક લોરેન્સના પ્રમુખપદે મળી હતી. મીસીસ લોરેન્સે પ્રમુખસ્થાનેથી જણાવ્યું હતું કે:

" પુરૂષો જાતીય વિરૂદ્ધ સર્જીવન કરી રહ્યા છે. જાહેર જીવનમાં સ્ત્રીઓ સાથેના વર્તાવમાં તેઓ પ્રમાણિકતા અને ન્યાયની સર્વ વિચારણાઓને બાજુએ મુકી રહ્યા છે. પોતે કામ કરવાનું ચાલુ રાખવું કે કેમ એનો વિચાર કરવાનો હક્ક પરિણિત સ્ત્રીને હોવો જોઇએ.

તેમણે વધુમાં જણાવ્યું હતું કે, પુરૂષોનો ફાળો સ્ત્રીઓના હાલના ફાળા જેટલો નીચો ઉતારવો જોઇએ અને સ્ત્રીઓના લાભો, પુરૂષો જે લાભો ભોગવે છે તેટલી જ હદે ઉંચે ચઢાવવા જોઇએ એ સંઘની માંગણી છે.

છેલ્લાં કેટલાક વર્ષોથી પુરૂષો વીમા ફંડમાંથી તેઓના ફાળાના પ્રમાણમાં સ્ત્રીઓના કરતાં ઘણોજ વધારે લાભ ઉઠાવી રહ્યા છે.

આ ફાળાઓ સરખા કરવાની દરખાસ્ત બધા માટે ન્યાયી છે. કેટલાય વર્ષોથી વીમો ઉતરાવનારી સ્ત્રીને તેના લાભમાં યોગ્ય હીસ્સો મળતો નથી. તે તો વીમો ઉતરાવનાર પુરૂષને સહાય કરી રહી છે.

કામદારની જાતિ કઇ છે તેનો વિચાર સરખો પણ કર્યા વિના એક સરખાં કામના ધોરણ માટે સરખો પગાર મળવો જોઇએ એવી તેમણે માંગણી કરી હતી. માલેકો માટે સ્ત્રીઓ સસ્તી મજુરી પુરી પાડનારા સાધનરૂપ થાય એમાં પુરૂષોને કાંઇ લાભ નથી.

યુરોપનાં ઘણા દેશોમાં સ્ત્રીઓએ પોતાને હતા તે હકકો પણ ગુમાવ્યા છે. પરંતુ યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાના દક્ષિણ અમેરીકાના પ્રજાસત્તાક અને તુર્કીમાં તેઓએ નવા હકકો અને નવી સમાનતાઓ મેળવી છે. અને એમણે તો સ્વપ્નાની કલ્પનાઓ પણ પાર પાડી છે. તુર્કીમાં જે પરિવર્તન થયું છે તે તો જાણે પરીકથા જેવું જ છે.

**વિદ્યાર્થીનીઓની સંખ્યા ઘટે છેઃ** ગયા વર્ષમાં ૧૯૩૩ ૩૪ નાં બ્રિટિશ યુનીવર્સીટીઓમાં હાજરી આપનારા પુરૂષ વિદ્યાર્થીઓ કરતાં સ્ત્રી વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી હતી. તાજેતરમાં જ બહાર પાડેલા હેવાલ ઉપરથી આ જાણવામાં આવ્યું છે. ઇંગ્લાંડ, સ્કોટલાંડ અને વેલ્સમાં પુરૂષ વિદ્યાર્થીઓની સંખ્યા ૯૪૦ ની વધી હતી. જ્યારે સ્ત્રી વિદ્યાર્થીઓની સંખ્યામાં ૩૫૮ નો ઘટાડો થયો હતો. ઇંગ્લાંડ કરતાં સ્કોટલેંડ અને વેલ્સમાં સ્ત્રીઓનું પ્રમાણ ઉંચું હતું. ૫૦૭૩૭ જેટલા અંડર ગ્રેજ્યુએટોમાં ૭૫·૩ ટકા પુરૂષો અને ૨૪·૭ ટકા સ્ત્રીઓ હતી.

**આયરીશ સ્ત્રીઓ માટે ફરિયાદઃ** આયર્લૅન્ડની યુનિવર્સીટીમાં શિક્ષણ પામેલી સ્ત્રીઓ દેશનાં જાહેર જીવનમાં પુરતો રસ લેતી નથી, ડબલીનમાં મળેલી, યુનિવર્સીટીમાં શિક્ષણ મેળવનારી આયરીશ સ્ત્રીઓના સંઘની છઠ્ઠી પરિષદમાં મીસ રોઇઝીન વાલ્શે એવી ફરીયાદ કરી હતી. ડબલીનમાં જાહેર પુસ્તકાલયોમાં તે મુખ્ય ગ્રંથપાલ છે. " જાહેર જીવનમાં યુનીવર્સીટીમાં શિક્ષણ પામેલી સ્ત્રીઓ " એ વિષય ઉપર તેમનું વ્યાખ્યાન હતું.

શિક્ષણનાં ક્ષેત્રમાં સ્ત્રીઓ નિષ્ણાત પુરવાર થઈ છે. સાહિત્ય અને નાટકનાં ક્ષેત્રોમાં તેમણે નામના કાઢી છે સીવીલ સર્વીસ તેમજ કારખાનાંઓના ઇન્સ્પેકટરો, દાક્તરો, બૅરીસ્ટરો, દાંતના દાક્તરો, યુનીવર્સીટીના અધ્યાપકો વગેરે તરીકે તેઓ ઉંચા ઉંચા હોદ્દાઓ ધરાવે છે છતાં સમાજ પ્રત્યેનું ઋણ તેઓએ ચુકવ્યું નથી.

આયર્લૅન્ડમાં સ્ત્રીઓએ રાષ્ટ્રીય લડતમાં ભાગ લીધો છે. તેઓ ઘણી જ સારી પ્રચારકાર્ય કરનારી



નિશાનબાજીની હરિફાઇ માટે પ્રેક્ટીસ કરતી રશિયન રમણીઓ

તેમજ સંગઠન કરનારી છે. પરંતુ જ્યારે દેશના ઘડતરનું રચનાત્મક કાર્ય કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તેઓ ક્ષેત્રમાંથી ખસી જાય છે. આનાં બે કારણો છે. એક કારણ જાહેર જીવનની બીન સલામતી છે. સાધન સંપન્ન હોય એવી ઘણી આયરીશ સ્ત્રીઓ છે. અને રાજકરણ અસ્થિર છે. બીજું કારણ એ છે કે સ્ત્રીઓ આરામ સેવવાની વૃત્તિવાળી વધારે છે અને તેઓમાં સાહસના જુસ્સાનો અભાવ છે.

**આત્મહત્યાનો એકસોમો પ્રયાસ:** બુડાપેસ્ટમાં કેરોલીન સુકાકસી નામની એક બાઈ જાને ભુખને અંગે મરણતોલ અવસ્થામાંથી પોલીસે ઉગારી લીધી હતી. આત્મહત્યા કરવાનો આ તેનો એકસોમો પ્રયાસ હતો. તેનો છેલ્લો પ્રયાસ પાણીમાં ડુબી આપઘાત કરવાનો હતો, પરંતુ પોલીસ એમ જણાવે છે કે ઝેરી વાયુથી આત્મહત્યા કરવાનું તે વધુ પસંદ કરે છે.

**વિમાનમાં લગ્નનો વિધિ** કરવાનો પહેલો જ પ્રસંગ ગયા માસમાં ટૅસુલ-લા-નોબલના વિમાની મથક ખાતે બન્યો છે. ધર્મગુરુઓએ ખાસ ધર્મવિધિ કરી લીધા પછી એક ધર્મગુરુ સાથે યુગલ વિમાનમાં દાખલ થયું. મહેમાનો સહિત બીજાં પાંચ વિમાનો તેની સાથે વિમાની મથકપર ઉડયાં હતાં.

**રશિયન સ્ત્રી દાકતરની શોધ:** શસ્ત્ર પ્રયોગ વિના જ, આંધળાઓને દેખતા કરવાની એક નવીન પદ્ધતિની હાલમાં શોધ થઇ છે. આ શોધ કરનાર એક યુવાન રશિયન સ્ત્રી દાક્તર છે. એમનું નામ ડૉ. ઇ. મેરકોવીસ. તેમણે આંખના પડળો ઉપર, અનેક શોધખોળો કર્યા પછી ચોક્કસ રસાયનોનો પ્રયોગ કર્યો. અને પરિણામે તેઓ આ શોધ કરી શક્યાં છે. ઇન્જેકશનને માટે ઓપ્ટોચીનનો ઉપયોગ કરવામાં આવે છે તેને બદલે તે બાળવાના કામમાં એનો ઉપયોગ કરવામાં આવે તો એની ચોક્કસ અસર થાય છે અને ફુલાં કે ગુમડાં વગેરે બેસી જાય છે અને ધીમે ધીમે તે સંપૂર્ણ નાબુદ થઇ જાય છે.

આ નવા પ્રયોગની પાંચ વર્ષ સુધી અજમાયશ કર્યા ને પરિણામે સૌથી વધુ દર્દીઓ દેખતા થયા છે. આમાંના ઘણાખરા દર્દીઓ યુરોપનાં તેમજ રશિયાના મોટા મોટા નિષ્ણાતોની સારવાર કરાવવા છતાં દેખતાં થયા નહતા. વળી કેટલાક તો જન્માંધ હતા. અગાઉ કોઇ આ સારવારની પદ્ધતિ જાણતું નહોતું. તેમ ઓપ્ટોચીનનાં તત્વોની પણ કોઇને માહિતી નહતી. સોવીએટ રશિયાઠી કે બીજા કોઇ વિદેશી પ્રકાશમાં પણ એનો ઉલ્લેખ નથી મોસ્કોમાં ગ્રેવ એવર ઐશના દવાખાનામાં અત્યારે આ પ્રયોગની ખાસ અજમાયશ થઇ રહી છે. પાછળથી મોસ્કોની ઇન્સ્ટીટ્યુટ ઓફ મેડીસીનની એક પ્રયોગશાળામાં ઓપ્ટોચીનનાં તત્વો નકકી કરવા માટે શોધખોળ થશે.

---

**સાભાર સ્વીકાર**

(૧) **આર્યજ્યોતિ:** તંત્રી: શ્રી. વલ્લભદાસ ર. મહેતા. અંક: ૨૨-૨૩. (૨) **પ્રજામંડળ:** તંત્રી: શ્રી. પ્રાણલાલ કા. મુનશી. અંક ૯. (૩) **ગ્રામજીવન:** સંચાલકો: શ્રી. શેઠ ચીમનલાલ ગીરધરલાલ, પ્રો. કેશવલાલ હિ. કામદાર અને શ્રી. મહાશંકર સો. પાઠક. પુ. ૫-૬; અંક: ૬. (૪) **શ્રી જૈન ધર્મ પ્રકાશ:** પુ. ૫૦; અંક: ૨-૩ ગોલ્ડન જ્યુબીલી અંક. (૫) **શ્રી ભગિની સમાજ-૧૯ મો વાર્ષિક વૃત્તાંત.**

---

## શ્રી ગલિયારા સાહિત્ય પારિતોષિક

ચાલુ વર્ષ માટે વેપાર-વિજ્ઞાન હુન્નર-ઉદ્યોગ આદિ વિષયોના ઉત્તમ ગુજરાતી સાહિત્ય માટે રૂ. ૫૦૦ નું પ્રથમ ઇનામ વધુ મતે સ્વ. ઠાકર જયકૃષ્ણ ઇંદ્રજીના વારસોને અને પ્રો. ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડયાને મળ્યું છે, તેવી જ રીતે બીજાં અને ત્રીજા ઇનામ તરીકે શ્રી. ડુંગરસી ધરમશી સંપટ અને શ્રી. મનમોહન પી. ગાંધીને સુવર્ણચંદ્રકો મળે છે. એ સર્વેને અમે અભિનંદન આપીએ છીએ અને શ્રી. ગલિયારાને એમની ઉદારતા માટે ધન્યવાદ આપીએ છીએ.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તન્ત્રી: સોમભાઈ પટેલ,
C/o ધી ન્યુ ઇરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૫ : અંક ૭ | પુસ્તક ૫ | જુલાઈ : ૧૯૪૫

## વીરને

ઝુલો પારણીએ ઝુલો હો!
ઝુલો ઝુલો હો વીર નંદલાલ!
    પારણીએ ઝુલો;
    પારણીએ ઝુલો હો!

વીર! સોને મઢાવું રંગ પારણું;
ફરતી મુકાવું ઘૂઘર માળ—પારણીએ.

વીર! મુકાવું ટોડલે મોરલા;
રૂડા ચોરસટ પંખી જાત—પારણીએ.

વીર! બીછાવું મખમલ ગાદલી;
ઝીણી ચાદર મખમલ ચીર—પારણીએ.

વીર! મુકાવું ઝુલતી ઝાલરી;
રૂડી બાંધું વળી હીર દોર—પારણીએ.

વીર! પોઢીને સુખભર નીંદમાં;
ગાવું હેતે હાલરડાં ગીત—પારણીએ.

વીર! લેજો નીંદર મીઠી મીઠડી;
ધાલું ગુમડી હળવે હાથ—પારણીએ.

જગુભાઈ રાવળ.

# મરઘો અને શિયાળ

[ ઇસપની વાત ]

એક શિયાળ એકવાર વહેલી સવારે ખેડૂતના ઘર પાસેથી પસાર થતાં અચાનક જાળમાં ફસાઇ ગયું. ખેડૂતે લુચ્ચા શિયાળને પકડવા માટે જ એ જાળ નાખી હતી.

થોડીવાર પછી ત્યાં થઇને ખેડૂતે પાળેલો એક મરઘો પસાર થતો હતો.

પેલા લુચ્ચા શિયાળે તેનાં વખાણ કરવા માંડયાં, "અહો મરઘાભાઇ જાગ્યા છો કે શું ? આ અહીં થઇને પસાર થતાં મને થયું : લાવ જરા મરઘાભાઇની ખબર પુછતું જાઉં, પણ ત્યાં તો કોણ જાણે ક્યાંથી આ જાળ પાથરી મુકેલી તે એમાં સપડાઇ ગયું. ભલાભાઇ, તમે જરા મને છોડવશો ?"

મરઘાએ આમ કરી શિયાળ સામે જોયું ને તેની લુચ્ચાઇ પારખી કાઢી.

શિયાળને કાંઇ જવાબ ન આપતાં મરઘો પાસેના છાપરા ઉપર ચડી ગયો અને ત્યાં ઉભા રહી તેણે જોરથી 'કુકરે કુક' કરવા માંડયું.

ખેડૂત મરઘાની ઇસારતથી એ તરફ આવ્યો ને તરત જ તેણે પેલા લુચ્ચા શિયાળને રામશરણ પહોંચાડી દીધું.

# ભાઇબ્હેન

એક ગામમાં એક ભાઇબ્હેનની જોડી રહેતી હતી. ભાઇનું નામ ભીખુ અને બ્હેનનું નામ કમુ હતું. ગામને પાદરે એક નિશાળ હતી. ત્યાંના ગુરુજી બધા છોકરાઓને પોતાના છોકરાની માફક ગણતાં હતાં, અને લેશન પણ બહુજ સારી રીતે શીખવાડતા. ભીખુ આ ગામઠી નિશાળમાં ભણતો હતો. કમુ પોતાના ભાઇને માટે દરરોજ બપોરે ખાવાનું લઇને આવતી. ઘંટ વાગે અને ભીખું છુટે એટલે બે ભાઇબ્હેન સાથે બેસીને હેતથી ખાવાનું ખાતાં. કમુ દરરોજ ઘેર જતી વખતે ભીખુને કહેતી કે ભીખુભાઈ તું નિશાળમાંથી છૂટીને સીધો ઘેર જ આવજે રસ્તામાંથી કરેણના ફૂલ અને આવળનાં ડાડવાં લાવજે આપણે હાર ગોટા કરીશું. ભીખું કહેતો કે સારું બ્હેન. અને તે પાછો પોતાની નાની નિશાળમાં જતો. સાંજના ઘેર જતી વખતે ભીખુ પોતાની નાની બહેનને કહેલું યાદ કરતો અને અંગરખાની ઝોળી કરી તેમાં ફૂલ અને ડાડવા લાવી આવતો સામેથી પોતાના ભાઇને આવતો જોઇ કમુ તેને સામે લેવા જતી. પછી પોતે હાથે તૈયાર કરેલા રોટલા અને છાશ ભાઇને પ્રેમપૂર્વક ખવડાવતી. પેલાં ફૂલ અને ડાડવાંનો હાર અને ગોટો બનાવીને પોતાના ભાઇને આપતી: આવી રીતે હંમેશાં આ ભાઇબ્હેન નિર્દોષ આનંદ લુંટતાં.

એક દિવસ ચોમાસામાં બપોરે કમું ઘેર પાછી ગઇ એટલામાં આકાશમાં વાદળાં ચઢી આવ્યાં. તેની માએ કહ્યું કે બેટા, કમુ! તારા બાપુજી બહાર ગયા છે અને વાદળાં તો ખૂબજ ચઢી આવ્યાં છે માટે તું નિશાળે ભીખુભાઇને છત્રી આપી આવ. કમુ તરતજ પોતાના ભાઇની નિશાળે આવવા નીકળી. તે નિશાળે પહોંચી ને તરતજ ઘંટ વાગ્યો. જેવી રીતે સાંજે ગાયોનો ગોવાળ ગાયોનું ધણ પાછું વાળે છે તેમ આ બાળકો આકાશમાં વાદળાં દેખીને જલદી જલદી ઘરભણી દોડી ગયાં. રસ્તામાં ભીખુ અને કમુ ફૂલ તોડવા ખોટી થયાં અને એટલામાં તો મૂશળધાર વરસાદ આવ્યો. રસ્તામાં ચાલતાં એક નાળું આવ્યું ત્યાં આગળ ભાઇ બ્હેન ઉભાં રહીને વિચારવા લાગ્યાં કે હવે શું કરીશું. એટલામાં નાળું પાણીથી છલોછલ ભરાઇ ગયું અને ભાઇબ્હેન તેમાં તણાયાં, તેમને મોડું થવાથી તેમની મા તેમને શોધવા આવી અને ઘણી બૂમો પાડી પણ તેમને તેમના શબ્દોનો જ પડઘો સંભળાતો. આથી તે નિરાશ થઇને રડતી રડતી ઘેર ગઇ. પછી જ્યારે જ્યારે તે નિશાળના છોકરાઓ તે નાળા પાસેથી જતાં ત્યારે એ લોકોને, એમજ લાગતું કે અહિંયાં ભીખુ અને કમુ બોલે છે અને રમે છે.*

પ્રમિલા દેસાઈ.

---

* એક કાવ્ય પરથી.

# કેનોવા

અમેરિકામાં સિનોર ફાલિએરો નામનો એક ઘણો જ પૈસાદાર માણસ રહેતો હતો. પોતાને ત્યાં ઉત્સવ હોવાથી તેને ઘણા માણસોને પોતાને ત્યાં મિજબાની માટે તેડયા હતા. મહેમાનોને આવવાની થોડીજ વાર હતી. ત્યાં ટેબલ વગેરે શણગારનાર માણસે આવીને કહ્યું:

'સાહેબ, જે વસ્તુથી ટેબલ શણગારવાનું હતું તે વસ્તુ તદ્દન ખરાબ થઈ ગઈ છે.'

આખા ઘરનાં સઘળાં માણસો ગભરાટમાં પડી ગયાં, પણ કોઈ કાંઈ પણ રસ્તો શોધી શકયું નહિ. એટલામાં સિનોર ફાલિએરોને ત્યાં વાસણ માંજનાર છોકરો ત્યાં દોડી આવ્યો અને કહ્યું:

'જો તમે મને રજા આપો તો થોડા જ વખતમાં ટેબલનો શણગારની વસ્તુ બનાવી દઉં.'

એટલે ઘરનો જે મુખ્ય નોકર હતો તે તડુકી ઉઠયો:

'તું તો વળી શું કરી શકવાનો છે? જે અમારાથી બનવું મુશ્કેલ છે તે કરવાની તાકાત જ તારામાં કયાં છે!'

'સાહેબ, યાદ રાખો, પત્થર વહેરનાર પિસેનોનો હું પુત્ર છું. મારું નામ એન્ટોનિયો કેનોવા છે.' ફીકકા પડેલા ચહેરાએ તે છોકરાએ કહ્યું.

'હા, પણ તું કરવા શું માગે છે?' મુખ્ય નોકરે પૂછયું.

'ટેબલના મધ્ય ભાગમાં પોતાનું સ્થાન લઈ ટેબલને શોભાવે એવું કંઈક કરવા હું ધારું છું' યુવાને હિમ્મતથી જવાબ આપ્યો.

મુખ્ય નોકર ગભરાતો હતો. કારણ કે વખત પસાર થતો હતો. થોડા જ વખતમાં મહેમાનો આવવાના હતા. અને ટેબલ શણગાર્યા સિવાય તદ્દન બેડોળ લાગતું હતું. એટલે જેમ કરવું હોય તેમ કરવાની તેને પેલા યુવાનને રજા આપી.

રજા મળતાં જ કેનોવાએ ઝડપથી થોડું માખણ મંગાવ્યું અને સૌ ગભરાયલાંની અજાયબી વચ્ચે તે માખણનો એક સિંહ (પુતળુ) બનાવી ટેબલની વચમાં ગોઠવી દીધો. સિંહ મૂકતાં જ ટેબલ શોભી ઉઠયું.

વેનિસના મોટા વહેપારીઓ, ઉમરાવો અને રાજકુમારોથી ખાણા માટેનો ઓરડો ભરાઈ ગયો. કલાની કદર અને ચર્ચા કરી શકે તેવા આ હોશિયાર માણસો હતા.

ઓરડામાં આવતાં જ તેઓની નજર ટેબલ ઉપર ગોઠવેલા થોડા વખત માટે ટકનાર માખણના સિંહ ઉપર પડી. આ કલાકૃતિને તેઓ આશ્ચર્યમાં અને આશ્ચર્યમાં એટલી બારિકાઈથી જોવા લાગ્યા કે તેઓ જે કામ માટે આવ્યાં હતા તે કામ તદ્દન વિસરી ગયા તેઓએ સિનોર ફાલિએરોને પૂછ્યું:

'આવા માખણ જેવા પદાર્થમાંથી આ સુંદર સિંહ બનાવવાની કયા શિલ્પ શાસ્ત્રીને ઇચ્છા થઈ ?'

સિનોરે પોતાના મુખ્ય નોકર–કારભારી સામે જોયું. એટલે તરતજ તેને કેનોવાને લાવી રજુ કર્યો. અને તેનું ઓળખાણ કરાવ્યું.

નામાંકિત મહેમાનોને જ્યારે ખબર પડી કે એક વાસણ માંજનાર છોકરાની ટુંક સમયમાં જ બનાવેલી આ કૃતિ છે, ત્યારે તેઓએ આનંદથી જણાવ્યું:

'આજની આ મિજબાની કેનોવાના માનમાં ગણવામાં આવે છે' દરેકે તે કબુલ રાખ્યું.

ઘર માલિક પણ પોતાને ત્યાં આવો કલાકાર નોકર હોવાથી મગરૂબ થઈ બોલ્યો:

'હું વચન આપું છું કે મારા પોતાના ખર્ચે, આ હોશિયાર છોકરાને કોઈ સારી સંસ્થામાં શિલ્પશાસ્ત્રનું સારામાં સારું શિક્ષણ અપાવીશ.' અને ખરેખર તેણે પોતાનું વચન પાળ્યું.

એન્ટોનિઓ કેનોવાનું ભાગ્ય ફરી ગયું. પ્રમાણિકપણે મળેલી તકનો તેણે સારામાં સારી રીતે ઉપયોગ કર્યો. ઘણાઓને તે મહાન શિલ્પની ખબર નહિ હોય, પણ જગતના મહાન શિલ્પશાસ્ત્રીઓમાં કેનોવાનું નામ સુપ્રસિદ્ધ છે. ×

'ઉમાકાન્ત'

---

× અંગ્રેજી ઉપરથી.

—

# મારો બાગ

મારો બાગ હોય તો કેવું સારું ? બાગ હોય તો બાગની અંદર સરસ ફૂલ ઉગાડું. જાત જાતનાં ફૂલ ઉગાડું. હું રોજ ઝાડને સવાર સાંજ પાણી પાઉં. ફૂલના ક્યારામાંથી અને કુંડામાંથી કચરો કાઢી સાફ સુફ કરું; ધીમે ધીમે ઝાડ મોટાં થાય, ઝાડ પર કળી આવે પછી તે ખીલે ત્યારે રંગબેરંગી ફૂલો થાય ને એ ફૂલ પર જાત જાતનાં પતંગીયાં બેસે અને આસપાસ ખૂબ ભમરાઓ ભમે ત્યારે મારો બાગ કેવો સરસ લાગે ? હું એવો બાગ બનાવું કે એના જેવો બીજો એક પણ બાગ નહિ હોય. લોકોને મારા જ બાગમાં આવવાનું મન થાય. દિવાળીના દિવસમાં મારા બાગમાંનાં ફૂલો પડે તેનાથી મારા ઘરને શણગારું. મારી વરસગાંઠ આવે તે દિવસે મારી બહેનપણીઓને બોલાવું અને મારા બાગમાં અમે બધા ખૂબ રમીએ પછી એ લોકો જાય ત્યારે મારા મધમધતા ફૂલોની વેણી બનાવી તે લોકોને પહેરાવું. પછી હું સરસ કપડાં પહેરી મારા બાગના ફૂલનો હાર કરીને દેવને ચડાવું અને દેવ પાસે એવું માગું કે મારો બાગ હંમેશાં મધમધતો રહે પણ એ બધું મારો બાગ હોય તો ને ?

બંસરી, ઉ. વ. ૭

આ માસિક વડોદરા-રાવપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. ઠકરે

# ભોરસ્ની

## શુદ્ધ સ્વદેશી જ્યોર્જેટ અને ક્રેપ
## સુંદર સાડીઓ



વિવિધ
સુંદર
મુલાયમ
અને
આકર્ષક



## લવાજમના ભાવ

( ભેટ-પુસ્તકના પોસ્ટેજ ખર્ચ સહિત )

| સપ્ટેમ્બરથી ગ્રાહક થનાર માટે | પરદેશ માટે: | વર્ષની અધવચથી ગ્રાહક થનાર માટે |
|---|---|---|
| ૧૨ માસના : રૂ. ૪-૬-૦ | વર્ષના: રૂ. ૬-૮-૦ | ૧૨ માસના : રૂ. ૪-૧૨-૦ |
| ૬ માસના : રૂ. ૨-૬-૦ | ૩ વર્ષ: રૂ. ૧૬-૮-૦ | ૬ " રૂ. ૨-૮-૦ |

સપ્ટેમ્બર ૧૯૩૪ થી ઓગસ્ટ ૧૯૩૭ : ત્રણ વર્ષના : રૂ. ૧૦-૦-૦.

( નોંધ-કમમાં કમ બાર માસ માટે લવાજમ ભરનારનેજ ભેટ—પુસ્તકનો લાભ મળશે. )

## નવા વર્ષનું લવાજમ ક્યાં ભરશો ?

નીચેના કોઈ પણ સ્થળે લવાજમ ભરી પાવતી મેળવી શકાશે:—

૧. શ્રી. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ,
ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪.

૨. મેસર્સ સી. જમનાદાસની કંપની,
પ્રીન્સેસ. સ્ટ્રીટ, મુંબાઈ, ૨.

૩. મેસર્સ આર. આર. શેઠની કંપની,
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, ૨.

૪. ધી લુહાણા મિત્ર પ્રિં. પ્રેસ,
રાવપુરા, વડોદરા.

૫. મેસર્સ ધી જનરલ બુક-ડીપો,
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઈ, ૨.

૬. " ગુણસુન્દરી " કાર્યાલય,
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઈ, ૪.

# ગુણસુન્દરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ : રૂ. ૪-૬-૦ ] ( સ્ત્રી-ઉપયોગી સચિત્ર માસિક ) [ હિન્દ બહાર : ૧૦ શીલીંગ

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુક્લ

ઓગસ્ટ : ૧૯૩૫

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઇ, ૪.

પુસ્તક ૨૪ મું ]

અનુક્રમણિકા

[ અંક ૬ ઠ્ઠો.



## બાલવિભાગ

તંત્રી : સોમભાઇ પટેલ

શ્રી. ના દા ઠા મહિલા વિદ્યાપીઠનાં નવાં બી એ



શ્રીમતી મન્સા દેસાઈ, બી એ

[ પરિચય માટે જુઓ 'સ્ત્રીજગત્' ]

શ્રીમતી નાથીબાઈ દા. મહિલા વિદ્યાપીઠ : પદવીદાન સમારંભ



૨૯ મી જુનને શનિવારે મુંબાઈના સર કાવસજી જહાંગીર હોલમાં આ સમારંભ થયો તે વેળા લેવાયલો ફોટો [ ડાબી બાજુથી ] શ્રીમતી ધ્રરાવતી કર્વે ( રજીસ્ટ્રાર ), લેડી પ્રેમલીલા ઠાકરસી, શ્રી. એસ. એસ. પાટકર ( ચાન્સેલર ), ડૉ. સર. સી. વી. રમણ, પ્રો. કર્વે અને લેડી સી. વી. રમણ

ગુણસુન્દરી વાર્તા અંક
અને સ્ત્રીહિતોપદેશ

પુસ્તક ૨૪મું ઓગસ્ટ : ૧૯૩૫ અંક ૬ ઠ્ઠો

# વસમી વિદાય

માતાની ગોદ મમતા ભરી રે, છોડી મહિયરની માયા,
છોડી માયા શાણી સહિયરની રે, છોડી બાપુની છાયા;
નયણે નીરખેલાં ઝાડવાં રે, છોડયાં વાલીડા ભાયા,
છોડી મહિયરની વાટડી રે, ભાલે લેખ લખાયા.

બાપુ મારા મન મીઠડાં રે, આજ અળગી હું થાતી,
હૈયું રૂવે, રૂવે આંખડી રે, રૂવે માડી મૂંઝાતી;
માડી મારી મન મીઠડી રે, વેણુ મીઠડાં દેતી,
વેણુ રૂડેરાં હૈયે જડી રે, આજ અગળી 'હું' થાતી.

માતા પિતાની છાંયમાં રે, હું તો હસતી ને રમતી,
કાલી ઘેલી મ્હારી વાણી રે, દાદા દાદીને ગમતી;
લાડ લડાવી મોટી કરી રે, આજ પર ઘેર પળતી,
દીકરી શું દવલી હશે કે, વિષમ્ વિષ નિતરતી.

કુળદીપક દીકરો ગણો છો, દાદા દીકરી કેવી ?
દીકરો સાચવો વ્હાલથી શું, દીકરી પર ઘેર દેવી ?
કહો કહો દાદા દીકરે રે, શાં જપ તપ કીધાં ?
પાપ કીધાં કંઇ દીકરીયે કે, પરદેશ દીધાં ?

કાકા બાપુ તમને વિનવું રે, તમે સાચવી રે'જો,
માતા મારી મન મીઠડી રે, હૈયે ધીરજ દે'જો;
આજ લગી રહી સાથમાં રે, આજ સાથને છોડી,
ડગ ભરી પર લોકમાં રે, ચાલી ચિત્તને ચોડી.

ભાઈ સોજાઇ તમને વિનવું રે, તમે સાચવી રે'જો,
કરજો જતન માતતાતનું રે, ઊંડી ધીરજ દેજો;
મહિયર સંદેશા મીઠડા રે, તમે દેજો ને કે'જો,
ભાભી મ્હારી મન ભાવતી રે, બાળ નણુદીની લેજો.

બાળપણાની બેનડિયું સહુ, સા ચ વી રે' જો,
બાળ લેજો મારી બાવડીની, એનાં સંદેશા કે'જો;
બાળપણાના મેલણાં રે, આજ હૈયે સહુ આવે,
છોડી જતાં તમ સાથને રે, મ્હારૂં મન મૂંઝાયે.

× × ×

માત પિતા વીર બેનડી રે, સહુ ટોળે રે મળીયાં,
રોતાં મૂકી સહુ સાથને રે, બેની પંથે રે પળીયાં;

× × ×

મીટ માંડી સહુ નીરખે રે, વહી વેલડી જાતી,
એક રડે માડી મીઠડી રે, ધરતી ખાવાને ધાતી;
ઓરડાનાં તેજ ઓસર્યાં રે, ન ખાતી ન પીતી,
એક હૈયું એનું હીબકે રે, એની આંખડી રાતી.

વાડીલાલ હ. શાહ



# દેશદુલારી

લેખક :
શ્રી. કેશવ હ. શેઠ

" પ્રસંગ વિકટ છે. છતાં વિરલ છે–ખરી કસોટીનો છે; કહો, કુન્દન નીવડવું છે કે કથીર? કાયર બનવું છે કે વીર?"

મોરક્કોની એકાન્ત ગલીના અન્ધારીઆ ખંડમાંથી સૂસવતા તીર સરખા શબ્દો ગાજતા હતા. મૃત્યુની શાન્તિ જેવું વાતાવરણ ગમ્ભીર હતું; આફતોની પરમ્પરા જેવાં વાદળ ચારે દિશાએ ચડયાં હતાં. ગગન ગોરમ્ભાયું હતું. દેમાર ઝડીઓ ઝીકતો વરસાદ હમણાં જ જાણે તૂટી પડશે એમ ધરાતું–એવામાં પ્રચન્ડ ગર્જના સાથે, .વાદળ ચીરતી વીજળી વછૂટી અને ગલીની સામેના એક આલીશાન મકાનનો મિનારો વીંધીને ધરતીમાં સમાઇ ગઇ: તરત જ સૂમની શાંતિમાં, આસ-પાસ કર્ણકટુ કોલાહલ સંભળાવા લાગ્યો.

એ કોલાહલ ભેગો ભળી જતો ઝીણો સ્વર, પેલી એ-કાન્ત ગલીમાંથી પાછો સંભ-ળાવા લાગ્યો: ' નથી સમજી શકતો કે બધાનાં મ્હોં કેમ બીડાઇ ગેયાં છે! નથી સમજી શકતો કે કુદરત ક્રાન્તિનું પ્રત્યક્ષ સૂચન કરી રહી છે છતાં બધાની બુદ્ધિ કેમ કુંઠિત બની છે–બોલો: માત્ર મુડદાલ જીવન માણવું છે, કે મરી જાણવૂ છે?"

" મરી જાણવું છે–મરીને જીવન માણવું છે." એક સામટા વીસ–વીસ વ્યક્તિઓના બુલન્દ પડઘાથી ક્રાન્તિકારોનો ખંડ ગાજી ઉઠયો.

" શાહબાશ, બિરાદરો! હમણાં વીજળી ત્રુટી'તી તે જોઇ હતી ને! ત્હમે સૌ એવી જીવલેણ વીજળીઓને મુઠ્ઠીમાં ઝીલનાર જવાંમર્દો છો: કહો ત્યારે મર્દાની દાખવવાનો વારો આજે કોનો છે?"

—અને ઓગણીસે 'કોમ-રેડસ ' ની દષ્ટિ, નિકોલાય પ્રત્યે વળી. સરદારે તેના સામે જોયું. શું લાગ્યું? જાણે નિકોલાય જુદી જ સૃષ્ટિમાં ન ઘસડાતો હોય! એની નજર નીચી ઢળાયલી હતી, કીકીમાં જાણે કોઇ મનોરમ્ય મૂર્તિને ન નિરખી રહ્યો હોય! એના અન્તરમાં જાણે કર્તવ્ય અને પ્રેમનું તુમૂલ યુદ્ધ ન મચી રહ્યું હોય!

"નિકોલાય?" સરદારે પડકાર કર્યો અને મુઝવણમાં પડેલો નિકોલાય સચોટ થયો. બોલ્યો:—

" જી."

" સાચું બોલ, અત્યારે પણ તને કયો વિચાર પજવી રહ્યો છે?" સરદારે સત્તાવાહી સ્વરે પૂછયું.

" ફરજનું કરજ ફેડવામાં મને કોઇ જ વિચાર પજવી શકે તેમ નથી." નિકોલાયે બધું બળ એકઠું કરીને કહ્યું.

' મરજીવાને આવા જ શબ્દો છાજે. તો સોંપાયલું કર્તવ્ય કરવા કટિબદ્ધ થા, અને શપથ લે, કે પ્રાણાન્તે પણ મંડળને બેવફા નહિ બનું."

" સોંપાયલી ફરજ અદા કરીશ, મંડળને બેવફા નહિ થાઉં."

" દેવ તને દેશદ્રોહી બનવાથી દૂર રાખો;
કુદરત તને નિર્ભય બનાવો;
સમય તને સર્વ રીતે સાનુ-
કુળ હો "

—સરદારના આશીર્વચન

સાથે 'ક્રાન્તિ' નો જયઘોષ થયો અને વૃક્ષપરનાં વિખરાઇ જતાં પંખેરૂ પેઠે ટોળે વળેલી આ 'ટોળી' વિખેરાઇ.

૨

'આજની એક પચ્ચીસી પરનો આ કિસ્સો છે—જ્યારે ઝારશાહીના જુલ્મે સારૂં રશિયા સન્તાપી રહ્યું હતું, અમલદારોના અમાનુષી અત્યાચારો અને મુડીવાદના ઉન્માદથી રંક પ્રજાનાં લોહી ચૂસાઇ રહ્યાં હતાં અને તે સામે વિપ્લવના દાવાનળની ચિનગારી સળગવા લાગી હતી. વિપ્લવવાદીઓ સમજતા હતા કે એમની ક્રાન્તિના પરિણામમાં શાન્તિ અચોક્કસ અથવા સ્વલ્પ છે અને કારાગ્રહ, ફાંસી કે સાઇબિરીઆની વેરાન ભૂમિમાં દેશવટો-એ જ એમનું ભાગ્ય નિર્માણ છે, અને તે છતાં અગ્નિ સાથે ખેલ ખેલવા તેઓ જીવ પર આવી ગયા હતા; કેમકે રીબાઇ રીબાઇને, ડ-દમનના ફન્દ ફતવાથી ગુંગળાઇ પીસાઇ રહેંસાઇ જઈને મૃત્યુની છાયામાં હોમાવા કરતાં કાંઇક હમર્દી દાખવીને સ્વાહા થઇ જવાનાં સ્વપ્ન એમને વધુ મીઠાં લાગતાં હતાં.

ક્રાન્તિમંડળ મળીને વિખરાયા પછી બીજે દિવસે સમસ્ત શહેરમાં તરેહવાર અફવાઓ લોક અત્રિસીએ ચર્ચાઇ રહી હતીઃ—

'કાવતરૂં પકડાઇ ગયું છે.'

'એક મોટા અમલદારનું ખૂન થયું છે.'

'ગુન્હેગારોનો પત્તો નથી.'

'પાંચેક નિહિલિસ્ટો પકડાઇ ગયા છે. તેમાં ખૂની પણ છે.'

—અને એ બધી વાતો નિકોલાયની પત્ની ઓલ્ગાને કાને પહોંચી. તેણે વિશ્વાસપાત્ર વ્યકિત માર્ફત સાંભળ્યું કે પોતાનો વ્હાલો પ્રિયતમ-નિકોલાય-ગિરફતાર થયો છે, જે અમલદારનો ખૂની હતો—જેણે ક્રાન્તિમંડળનું કર્તવ્ય વફાદારીથી અદા કરવાના શપથ લીધા હતા. નિકોલાય બેવફા નથી થયો, તેણે પ્રતિજ્ઞાનું સફળતાથી પાલન કીધું છે, એ વિચારે ઓલ્ગાનો આત્મા સંતુષ્ટ થયો. પોતાના સ્વામી માટે એને ગૌરવ ઉત્પન્ન થયું: તેની ગિરફતારીની રંચમાત્ર પણ ગમગિની એને નહિ જ થઇ.

'અરેરે, ઓલ્ગા! કહે છે કે નિકોલાય પકડાઇ ગયા છે! ત્હારૂં શું થશે હવે?' પડોસણે આવીને ઓલ્ગા પ્રત્યે કરુણ લાગણી ઢાલવી.

'મારૂં શું થશે?' ઓલ્ગાનાં ચક્ષુમાં ઓર ચમક તરવરતી હતીઃ 'શું થવાનું હતું? નિકોલાય કદાચ આ જગતમાં હવે નહિ હોય ત્હોય મારૂં શું થવાનું છે? દૈત્ય જેવા અમલદારો અને લોહી ચૂસ મૂડીદારોના પનારે પડીને અમે વળી ક્યારે સુખી હતાં જે? મારો નિકોલાય એ બધાં બન્ધનમાંથી છૂટે તેથી મને દુઃખ થાતું? સાંભળ્યું બ્હેન હું મારૂં ફોડી લઇશ, તમારે કોઇએ અમારી જરાય ચિન્તા નહિ કરવી.'

'ત્હારૂં તો ઠીક, પણ ત્હારા એક વર્ષના બાપડા આ બાળકનો બેલી કોણ?'

—અને ઓલ્ગા હસીઃ 'ઘેલી રે ઘેલી! જેનું કોઇ નથી, તેનો હાથ ઝ્હાલનાર હજાર હાથનો ધણી હાજર જ હોય છે. બાળક એનું તકદીર લઇને આવ્યું હશે ને? જેવું એનું ભાગ્ય નિર્માણ! એની વળી આપણને શી ચિન્તા!' ઓલ્ગાએ 'આપણને' શબ્દ ખાસ ભારપૂર્વક ઉચ્ચાર્યો. પડોસણ ઓલ્ગાની વજ્ર છાતી જોઇને મંત્રમુગ્ધ બની ગઇ દિલાસાના શબ્દ એની કનેજ રહ્યા અને ઓલ્ગાને ત્યાંથી ઉઠીને તે વિદાય થઇ.

ખોળામાં રમતું ઓલ્ગાનું બાળક માત

વાસ્તે રોવા લાગ્યું. માતાએ બાળકનાં મુખ આગળ થાનમુક્કા સ્તન ધર્યાં; પણ રક્ત ચૂસણી દમનનીતિથી શુષ્ક બનેલા જીવનવાળા સ્તનમાં ધાવણનું બુન્દ સરખું ક્યાંથી હોય, કે બાળકના હોઠ સરખા ભીંજાય! બાળક રોવા લાગ્યું. દૃઢ મનની ઓલ્ગાએ બાળકને માથે અમીભર્યો હસ્ત ફેરવતાં કહ્યું:—

'રો ના; બેટા! આજે તો હસવાનો દિવસ છે. દેશદાઝે ત્હારો પિતા આજે પરહેજ થયો છે. હમણાં તને એ બધું નહિ સમજાય; પણ તને જોઈને લોક મગરૂરીથી બોલશે કે આ છોકરો નિકોલાયનો, જેણે સ્વદેશદાઝે જીવનદાન દીધું હતું...'

અને એ વખતે બાળક છાનું રહ્યુંતું—કિલકિલાટ હસી રહ્યુંતું.

૨

'કોને?'

'નિકોલાયને; હું એની સ્ત્રી છું.'

'રજાચિઠ્ઠી?'

અને રજાચિઠ્ઠીને બદલે મિઠ્ઠી નજર તથા થોડાંક નગદનાણાં વડે ઓલ્ગાને અન્દર દાખલ થવાની સગવડ મળી.

કેદખાનાનું લોખંડી દ્વાર ખુલ્યું. કાળી અન્ધારી રાતે પણ ઓલ્ગાએ નિકોલાયના ચ્હેરાને ઓળખી કહાડ્યો. નિકોલાય પણ આવી અઘોર રાતે ઓલ્ગાને આવેલી જોઈ સ્તબ્ધ થયો. ક્ષણભર એમાંથી કોઈ જ કંઈ બોલી શક્યાં નહિ. આખરે નિકોલાયની જીભ છૂટીઃ

'ક્યા બળે અહીં સુધી-અને આવી અઘોર રાતે-તને ખેંચી આણી, વ્હાલી ઓલ્ગા!'

'દૂર હટ, નાપાક દેશદ્રોહી!' વીજળીનો આંચકો લાગતો હોય તેમ નિકોલાય થંભી ગયો. ઓલ્ગાનાં વેધક વેણ ચાલુ હતાં:–'બેશરમ! બોલતાં જીભ કપાઈ જતી નથી, કે મ્હારી ખાતર તું દેશદ્રોહી બને છે! હવસના કીડા! હને ખબર નથી કે ત્હારા ફૂટવાથી, સરકારી સાક્ષી થવાથી, કેટકેટલાંની પત્નીઓનું કિસ્મત તું ફોડી નાંખવાનો છે! અને તે કરતાં ય વધારે હિણપતની વાતનો ય હને ખ્યાલ નહિ આવ્યો, કે જેની ખાતર તું જીવતો રહેવા ઇચ્છે છે તે આ ઓલ્ગા અને ભવિષ્યનો એક પ્રજાજન આપણો બાળક દેશદ્રોહી પતિ–પિતાના કલંકની કાલિમા સાથે જ જીવવાનાં છે!'

'ઓલ્ગા, વ્હાલી...'

'ચૂપ, બેવફા કૂતરા! હવે તો વ્હાલી કહે ત્હારી સરકારને. વ્હાલી કહે માટીની ત્હારી કાયાને–જે કકળતી ભૂમિને ભારરૂપ છે...'

'નથી સમજી શકતો કે કોઈ દિવસ નહિ, ને આજે જ ઓલ્ગાને મુખે આવાં કાતિલ વચન કેમ નીકળે છે.'

'કેમ કે કોઈ દિવસ નહિ ને આજે જ તું કાપુરુષ બની બેઠો છે; ઓલ્ગા કાયર નિકોલાયની પત્ની નથી; કહું છું તે સમજાય છે? હજીએ તક છે: મૃત્યુ મળે તો બ્હેતર; સરકારી સાક્ષી રૂપે જુબાનીમાં મુખથી હરફ સરખો ન ઉચ્ચારવાનું વચન દઈ શકે છે?'

'[illegible] બની શકે, ઓલ્ગા?'

'તો ભલે; બની શકે છે કે નહિ, તે હમણાં જ જોઈ લે.'

'શી રીતે, ઓલ્ગા! મને કશી સમજ નથી પડતી.'

'જો આ....'

ઓલ્ગાએ ઓવરકોટમાં છૂપાવેલ રિવોલ્વર બહાર કાઢી: 'આ રીતે...'

રિવોલ્વરના ઘોડા પર ઓલ્ગાનો અંગુઠો દબાતો હતો-નિકોલાય ઝડપથી એ જીવલેણ રિવોલ્વરને છીનવી લેવા જતો હતો, તે પહેલાં ઓલ્ગાએ સત્તાસૂચક સ્વર કહાડયો. 'બસ કર. એક જ ક્ષણ અને...'

'અને મ્હારું મોત? ઓલ્ગા!'

'જરૂર; એક દેશદ્રોહીનું–વિશ્વાસઘાતકનું મ્હોત.'–અને ઓલ્ગાએ આંખ મીંચી દીધી. રિવોલ્વરમાંથી કર્કશ અવાજ નીકળ્યો. નિકોલયનું અચેતન શરીર પટકાઈ પડયું.

તરત જ બીજો બહાર થયો. અને ઓલ્ગા ધરાશાયી બની. દેહપિંજરમાંથી ઉડી જતા એના પ્રાણ પંખેરનો અંતિમ ટહૂકો–ભાંગ્યા તૂટયા–લથડતા સ્વરે સરતો હતો:–

'મ્હારા બાળક! આ ક્રિયા ત્હારા નિષ્કલંકિત ભવિષ્ય વાસ્તે છે; કોઈ વાર ત્હારો દેશદ્રોહી પિતા તને સાંભરે તો, તે સાથે ત્હારી માતાના સ્વાર્પણની મીઠી યાદ પણ ભૂલતો ના.'

—અને એ દંપતીનો અંતિમ શ્વાસ છૂટયો; એકનો પશ્ચાતાપ ભર્યો શ્વાસ; બીજાનો પરમ સંતુષ્ટતાનો શ્વાસ.

# વનની મીઠી મેના રે !

[ "......કે પૂર્ણિમા પાછી ઉગી રે," એ ઢાળ. ]

વગડાની વાટે તે પિંપળિયા ડાળીઓ,
ડાળિયે પોપટ કેરા માળા,
કે વનની મીઠી મેના રે !

ચારો તે ચરતાં'તાં મેના-પોપટજી,
કીધા મેનાએ ચાંચચાળા,
કે વનની મીઠી મેના રે !

આવેલાં દાભ લીધાં અડધેથી ઓળવી,
ઉડયા પોપટજી રિસાળા,
કે વનની મીઠી મેના રે !

વગડાની વેલડીએ ફુલડાં ફોર્યાં,
ફુલડાં ફરી ફરી થાકયાં,
કે વનની મીઠી મેના રે !

સરવરિયા પાળ્યુંએ આંબલિયા મોર્યા,
ટહૂકે કોયલરાણી કાળાં,
કે વનની મીઠી મેના રે !

ઉડે છે ઢેલડ ને મોરલિયા આભમાં,
કયાં છે પોપટજી કાલા ?
કે વનની મીઠી મેના રે !

ઝંખે છે આળુડાં નાનેરાં માળિયે,
માનો પોપટજી પ્યારા !
કે વનની મીઠી મેના રે !

વગડાની વાટે તે પિંપળિયા ડાળિયો,
ડાળિયે પોપટ કેરા માળા,
કે વનની મીઠી મેના રે !

રસિક ચિ. ત્રિપાઠી

# પ્રતિમા

મૂળ લેખક :
શ્રી. પ્રફુલ્લચન્દ્ર ઓઝા "મુક્ત"

અનુવાદક :
શ્રી. રમણીક પ્રીતમલાલ મ્હેતા

આ ધાર્યું હતું છતાંએ તે દિવસે પ્રતિમા ફૂલ ચુંટવા ગઇ. બગીચો ન્હાનો હતો. આંબો અને જાંબુનાં બે ચાર મ્હોટા ઝાડ, અને ગુલાબ ચમેલી, બેલા જુઇ, મોગરો વગેરેના ન્હાના ન્હાના છોડ ચારે તરફ લાગેલા હતા. વચ્ચમાં સુંદર ક્યારીઓ કરેલી હતી. એક બાજુએ પત્થરનો ન્હાનો ચબુતરો હતો.

પ્રતિમા આવીને ચબુતરા પર બેસી ગઇ. શરીરમાં સ્ફૂર્તિ લાવનાર દક્ષિણ વાયુ વાઇ રહ્યો હતો. કૃષ્ણ પક્ષની તૃતિયાનો ચન્દ્ર રાત્રિના શેષ ભાગમાં, આકાશમાં ચમકી રહ્યો હતો. એની મૃદુ-મલિન જ્યોત્સ્ના જાદૂની માફક ધરતી પર પથરાઇ રહી હતી. તારક-બાલિકાઓનું હાસ્ય પણ ફીક્કું પડી ગયું હતું. ઉદાસ દ્રષ્ટિએ તે ભાવિ ક્ષિતિજ તરફ જોઇ રહી હતી. પ્રતિમા એ બધું જોઇ રહી —જોતાં જોતાં બેશુદ્ધ થઇ ગઇ, આત્મભાન ભૂલી ગઇ.

આંબાના ઝાડ પર બેઠેલી કાળી કોયલ સહસા ટહુકી ઉઠીઃ કૂ ! કૂ !!

પ્રતિમાના સ્વપ્નનો ભંગ થયો. ચમકીને એણે જોયું તો પ્રકાશની આછી ઝીણી ચાદર પૃથ્વીના અંક પર ફેલાઇ રહી હતી. વાયુના તરંગોમાં આમ્રમંજરીઓની મધુર સુગંધ પ્રસરી રહી હતી. પૂર્વક્ષિતિજમાં લાલિમા છાઇ રહી હતી. મનમાંજ પ્રતિમાએ વિચાર્યું : કોયલ શું બોલે છે ?

પરંતુ કોયલ ફરીથી ટહુકી નહીં. પ્રતિમા થોડી ક્ષણ સુધી પ્રતીક્ષા કરી રહી. પછી પોતાની વિશાળ આંખોને વધારે ખેંચીને વિસ્મયપૂર્વક તરૂપત્રના અંતરાળમાં છુપાયેલી કોયલને શોધવાનો યત્ન કરવા લાગી.

સહસા કોયલ ફરીથી ટહૂકીઃ કૂઉઉ ! કૂઉઉ ! !

પ્રતિમાએ એ સ્વરમાં સ્વર મેળવ્યો— કૂઉ ! કૂઉઉ !

થોડી ક્ષણ સુધી આ ક્રમ ચાલુ રહ્યો. પ્રતિમા કોયલની સાથે હોડ લગાવી એના મનનો ભેદ જાણવા માગતી હતી; પરંતુ તે કાંઇપણ સમજી શકી નહીં.

નિર્મળ આકાશમાં સહસા વાદળનો એક કાળો ટૂકડો નજરે પડયો. હવાના ખેંચાણથી ખેંચાઇ આવી તે પ્રતિમાના શિર પર ઘેરાયો અને જોતજોતામાં વરસીને અદ્રશ્ય થઇ ગયો. પ્રતિમા અવાક્ બની પ્રકૃતિનું આ છળ જોઇ રહી.

દૂરથી પિતાનો સ્નેહમધુર કંઠસ્વર સંભળાયોઃ ગાંડી છોકરી ! આજે ફૂલ વીણવાનું પૂરૂં નહીં થાય કે ? પૂજા ક્યારે થશે ? પ્રતિમાને ત્યારે ભાન આવ્યું. ઝટપટ ઉઠીને છાબડીમાં તે ફૂલ વીણવા લાગી. વરસાદ પડવાથી ફૂલોને માટી લાગી હતી અને કેટલાંક ફૂલ ધરતી પર ખરી પડયાં હતાં. પ્રતિમાએ એ સૌ છાબડીમાં ભરી લીધાં અને ફૂલ લઇને તે પિતાની પાસે ગઇ.

સદાનન્દ આધેડ ઉમરનો માણસ હતો. સ્વસ્થ દીર્ઘ શરીર હતું. લાંબી દાઢી અને માથાના લાંબા લાંબા વાળ સફેદ થવા લાગ્યાં





કુ. સત્યવતી દેવી
યુક્ત પ્રાંતોની કોઑપરેટીવ સોસાય-
ઓનાં મહિલા ઇન્સ્પેક્ટર છે :
ીઓમાં સહકારના પ્રચાર વિષે
બંધ લખવા માટે તેમને
સુવર્ણચન્દ્રક મળ્યો છે.

શ્રીમતી ધર્મશીલા લા
બેરીસ્ટર થનાર પહેલાંજ હિન્દુ
છે. લિપિના સંશોધક શ્રી.
જયસવાલનાં પુત્રી છે. તેઓ
વકીલાત કરવા સાથે પ્રાચીન ઇ
સને લગતું સંશોધન કાર્ય



દત્તક વિધાનના શ્રી. દેસાઇનાં બીલ સામે વિરોધ



મુંબાઇની ધારાસભામાંના શ્રી. દેસાઇનાં, વિધવાઓને અન્યાય કરતાં બીલ સામે વિરોધ દર્શાવવા માટે મુંબાઇની સ્ત્રીઓની પ્રચંડ સભા માધવબાગમાં શ્રીમતી સરોજિની મહેતાનાં પ્રમુખપદે મળી હતી. તે વખતે લેવાયલું ફોટો–ચિત્ર

હતાં. તપસ્યાનું તેજ મુખ પર ઝળકી રહ્યું હતું. તે ધાર્મિક પુરૂષ હતો અને તેનો રાત્રિ અને દિવસનો મ્હોટો ભાગ સંધ્યા, ઉપાસના અને જપતપમાંજ વીતતો હતો. ઘરમાં પિતાપુત્રી સિવાય બીજું કોઇ જ ન હતું.

ફૂલ આવી ગયા બાદ સદાનન્દ પૂજા કરવા બેઠો. પાત્રમાં ફૂલ મૂકીને જ્યારે તે ગંગાજલ છાંટવા લાગ્યો ત્યારે એને જણાયું કે પ્રતિમા પૃથ્વી પર પડેલાં ફૂલ પણ વીણી લાવી હતી. સ્નેહભરી પણ કર્કશ વાણીએ એ બોલ્યો: "ભોંય પર પડી માટી લાગેલા ફૂલ શું ભગવાનને ચઢે ખરાં ગાંડી? "

એટલું કહીને સદાનન્દ પૂજામાં લીન બન્યો; અને બિચારી બાલિકા એક વિષમ ઠોપકાભરી પોતાના શૂન્ય ખંડમાં જઇને બેઠી.

સડક પર પડતી એ ખંડમાં એક ન્હાની બ્હારી હતી; અને પ્રતિમાનીએ જીવનસંગિની હતી. પિતા જ્યારે ઇશ્વરોપાસનામાં તલ્લીન રહેતા ત્યારે પ્રતિમા આ બ્હારીએ બેસીને રસ્તે જતાં–આવતાં રંગબેરંગી માણસોને આશ્ચર્યમુગ્ધ નયને નિહાળી રહેતી. કોઇ કોઇ વાર પોતાની શૂન્ય દ્રષ્ટિએ, નીલગગનના અનંત ક્ષિતિજ તરફ એકીટસે જોઇ રહેતી. અને કેટલીક વાર તો બેશુદ્ધ બની જતી વર્ષાની કેટલીએ અંધારી રાત્રિ, ગ્રીષ્મની કેટલીયે બળબળતી બપોર અને શીતકાળની કેટલીએ સંધ્યાઓ એણે આવી રીતે વીતાવી હતી. એ બ્હારીજ એના બાલ્યચંચલ જીવનની એકાન્ત સંગિની હતી.

આજેય પ્રતિમા એ બ્હારીમાં આવીને બેઠી અને વિચારવા લાગી પિતાજીએ કહ્યું કે "ભોંય પર પડી માટી લાગેલાં ફૂલ ભગવાનને ન ચઢાવાય. જો એમજ હોય તો ભગવાન ફૂલને માટીમાં મેળવે છે શા માટે? ફૂલને ભગવાને પેદા કર્યાં છે અને માટીને પણ. તો પછી ફૂલ માટીમાં મળી જાય છે ત્યારે ભગવાન એને ગ્રહણ કેમ નથી કરતા? અને માટીમાં મળી જવામાં ફૂલનો દોષ પણ શું? ભગવાન શું એવો નિષ્ઠુર છે કે જે નિર્દોષને પણ દંડ દે છે!"

બાલિકા પ્રતિમા એવી એવી વાતોનો વિચાર કરતી કોઇ ઊંડા સ્વપ્નમાં સરી પડી.

* * *

એક દિવસ સવારના ફૂલ વીણવાનું દરદ

## લવાજમ

માસિકનું ૧૨મું વર્ષ સપ્ટેમ્બર ૧૯૩૫ ના અંકથી શરૂ થશે. જેમનું લવાજમ ચાલુ–ઓગસ્ટ ૧૯૩૫ ના અંક સાથે પૂરૂં થાય છે, તેમને ગયા જુલાઇ ૧૯૩૫ ના અંક સાથે એક જુદો પોષ્ટકાર્ડ મોકલી તે સંબંધી ખબર આપવામાં આવી છે. તેઓમાંના ઘણાખરાંએ પોતાનું લવાજમ નવા વર્ષ માટે મની ઓર્ડરથી મોકલી આપ્યું છે યા વી. પી. થી ભેટ–પુસ્તક મોકલવા સુચના આપી છે. એ સર્વને ભેટ–પુસ્તક તા. ૫મી ઓગસ્ટ પછીથી મોકલવાનું શરૂ થશે.

જેમણે હજી પોતાનું લવાજમ નથી મોકલ્યું અથવા વી. પી મોકલવાની સૂચના નથી આપી, તેમને તેમ કરવા વિનતિ છે. જે ગ્રાહકો તરફથી તા. ૧૫ મી ઓગસ્ટ સુધીમાં લવાજમની રકમ મનીઓર્ડરથી નહિ મળે તેમને ભેટનું પુસ્તક તે તારીખ પછી વી. પી. થી મોકલવામાં આવશે. આશા છે તેઓ એ વી. પી. સ્વીકારી લેશે અને પાછું વાળી અમને નકામાં ખર્ચમાં નહિ ઉતારે.

જેઓ ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છતા ન હોય તેઓ તા. ૧૫ મી ઓગસ્ટ પહેલાં અમને એ સંબંધી ખબર આપે, એવી વિનતિ છે, જેથી નકામી કડાકુટ અને પોષ્ટના ખર્ચમાં અમારે ન ઉતરવું પડે.

લી. વ્યવસ્થાપક "ગુણસુન્દરી."

તેથી નજરે પડયું. આજ પ્રતિમા ફૂલવાડીમાં એકલી ન હતી; એના જેવાં જ, ઉંમરમાં થોડાંક નાનાં મ્હોટાં કેટલાયે બીજાં બાળકો નાની ન્હાની છાબડી લઇ કૂદતાં કૂદતાં હોડ લગાવી ફૂલ વીણી રહ્યાં હતાં. દુર્ગા-પૂજાને માટે શહેરના જૂદા જૂદા મહોલ્લાઓમાંથી તેઓ સૌ અહીં ફૂલ વીણવાને આવ્યાં હતાં. પ્રતિમાએ એ બાળકોનો ઉત્સાહ જોયો ત્યારે ત્હેને આશ્ચર્ય લાગ્યું. તે પોતે પણ એમના ઉત્સાહમાંથી કાંઇ સ્ફૂર્તિ પ્રાપ્ત કરવાની ચેષ્ટા કરવા લાગી પરંતુ આજે એને કોઇ નવીનતા ન લાગી. ફૂલ વીણવાં-એ એના રોજના આવશ્યક કાર્યોનું એક અંગ હતું. તે સાવધાનીપૂર્વક ફૂલ વીણવા લાગી હતી-એને ભય હતો કે કયાંક માટી-ધૂળ લાગેલાં ફૂલો પણ બીજાં ફૂલોની સાથે ન આવી જાય.

પ્રતિમાએ પોતાનાં આજ સુધીના જીવનમાં કોઇવાર એકી સાથે આટલાં બાળકો જોયા ન હતાં, અને તેથી તે આજે એ બાળકોની વચ્ચે પડીને પોતાના મનમાં એક પ્રકારની નવીનતા અનુભવવા લાગી. એ બાળકોનો ઉમંગ, એમનો ઉલ્લાસ, એમની સ્ફૂર્તિ અને કલબલાટ જોઇને પ્રતિમા ક્ષણભરને માટે ફૂલ વીણવાનું ભૂલી જઇ સ્નેહભરી દ્રષ્ટિએ એમના તરફ જોઇ રહી. તે એ બાળકોમાં ભળી જવા માગતી હતી, ભળીને એમની સાથે વાતો કરવા ઇચ્છતી હતી, પણ એનાથી એ સાહસ નહોતું થતું. વારંવાર એમનાં તરફ જોતી, ઊંડો નિશ્વાસ નાંખીને તે ફરીથી ચુપચાપ ફૂલ વીણવા લાગી.

પ્રતિમાએ મનમાને મનમાં આ બાળકોની સાથે પોતાના જીવનની સરખામણી કરી. એને લાગ્યું કે જાણે એનાં જીવનમાં એવો ઉલ્લાસ, એવો ઉમંગ અને સ્ફૂર્તિઃ એ નામની કોઇ વસ્તુઓ જ નહતી. ગંભીરતા, ચુપકીદી, એકાન્ત ચિન્તન, અને શાંતિ-એ જ જાણે એના ભાગની વસ્તુઓ હતી; પરંતુ આજ એ બાળકોનો કલબલાટ કેટલા બધા લોભની વસ્તુ હતી!

બાળકોનાં ઝુંડને વટાવીને પ્રતિમા, કેટલીક બાલિકાઓ કેસુડાં ફૂલથી પોતાની ઝોળીઓ ભરી રહી હતી ત્યાં ગઇ. એમની સ્ફૂર્તિ જોઇને પ્રતિમા અવાક્ બની ગઇ. એકવાર વૃક્ષને હચમચાવી, તેઓ દોડીને સ્ફૂર્તિથી બંને હાથે ફૂલ વીણવા મંડી જતી. એમનાં વીણવામાં, માટી સાનેલાં, કરમાયલાં અથવા તાજાં ફૂલનો કોઇ વિચાર ન હતો. હાથમાં આવતાં બધાં ફૂલો ટપોટપ એમની ઝોળીમાં પડતાં. પ્રતિમાએ આગ્રહપૂર્વક આ દ્રશ્ય જોયું અને જોતાં જોતાં સાહસ કરીને, તે એ બાલિકાઓની વધારે નજીકમાં ચાલી આવી.

થોડીવાર ચુપચાપ ઊભી રહીને તે બાલિકાઓની ક્રીડા જોઇ રહીઃ પછી ધીરે ધીરે એમની પાસે જઇને, પોતાની વાણીમાં શરીરની સમસ્ત દ્રઢતા લાવીને એણે કહ્યુંઃ "તમે સૌ આવી રીતે ફૂલ કેમ વીણો છો? માટીમાં-ધૂળમાં પડેલાં ફૂલ શું ભગવાનને ચઢાવાય કે?"

બાલિકા પ્રતિમાના અજ્ઞાન પ્રત્યે સ્હેજ લઘુ હસીને બોલીઃ "ઓહો, ત્હને કશાય ખબર નથી એટલે જ તો!"

પ્રતિમા અવાક્ બનીને એના તરફ જોઇ જ રહી.

"અમે ભગવાનને ચઢાવવા માટે થોડા જ કાંઇ ફૂલ વીણીએ છીએ........"

"............"

"એનાથી તો અમે અમારી ઓઢણીઓ રંગીશું."

પ્રતિમાનો કંઠ હવે ઉઘડયો. તેણે કહ્યુંઃ "ઓઢણી રંગશો? કાંઇ ગાંડી છો! ફૂલથી કયાંય ઓઢણી રંગાતી હશે વળી?"

બાલિકા હવે પોતાનું હસવું ખાળી શકી નહીં ખિલખિલાટ તે હસી પડી. નિસ્તેજ બની પ્રતિમા ચુપચાપ ઉભી રહી બાલિકાએ કહ્યું "કદાચ ત્હને કશીયે ખબર નહીં હોય! સીધી જંગલમાંથી આવતી હશે!"

પ્રતિમા શો ઉત્તર આપે? તે ચુપચાપ ઉભી જ રહી

"આ ફૂલને અમે સૂકવીએ છે અને પછી ગરમ પાણીમાં ઘોળીને એનો રંગ બનાવીએ છીએ રંગથી અમે કપડાં રંગીએ છીએ-કેવા સુંદર, પીળા મઝાના!"

પ્રતિમાએ સાભળ્યું અને તે મૌન રહી મનમાં ને મનમાં એણે નક્કી કર્યું કે "કાલે હું પણ એવી જ રીતે ફૂલ વીણીને મ્હારી ઓઢણી રંગીશ"

*　　*　　*

પહેલ વહેલું, કોઈ નવું કામ કરીએ તો થોડો સંકોચ થાય છે મનુષ્ય સ્વભાવ જ એવો છે પ્રતિમાને તે દિવસે આખી રાત ઊંઘ જ ન આવી ઝગમગતા તારલાઓના અસ્ફૂટ પ્રકાશમાં આખી રાત તેણે વિચાર્યાં જ કર્યું કે સ્હવાર થતાં તે, કેવી રીતે ફૂલ વીણી લાવશે, કેવી રીતે એને સૂકવશે, અને કેવી રીતે એનો રંગ બનાવી એનાથી પોતાની ઓઢણી રંગશે એ રંગ કેટલો સુંદર હશે અને તેનાથી ઓઢણી કેવી ખિલશે અને તે પહેરેલાથી તે કેવી વધુ સુંદર બનશે કલ્પનાના દર્પણમાં એક એક કરીને આ બધા ચિત્રો પ્રતિમાએ જોયા-કેટલા મધુર, આકર્ષક અને લોભાવનારા!

પરંતુ રાત્રિ વીતી, જતાં અને અંધકારને બદલે પ્રકાશની છાયા ધરતી પર ઉતરતા પ્રતિમાના મનમાં સંકોચની લજ્જા પ્રકટવા લાગી પૂરું પ્રભાત પ્રકટ્યા પહેલા તે પોતાની ભાબડી લઈને ચુપચાપ બગીચા તરફ ચાલી નીકળી જાણે ચોરી કરવા જતી હોય તેમ.

જઈને ત્હેણે કેસૂડાના ઝાડને ખૂબ જોરથી હલાવ્યું, અને પછી સ્ફૂર્તિથી ફૂલ વીણી વીણીને છાબડીમાં ભરવા માંડ્યા. થોડી વારમાં છાબડી ભરાઈ ગઈ અને તે ઝટપટ ઘેર જઈને એક ખૂણામાં ઠાલવી આવી પછી તે પૂજાને માટે ફૂલ વીણવા ફરીથી બગીચામાં ગઈ.

સદાનંદ જ્યારે પૂજા કરવા બેઠા ત્યારે જોયું તો એકખૂણામાં તાજાં-તાસી, સૂકા-અધખીલ્યા કેસૂડાના ફૂલનો ઢગલો પડ્યો હતો, પરંતુ હજુ પ્રતિમા ફૂલ વીણીને પાછી નહોતી આવી ત્યારે એ ફૂલ ત્યાં કોણ મૂકી ગયું? અને કોને માટે? તે આમ વિચાર કરી રહ્યા હતા ત્યાં સામેથી પ્રતિમા આવતી નજરે પડી એને જોતાં જ સદાનંદે પૂછ્યું "બેટા! આ ફૂલ કેવા છે?"

સંકોચથી આંખો ઢાળી લજ્જાભર્યા સ્વરે પ્રતિમાએ કહ્યું "અમરતાં જ પિતાજી!"

"એ કોણ લાવ્યું?"

"હું!"

"તું ક્યારે લાવી? અને શા માટે?"

"'બહુ વહેલી વીણી લાવી હતી એના રંગથી મારી ઓઢણી રંગીશ'"

સદાનંદ ગંભીર બન્યા. એમના મુખ ઉપર કરચલીઓ પડી થોડીવાર મૌન રહી તે કોઈ વિચારમાં પડ્યા, અને પછી ચુપચાપ પૂજા કરવા બેસી ગયા પ્રતિમા કાંઈ સમજી શકી નહીં.

તે દિવસે સદાનંદનું મન પૂજામાં લાગ્યું નહીં તે વિચારવા લાગ્યો 'હાય! મ્હારી ભોળી બાળકીએ કયા પાપના પરિણામે આ બાળપણમાં જ વૈધવ્ય પ્રાપ્ત કર્યું છે! કાંઈ જાણ્યું નહીં, કાંઈ જોયું નહીં અને અભિશાપના આ ભયાનક સંસારમાં તેને એકલી મૂકવામાં આવી, પોતાની જરા જેટલી ઇચ્છા પૂર્ણ કરવાનો પણ એને અધિકાર નહીં. કેટલા ઉમંગપૂર્વક એ ફૂલ ચૂંટી લાવી છે પરંતુ હાય! રંગેલી

ઓઢણી પહેરવાનું તો એના નસીબમાં જ નથી લખાયું. હું એને કેવી રીતે કહું કે બેટા! તું આ બધું ધાંધલ ન કર, ત્હારા સંસારમાં આકાંક્ષાઓ માટે સ્થાન નથી. ત્યારે શું એ જે કરે છે તે કરવા દઉં? પરંતુ એનું પરિણામ શું આવશે? હું પિતા છું. માતાઓ કહે છે કે પિતાનું હૃદય કઠોર હોય છે; પરંતુ મ્હારું હૃદય આમ દ્રવિભૂત શાથી થાય છે? શું સ્નેહથી દુર્બળ બનીને હું કર્તવ્યની અવગણના કરીશ? નહીં, મ્હારે કઠોર જ બનવું પડશે. હું મ્હારે હાથે જ એ અનર્થ નહીં થવા દઉં."

આ તરફ પ્રતિમાએ અત્યંત ઉમંગપૂર્વક આખો દિવસ ફૂલને સૂકવ્યાં અને સાંજ પડતાં પહેલાં જ તપેલીમાં પાણી ગરમ થવાને મૂક્યું. સદાનંદ એની ઉતાવળ અને ઉમંગ જોઈ રહ્યો હતો, અને જેમ જેમ એ દેખતો, તેમ તેમ એનો સંકલ્પ દુર્બળ પડતો જતો ... પરંતુ ફરીથી એને પોતાનું હૃદય દૃઢ બનાવ્યું, અને ધીમેથી બૂમ પાડી: "બેટા!"

"હં, પિતાજી!" ચમકીને પ્રતિમા સદાનંદ પાસે દોડતી આવી.

"શું કરે છે, બેટા!"

"પાણી ગરમ કરું છું."

"શા માટે?"

"ઓઢણી રંગવા માટે—હું ફૂલ લાવી છું ને!"

"પરંતુ ત્હારે રંગેલી ઓઢણી ન પહેરવી જોઈએ; બેટા!" પિતાનું ગળું ભરાઈ આવ્યું.

"શા માટે!"

"ત્હારા નસીબમાં નથી લખ્યું."

"નસીબ કોને કહે છે પિતાજી?"

"તું એવી ઓઢણી પહેરે એવી ભગવાનની ઇચ્છા નથી."

"કેમ! ત્હમારા ભગવાનનું મ્હેં શું બગાડ્યું છે!"

"........"

"ત્હમારો ભગવાન એવો કેમ છે, પિતાજી? તે દિવસે ત્હમે કહેતા હતા કે ધૂળમાં પડેલાં ફૂલ ભગવાન સ્વીકારતા નથી, આજે કહો છો કે હું રંગેલી ઓઢણી પહેરું એવી એની ઇચ્છા નથી. એ ભગવાન કેવો નિર્દય છે? ફૂલ અને ધૂળ ભગવાને જ સરજ્યાં છે; પરંતુ ફૂલ જ્યારે ધૂળમાં મળી જાય છે, ત્યારે એ એનો સ્વીકાર નથી કરતો ત્હમે એને શા માટે કહેતા નથી? તે એવું શા માટે કરે છે?"

ભોળી બાલિકાના આ પ્રશ્નના ઉત્તરમાં સદાનંદને રૂદન સિવાય કાંઈ જ ન સૂઝ્યું; અને તે પ્રતિમાને ગોદમાં લઈને ઝાર ઝાર રડવા લાગ્યો.

* * *

ઘણાં દિવસ વીતી ગયા. પ્રતિમાએ રંગીન—રંગેલી ઓઢણી ન પહેરી; પરંતુ ઈશ્વર પ્રત્યે એના મનમાં કશી જ શ્રદ્ધા ન રહી. પ્રભુની પૂજા માટે તે હજુયે ફૂલ વીણવા જતી હતી, પરંતુ એમાં શ્રદ્ધા કરતાં અભ્યાસનો જ વિશેષ ભાગ રહેતો. પિતાની વાતો નિરંતર એના મનમાં જાગૃત રહેતી હતી, અને એ દિવસોમાં ઈશ્વરના સંબંધમાં અનેકવાર તે સારી નરસી વાતોનો વિચાર કરી ચૂકી હતી. એનાં બાલ હૃદયમાં પ્રભુની એક એવી સુંદર, એવી કોમળ, એવી સહાનુભૂતિ અને મમતા-ભરી કલ્પના હતી કે જેમાં તે ઈશ્વરની "ઈશ્વરતા"નો અનુભવ કરતી હતી; પરંતુ પિતાની વાતોએ કલ્પનાનું એ સામ્રાજ્ય ક્ષણભરમાં નષ્ટ કરી નાખ્યું, અને તે વારંવાર વિચારવા લાગી કે ભગવાનનું—ઈશ્વરનું જો એવું જ સ્વરૂપ હોય તો એ કેટલો સંકુચિત, કેટલો અસહૃદય, અસહનશીલ અને કેટલો

નિષ્ઠુર છે ! મનુષ્યમાં કોઇ કોઇવાર ઇશ્વરત્વ જોવામાં આવે છે, પરંતુ ઇશ્વરમાં શું મનુષ્યત્વ પણ નથી ?

પ્રતિમા હવે બાલિકા ન હતી. બાળપણનો ઉષાકાળ, વિતાવીને તે યૌવનના મધુર પ્રભાતના દ્વાર પર આવી ઉભી હતી. એની ચંચળતા ગંભીરતાના રૂપમા ફેરવાઇ ગઇ હતી: એની સરલતા અને હલેતાપણામાં લજ્જાનુ મધુર સંમિશ્રણ થઇ ગયું હતું. તે પોતે પોતામાં થયેલા પરિવર્તનનો અનુભવ કરવા લાગી હતી. સૃષ્ટિની પ્રત્યેક વસ્તુ હવે એની સન્મુખ કોઇક નવીન અને આકર્ષક રૂપ લઇ આવી રહી હતી. વસન્તમાં, પાનખરની પછી, વૃક્ષો, અરુણ કોમળ પાંદડીઓનાં વસ્ત્રો હજૂયે પહેરતાં હતા, કોયલ હજૂયે ટહૂકતી હતી, પપૈયા હજૂયે આર્તસ્વરે પુકાર કરતા હતા, ' પરંતુ એ બધી વસ્તુઓ હવે પ્રતિમાના મનમાં કૌતુકને બદલે કોઇ નવીન રસનો સંચાર કરી જતી હતી.

* * *

આકાંક્ષાઓ જીવન-પથમા મરી પડવાની સીડીઓ છે; જ્યાંથી માનવી સરી પડે છે અનેકવાર, પરંતુ ઉઠે છે એકજવાર. આ વાત સૌ કોઇ જાણે છે, પણ જાણવાથી શુ થાય છે ? અમે કોઇ એવા માનવીને નથી જોયા કે જેનાં જીવનમા તીવ્ર લાલસાઓનુ તૂફાન કદિયે ન જાગ્યું હોય ! ઇચ્છાઓ સાથે દ્વન્દ્વ કરતા એ લોકો નજરે પડયા છે, પરંતુ એ લાલસાઓ એ ઇચ્છાઓ તો સૌના મનમા ઉઠી-જાગ્રત થઇ છે. અમુક વ્યક્તિ તપસ્વી છે, કે ધર્માત્મા છે કે જ્ઞાની છે; લાલસાઓના પ્રવાહે એ વાત પ્રત્યે કદિયે ધ્યાન નથી આપ્યું. મનુષ્ય દુર્બળતાઓનું પૂતળું છે, પરંતુ મનુષ્ય એટલા માટે મનુષ્ય છે કે એનામાં દુર્બળતાઓ છે. મનુષ્યમાં કેવળ દુર્બળતાઓ જ હોય-એમ નહીં; એનામાં જ્યાં દુર્બળતા છે, ત્યાં બળ છે, દ્રઢતા પણ છે; એક શબ્દમાં મનુષ્ય એ વિરોધી ભાવનાઓનું આશ્ચર્ય-સંમિશ્રણ છે, અને એટલા માટે તે મહાન છે, સ્પર્ધાની વસ્તુ છે.

પરંતુ પ્રતિમા તો વિધવા હતી, એને કોઇપણ જાતની આકાંક્ષાઓને પોતાના મનમાં પોષવાની શી જરૂરીઆત હતી ? તે કોઇ પ્રકારની લાલસાને મનમાં જન્મવા જ શા માટે દેતી હતી ? એને શો અધિકાર હતો ? સમાજે એના જીવનમાં અભિશાપની જે જ્વાલા પ્રકટાવી હતી, અને જેને તે ' પૂર્વજન્મના પાપ" કરીને સંતોષે છે, એના અન્તરાયમા છુપાઇને, નવયૌવનના નવીન ઉષાકાળના રંગની સાથે-સાથે, અનેક ગોપન લાલસાઓ પ્રતિમાના મનમાં ઉછળતી. તે પોતાના મનમા એક અભાવનો અનુભવ કરવા લાગી, પરંતુ એ અભાવ શો હતો એ તે જાણતી નહતી. એના જીવનમાં ડગલે ડગલે નિષેધની દિવાલ આવીને ઉભી રહી હતી. તે શા માટે છે એ વાત એનાથી કદિય ન સમજાઇ. ભોળી સરળ બાલિકા, લગ્ન અને વૈધવ્યનું રહસ્ય શું સમજે ?

જ્ઞાન મનુષ્ય માટે મૌથી મહાન દંડ છે; અને પ્રતિબંધ સૌથી મહા કુપ્રવૃત્તિ ! જ્ઞાનના ત્રાજવામાં તોલીને જ્યારે મનુષ્ય સારૂ અને નરસું, પાપ અને પુણ્ય, અને ઉચિત અનુચિતનો નિર્ણય કરે છે ત્યારે તે પોતાને માટે સંસારમા ડગલે ડગલે મુશ્કેલીઓને સૃષ્ટિ ખડી કરે છે. મનુષ્યના મનમાં જ્યારે જ્ઞાનનો દલ જાગે છે ત્યારે તે કહે છે કે " આ સારૂં છે, માટે આમ કરો, આ બુરૂં છે માટે ન કરો " એ વખતે સંસારના માનવીઓનો મ્હોટો સમુદાય, કુતૂહલથી પ્રેરાઇ, એના તરફ દોડે છે-ત્યા શું છે એ જોવાને માટે એવું કુતૂહલ એ માનવીનો સ્વભાવ છે. એ સ્વભાવ કોઇ ફેરવી શકે તેમ નથી,

બાળક અજ્ઞાન હોય છે માટે જ એમનાં મનમાં સારૂં નરસું હોતું નથી. તેઓ નિર્વિકાર હોય છે અને એ નિર્વિકાર અવસ્થા કેવી સોહામણી હોય છે? મનુષ્ય ઇચ્છે છે તો એ અવસ્થાને જીવનભર જાળવી શકે છે, પરંતુ તે એમ કરવા નથી ઇચ્છતો; જ્ઞાનનો લોભ એને એમ કરતાં અટકાવે છે. જ્ઞાનના પલ્લામાં જો તે સત્ અને અસત્‌ને તોલવાનો અભ્યાસ કરવાનું મૂકી દે, તો ઘણે અંશે એની બાળપણની નિર્વિકાર અવસ્થા રહી શકે છે. તે બાળકોના જેવું જ સરલ અને સુખમય જીવન ગાળી શકે છે.

બાળકો જ્યાં સૂધી અજ્ઞાન રહે છે, જ્યાં સૂધી ઝેરી પ્રકાશ નથી ફેલાતો, ત્યાંસૂધી તેઓ નગ્ન ફર્યાં કરે છે; એમનાં મનમાં કદાપિ પાપની છાયા સરખી પણ સ્પર્શતી નથી; પરંતુ જેમ જેમ તેઓ મ્હોટાં થાય છે, જેમ જેમ એમનાં હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવા માંડે છે, તેમ તેમ તેઓ પાપી બનતાં જાય છે. લજ્જા પાપનું જ એક અંગ છે. મનુષ્ય એટલા માટે જ લજ્જિત થાય છે કારણ કે તે પાપી છે. બાળકોમાં જ્યારે જ્ઞાનનું પાપ પ્રકાશે છે, ત્યારે તેને આવરણની જરૂર પડે છે, અને પરિણામે કપડાં પહેરીને પોતાના મનનું પાપ છૂપાવવા માગે છે. મનુષ્ય કેટલાં અજ્ઞાન છે! કેટલાં મૂર્ખ છે!

પ્રતિમા પણ ક્યાં સુધી આ જ્ઞાનદંડથી વંચિત રહે? ધીરે ધીરે બધી વાતો ત્હેના સ્હમજવામાં આવવા માંડી. એના જીવનમાં પ્રતિબંધ–નિષેધની જે પ્રખર ધારાઓ પ્રવાહી થઇ રહી હતી એનું કારણ પણ તે સ્હમજી; અને ત્યારે એ પ્રતિબંધ-નિષેધની તરફ બંને હાથ ફેલાવી તે દોડતી ચાલી–જાણે કેઇ ... ચાલી જતી હોય તેમ. લાલસાઓનો ઉન્માદ મનુષ્યમાં એવી જ વિસ્મૃતિ ભરી મૂકે છે.

* * *

પ્રતિમાએ પોતાની જાતને લાલસાઓના સમુદ્રમાં ડૂબાડી હતી, એ સાચું પણ એમાં એને પ્રવાલ સાંપડયો–જાણે કોઇ કિનારા વિહોણી સાગરમાં તરતી નૌકાને મજબૂત હલેસું મળ્યું હોય તેમ પ્રતિમાએ પોતાની જાતને લાલસાઓના સમુદ્રમાં ડૂબાડવો ઉતારવાનું મૂકી તો દીધુ હતું. પરંતુ જ્યારે એ એક વાર ડૂબી-ઉતરી ત્યારે એને ગભરાટ લાગવા માંડયો અને એનો શ્વાસ ફૂલ્યો સમાતો નહીં. એટલે તે ગભરાઇને આધાર શોધવા લાગી. પ્રવાલ જ્યારે સહસા એને મળી ગયો ત્યારે ડૂબતા પ્રાણીની માફક અધીર બનીને એણે પ્રવાલને જકડી લીધો–એ ભાવનાથી કે હવે તે કદાપિ એ આધારને પડતો નહીં મૂકે.

પ્રતિમા સાથે પ્રવાલની મુલાકાત કેવી રીતે થઇ, એક બીજાનો પરિચય કેમ થયો, પ્રેમ કેમ બંધાયો, ગાઢતા શાથી વધી એ બધાનાં વર્ણનની કશી આવશ્યકતા નથી. અહીં એટલું કહેવુંજ જરૂરનું છે કે પ્રતિમાએ પ્રવાલ સાથે એવો પ્રેમ સાધ્યો હતો કે તે પોતાની માનમર્યાદા, પોતાની પરિસ્થિતિ, પિતાની પ્રતિષ્ઠા અને ખુદ પોતાની જાતનેજ ભૂલી ગઇ હતી. પ્રેમમાં એવી જ વિસ્મૃતિ હોય છે.

પ્રેમનાં સ્વપ્નાં બહુ મીઠાં હોય છે, કલ્પનાઓ બહુ આકર્ષક હોય છે, અને વાર્તાઓ અત્યંત મનોરંજક હોય છે, પરંતુ પ્રેમ પલ્લે પડતાં સમજાય છે કે એ મીઠાશમાં –એ મધુરતામાં કેટલી મહાન અગ્નિપરીક્ષા છુપાયેલી હોય છે; અને ખાસ કરી આપણા દેશમાં, જ્યાં પ્રેમ એ પાપ સમજાય છે, જ્યાં સમાજ પ્રેમ પર અધિકાર ધરાવે છે, પ્રેમ આપણે ત્યાં સદાચારના કઠોર નિયમો

જકડાયલો છે–બિચારાનો શ્વાસ દમ નીકળી રહ્યો છે. એક તો આપણે ત્યાં "પ્રેમ" શબ્દ જ બુરો મનાય છે. અને તેમાં યે જો કયાંઇ વિધવાના પ્રેમનો પ્રસંગ બન્યો કે વિવાહિતના પ્રેમનો–પ્રસગ બન્યો કે વિવાહિતાના પ્રેમની ઘટના બની તો શિવ ! શિવ ! ! ઘોર અનર્થ થઇ ગયો–જાણે કેમ પ્રેમ એકાદ ખાસ વર્તુલ ( Circle )ની વસ્તુ હોય, અને એની અંદર જ ફરવાનું હોય તેમ. સાધારણ રીતે આપણે ત્યાં જબરદસ્તીથી પ્રેમ કરાવવામાં આવે છે એક ગરીબ છોકરી સાથે એક બીચારા છોકરાનો છેડો બાંધી દીધો અને આજ્ઞા આપી કે " એને ચાહો, એની સાથે પ્રેમ કરો ! " એની સાથે પ્રેમ કરી શકો તો સારૂં, નહીંતો જહન્નમમાં જાઓ ! જીવનભરમાં રોતા રહો. ત્હમારા સુખ સંતોષનો પ્રબંધ કરે એટલો સમાજને અવકાશ કયાં છે ? એને અનેક કામ છે.

પ્રતિમાને પણ એવો જ અનુભવ થયો. એણે જોયું કે પ્રેમ કરવો એ સરલ વસ્તુ ન હતી. વારંવાર અપવાદ અને સામાજિક તિરસ્કારની વિભીષિકા એને કંપાવી મુકતી હતી. અનેક તરેહના સંકલ્પ વિકલ્પ એના મનમા જાગતા અને બહુ વિચારવા છતા યે તે ખરા રસ્તે હતી કે ખોટા એનો નિર્ણય કરી શકતી નહીં. તે પાપ કરી રહી હતી કે પુણ્ય ? તે પોતાની અસહાય અને આકુલ આંખો ફાડી ચારે તરફ જોતી હતી કે કોઇ એને આવીને દાખવે કે એનો એ પ્રેમ યોગ્ય હતો કે અયોગ્ય ? પરંતુ એને કોઇ જણાતું નહીં લાખ્ખો નર–નારીઓનો સમૂહ, મહાજન કોલાહલ ભરેલા આ માનવવિપુલ સંસારમા એક પણ વ્યક્તિ એની નજરે ન પડી કે જે એના એ પ્રશ્નનો ઉત્તર આપે. આખરે પોતે પોતાના હૃદય પર હાથ મૂકીને એ પ્રશ્ન પોતાની જાતને પૂછ્યો. એણે અસ્પષ્ટ શબ્દોમાં ઉત્તર આપ્યોઃ " પ્રેમ કરવો એ પાપ પ્રેમ એ જ જીવન છે, પ્રેમ એ જ સ્વર્ગ

પરંતુ હૃદય તો પોતાનું જ છે. વ્યાજબી સલાહ ન આપી તો ? એટલા એણે એક દિવસ પ્રવાલને જ પૂ " પ્રવાલ ! આપણે શું આ પાપ આ રહ્યાં છીએ ? "

પ્રવાલ થોડીવાર સુધી મૌન સેવી પ્ર માના મુખ તરફ જોઇ રહ્યો પછી એણે " ત્હને શું લાગે છે, પ્રતિમા ? "

" કાંઇ કહી શકતી નથી. કાંઇ સમજાતું નથી. એકાદ વિકટ સમસ્યા એ લાગે છે. "

" પરંતુ એ જાણીને તું શું કર પ્રતિમા ? "

" કાંઇ નહીં, મનને થોડો ઘણો સં થશે. આટલું જોઉં છું. આટલું સાંભળું અને જાણે મગજ ફાટી જાય છે. મ્હને લ છે કે કદાચ પાગલ બની જઇશ. "

" જો એ પાપ હોય તો તું શું કરીશ

"........."

" અને પુણ્ય હોય તો ? "

"..........."

" શું વિચારી રહી છે પ્રતિમા ? "

" એક જ વાત–પાપ હોય કે પુણ ત્હમારો ત્યાગ નહીં કરી શકું. ત્હમે મ્હ એવા જ કોઇ બંધનમાં જકડી લીધી છે.

" પ્રતિમા ! પ્રેમ કરવો એ પાપ નથી અને જો પાપ હોય તો તે કરવાને મા સંસાર જ આપણને પ્રેરે છે. આપણાં કરત સમાજ જ એટલા માટે વધારે દોષયુક્ત છે શા માટે તેણે ત્હને આટલી પાગલી, દુર્બલ અને અસહાય બનાવી મૂકી છે ? "

પ્રતિમા વિચારવા લાગી કે એ વાત સાચી હતી. શા માટે સંસારે એને આટલી પાગલ અસહાય બનાવી મૂકી હતી ?

પ્રવાલે કહ્યું: "પરંતુ આપણાં પ્રેમમાં પાપનો અંશ તો છે જ; કારણ કે આપણે છૂપાછૂપીને-છાનો પ્રેમ કરીએ છીએ. આપણામાં ગાડી ફરતા આવે, અને આપણે સંસારની સંમુખ કહેવાનું સાહસ કરીએ કે અમે એકબીજાને ચાહીએ છીએ, તો પછી આપણો પ્રેમ પૂર્ણ પવિત્ર બને. બોલ, પ્રતિમા ! ત્હારામાં એટલું સાહસ છે ?"

પ્રતિમા થોડીવાર મૌન રહી; પછી બોલીઃ "હા છે. જે વાત સાચી છે, એ કોઇની પાસે પ્રકટ કરી દેવામાં સાહસની શી જરૂર છે ?"

"તો પછી સૌથી પ્રથમ ત્હારા પિતા આગળ આ વાત પ્રકટ કરવી પડશે."

"..........."

"હું પોતે જ એમને બધી વાત કરીશ. ત્હારે ફક્ત સ્વીકાર કરવો પડશે. કરી શકીશ ?"

"હા !"

* * *

સત્યનો પ્રકાશ એટલો ઉગ્ર એટલો પ્રખર એટલો તેજસ્વી હોય છે કે માનવી સહસા એ સહન કરી શકતા નથી; સહન કરવાની એમની ટેવ નથી. અનાદિ કાળથી મનુષ્યને પોતાનું સારૂં-નરસું મિથ્યાના અંધકારમાં છુપાવી રાખતાં આવવાનો અભ્યાસ પડી ગયો છે; અને એટલા માટે જ જે બુરાં કાર્યો છે તે છુપાં રહે છે ત્યાં લગી એને બુરાં માનવાને તૈયાર નથી થતા. પરંતુ એ કર્મો જાહેર થતાં તે બુરાં બને છે. સમાજમાં એવા દુરાચારી જનો અનેક છે, કે જેમની સમાજમાં પ્રતિષ્ઠા છે અને એટલા માટેજ તેઓ પોતાનાં દુરાચાર છુપાવી રાખવાના પ્રયાસ કરે છે. એમનાં દુરાચારોની જનતાને ખબર ન પડે એમ નહીં, પરંતુ તેઓ સ્વયં એનો સ્વીકાર કરતા નથીઃ સમાજમાં એવા મનુષ્યો માટે લાંછન નથી. પરંતુ જો એકાદ નિર્દોષ બાલિકા-જેણે હજુ દુનિયાના રંગોને સ્પર્શ સરખો પણ નથી કર્યો-સંસારનાં સુખોની જ અભિલાષા રાખે છે, જેને આવો પ્રેમ કરવાનો અધિકાર છે, તેને પતિતા, કલંકિની અને દુરાચારિણી તરિકે લેખવામાં આવે છે. સમાજમાં કેવું અંધેર પ્રવર્તી રહ્યું છે! કેવો બુદ્ધિ વિપર્યય છે ! !

પ્રતિમાને શી ખબર કે પિતાજીની આગળ પોતાનું દિલ ખોલવાનું પરિણામ આટલું ભયંકર આવશે! ઓહો મનુષ્ય કેટલો સ્વાર્થી, કેટલો સંકુચિત, અને કેટલો ડરપોક હોય છે! પ્રતિમાનું હૃદય આજ વિદ્રોહી બન્યું હતું. એના પિતાએ પ્રવાલને ખરાબ-ખરાબ ગાળો દીધી, સારૂં નરસું કહી સંભળાવ્યું, અને માર્યો. પ્રતિમાને પણ કલંકિની કહીને ઘરમાંથી કાઢી મૂકી. પ્રતિમા આ સમયે બુરી હાલતમાં, ઘરથી દૂર એક મંદિરમાં બેસીને કોણ જાણે આગળ પાછળના શાયે વિચાર કરી રહી હતી.

એણે વિચાર્યું:"મ્હારા કરતાં પિતાજીને પોતાની આબરૂ અને પ્રતિષ્ઠા વધારે પ્રિય છે, તો ભલે તે સાચવીને બેસી રહે. એક જિન્દગીને બરબાદ કરવાનો એમને શો હક્ક છે? હું પ્રવાલને ચાહું છું એમાં ખોટું શું છે ? હું વિધવા છું એમાં મ્હારો શો દોષ ? કોઇ આવીને બતાવી જાય કે હું મ્હારા દોષથી વિધવા બની છું ! બીજાના અપરાધની શિક્ષા હું શા માટે ભોગવું ? હું દુર્બળ છું માટે શું દુનિયા મ્હને કચડી નાંખશે ! હું શું બુરૂં ચાહતી હતી ! શું હું દુરાચારિણી હતી ? નહીં. દુનિયા પૂછે છે કે કે દુરાચારિણી કોણ. એક નિર્દોષ છોકરી કોઇ બીજા છોકરા સાથે લગ્ન કરીને પોતાનું જીવન શાંત રીતે વીતાવવા માગતી હોય તે તેમને પરિવાર અને સમાજના કોપનો સામનો કરવો પડે છે, પરંતુ ગુપચુપ રીતે તેઓ ભયાનકમાં ભયાનક કુકર્મો કરી શકે છે. એ શા માટે કરું? જ્યારે સુખસ્વચ્છન્દ

પૂર્વક જીવન ગાળવાનો માર્ગ દ્રષ્ટિ સંમુખ છે ત્યારે શા માટે સમાજનો અભિશાપ મારે માથે લઈને ફરું ? નહીં, એ મ્હારાથી નહીં બને. સમાજ પોતાની આબરૂ જાળવીને ભલે સુખી રહે. પિતા પોતાની પ્રતિષ્ઠા કાયમ રાખીને ભલે પ્રસન્ન રહે. દુનિયામાં મ્હને જ્યાં સુખ શાંતિ મળશે, ત્યાં હું શોધી લઈશ.

× × ×

અંધકાર ધીમે ધીમે ગાઢ થતો ગયો. મંદિરની આસપાસનાં વૃક્ષોની મધન છાયા ભયાનક લાગવા માંડી. પ્રતિમા એકલી ડરી રહી હતી. એવામાં કોઈનો પદરવ સંભળાયો. ઉત્સુક બનીને પ્રતિમા દાદરનાં પગથિયાં તરફ જોવા લાગી. એણે જોયું તો આવનાર વ્યક્તિ પ્રવાલ હતો. એણે આવીને બૂમ પાડી;

" પ્રતિમા ! "

" હં. "

" તૈયાર છે ને ! "

" હા ! "

" ભય તો નથી લાગતોને ? "

" ભય શાનો પ્રવાલ ? જે દુનિયાને મારી પરવા નથી, તે દુનિયાની પરવા હું શા માટે કરું ? " .

" ઠીક, ત્યારે ચાલ ! "

" ચાલો. "

"આપણે જોઈએ કે દુનિયામાં આપણા જેવા પિડિતોને માટે ક્યાંય સ્થાન છે કે નહીં"

સંધ્યાના અંધકારમાં, જોતજોતામાં, બન્ને પ્રેમી અદ્રશ્ય થઈ ગયાં. બાગમાં સૂકાં પાંદડાઓએ પોતાનાં મૃદુમર્મર સ્વરે એમને અભિનંદન આપ્યું. વૃક્ષની ડાળે બેઠેલા પપૈયાએ પોકાર કર્યો. એ સમયે તારકબાલિકાઓ પોતાના સ્નિગ્ધ મધુર હાસ્યથી કોઈ ભાવી શુકનની સૂચના આપી રહી હતી.

× × ×

બીજે દિવસે સવારમાં આખા ગામમાં વાત ફેલાઈ કે સદાનંદની છોકરી પ્રવાલની સાથે ન્હાસી ગઈ.

સદાનંદ ગામમાં પ્રતિષ્ઠાવાન પુરુષ હતો. ચારિત્ર્ય, પૂજાપાઠ અને ધાર્મિકતાને લીધે એ ગામમાં મશહુર હતો, અને એટલા માટે તે ગામ છોડીને બ્હાર એક કુટીરમાં આવીને રહ્યો હતો. આવા ધર્મિષ્ઠ માણસની પુત્રના આવા અધઃપતનની વાત સાંભળીને જનતા આભી બની ગઈ ! કેવો ઘોર કળિયુગ ! હે પ્રભુ ! સંસારનો બેડો કેમ પાર ઉતરશે ? આટલા મોટા ધર્માત્માની છોકરીનાં આવાં લક્ષણ ! !

ગામમાં ઘેરે-ઘેર, પ્રત્યેક વ્યક્તિના મુખે આ ચર્ચાજ ચાલી રહી હતી. જેણે એ વાત સાંભળી તે સૌ આશ્ચર્ય પામ્યા. કોઈએ માથા કુટયાં અને કોઈએ નિંદા પણ કરીઃ એમાં કેટલાક એવાયે માણસો હતા કે જેમણે યુવાનીના સમયમાં અનેક કુકર્મો કર્યાં હતાં, પરંતુ એ જાણવાની દરકાર કોણ કરે છે ? એ લોકો સમાજમાં આગેવાન લેખાય છે.

વાત ચાલતાં ચાલતાં સદાનંદના કાને પણ આવી. ક્રોધ, અપમાન અને લજ્જાથી એમનું હૃદય જાણે ચીરાઈ રહ્યું. એમના મનમાં થઈ આવ્યું કે ઝેર ખાઈને સુઈ રહેવું અથવા તો માથું પટકીને આત્મહત્યા કરવી. પરંતુ આત્મહત્યા કરવી એ કાંઈ સરલ વાત નથી. અપમાન અને ગ્લાનિની જ્વાલા જ્યારે શાંત ન થઈ શકી ત્યારે તે સેવાની ઓરડીમાં જઈ, પ્રતિમાની સન્મુખ જઈ, બાળકની માફક ઝારઝાર રડવા લાગ્યોઃ અને રડતાં રડતાં બોલ્યો, " હે પ્રભુ ! આ વૃદ્ધાવસ્થામા ત્હેં આવું કે શું દાખવ્યું ? એ દાખવતાં અગાઉ જ ત્હેં મ્હને શા માટે ન બોલાવી લીધો ? જીવનભર ત્હારા ચરણોની સેવા સિવાય બીજું કાંઈ જ મ્હેં નથી કર્યું; શું એનો બદલો મ્હને આવો જ મળવાનો હતો ? હે અન્તર્યામી ! બતાવો, મ્હારા કયા પાપનો આ

બદલો મળ્યો છે ? મ્હારાથી એવી કઇ ભૂલ થઇ છે કે આવો દિવસ જોવાનો સમય આવ્યો ! "

આમ બોલતો દેવતાના ચરણોમાં લોટતો સદાનન્દ ખૂબ રોયો. રુદનથી હૃદયનો ભાર ઓછો થયો, પરંતુ પત્થરના ભગવાન પત્થરની માફક જ કઠોર બનીને બેસી રહ્યા. એમણે સદાનન્દને કાંઇ જ ન કહ્યું. આખરે રડી-થાકીને તે શાંત થયો.

પરંતુ ઘડી બે ઘડીમાં બુઝાઇ જાય એવી આ આગ ન હતી. એ સમયે થોડી ક્ષણને માટે એની જ્વાલા શાંત-મંદ પડી ગઇ હતી એ સાચું, પરંતુ પાછી એ ભભુકી ઉઠી. પાગલસમો બની સદાનન્દ વિચારવા લાગ્યો કે એ અણઘટતી ઘટના કેમ બની ? પોતે એટલો ધર્મિષ્ઠ હતો, હરહંમેશાં નિયમિતરૂપે પાઠપૂજા કરતો હતો, એટલી વિશ્વાસપાલન કરી હતી, આટલું તપ કર્યું, જીવનભર સત્ય અને ધર્મ સિવાય અન્ય કોઇ વિષયનું ચિન્તન નથી કર્યું, છતાંયે પોતાની કન્યા આવી કલંકિની શાથી નીકળી ? હે પ્રભુ ! એનું રહસ્ય શું હશે ?

સદાનંદ ઉદ્ભ્રાન્ત જેવો બની ગયો. એના ધાર્મિક દમ્ભે એને પાગલ બનાવ્યો. નિર્જલ-અન્નવિહોણા કેટલાક દિવસ વીતી ગયા; પણ તે પોતાના સ્થાનેથી ખસ્યો નહીં. ચુપચાપ વારંવાર એકની એક જ વાતનો વિચાર કર્યા કરતો. એમની આંખો લાલચોળ બની ગઇ, મુખ કાળું પડી ગયું, હોઠ સૂકાઇ ગયા, અને તે રાક્ષસ જેવો ભયંકર દેખાવા લાગ્યો.

ત્રીજે કે ચોથે દિવસે સંધ્યા સમયે આપોઆપ એની આંખો મીંચાઇ ગઇ. તન્દ્રામાં એણે એક અપૂર્વ દ્રશ્ય જોયું:-એક અદ્ભુત, અપૂર્વલોક, જ્યાં ન તો પૂર્ણ પ્રકાશ હતો કે ન તો પૂર્ણ અંધકાર ! પ્રકાશ અને અન્ધકારનું આશ્ચર્ય સમ્મિશ્રણ હતું. ત્યાં કેટલાયે નગ્ન-અર્ધનગ્ન, દુર્બળ કંકાલ, રોગી-પીડિત, ભયંકર ચહેરાવાળા માનવીઓ હારબંધ બેઠેલાં હતાં. એક અપૂર્વ તેજસ્વી વ્યક્તિ એમની વચમાં ઊભી રહી હસી રહી હતી અને પ્રેમ-પૂર્વક એમની સાથે વાતો કરી રહી હતી. એના શરીર પર એક લંગોટી સિવાય બીજું કાંઇ જ ન હતું. તે રોગીઓની પોતાના હાથે સેવા કરી રહી હતી; ભૂખ્યાંને ભોજન આપી રહી હતી, નગ્નને વસ્ત્ર આપી રહી હતી. સદાનંદ આશ્ચર્યથી આ દ્રશ્ય જોઇ રહ્યો. અને પછી બ્હીતાં બ્હીતાં એક વ્યક્તિની પાસે જઇને ધીમેથી પુછ્યું: "આ કયો લોક છે ? આ માનવીઓ કોણ છે ? અને આ મહાપુરુષ કોણ છે ? "

વ્યક્તિએ આશ્ચર્યથી સદાનંદ તરફ જોતાં ઉત્તર આપ્યો: " આ વૈકુંઠ છે. આ સૌ સંસારનાં પીડાયેલાં, પાપી અને પતિત લોકો છે અને મધ્યમાં સાક્ષાત્ નારાયણ છે. શું તમે એમને નથી ઓળખતા ? "

સદાનંદની આંખો કપાળે ચઢી આવી. એ માણસ શું કહેતો હતો ? મશ્કરી તો નહોતો કરતોને ? વૈકુંઠ શું એવું હોય ? અને ત્યાં પાપીઓનું શું કામ હતું ? અને નારાયણ પોતે પણ કેવા હતા ? એમનાં સુંદર પીત પરિધાનનું શું થયું ? મુગટ ક્યાં ગયો ? શંખ, ચક્ર, ગદા અને પદ્મનું શું થયું ?

સદાનંદ આ સૌ બાબતોનો વિચાર કરવા લાગ્યો. એટલામાં પેલી તેજસ્વી વ્યક્તિ પોતેજ ત્યાં આવી અને હસતાં હસતાં પૂછયું: " સદાનંદ ! ત્હને જરા આશ્ચર્ય લાગે છે ને ? કેમ ? "

સદાનંદ દોડીને એમનાં ચરણોમાં પડયો અને બોલ્યો: " મહારાજ ! હું ખૂબજ ગભરાઇ ગયો છું. આપ ગમે તે હો પણ આપનો પરિચય આપો ! "

તેજસ્વી પુરુષે એકવાર ફરીથી હસત હસતાં કહ્યું: " સદાનંદ ! આટલાજ ગાન પ ત્હને ત્હારી ધાર્મિકતાનો આટલો બધો દ૰

છે ? જીવનભર તું કોની પૂજા-આરાધના કરતો આવ્યો છે ? ”

“ ઇશ્વરની-ભગવાનની ! ”

“ નહીં, જૂઠું કહે છે. તું એને ઓળખતો નથી. ત્હેં વસ્ત્રાભૂષણો અને પત્થરની મૂર્તિની પૂજા કરી છે. ઇશ્વર હું છું, મારું નામ નારાયણ છે. ”

સદાનંદ અવાક્, વિહ્વળ અને સ્તમ્ભિત બની જોઇ રહ્યો.

“ સદાનંદ ! ઇશ્વરને ત્હેં કદિ ઓળખ્યો નથી, ઓળખવાનો યત્ન પણ કર્યો નથી. ત્હેં ત્હારી કલ્પના, ત્હારી વાસના, અને ત્હારા જ્ઞાનમાં ઇશ્વરને લપેટી રાખવા ઇચ્છ્યું છે. એટલા માટેજ, ત્હેં ત્હારું જીવન તો નષ્ટ કર્યું જ છે, અને બીજાનો પ્રકૃત માર્ગે જવાનો, પથ રોકીને ઉભો રહ્યો છે. ત્હારો અહંકાર પોતે ઇશ્વરની સૃષ્ટિ રચવા માગે છે. તું મ્હારો ભક્ત નહીં, પણ દુશ્મન છે. મ્હારા ભક્તોએ મ્હારું પ્રકૃતરૂપ છુપાવીને સંસાર સંમુખ એક કાલ્પનિક રૂપ રજૂ કર્યું છે અને એ રીતે, સંસારમાં મ્હારા પ્રતિ અવિશ્વાસ અને ઘૃણાની સૃષ્ટિ સર્જી છે.

## પાષાણ પૂજકને

કરી આશા અબળ ઇચ્છા નિરખવા પ્રાણ પાષાણે;
કીધાં પૂજન દીધાં અર્ચન નચ્યો નાહક ત્હું પાષાણે !

ઉતારી આરતી થાક્યો ન જાગ્યો દેવ પાષાણે;
અચેતન દેહની માંહે ન ઉમટ્યો પ્રાણ પાષાણે.

હતી અણઘડ મલિન મૂર્તિ મનોહર માની ત્હેં ધ્યાને;
પ્રતિષ્ઠા પ્રાણની કરતાં પછાડ્યો પ્રેમ પાષાણે.

અમી-કુંપી હતી દિલમાં વહાવી સારી ત્હેં સ્નાને;
અમરતા ના છતાં આવી જરીએ મીંઢ પાષાણે.

રચ્યો કરી બેવકુફી ત્હું નકામા દેહના દાને;
પટકવો શે ગમે તુજને રૂપાળો પ્રાણ પાષાણે ?

નથી ચેતન અપાત્રે એ છતાં ત્હું તપ તપે શાને ?
ઉઘાડે આંખડી મીંચિ હૃદય ભરતો શું પાષાણે ?

ભૂલ્યો ભવ ભૂલમાં ભટક્યો પછી ભરતો નિસાસાને ?
પરીક્ષા ના કરી પ્હેલી કે કલ્પ્યા પ્રાણ પાષાણે !

નારાયણજી છો. દ્વિવેદી

સદાનંદ ! વિચાર કર. શું ઇશ્વરની ઇશ્વરતા દુખીઓને દુભવવામાં, પતિતોને પીડા દેવામાં, અને પડેલાંઓને કચરી નાખવામાં જ છે ! એ માનુષિક નથી, પાશવિક પ્રવૃત્તિ છે. તું શું ત્હારા ભગવાનને એટલો પતન પમેલો બનાવવા માગે છે ? મ્હારા તરફથી આશ્ચર્યપૂર્વક શું જોઇ રહ્યો છે ? સદાનંદ ! મ્હને શૃંગાર કરવાનો અવકાશજ ક્યાં છે ? જેના રાજ્યમાં આટલાં પાપી, આટલાં પીડિત અને આટલાં દુઃખી માનવીઓ હોય, એને શૃંગાર કરવાનો સમય ક્યાંથી મળી શકે ? સદાનંદ ! મ્હને જો, અને ઓળખ ! મ્હને ત્હારા ઉપર દયા આવે છે ! ઓહ ! તું કેટલો બધો મૂર્ખ છે ? ત્હેં શીધી રીતે મ્હને જોવાની કોશિશ નથી કરી, મારા નામે પત્થરની મૂર્તિ બનાવી, એને વસ્ત્રાભૂષણોથી સજાવી, એની આગળ કલાકો સુધી પૂજાપાઠ કર્યા, એની આરતી ઉતારી, અને એની સામે ઘંટ વગાડ્યા. ત્હારી આ પ્રવૃત્તિથી કોને શો લાભ થયો ! માનવજીવન શું આવી રીતે વ્યર્થ વીતાવવા માટે છે ? એથી શું મ્હને

સંતોષ થાય છે ! સદાનંદ ! કુંભાર જ્યારે ઘડા બનાવે છે ત્યારે એને આશા રહે છે કે એમાં ઠંડુ પાણી ભરીને તે પોતાની તૃષા છીપાવી શકશે. હું પણ એક કુંભાર છું. મ્હેં ઘડાના રૂપમાં ત્હમને સૌ માનવીઓને સરજ્યાં છે. મ્હારી આશા છે કે ત્હમે લોકો મ્હારા કાર્યોમાં મ્હારા સહાયક બનીને મ્હારી તૃષા છીપાવશો; પરન્તુ ત્હમે સહાયતા આપવાને બદલે મ્હારી મજાક કરાવો છો, કેવળ પોતાના અજ્ઞાનથી–દમ્ભથી. સદાનંદ ! જે પથથી વિમુખ થયા છે, જે દોષિત થયા છે, જે પાપી છે તે મ્હને સૌથી વધારે વ્હાલાં છે. એમના પ્રતિ મ્હારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. મનુષ્યના હૃદયમાં પ્રતિહિંસા છે એટલા માટે પ્રભુમાં પણ છે એમ તે સમજે છે. પરંતુ એ ભૂલ છે. ઇશ્વર કોઇને શિક્ષા નથી કરતો. સારાંનરસાં સૌએ ત્હેનાં સંતાન છે. જે સારાં છે' તેઓ તો પોતાની સારાઇથી પોતાનું સ્થાન પ્રાપ્ત કરી લે છે, પરંતુ જે ... ... છે એમને જો ઇશ્વરની ગોદમાં ...'ન' મળે તો તેઓ ક્યાં જાય ! એટલા માટે જે ગુન્હેગાર છે, જે પીડાયેલાં છે, જેમણે પોતે જ પોતાનો સર્વ નાશ કર્યો છે; એ સૌ ઇશ્વરને વધારે વ્હાલાં છે. ઓહ ! તેઓ કેટલા ભોળાં–કેટલાં પ્યારાં છે ! સદાનંદ ! એ સૌ ત્હારી સહાનુભૂતિ માગે છે, ત્હારી દયા માગે છે. તું એમની ઘૃણા ન કર, એમના પ્રત્યે સ્નેહ રાખ ! એમને અંતરની સહાનુભૂતિ આપ, અને કૃપાના શીતળ જળથી સ્નાન કરાવ; અને પછી જ તું માનવતાની સીમા વટાવીને અતિમાનવતાનો અધિકારી બની શકીશ. ત્યારે જ તું મ્હારી યથાર્થ પૂજા કરી શકીશ, ત્યારે જ તું મ્હારી પ્રસન્નતા પ્રાપ્ત કરી શકીશ. જા, સદાનંદ ! લોકોને મ્હારૂં સત્ય સ્વરૂપ બતાવી દે, લોકોને મ્હારી પૂજાનું સાચું સ્વરુપ સમજાવી દે. એમને ... કે સ્વર્ગ નરક એ સૌ માનવ મસ્તકની કલ્પના છે. ઇશ્વરને ત્યાં સ્વર્ગ નર્ક જેવું કાંઇ જ નથી. ત્યાં કેવળ એક સ્નેહમય પિતાની ગોદ છે, જ્યાં સારાંનરસાં સૌને માટે સ્થાન છે. જે સારાં–ભલાં છે તે સમર્થ બનીને આપ મેળે જ એ ગોદમાં સ્થાન પ્રાપ્ત કરી લે છે; પરંતુ જેઓ પતનની ઊંડી ખાઇમાં ગબડેલાં છે તેમને ઇશ્વર સ્વયં પોતાના સ્નેહમય હાથથી ઉઠાડીને ગોદમાં બેસારે છે. સ્વર્ગ અને નરક માનવીએ સરજ્યાં છે–લોકોને બુરાઇથી ડરાવવા માટે. પરંતુ એ લોકોએ તે દ્વારા જનતાને એટલી બધી ડરાવી મૂકી છે કે તે ઇશ્વરથી પણ ડરવા માંડી છે. ઇશ્વર ડરાવતો–ધમકાવતો નથી; ફક્ત ચાહે છે. જે લોકો ઇશ્વરની જ માફક સૌને પ્યાર કરે છે તે મહાન થાય છે, ઇશ્વરની ગોદમાં એમને અધિક સ્થાન મળે છે. સદાનંદ, કદાચ તું ત્હારી પુત્રીની વાતનો વિચાર કરી રહ્યો હશે ! તે મ્હારી સૌથી પ્રિય પુત્રી છે. એના પ્રત્યે મ્હારા મનમાં અગાધ સહાનુભૂતિ છે. તું એની આગળ અપરાધી છે. એને શોધી કાઢ, જો એ મળે તો એને સ્નેહભરી ગોદમાં સ્થાન આપ. ત્યારે ત્હારી ધાર્મિકતા સાર્થક થશે; ત્યારે તું મ્હારી પ્રસન્નતા પ્રાપ્ત કરી શકીશ."

સહસા સર્વ અદ્રશ્ય થઇ ગયું. સદાનંદની આંખો ખુલી ગઇ હતી. ઓરડીમાં ચારે તરફ અંધકાર છાયો હતો, પરંતુ ઇશ્વરની પ્રત્યેક વાત હજૂયે એના કાનમાં ગુંજી રહી હતી. પહેલાં તો એને એ સૌ સ્વપ્નવત્ લાગ્યું, પરંતુ જ્યારે પ્રત્યેક વાતને યાદ કરી કરીને ત્હેના પર વિચાર કરવા લાગ્યો ત્યારે એ વાત પર તે અવિશ્વાસ કરી શક્યો નહીં. રાત્રિભર ને એ વિચારોમાં જ પડ્યો રહ્યો.

સવાર થતાં ફરીથી કોઇએ સદાનંદને પ્રભુસેવા કરતાં જોયો નહીં. ઇશ્વરનો આદેશ પામીને તે એની પ્રકૃત પૂજાને માટે પ્રયત્નશીલ બનવા સાર ઘર છોડીને ચાલ્યો ગયો હતો.

અને દસ વર્ષ પછી—

એક દિવસ ફરીથી પિતાપુત્રીનો મેળાપ થયો—ગંગાના તટ પર, રેતીની શય્યા પર. પ્રતિમા મૃત્યુના કિનારે ઊભી હતી. સદાનંદ પાસે બેસીને પ્રેમપૂર્વક એની પરિચર્યા કરી રહ્યો હતો.

સહસા પ્રતિમાએ આંખો ઉઘાડી. "પિતા!" એણે બુમ પાડી, " પિતા ! સાચે જ શું હું ત્હમને જોઉં છું કે આ સ્વપ્ન છે ? ઓહ ! હવે શુ હું ત્હમારા ચરણોને સ્પર્શ કરવાને લાયક રહી છું ખરી ? "

' પુત્રી ! એટલી અધીર ન થા. તું મ્હારી પ્રિય પુત્રી છે. હું ત્હારો પિતા છું. ત્હને કેટલાં વર્ષો પછી જોઇ, બેટા ! "

સ્નેહથી વૃદ્ધ પિતા પુત્રીના માથા પર હાથ ફેરવવા લાગ્યો. મહેતથી એને મના કરતાં પ્રતિમાએ કહ્યું: " નહી પિતા ! મ્હારા પ્રત્યે આટલો બધો સ્નેહ ન રાખો. હું એ નહીં સહી શકું. હું પાપિણી છું. મ્હારી ઘૃણા કરો, મ્હને સ્પર્શ ન કરો......હાય ! ત્હમને આ શુ થયું છે ? જ્યારે હું ત્હમારો સ્નેહ માગતી હતી ત્યારે ત્હમે મ્હને ઘરમાંથી કાઢી મૂકી હતી. આજે જ્યારે હું ત્હમારી ઘૃણા માગું છું ત્યારે ત્હમે સ્નેહ વર્ષાવી રહ્યા છો ? ઓઃ ! "

" બેટા ! પ્રવાલે શું ત્હારી સાથે વિશ્વાસઘાત કર્યો ? "

" નહીં, પિતાજી ! તેઓ દેવ હતા. એમણે મ્હારી રક્ષાને માટે સર્વ કાંઇ આપી દીધું, પ્રાણ પણ. અને પછી, એમનું એક ચિહ્ન મ્હારી પાસે રહી ગયું હતું. ઓહ ! કેટલો પ્રિય એ બાળક હતો ! એની ચમકભરી આંખો મ્હારાથી આજેય નથી ભૂલાતી. એ દહોઓ ઝેર ખાઈ નાંખ્યો મ્હારો સર્વનાશ કર્યો અને આજે-આજે પિતા ! હું સંસારની ઘૃણા ઝીલતી મૃત્યુને નોતરી રહી છું. પરંતુ ત્હમને આ શું થયુ છે ! શું ત્હમે મ્હારી ઘૃણા નથી કરતા ? "

" બેટા ! ઇશ્વરે મ્હારી આંખો ઉઘાડી દીધી છે. એમણે સ્વયં પ્રકટ થઇને મને દાખવ્યું છે કે હું ખોટે રસ્તે હતો. એમણે પોતાની પ્રકૃત પૂજાનો માર્ગ મ્હને દાખવ્યો છે. બેટા ! પ્રભુ પોતે ત્હને ચાહે છે. ત્હારા પર પ્યાર રાખે છે તો પછી હું શા માટે ન રાખું ? "

" ભગવાન ?—ભગવાન મ્હને ચાહે છે ? મ્હારા પર પ્યાર રાખે છે ! ઓહ ! જેણે જીવનમાં કદિયે ભગવાનના અસ્તિત્વનો વિશ્વાસ નથી કર્યો, જે પાપિણી એક દિવસને માટે પણ ઇશ્વરને યાદ કરી શકી નથી, ત્હેના પ્રત્યે પ્રભુ પ્રેમ રાખે છે; અને જીવનમાં ઇશ્વરચિંતન, પૂજા પાઠ અને ધર્મ ચર્ચા સિવાય જેણે કાંઇ જ નથી કર્યું એનાથી પ્રભુ સંતુષ્ટ પણ નથી ! પ્રભુની આ કેવી લીલા ! હાય ! લોકો ભગવાનને જોઇ શકતા નથી, સમજી શકતા નથી અને એના પ્રત્યે અવિશ્વાસ કરવા માંડે છે!! ભગવાનના મનનો આ ભેદ કેટલા લોકો સમજતા હશે? ધર્મના દાંભિક લોકો ભગવાનના સંબંધમાં કેવી ખોટી વાતો દુનિયામાં ફેલાવી રહ્યા છે. અને કેવી રીતે એના પ્રતિ જનસમાજમાં અવિશ્વાસ અને અશ્રદ્ધા ઉત્પન્ન કરી રહ્યાં છે ? "

પ્રતિમા ચૂપ થઇ ગઇ. સદાનંદ એના મસ્તક પાસે બેસી એની વાતો સાંભળી રહ્યો હતો. આકાશમાં એ સમયે બાલચંદ્ર મંદ મંદ હસતો, પ્રભુના એક અત્યંત પ્રિય સંતાનની મહાયાત્રાનું દૃશ્ય નિહાળી રહ્યો હતો.




# સ્નેહ-દીક્ષા

લેખક : શ્રી પ્રિયવદન બક્ષી

કોણ જાણે કેમ—રમેશે કાંઇ પાપ કર્યાં હશે કે પરમેશ્વરે કોપની દૃષ્ટિ નાખી હશે, કે એને એના લગ્નમાં રસ ન પડયો. જે સમયે વાજાં વાગતાં હતાં ને આનંદના વાયુ વાતા હતા ત્યારે એ બિચારો ગભરામણ જેવો દેખાતો હતો. એના મિત્રો પણ એનું કારણ ન સમજી શકયા. કારણ સમજે પણ તેમને રમેશના વર્તનની ચોક્કસ ખાત્રી હતી. તેઓ જાણતા હતા કે અદ્યાપિપર્યંત તે કોઇયે પ્રમદાનો પ્રાણાધાર થયો ન હતો.

રમેશ કોઇને યે ચ્હાતો ન હતો કે કોઇ સાથે તેણે પ્રથમ દૃષ્ટિએ પ્રણયસંચાર કર્યો ન્હોતો, કિન્તુ કોણ જાણે કેમ એનું લગ્ન એને બંધન રૂપ જ લાગતું.

રમેશ જ્યારે પીડીભર બની ઓટલે ઉભો રહેતો ત્યારે તેના સૌંદર્યને સર્વે વખાણતાં. તે શિક્ષીત હતો, રહમણો હતો. તેનું મન ઉચ્ચાભિલાષાઓથી ભરેલું હતું. તેની આંખોમાં ગૌરવવંતુ ક્ષાત્રતેજ દીપતું. એ ક્ષાત્રતેજમાંથી પ્રેમની મીઠી મીઠાશ જોવાની હજી કોઇને યે તક સાંપડી ન્હોતી.

ચારૂનું નામ ચારૂ હતું એમ નહિં પણ મુખ ને ગુણ પણ તેવાંજ હતાં. એ ગૌરવદનાને યૌવનનાં ચિન્હો સ્પષ્ટ રીતે આગળ આરી સુશોભિત કરતાં હતાં. તેના વદનપર ચન્દ્ર સમી શીતલતા હતી. બહેન ભાવે એ શીતલતાનું અમીપાન ઘણા યે કરતા પણ હજીયે અમૃત કટોરીમાંથી અમૃત બિન્દુ પીવા કોઇયે મનુષ્ય ભાગ્યવાન થયો ન્હોતો.

ચારૂનાં લગ્ન રમેશ સાથે થયાં. પણ ચારૂને રમેશમાં અસંતોષ દેખાવા માંડયો. રમેશનું હૃદય કોઇ ચીજને શોધતું હોય એમ એને લાગ્યું. એને પોતાની જાત હલકી લાગી. નારી હૃદય એ અસંતોષ પૂરવા યત્ન કરે. પણ કાર્ય તો કારણનેજ અવલંબે છે. તે બિચારી મુઝાતી રડતી ને કાયર પણ થઇ જતી પરંતુ પોતાના યત્નોમાં પાછી પડતી નહિં.

' ચારૂ ' એક દિવસે રમેશે એને માદકતાપણે બોલાવી. આજે એના મ્હોં પરના ભાવ રોજ કરતાં વિચિત્ર ભાસતા.

' કેમ ? ' સ્મિતયુક્ત ચારૂએ જવાબ દીધો. તેના હૃદયની ગોરસીમાં મંથન શરૂ થયું. ' કેમ ? ' તેણે ફરી પૂછયું.

' ચારૂ, તું મ્હને ચ્હાય છે ? ' રમેશે પૂછયું.

સૂર્યાસ્ત સમે કમળ પાંદડી નમી પડે તેમ ચારૂનું મુખ શરમથી નમી પડયું. એણે નીચું જોઇ નખવડે જમીન ખોતરવા માંડી.

'ચારુ, તું મ્હને ચ્હાય છે ?' પ્રશ્ન પુનરાવર્તન પામ્યો. ચારુ ઉત્તર ન દઇ શકી. રમેશે તેનું મ્હોં હાથમાં લઇ ત્રિજીવાર પૂછ્યું; 'ચારુ, તું મ્હને ચ્હાય છે ?'

'વિશ્વાસ નથી ?' વાતાવરણ વિશુદ્ધ કરતો ચારુનો ચારુ સ્વર પ્રગટયો.

'પૂરેપૂરો વિશ્વાસ છે.' રમેશે ઠંડે કલેજે કહ્યું.

'તો પૂછો છો કેમ ?'

'ત્હને મ્હારા પર વિશ્વાસ છે ?' રમેશે વાકયમાં કઠોરતા દર્શાવી;

'ચારુ, સાચું માનશ ?'

'શું.'

'હું ત્હને નથી ચ્હાતો' રમેશે એનું મ્હોં ત્યાંને ત્યાંજ મુકી દીધું ને પોતે ખંડ બહાર નીકળ્યો.

બિચારી ચારુ ! અત્યારે એનું મન ચૂરેચૂરા થવા માંડયું. એનું અંતર બળી જતું હતું. રમેશના આ શબ્દનું કારણ જાણવા એ ઇન્તેજાર હતી પણ તે કોને પૂછવું ? રમેશ તો એને એકલી મુકી ખંડત્યાગ કરી ગયો હતો. એના અંતરમાં આગ બળતી હતી. એનું હૃદય ચૂરેચૂરા થતું હતું. એણે છેવટે શોકગ્રસ્ત દશામાં જ વખત ગાળવા માંડયો.

રમેશની સ્થિતિ પણ ઘણી બદલાઇ ગઇ. એણે સર્વની સાથે અબોલા લીધા એ એના ખંડમાં હમેશાં લખ્યાજ કરતો.

મનુષ્ય ગુંચવાઇ જાય ત્યારે બીજા પાસે હૃદય ખોલવાથીજ શાન્તિ મેળવી શકે. કોઇ એવો મિત્ર કે સ્નેહી ન મળે તો તે પોતાના ઉભરા લખી નાખે. લખવાથી યે એને કાંઇક શાન્તિ મળે. રમેશને કોઇ મિત્ર હૃદય ખોલવા યોગ્ય ન લાગવાથી એણે શાન્તિની શોધમાં દ્વિતીય માર્ગ ગ્રહ્યો.

બપોરનો સમય હતો, રમેશ જમીને નિદ્રાધીન થઇ ગયો હતો. ગૃહકાર્યમાંથી પરવારતાં ચારુએ ખંડમાં પ્રવેશ કર્યો. નિદ્રાને ખોળે ઝૂલતા પતિને નિરખતાં તેને કંપારી આવી. તેનું હૃદય કંપવા માંડયું, સારા ખોટા અનેક વિચારો તેના મગજમાં રમી ગયા.

એટલામાં તેની દષ્ટિ ટેબલ પર પડી, ત્યાં પડેલી નોટ જોઇને તેની પાસે ગઇ ને નોટને હાથમાં લેઇ કાળ જેવા કાળનો 'વ્યય' કરવા બેઠી. એક પછી એક પાનાં ઉથલાવતાં તેની દષ્ટિ એક પેરેગ્રાફ પર પડી. તેને તેણે ફરીને ફરી વાંચ્યો.

"લગ્નોના લ્હાવા લેવાની હોંશમાં પોતાનો ધર્મ ભૂલી જવાય છે, ને યોગ્યાયોગ્યની પરીક્ષા કર્યા વગર કે સ્વભાવો સમજ્યા વગર સપ્તપદીની સાક્ષીઓ લેવાય છે. એવી લગ્નગ્રંથીથી જોડાયલાં દંપતીનાં મન પણ મળતાં નથી તો પછી સંસાર શી રીતે સફળ નિવડે ? પરસ્પરનાં હૃદય પણ જાણી ન શકાય ત્યાં પછી લગ્નની પવિત્રતાનો છાંટો પણ દેખાતો નથી. એ લગ્નમાં ગીત ગાવાની હોંશ, ગોરની ઉતાવળને જાનડીઓની ન્યાત માટેની ધમાલ જ હોય છે. જેના સ્વભાવને પણ

ઓળખીયે નહિ તેની સાથે શી રીતે રહેવાય ને એવી રીતે સાંપડેલી પત્ની તે તે પત્ની કે પિશાચિણી ? ”

ઉપરોક્ત વાક્યો વાંચતાં ચારૂનું મુખ અનેક ભાવોથી ભરાઇ ગયું. એનાં નયનોએ ગાલ પર અશ્રુપ્રવાહ વહેતા કરી મૂક્યા. એણે ત્યાંનો ત્યાંજ એ શબ્દોનો પ્રત્યુત્તર દેવા નિશ્ચય કર્યો.

રમેશ જાગ્યો ત્યારે ચારૂ એની પથારી પરજ બેઠી હતી. તેણે ઉંચુ જોતાં જ તેના અશ્રુભીના ગાલને જોયા. ચારૂએ પણ એના તરફ જોયું. એક નયને બીજામાં પોતાનાં પૂર ઠાલવ્યાં. દૃષ્ટિ સંગમ થતાં બંને નયનો ઢળી પડ્યા ને અદૃષ્યને પંથે સ્નેહ સંગમ થવાની શરૂઆત થઇ.

રમેશ બેઠો થઇ ગયો. તેણે ફરીથી ચારૂના તરફ જોયું. ચારૂએ સ્મિતના સંર છોડી દૃષ્ટિનું બાણ માર્યું. રમેશ વિદ્ધ મૃગ સમો બની ગયો.

બંને નયનો મળ્યાં ને છળ્યાં. રમેશ બેઠો થઇ ગયો. તેણે ચાર પ્રતિ ફરી જોયું. ચારૂએ સ્મિતહાસ્ય ભર્યું મટકું માર્યું ને દૃષ્ટિ ખસેડી લીધી. રમેશથી એ ન ખમાયું.

ફરી બંને નયનો મળ્યાં પણ ચારૂ તરતજ ઉભી થઇ ગઇ. રમેશે હસી દીધું ને તેને તે બેસવાનું કહે તે પહેલાં તે ખંડ બ્હાર નીકળી ગઇ.

રમેશે તેને તરતજ પકડી પાડી. બે હથેલીઓથી એના બે ગાલને દબાવી એણે ઓષ્ટઓષ્ટ મીલાવ્યા.

પણ ત્યાં યે ચારૂ નમ્ર ન જ બની. એણે રમેશના હાથ અળગા કર્યા ને ત્રિલોક જીતવા જતી મોહિનીના જેટલીજ સફળતાથી નયન કટાક્ષ નાખી ચાલી ગઇ.

રમેશ તેના પ્રયાણ માર્ગ પ્રતિ જોતો ઉભો રહ્યો.

× × ×

હજી ઘણીયે વખત એ પતિપત્ની ગેલમાં આવી જાય ત્યારે સ્નેહનુ દીક્ષા પ્રકરણ સંભારે છે ને પ્રશ્નોત્તર કરે છે. તેમાં ચારૂ ગંભિર ભાવ લાવી પૂછે છે: ‘ તમે તો મને નથી ચ્હાતાને ? ’

ત્યારે રમેશ કહે છે; ‘ તે વખતે હું હતી તેવી હાલ નથી. ’

---

## સહાનુભૂતિની જરૂર છે

આપણા કામમાં કોઇની દરમ્યાનગીરી આપણને નથી ગમતી; પરંતુ શુભેચ્છાથી પ્રેરાઇને આપણા કામને આગળ વધારવાના હેતુથી અને આપણને મદદ રૂપ થવા કોઇ સહાનુભૂતિથી આપણને કાંઇ કહે તેને આપણે આવકાર આપીએ છીએ. તે જ પ્રમાણે બાળક પ્રત્યે પણ સહાનુભૂતિવાળું વર્તન બતાવવામાં આવે તો બાળકના મનમાં અણગમો પેદા નથી થતો. પરંતુ બાળકને જેમાં દોષ ન જણાય અને છતાં તે આપણો શુભ ઉદ્દેશ સમજે એવું વર્તન બતાવતાં પણ આવડવું જોઇએ. એ કળા પણ જાણવી જોઇએ.

બાળક પોતાની મેળે આનંદ મળે એવું વર્તન કર્યું હોય પરંતુ આપણા સ્વભાવને તે અનુકૂળ ન આવે એટલે તેમાં આપણે દખલગીરી કરીએ છીએ, બાળક તોફાની છે એમ કહીએ છીએ, બાળકને વઢીએ છીએ.

આપણે સદાય એમ ઇચ્છીએ છીએ કે બાળકની તમામ પ્રવૃત્તિ આપણને આનંદ આપે એવી હોવી જોઇએ. બાળકને તેથી આનંદ ન પડતો હોય તેનું કંઇ નહિ; આપણને આનંદ મળે એટલે બસ !

ગિજુભાઈ ( શિક્ષણ પત્રિકા )

જોઇએ, કીકીની નજરમાં, તેના અવાજમાં, તે જે રીતે શ્વાસોચ્છ્વાસ લેતી હતી તેમાં પણ આજે કાંઇક નવીનતા–કાંઇક જૂદાપણું હતું.

"શું થયું છે કીકી ?" તેણે ફરીથી પૂછ્યું. જવાબ દેવાને બદલે કીકી એકદમ જમીન પર પછડાઇ અને ડુસકાં ભરી ભરીને રડવા લાગી. તે કોઇ દિવસ આટલું રડી નહોતી; તેથી આજે તેને રડવાનું ઘેલું લાગ્યું હોય એમ જણાયું.

"કીકી ! કીકી !" એમ બોલતી એક સ્ત્રી એકદમ અંદર આવી, અને તેણે એ નાની છોકરીને ઉચકી લીધી.

"કીકી ! કીકી ! એમ રડાય કે ? અને દાદાજીની ઓરડીમાં તારાથી રડાય ? આવાં તોફાન હોય ? જો, તું દાદાજીને કેવી વહાલી છે, એકદમ ચૂપ થઇ જા, જો ! જરા ડાહ્યાં થઇએ—"

ડોસો કંઇ બોલ્યો નહિ. તેની આંખો પોતાની પુત્રવધૂ પર જાણે જડાઇ ગઇ હતી. પહેલાં તેના લાલ ઓઠ ઉપર તેણે દૃષ્ટિ કરી. તે ઓઠ કઠોર દેખાવા પ્રયત્ન કરતા જણાયા. પછી તેની દૃષ્ટિ પુત્રવધૂના કાળા અને ચકચકિત દેખાતા કેશ ઉપર ગઇ. કીકી ઓરડીમાંથી એકદમ બહાર નાસી જવાને માટે પોતાની માતાના વાળ જોરથી ખેંચતી હતી.

"કીકી ! કીકી ! આવું તોફાન હોય ? મારા વાળ ન ખેંચ હોં ! રોજ રોજ તું આમ મારા કેટલાય વાળ એરવી નાખે છે..."

છેવટે કીકી ચૂપ થઇ અને રડવું બંધ કર્યું. માતાના બધાય વાળ તે એરવી નાંખે તો તે કેવી વરવી દેખાય ! "જો, જો," કહેતાં માતાએ કીકીની મૂઠી છોડાવીને તેમાંથી રેશમ જેવો મુલાયમ એક લાંબો કાળો વાળ કાઢ્યો, બીજો કાઢ્યો વળી એક કાઢ્યો. તોફાની કીકીનું એ પરાક્રમ માતા ગંભીરતાથી જોઇ રહી. પછી માતા–પુત્રી આનંદથી હસતાં હસતાં બહાર દોડી ગયાં.

ડોસો ઉચ્છ્વાસ લઇ રહ્યો હતો. તે મગજમાં એક પ્રશ્ન એકસરખી રીતે ઘોળાયા કરતો હતો: "આજે થયું છે શું ?" માતા કે પુત્રી આજે રોજની પેઠે વર્તતાં નહોતાં; પુત્રવધૂનો તે ચ્હેરો, તેના અવાજમાંનો કંપ તેની વિલક્ષણ હાસ્યરેખા, કીકીની મૂઠીમાંથી પોતાનો એક–એક વાળ છોડાવતી વખતે તેણે કરેલી આકર્ષક ચેષ્ટા, 'જો, જો,' એ ઉદ્ગારો કાઢતી વેળાનો તેનો સ્વર એ બધું આજે કાંઇક જૂદા જ પ્રકારનું હતું.

તેના વાળ ઉપર દાદાને ગુસ્સો ચડ્યો. તેનો કાળા ભમર સરખો દીર્ઘ કેશપાશ પોતાને ચીડવતો હતો એમ તેને લાગ્યું તેણે ઓઢેલી શાલ ઉપર તેની દૃષ્ટિ ગઇ. તે ઉપર એક સુદીર્ઘકેશ ફરફરતો હતો. કદાચ પુત્રવધૂના હાસ્યદોલનથી તે ઉડીને પોતાના મૃતપ્રાય પગ પર આવીને પડ્યો હશે, એમ જોઇને મૂગો તિરસ્કાર ઉપજ્યો.

કશી જ હીલચાલ કર્યા વિના આજ બે વર્ષથી તે માત્ર એજ આરામ ખુરશીમાં બેસી રહ્યો હતો. તેને અર્ધાંગવાયુ થયો હતો. તેનો ડાબો હાથ જ માત્ર સચેતન હતો, પરન્તુ તેય માત્ર એક બે ઇંચિથી વધારે ઉંચો કરી શકાતો નહિ. આમ તેની દૃષ્ટિ જરાએ નબળી પડી નહોતી. તેમાંનાં તિરસ્કાર અને સંશયશીલતા એકસરખાં ભરેલાં રહ્યાં હતાં.

તેણે તે વાળને ત્યાંથી ફેંકી દેવાનો ખૂબ યત્ન કર્યો. પૂરા બળથી હાથને આંચકા મારવા માંડ્યા. અર્ધા કલાક સુધી તેણે મહેનત કરી, અને જ્યારે તે થાક્યો ત્યારે જ વાળ ફેંકી દેવાની લત છોડી.

તેણે આંખો ઉચી કરીને જોયું કે પોતાનો પુત્ર નજીક ઊભો છે. તેણે પૂછ્યું: "કેમ, બાપુજી ! શું છે ?"

તે પક્ષાઘાત થએલા વૃદ્ધે આશ્ચર્ય અને ભીતિથી પુત્રની સામે જોયું. શું ? પોતાનો પુત્ર પણ ...

પિતાની દૃષ્ટિનો અર્થ ન સમજીને પુત્ર આગળ બોલવા લાગ્યો, " આજે કીકીએ જે કર્યું તેથી મને ય ખરાબ લાગ્યું છે. તે હવે બહુ તોફાની થઇ ગઇ છે, નહિ બાપુજી ? જુઓ, ફરીથી તેણે પાછું રડવા માંડયું. મને તેની ઉપર બહુ ચીડ ચડી છે. વારુ, હુ જઉં છું; આજે મને જરા ઉતાવળ છે; મોડેથી પાછો આવીશ. ચાકરડી તો અહીં આવતી-જતી રહેશે. " એમ કહીને તે ચાલ્યો ગયો.

પિતા પુત્રને જતો સ્થિર દૃષ્ટિથી જોઇ રહ્યો. " અરે ! દીકરો પણ બેપરવા ? તેણે પૂછયું પણ કેવી બેપરવાઇથી ? આજે થયું છે શું ? બધાં-બધાં ય મારી વિરુદ્ધ કાંઇ કાવતરૂં રચી રહ્યા છે કે શું ? તેઓ મને કશી ગણત્રીમાં જ લેખતાં નથી ! મને કશી વાત પણ કરતાં નથી ! બધું મારાથી છાનું-છાનું..." એવા વિચારો વૃદ્ધના મગજમાં ઘોળાવા લાગ્યા.

વૃદ્ધને ભૂતકાળનાં સ્મરણો થવા લાગ્યાં. તે ગામો, તે નદીઓ, તે વનરાજિ, બધું તેની નજર આગળથી પસાર થવા લાગ્યું. પહેલાં તેની પાસે કશું ન હોતું, પણ ધીરે ધીરે તેણે ખૂબ મીલકત જમવી હતી. નાનપણમાં તે નાનીશી ચાકરી કરી પેટ ગુજારો કરતો, પછી તેણે થોડી જમીન લઇને ખેતી કરી, આગળ વધતાં તેણે રેલ્વેમા નોકરી લીધી અને પછી ધીરે ધીરે ચઢતા તે આપબળથી ધનવાન થયો હતો. લગ્ન કર્યા પછી એક બાળક થતાં તે પરદેશ ધન કમાવા ચાલ્યો ગયો હતો, અને તે દેશમાં પાછો ફર્યો ત્યારે તેની સ્ત્રી મરણ પામી હતી તથા તેની બહેને પુત્રને મોટા કર્યો હતો તે વખતે પુત્ર પિતાને ઓળખતો ન હોતો.

છેલ્લી વાર તે ઘેર આવ્યો ત્યારે તેની તબીયત લથડી હતી. હૃદય અને મૂત્રાશયમાં વિકાર થયો હતો. તો પણ તેને કામ કરવાની ટેવને સંતોષ્યા વિના ગમતું નહિ. તેણે એક મકાન બંધાવવા માંડયું. તે રોજ થતા કામની બરાબર તપાસણી કરતો અને કામ કરનારાઓનો ઝીણવટભર્યો હીસાબ લેતો. દરમ્યાન ડાકટરની દવા ચાલુ જ હતી. છેવટે અતિશ્રમથી તેને પક્ષાઘાતનો ઝટકો લાગ્યો ત્યારથી તે અટકયો. તેને ઘરમાં જ બેસી રહીને દિવસો ગાળવા પડતા. પાછળ પુત્રે પિતાની બધી સ્થાવર મીલકત વેચી નાખી, તે વકીલ થયો હતો. પોતાનું જીવન તે સુખશાન્તિથી ગાળતો હતો.

હવે વૃદ્ધને પુત્ર, પુત્રવધૂ અને પૌત્રી એ ત્રણે ઉપર દ્વેષ આવવા લાગ્યો, કારણ કે તેઓના જીવનક્રમમાં તેનાથી ભાગ લઇ શકાતો નહોતો. તે દિવસે તે બધાના એવા બેપરવા વર્તનનું કારણ શું હતું, કયો નવો બનાવ બન્યો હતો, તે કશું તેને કોઇ કહેતું નહતું.

તેની આંખો આંસુથી ભરાઇ ગઇ. પોતાનું પૂર્વ અને વર્તમાન જીવન વિસરી જઇને તે રડવા લાગ્યો નાના બાળકની પેઠે તે ડુમકા ભરી રહ્યો.

ચાકરડી આવી ત્યારે તે રડતો હતો, પણ તેનેય પોતા માટે કાંઇ લાગી આવતુ હોય એમ તેણે જોયું નહિ. ચાકરડીએ એક રૂમાલ લઇને તેનાં આંસુ લૂછયા, પછી એક પ્યાલામાં તે દૂધ લાવી અને એક તૂટેલા ચમચા વડે દૂધ પાવા લાગી.

" દૂધ પીઓને. " તે બોલી. તેની તરફ વાંકી નજરે જોતો તે દૂધ પીવા લાગ્યો, તેને એક નિશ્વાસ નાખતી તેણે જોઇ. એ નિઃશ્વાસ કંટાળાનો નહોતો કાઇપણ આનંદના કારણથી નંખાયલો તે નિશ્વાસ હતો. તેણે જોયું કે ચાકરડી બીજો નિઃશ્વાસ પણ નાંખવા જતી

હતી; પણ પોતે તેને જોઈ રહ્યો હોવાથી તેણે નાકથી જ એ નિ:શ્વાસ છોડયો હતો. પછી કાંઈક કંટાળીને તેણે પોતાનું માથું પાછળ નાંખીને ધીમેથી હલાવ્યું. તે પણ તેણે જોયું. શું તે પણ બેપરવા બની ગઈ હતી? તે પણ આજે કાંઈક જૂદું જ વર્તન ચલાવી રહી હતી. પણ, આજે થયું છે શું!—નહિ, નહિ, ગારે દૂધ પીવું નથી; તે મનમાં બોલ્યો.

"શું થયું છે?" તેણે ચાકરડીને પૂછયું.

"કશું જ થયું નથી. કાંઈ છે?" તેણે આશ્ચર્યથી સામું પૂછયું.

"તમને આજે શું થયું છે?"

"કાંઈ જ નહિ. કશુંય નથી."

"તેં હમણાં નિ:શ્વાસ નાંખ્યો."

"એમ? મને ખબર રહી નથી. કદાચ મારી અજાણમાં તે નંખાયો હશે. 'નિ:શ્વાસ નાંખવા જેવું કશું જ થયું નથી." અને તે હસવા લાગી.

"કેમ? તું આમ હસે છે શા માટે?"

"હું કેમ હસું છું? મેં નિ:શ્વાસ નાંખ્યો એવું તમે કહો છો, તેથી મને હસવું આવ્યું." એમ કહીને તે મોટેથી હસવા લાગી.

"બસ, બહાર ચાલી જા." તેણે એકદમ ગુસ્સાથી પોતાનું મ્હોં ફેરવી નાંખ્યું.

સાંજે રોજના નિયમ પ્રમાણે ડાકટર તેને જોવા આવ્યો. તેની સાથે, કીકી અને તેના માતા પિતા આવ્યાં હતાં. અત્યાર સુધી તેને જે સંબંધે માત્ર સંશય જ હતો તે સંબંધે હવે તેની ખાત્રી જ થઇ ગઇ.

કાવતરામાં બધાં સામેલ હતાં; ડોકટર સુદ્ધાં; તેનું લક્ષ રોકી રાખવાને ડોકટર હસતો હસતો બોલતો હતો; પણ તેનો હાવભાવ તેનો અવાજ, તેના શબ્દોની સાથે બંધ બેસતો નહોતો. તે સ્ત્રીઓની વાળ રાખવાની નવી ફેશન વિષે બોલતો હતો. તેનો બધો ઉત્સાહ એ ફેશન સંબંધે જ હતો શું! એવી તે ડોસાને શંકા આવતી હતી.

ડોકટર બોલ્યોઃ "મુંબઇની ફેશનેબલ સોસાયટીમાં જે સ્ત્રીઓને સ્થાન મેળવવું હોય, તેમણે હવે "બોબ્ડ હૅર" રાખ્યે જ છૂટકો છે."

તેની પુત્રવધૂ ગુસ્સો કરતી બોલીઃ "જુઓ, હું કોઇ વાર બોબ્ડ કરાવેલા વાળ સાથે તમારા જોવામાં આવવાની નથી." એમ કહીને તે પોતાના વાળ પર હાથ ફેરવવા લાગી અને હસવા લાગી. તે વખતનું તેનું વદનમંડળ, વાળ, હાથ, બધું સુંદર દેખાતું હતું.

"એમ કે? ખરેખર!" તે વૃદ્ધ ડોકટર બોલ્યો. તેનો ચહેરો આનંદથી પ્રફુલ્લ દેખાતો હતો. તે આગળ બોલ્યોઃ "તમારા જેવા સુંદર અને લાંબા વાળ હોય તે સ્ત્રી કદાપિ પોતાના વાળ કપાવવાનું પસંદ કરે નહિ, તે હું સમજી શકું છું."

પક્ષાઘાતથી પરવશ બનેલા ડોસાના મનમાં તે ડોકટરના મ્હોં પર થુંકવા જેટલો દ્વેષ વ્યાપ્યો. તેને મનમાં એમ થયું કે સિંહની પેઠે ગર્જના કરીને આ બધાંને ઓરડીની બહાર હાંકી કાઢવાં જોઇએ.

ડોકટર બહાર ગયો એટલે તેની પાછળ પુત્રવધૂ પણ ફીકીને તેડતી બહાર નીકળી. પાછળ ડોસાએ પોતાનો બધો કોપ પુત્ર પર ઠાલવ્યો.

"આજ શું થયું છે? તમે બધાં આમ બેપરવાઇથી કેમ વર્તો છો? તમે મારાથી શું છુપાવી રહ્યાં છો?"

આ સાંભળી એ જુવાન પુત્ર ખિન્ન થયો. તે બોલ્યોઃ "ના, બાપુજી! કશું ય બન્યું નથી. અમે તમારાથી કશું ય છુપાવતાં નથી અને છુપાવવા જેવું કશું છે જ નહિ.

અમે રોજની પેઠે જ આજે પણ વર્તીએ છીએ. તમે શું કહો છો, તે મારાથી સમજાતું જ નથી, "

" તું જુઠું બોલે છે. કાંઇ પણ મરો બનાવ બન્યો છે, હું મારી નજરે જોઉં છું અને સમજી શકું છું. તમે બધાં શું એમ માનો છો કે મને પક્ષાઘાત થયો છે, એટલે મારી બધી સંજ્ઞા નાશ પામી છે ?"

" પણ બાપુજી! તમે ભૂલો છો. અમે એમ માનતાં નથી અને કશું બન્યું પણ નથી, હું સોગંદપૂર્વક સાચું કહું છું. તમે શાન્ત થાઓ ! "

તે અંતઃકરણપૂર્વક બોલી રહ્યો હતો એ તેના અવાજ ઉપરથી સ્પષ્ટ સમજાતું હતું. પણ તેથી પિતાની ખાત્રી થઇ નહિ. કાંઇ અવનવું બન્યું તો હતું જ. તેનાં ચિહ્નો તે નજરે જોતો હતો. સૌની વર્તણુકમાં અજબ ફેરફાર થયો હતો. પણ એવું હતું શું ?

તે એકલો બેસી રહ્યો. કેટલીક વારે તેને તેનો જવાબ મળ્યો. તે જવાબ બાગમાંથી કશોએ અવાજ કર્યા વિના એકદમ આવ્યો.

સવારે કીકીએ બારી જરા ઉઘાડી હતી, તે રાતના પહેલા પહોર સુધી તેટલીજ ઉઘાડી રહી હતી. બારીની ઉઘડેલી ફાટમાંથી એક મંદ લહર અંદર આવી.

પહેલાં તે તેના લક્ષમાં આવી નહિ. અતિશય મધુર અને ઉન્માદક સુગંધ આવતી હતી એટલું જ તે જાણી શકયો. તેણે તે દિશાએ મ્હોં ફેરવીને જોયું, જયાંથી સુવાસ આવતી હતી ત્યાંથી જ તે અંધારી ઓરડીને અજવાળતું એક ચંદ્રકિરણ અંદર આવ્યું.

ઓહો! હવે તેને સમજાયું! બીજા લોકો હંમેશાં બહારજ ફરતા હોવાથી તેમના લક્ષમાં જે કાંઇ સ્પષ્ટ રીતે આવતું ન હોતું, તે હવે તેના લક્ષમા આવ્યું. તે જ કારણથી કીકી આનંદિત બની ગઇ હતી, તેની માતાને પોતાના કેશકલાપનું અભિમાન આવ્યું હતું, ચાકરડીએ નિઃશ્વાસ નાંખ્યો હતો અને જયાંત્યાં બધું અભિનવજ લાગ્યા કરતું હતું.

વસંતઋતુ આવી હતી. ×

× લુઇગી પિરાદેલ્લોની એક ટૂંકી વાર્તાને આધારે.

---

## ગુજરાતી સાહિત્યની સમીક્ષા

" ૧૯૩૫ ના વર્ષમાં પ્રગટ થએલ ગુજરાતી સાહિત્યની સમીક્ષાનું કામ ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ, તરફથી આ વખતે શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદીને સોંપવામાં આવ્યું છે. તો આથી પુસ્તક પ્રકાશન મંદિરો અને લેખકોને ખાસ વિનંતી છે કે તેઓએ પોતાનાં પુસ્તકો સમીક્ષા માટે ભાઇશ્રી નવલરામને, શેઠ લાલભાઇ ત્રીકમલાલની ચાલ, એલીસબ્રીજ, અમદાવાદના શરનામે મોકલી આપવાં. જો આટલી મદદ ગુ. સા. સભાને આપના તરફથી મળશે તો તે માટે સભા આપનો ઉપકાર માનશે. "

# સ્ત્રીનું હૈયું

લેખક :
શ્રી. યજ્ઞેશ હ. શુક્લ

“હું તમને ઠીક કહું છું. મારું કહ્યું તમે માની જાવ. હું તો હવે જીવતી છતાં મરેલી જ છું.”

અત્યંત ક્ષીણ અવાજે યશોદાએ આ શબ્દો ઉચ્ચાર્યા. અને તે સાથે તેની આંખોમાં સહેજ ઝળઝળીયાં પણ આવ્યાં. આટલા શબ્દો તેના મુખમાંથી ભારે પરિશ્રમથી નીકળ્યા હતા. તેને હાંફ ચઢી આવી હતી.

હવા ઉજાસવાળો એ ઓરડો હતો. બગીચામાં પડતી બારી આગળજ યશોદાનો પલંગ હતો. એના પર એકદમ ક્ષીણકાય થઇ ગએલી યશોદા સૂતી હતી. પાંચ વર્ષની સતત માંદગીને પરિણામે યશોદાના શરીરમાંથી લોહી સુકાઇ ગયું હતું. તેનો ચહેરો એકદમ ફિક્કો પડી ગયો હતો. તેની આંખો ઉંડી ઉતરી ગઇ હતી. ચીમળાઇ ગએલાં ફૂલ જેવી તેનાં મુખની દશા થઇ ગઇ હતી.

ઓફિસથી થાકીને આવેલા પતિએ પહેરેલે કપડે જ ‘આજે કેમ છે ?’ એવો પ્રશ્ન પૂછતાં યશોદાએ પેલા શબ્દો ઉચ્ચાર્યા.

પલંગ ઉપર બેઠાં બેઠાં યશોદાના માથાં ઉપર હાથ ફેરવતા સુમનલાલ એ શબ્દો સાંભળી જ રહ્યા. યશોદાના ચીમળાયલા ચહેરા તરફ તેમની દૃષ્ટિ સ્થિર થઇ અને ‘જીવતી છતાં મરેલી જ છું’ એ શબ્દોનો જાણે સાક્ષાત્કાર થયો હોય એમ તેમને લાગ્યું.

લગભગ ત્રણ વર્ષથી યશોદાએ સાજી થવાની આશા છોડી દીધી હતી. અનેક ઉપચારો કર્યા છતાં જ્યારે તેની તબીયત નહિજ સુધરી ત્યારે તેણે જીવનની આશા છોડી દીધી. અને તે દિવસથી તેણે સુમનલાલને ફરી પરણવાનો આગ્રહ કરવા માંડયો. પણ સુમનલાલે એ સૂચના અનેકવાર ઉડાવી દીધી હતી. યશોદા એ વાત ઉચ્ચારે કે તરતજ ત્યાંથી ચાલ્યા જવાનું તેમને મન થતું. શરૂઆતમાં કેટલોક વખત યશોદા એ વાત કાઢે કે તે ત્યાંથી ઉઠી જતા. પણ પાછળથી યશોદા આ વાત કાઢતાં જ તે મુંગા મુંગા બધું સાંભળી રહેતા અને છેવટે ‘કાંઇ ગાંડી થઇ !’ એમ કહીને એ વાત ઉડાવી દેતા.

આજે યશોદાએ પાછી એ વાત ઉપાડી અને સુમનલાલ પર તેની ઠીક ઠીક અસર થઇ: મનમાં તેમને યશોદાના શબ્દો મીઠા મધ જેવા લાગ્યા પણ હૈયાંની એ લાગણી મુખ ઉપર બતાવવા જેટલી નફ્ફટાઇ તેમનામાં આવી ન હતી. તેમણે એ વાત ફરીથી ઉડાવવાનો પ્રયત્ન કર્યો:

“તું તે કાંઇ ગાંડી થઇ, યશુ ! તું હમણાં સારી થઇ જશે.”

“હવે એ આશા છોડી જ દેજો. આ પથારીમાંથી હું ઉઠું એ શક્ય જ નથી. હું તો મરીશ ત્યારે જ અહીંથી ખસીશ. માટે તમે હવે તમારું જીવન નકામું ન વેડફી દો.”

" યશુ, આમ શું આશા છોડી દે છે ? જરા હિંમત રાખ. તું સાજી થશે એવી મને આશા છે. ડૉ. કુપર કહેતા હતા..."

" તમે બસ કરો ડૉ. કુપરે શું કહ્યું તે મેં સાંભળ્યું છે. તમે એમ ધારતા હશો કે હું ઉંઘમાં હતી અને મેં કાંઇ સાભળ્યું ન હતું, પણ ડૉ. કુપરે ' quite hopeless ' કહ્યું તે મેં સ્પષ્ટ સાભળેલું છે. તમે મને નકામી ખોટી આશા પર નહિ જીવાડો." આટલું સામટું બોલવાથી તેને અત્યંત પરિશ્રમ પડતો હતો. તેનાથી હાંફને અંગે સ્પષ્ટ શબ્દો પણ ઉચ્ચારાતા ન હતા અને પરિશ્રમને લીધે તેની શ્વાસોચ્છ્વાસ પણ ઝડપી ગતિથી ચાલી રહ્યો હતો.

" યશુ, તું આટલું બધું સામટું ન બોલ. ડૉક્ટરે બોલવાની ના કહી છે. "

" હવે ડૉક્ટર તો ના કહ્યા જ કરે છે. પણ મારે હવે જીવવું નથી. આ જીવતરથી તો મરવું વધારે સારૂં. એટલે હુ તમને કહું છું કે તમે મારૂં કહ્યું માનો; મારી એટલી વાત તમે માનશો, અને તમને હું સુખમાં જોઇશ તો જ હું શાન્તિથી મરી શકીશ "

કોણ જાણે આજે યશોદાને શું થયું હતું ! તે ગમે તેટલો શ્રમ પડે તેની દરકાર કર્યા વિના બોલ્યે જ જતી હતી. તેની આંખોમા આંસુ પણ જણાતા હતા.

" પણ હું કયાં દુઃખી છું ? મને તારાથી પૂરતો સંતોષ છે ! "

યશોદાને શાન્ત પાડવાના ઇરાદાથી સુમને કહ્યું:

' અરે, એટલુ ન સમજી શકું એટલી બધી મને ખોયડ સમજો છો ? આ જુઓને તમે કેવા લેવાઇ ગયા છો, તમારૂં મોઢું કેવું ઉદાસ રહે છે, તમે કેવા ગમગીન રહો છો, અને છતાં તમે સુખમાં છો ! અને મારાથી તમને સંતોષ છે ! સુમન, શા માટે હૃદયને છેતરો છો ? પાંચ પાંચ વર્ષથી મારી આ હાલત છે. છતાં તમે કહો છો કે મારાથી સંતોષ છે ! અરે ઉલટું મેં તો તમારૂં સર્વ સુખ હણી લીધું. "

તેનાથી આગળ ન બોલી શકાયું. રોજના કરતા આજે ઘણું જ વધારે બોલાઇ ગયું હતું. અને એ એક સામટો શ્રમ તે જીરવી ન શકી. તે એકદમ મુંગી થઇ ગઇ, કેટલીય વાર સુધી તેની નિસ્તેજ મુખમુદ્રા તરફ સુમન દયામણી નજરે જોઇ રહ્યો.

[ ૨ ]

એક્ષપોર્ટ-ઇમ્પોર્ટનું જંગી કામકાજ કરતી, મુંબાઇની એક જાપાની પેઢીમાં સુમનલાલ શરૂઆતમાં એક નાના-સો રૂપિયાના પગારદાર ક્લાર્ક તરીકે રહ્યા હતા. પણ તે પછી, તેમને હાથે કેટલાક સોદાઓ ઘણા સારા થયા અને જાપાની પેઢીને તેમાં સારો તડાકો થયો. આથી સુમનલાલ પ્રત્યે એ પેઢીના મેનેજરનું માન ઘણું વધી ગયું. તેમણે પેઢીની જાપાનની હેડઓફિસમાં સુમનલાલ માટે ઘણી સારી ભલામણ કરી અને બીજે જ વર્ષે સુમનલાલને રૂા. ૩૫૦) ના પગારદાર એસીસ્ટંટ મેનેજર બનાવવામા આવ્યા.

પણ આ બધા યશોદાનાં પગલાંનાં પ્રતાપ છે એમ સુમનલાલ માનતા. છેક નાનપણમાં તેમના માતાપિતા ગુજરી ગયા હતા પરંતુ તેમનાં એક વૃદ્ધ કાકી જીવતાં હતાં. આ કાકીમાને પણ કાઇ સંતાન હતું નહિ એટલે માતાપિતા વિનાના અનાથ સુમનલાલને તેમણે છાતી મરસો ચાંપ્યો અને તેને પાળી પોષી મોટા કર્યો. સુમનલાલને કાકી પ્રત્યે માતા જેટલું વહાલ હતું તો કાકીએ તેને સગો પુત્ર જ લેખ્યો હતો. તેને ભણાવવા ગણાવવામાં કાકીએ પાછું વાળીને જોયું નહિ. સ્થિતિ એકંદરે બહુ સારી ન કહી શકાય એવી

હોવા છતાં, કાકીએ સુમનલાલને પોતાનો જ પુત્ર લેખીને પોતાનાં શેષ જીવનના નિર્વાહ માટે પતિએ મૂકેલી થોડી ઘણી સંપત્તિ પણ વાપરી નાખી હતી. સુમનલાલ ભણી રહ્યા અને જાપાની પેઢીમાં નોકરીએ રહ્યો ત્યારે કાકીની સંપત્તિમાં માત્ર એક બંગલો રહ્યો હતો. એ બંગલો બેઠા ઘાટનો, એક જ માળનો, હતો. એનો પહેલો માળ ભાડે આપવામાં આવ્યો હતો. અને નીચેના ભાગમાં તે કાકી સાથે રહેતો હતો.

જાપાની પેઢીમાં નોકરી મળી તેજ વર્ષે સુમનલાલનું લગ્ન યશોદા સાથે થયું. યશોદા સામાન્ય કુટુંબની છતાં સંસ્કારી અને શિક્ષિત હતી. તેને પિયરમાં વિધવા માતા અને નાની બહેન વિમળા સિવાય બીજું કોઇ હતું નહિ. એટલે લગ્ન પછી, સુમનલાલે તથા તેમનાં કાકીએ તેમને મુંબાઇ આવીને સાથે જ રહેવાનો ઘણો આગ્રહ કર્યો પણ 'માથી પુત્રીને ઘરે કેમ રહેવાય ?' એમ જણાવીને તેમણે એ વિચારને આગળ વધવા ન દીધો.

યશોદા અને સુમનલાલનો ગૃહસંસાર સુખમાં ચાલતો હતો. યશોદા સાથે લગ્ન થયા પછી, ટુંક સમયમાંજ સુમનલાલને હાથે પેઢીના કામમાં ઘણો સારો ફાયદો થવા માંડયો અને એથી યશોદાનાં પગલાં ઘણાં જ સારાં એમ સુમનલાલના મનમાં ઠસી ગયું. યશોદા પ્રત્યે હતો તેના કરતાં પણ તેનો પ્રેમ ઘણો વધ્યો અને આ દંપતી અમનચમનમાં દિવસો ગુજરવા લાગ્યાં.

સુમનના ગૃહસંસારને આવી સુખદ સ્થિતિમાં જોતાં જોતાં જ કાકીશ્રી ભગવદ્દશરણ થયાં. સુમનલાલને સગી માતાના અવસાન જેટલો શોક થયો. યશોદાને પણ ટુંક સમયમાં કાકીનો સારો પરિચય થયો હતો. સાસુ કરતાં તેમનામાં માતા જેવા અંશો વધારે હતા. કાકી યશોદાને 'વહુ' લેખે નહિ પણ દીકરી લેખે ગણતાં એટલે કાકીનાં મરણથી યશોદાને પણ ઘણું લાગી આવ્યું.

સુમનલાલે આ વખતે ફરીથી તેનાં સાસુજીને વિમળા સાથે મુંબાઇ રહેવા આવવા આગ્રહ કર્યો પણ તેમનું દિલ હજી માનતું નહતું. તેમણે જમાઇની માંગણીને હસીને ફરીથી ઉડાવી દીધી.

પણ વિમળા મોટીબ્હેનને ત્યાં અવાર-નવાર આવતી. ઉનાળાની રજાઓમાં કે નાતાલમાં તે મોટીબહેનને ત્યાં આવતી અને અનેક પ્રકારનાં તોફાનો મચાવતી. સુમનલાલને તેનાં નિર્દોષ તોફાનોમાં અવર્ણનીય આનંદ થતો. નાની વિમળાને રમાડવામાં, તેને ચીડવવામાં, અને તેની મશ્કરી કે રોષ ખમવામાં સુમનલાલને મજા મળતી. સુમનલાલ સાથે વિમળા પણ ઠીક ઠીક હળી ગઇ હતી. પણ જેમ જેમ તે મોટી થતી જતી હતી તેમ તેમ મશ્કરી અને હસા ઓછાં થતાં જતાં હતાં.

આવી સુખદ સ્થિતિમાં કેટલોક વધુ સમય વીતી ગયો અને સુમનલાલ જાપાની પેઢીનો એસીસ્ટંટ મેનેજર બન્યા. તેમની આર્થિક સ્થિતિ હવે ઘણી સારી હતી, કોઇ વાતનું તેમને દુઃખ નહતું, યશોદા સાથે જીવનની ઉત્તમોત્તમ ઘડીઓ તે પસાર કરવા લાગ્યા.

એવામાં આનંદનો અને સુખનો એક વધુ પ્રસંગ આવ્યો. સુમનલાલ પિતા બન્યા. યશોદા નાનાં બાલકોની માતા બની. જ્યારે યશોદાને પુત્ર અવતર્યાની ખબર સુમનલાલને પડી ત્યારે તેમના હૈયામાં હર્ષ માતો નહતો. આનંદમાં તેમનું હૈયુ પ્રફુલ્લ બની ગયું હતું. જાણે સુખની પરાકાષ્ટાએ તે પહોંચી ચૂક્યો ન હોય એમ તેમને લાગ્યું.

અને સાચેજ જાણે તેમના સુખની પરાકાષ્ટા આવી પહોંચી હોય એમ જ બન્યું. પ્રમોદને જન્મ્યા પછી દશબાર દિવસ યશોદાની તબીયત ઘણી સારી રહી, પણ પાછળથી તેની તબીયત

બગડવા માંડી. હોસ્પીટલમાં કાળજીભરી સારવાર છતાં યશોદાની તબીયત સુધરવાને બદલે બગડતી જ ગઇ. અને તે સુવારોગમાં પૂરેપૂરી સપડાઇ.

નાના પ્રમોદની સ્થિતિ દયામણી બની. માતાની માંદગીને અંગે તેને માતાનાં દૂધથી વંચિત રાખવામાં આવ્યો અને એક નર્સના હાથમાં તેને સોંપવામાં આવ્યો. શરૂઆતથી જ ગાયનું દૂધ બાટલીદ્વારા આપવા માંડ્યું એટલે થોડા જ દિવસોમાં તેનાથી તે ટેવાઇ ગયો. નર્સના હાથમાં તે રમતો કૂદતો ઉછરવા લાગ્યો.

યશોદાની સ્થિતિ દિવસે દિવસે સુધરવાને બદલે બગડતી જતી હતી તેની તબીયતમા કાઇ ફેરફાર પડતો નહતો. તે લગભગ પથારી વશ થઇ ગઇ હતી. શરૂઆતમાં તે કદિ કદિ ઉઠી બેસી શકતી પણ છએક માસ પછી તો તે એકદમ પથારીવશ થઇ ગઇ. આવી સ્થિતિમાં યશોદાને ખાતર અને નાના પ્રમોદને ખાતર યશોદાની માતાએ લોક લજ્જા છોડી દઇને સુમનલાલને ત્યાં રહેવા માંડ્યું. એમાં એક બીજો પણ હેતુ હતો. વિમળા મેટ્રીકમાં પાસ થઇ હતી. તેને મુંબઇ રહેવાથી કોલેજમાં જવાની પણ સગવડ મળે એમ હતું.

યશોદાની સારવાર કરવામાં સુમનલાલે કાંઇ બાકી રાખ્યું નહતું. ઘણા ઘણા ઉપચારો તેણે કર્યા. સારા સારા ગણાતા દાકતરોની ટ્રીટમેન્ટ તેને આપી. પણ કોણ જાણે યશોદાનાં શરીરમાં એવો તે શો રોગ પેસી ગયો હતો કે ગમે તેવા ઉપચારોની તેના ઉપર અસર થઇ નહિ. કોઇ નવી ટ્રીટમેન્ટ શરૂ કરવામાં આવે કે શરૂઆતના થોડાક દિવસ તેની તબીયત જાણે સુધરતી હોય એવાં ચિહ્નો દેખાવા લાગે પણ એ સુધારો પાંચ સાત દિવસ માંડ માંડ ટકતો અને યશોદા પાછી હતી તેવી ને તેવી સ્થિતિમાં આવી જતી. સુમનલાલની કંટાળા વિનાની સારવાર છતાં બે વર્ષ આમને આમ નીકળી ગયા. હવે તો યશોદાનો રોગ શો છે એની પરીક્ષામાં પણ મતભેદ પડવા માંડ્યો. છેવટે તેને ક્ષય થયો છે એમ ત્રણ જાણીતા ડોકટરોએ નક્કી કર્યું. એ રોગ કયારે દૂર થાય એ જણાવવાની તેમણે અશક્તિ બતાવી.



[ ૩ ]

આખો દિવસ ઓફિસનું સખ્ત કામ અને ઘરે સતત માંદગીઃ કોઇપણ માણસને કંટાળો ઉપજાવવા માટે એ બન્ને કારણો પૂરતા હતાં. એટલે આવી પરિસ્થિતિમા સુમનલાલને કંટાળો ઉપજે એ સ્વાભાવિક હતું. એ કંટાળામા આનંદ મળે એવાં સાધનો સુમનલાલે ખોળવા માંડ્યા. નાનકડા પ્રમોદને સવાર સાંજ ઘડી બેઘડી હુલાવવામાં તેમને આનંદ મળતો. તેને રમાડવામાં, તેની સાથે ખેલવામાં તેમને આનંદ મળતો અને એથી સુમનલાલનો કંટાળો સહેજ દૂર થતો. પણ એ બાળકને હાથમાંથી મૂકી દીધા પછી, સુમનલાલને ગ્લાનિ થઇ આવતી. તેના હૈયામાં કોઇક જુદા જ પ્રકારની લાગણી થતી અને એ લાગણીને વેગ આપવાનું કાંઇ સાધન નહોતા, એવી કોઇ તક ન મળતાં, તેમને ગમગીની થતી અને એ ગમગીની કેમે કરી દૂર થતી નહિ. રોજ રોજ ઓફિસેથી આવીને યશોદાની પથારી પર કલાકેક બેસીને તેમને કંટાળો આવતો હતો. જે યશોદા સાથે જીવનના સુખદ દિવસો ગાળ્યા હતા, તે યશોદાનાં ચીમળાયલાં મુખ તરફ જોતાં તેમનું હૈયું દ્રવી ઉઠતું. તેમને આગલા સુખદ દિવસોનું સ્મરણ થતું અને તેમની આંખોમાં આંસુ ઉભરાતાં. યશોદા એ સમજી જતી પણ તેનો કાઇ ઉપાય ન હતો. તે પણ આંસુ સારી પડી રહેતી.

પણ થોડા સમય બાદ સુમનલાલને નવો

માર્ગ મળી રહ્યો. વિમળાં સાથે ચેસ કે પત્તાં, કેરમ કે બેડમીન્ટન વા ટેનીસ રમવામાં તેમણે એ આનંદ મેળવવા માંડ્યો. નાનપણથી વિમળા સુમનલાલ સાથે હળી ગઇ હતી કે ટલે વયને અંગે આવેલો થોડો ઘણો સંકોચ નિકટના સહવાસને લીધે ઓછો થતો ગયો. શરૂઆતમાં કોલેજમાં જઇ આવ્યા પછી પ્રમોદને હુલાવવામાં માસીનો વખત જતો. મોટી બ્હેન આગળ કાંઇક સારૂં સારૂં વાંચવામાં વિમળાને આનંદ પડતો અને યશોદાનું દુઃખ પણ ઘડીભર દૂર થતું. પરંતુ રોજના આ એકધારા કાર્યક્રમથી તેને પણ કંટાળો આવવા લાગ્યો હતો એટલે હવે ઘડીભર પ્રમોદને રમાડ્યો ન રમાડ્યો કે વિમળા તેને નર્સના હાથમાં સોંપી દેતી. મોટી બહેન આગળ પણ ઘડીક આવી, ઘડીક બેસી તે ચાલી જતી અને પછી, સુમનલાલ સાથે રમવામાં બધો સમય ગાળતી. સુમનલાલ પણ ઓફિસેથી આવ્યા બાદ ઘડીકમાં યશોદાની ખબર પૂછી ચાલ્યા જતા અને પ્રમોદને એકાદ બચી ી ન કરીને મૂકી દેતા. અને પછી બધો વ ખત રમતમાં જતો. કદિક વિમળા સાથે ાટકમાં કે સીનેમામાં પણ તે જતા. આ નવા કાર્યક્રમથી તેમનું દિલ કાંઇક આનંદમાં આવેલું લાગતું. તેમના મુખ ઉપરનો કંટાળો અને ગમગીની દૂર થએલાં લાગતાં.

યશોદા આ સમજતી હતી. તેને શરૂઆતમાં સુમનલાલના આ વર્તનથી ઓછું આવ્યું પણ તેણે પાછું મનને મનાવી લીધું. "માણસ છે, કંટાળો આવે પણ ખરો. હું તો છેક, આવી હાલતમાં છું, મારી પાસે બેસી રહેવામાં તેમને કંટાળો આવે એ સ્વાભાવિક છે. બાકી બિચારા આમ ખુશ રહેતા..." આવા આવા વિચારો કરીને તે મન મનાવી લેતી.

પછી રહી રહીને તેના મનમાં બીજો જ વિચાર ઉત્પન્ન થયો. લાંબી માંદગીએ તેનામાં એવું ઘર ઘાલ્યું હતું કે એમાંથી તે હવે ઉઠે એમ રહ્યું ન હતું. તેને એટલી ખાત્રી થઇ ચૂકી હતી કે મરણ પામ્યા પછી જ આ પથારીમાંથી ઉઠી શકાશે એટલે તેને એક વિચાર આવ્યો કે, " મારે માટે સુમનલાલ શા માટે આમ દુઃખી થાય ? તેઓ ભલે ફરી પરણે. હું તો આમ મરેલી છું. પાછી બેઠી થવાની નથી, પછી તેમણે શા માટે જીવન વેડફી દેવું ? અને વિમળા પણ તેમની સાથે હળી ગઇ છે, પ્રમોદ પણ તેની સાથે હળી ગયો છે એટલે જો......"

અને બીજે જ દિવસે તેણે માતાને આવી મતલબની સૂચના કરી. માતાને પ્રથમ એ વિચાર વસમો લાગ્યો પણ છેવટે યશોદાએ માતાના મનમાં ઠસાવ્યું કે પ્રમોદને ખાતર પણ વિમળાનું સુમનલાલ સાથે લગ્ન કરવામાં આવે એ યોગ્ય છે, અને વિમળા સગી બહેન છે એટલે એના પ્રત્યે શોકયની ભાવના તેને ઉપજવાની નથી. તે જાતેજ એવી સૂચના કરી રહી હતી એટલે એમાં અનૌચિત્ય જેવું પણ કંઇ ન હતું. છેવટે માતાએ ' વિમળા જો સંમત થાય તો કાંઇ વાંધો નહિ ' એમ કહીને એમાં સંમતિ આપી.

બીજી રાતે સુમનલાલને યશોદાએ બૂમ પાડી, તે વેળા ખબર પડી કે વિમળા સાથે તે નાટક જોવા ગયા હતા. યશોદાના મુખ ઉપરથી એક એવી રેખા ફરી ગઇ કે જેનો ભાવ દુઃખનો પણ હતો, સુખનો પણ હતો. સુમનલાલ સાથે અનેકવાર નાટક જોવા ગયાના પ્રસંગ તેના મુખ આગળ તાદૃશ થતાં તેને આજે દુઃખ ઉપજ્યું. વિમળા સાથે ગઇ છે એ બીનાથી તેને કાંઇક સુખ ઉપજ્યું. તે સમજી ગઇ હતી કે સુમનલાલને વિમળા પ્રત્યે સ્નેહ ઉપજવા માંડ્યો છે અને

વિમળા એ સ્નેહ પ્રતિ ખેંચાઈ રહી છે. બન્નેનું સાન્નિધ્ય એટલું વધતું જતું હતું કે બન્નેના દિલમાં સ્નેહની–પ્રેમની કુંળી લાગણી જન્મ પામ્યા વિના રહે જ નહિ.

સવારે નોકરે રાતે બાઈએ બોલાવ્યાની સુમનલાલને વાત કરી એટલે દાતણ કરીને તે તરત જ યશોદા પાસે ગયો. યશોદાએ બોલાવ્યો હોય અને તે ન જાય એટલી હદે તેનો કંટાળો પહોંચ્યો ન હતો. તે યશોદા પાસે ગયો અને તેને માથે હાથ મુકયો.

" તેં રાતે મને બોલાવ્યો હતો ? હું વિશુ સાથે નાટકમાં ગયો હતો. ઘણા દિવસથી કાંઈક ગમતુ ન હતું એટલે મને થયું કે લાવ જઈ આવું. "

યશોદા તેના તરફ એકીટસે જોઈ રહી. સુમનલાલને એ નજરમાં જાણે યશોદાને નાટકમાં ગયો તે ન ગમ્યું એવો ભાવ હોવાની શંકા ઉપજી; પણ વાસ્તવિક રીતે એવું કાંઈ ન હતું.

" ભલે ગયા. મેં તો અમસ્તાજ બોલાવ્યા હતા. મને કાંઈ ગમતું નહતું એટલે એમ થયું કે ઘડી તમારી સાથે કાંઈ વાત કરૂં. "

યશોદાની આંખો ભીની થઈ અને સુમનલાલ પર પણ એની અસર થઈ. યશોદાની અસહાય દશામાં, તેની પથારીવશ સ્થિતિમાં જોતાં તેમનું હૈયું પણ ભરાઈ આવ્યું.

થોડીવાર પછી યશોદાએ પાછું કહ્યું

" હું તો તમને એમ કહેતી હતી... હા, પણ તમે મારૂં કહ્યું માનશો ? "

યશોદા કદાચ કોઈ બીજા દાક્તરને બતાવવાની અથવા તો કયાંક હવાફેર માટે જવાની સૂચના કરવાની હશે એમ સુમનલાલને લાગ્યું. તે કાંઈ બોલ્યો નહિ એટલે યશોદાએ ફરી કહ્યું:

" હં, બોલોની, તમે મારૂં કહ્યું માનશો ?"

" પણ, વહાલી, તારૂં કહ્યું મેં કયારે ઉથાપ્યું છે ! બોલ, તારી શી ઇચ્છા છે ?"

સુમનલાલના એ શબ્દોથી યશોદાને અપૂર્વ ઉત્સાહ આવ્યો. તેને જાણે એ શબ્દોમાં અપૂર્વ મીઠાશ લાગી.

" મારી ઇચ્છા હવે એકજ છે. તમે મારૂં કહ્યું માનો. તમે ફરી લગ્ન કરો. "

યશોદા ક્ષીણ અવાજે છતાં પ્રફુલ્લિત સ્વરે બોલી.

સુમનલાલને એ સાંભળીને સખ્ત આંચકો લાગ્યો. તેમને અનેક વિચારો એક પછી એક આવવા લાગ્યા. " શું વિમળા સાથે હું હરૂં ફરૂં છું એટલે યશોદાને માઠું લાગ્યું કે તે આવી સૂચના કરે છે? હું હમણા હમણાનો તેના પ્રત્યે કાંઈક બેદરકાર રહું છું,એટલે યશોદા આમ કહે છે ? "

તેમના, મનમાં અનેક વિચારો આવ્યા અને ગયા. તેમના મુખ ઉપરથી યશોદા એ વિચારો માપી શકી. તેણે ફરીથી કહ્યું:

" હું સાચું કહું છું. મારા હૈયાંનો સાચો ભાવ એ છે કે, તમે ફરી પરણો. મારા બાલુડા પ્રમોદને છેક માતૃવિહોણો ન રાખો. તમારૂં જીવન તમે વેડફી ન દો. "

યશોદા આ વાત સાચાં દિલથી કરી રહી છે, તેના વર્તન પર શંકા લાવીને નથી કરી રહી, એની સુમનલાલને ખાત્રી થઈ. પણ એ સૂચના કેમ સ્વીકારાય ? તેના જેવો શિક્ષિત યુવક, એક પત્ની જીવતી હોવા છતાં આમ ફરી લગ્ન કરે તો સમાજ શું કહે ? એમ કેમ બની શકે ? અને તેની સાથે જીવતી પર પરણવા પણ તૈયાર કોણ થાય ? સુમનલાલના હૈયામાં એ વાત ઉતરી શકી નહિ.

" પણ, વ્હાલી, કાંઈ ગાંડી થઈ ? એમ તે કાંઈ બને ? તું આમ પથારીવશ છે તેમાં શું થયું ? કાલે તું સાજી થઈ જશે "

" સુમન, હું સાજી થવાની નથી, એ આશા મેં છોડી દીધી છે. તમે પણ છોડી દો.

૧. હું સારી થઈને પાછો તમારો સંસાર નેભાવું એ અશક્ય છે. હવે તો નસીબમાં હશે તેટલા દિવસ આ પથારીમાં જ મારે ગાળવાના છે. ".

" આમ હતાશ નહિ થા, એથી તો તું ઉલટી મારી હિંમત પણ ઓછી કરી નાખે છે."

" નહિ, નહિ, સુમન, હું તમને જોઉં છું અને મને કાંઈ કાંઈ થઈ જાય છે તમારો આ ચીમળાયલો ચહેરો મારાથી નથી દેખી શકાતો. તમારું શરીર પણ કેટલું લેવાઈ ગયું છે ? તમે રોજને રોજ નબળા થતા જાવ છો. મારાથી એ નથી દેખી શકાતું. "

" તને એ બધો ભ્રમ છે. મારામાં એવો કાંઈ જ ફેરફાર થએલો નથી "

" તમે મને છેક જ ગાંડી સમજો છો? મારો એ ભ્રમ નથી. તમે માનો. મારું કહ્યું માનો અને ફરી લગ્ન કરો. તમને દુઃખમાં જોઈશ તો હું શાન્તિથી મરીશ. "

" અરે કાંઈ ગાંડી થઈ છે ! એમ તે કાંઈ બને ? "

યશોદા વધુ કાંઈ બોલે તે પહેલાં જ સુમનલાલ ત્યાંથી ચાલ્યા ગયા.

[ ૪ ]

" વિમળા, ખુશખબર ! "

ઓફિસેથી આવીને બંગલાના પગથિયાં ચઢતાં જ સુમનલાલે સામે ઉભેલી વિમળાને એ શબ્દો કહ્યા અને કોણ જાણે શી ખુશખબર હશે, એની કલ્પના કરતી વિમળા પણ આનંદિત થઈ.

" મને વધુ પ્રમોશન મળ્યું. અમારી કંપનીના જપાની મેનેજરને કલકત્તા બદલવામાં આવ્યા અને તેમની જગાએ મને રૂા. ૫૫૦) ના પગારે નીમવામાં આવ્યો. વળી ઓફિસ તરફથી મને મનપસંદ ' ટુસીટર ' પણ આપવાનું નક્કી થયું છે. "

" તો તો મને મોટરડ્રાઈવીંગ શીખવવું પડશે ! " વિમળાએ ટુસીટરની વાત થતાંજ સામી શરત મૂકી દીધી.

" જરૂર ! "

અને બન્ને યશોદાને આ ખુશખબર આપવા તેના ઓરડામાં ગયા. સુમનલાલ અને વિમળાને ભેગાં ઓરડામાં આવતાં જોતાં જ યશોદાને કાંઈક વિચિત્ર પ્રકારની લાગણી થઈ. પછી તરત જ તેનાથી મનમાં જ, ' આ બેની જોડી કેવી શોભે છે ' એમ બોલાઈ ગયું.

સુમનલાલની ચઢતી કળાના સમાચારથી યશોદાને જરૂર આનંદ થાય પણ એ આનંદ ભોગવવામાં પોતે સાથ આપી શકે એમ નથી એ બીના તેનાથી અજાણી ન હતી. એટલે તેના ચહેરા ઉપર આનંદ અને શોકની સંમિશ્ર લાગણી ઉત્પન્ન થઈ.

એટલામાં બાએ બૂમ મારી એટલે વિમળા ત્યાંથી ચાલી ગઈ. અને યશોદાએ ફરીથી સુમનલાલને લગ્ન કરવા વિષે કહ્યું. પણ વાત વધુ લંબાવ્યા વિના જ સુમનલાલ ત્યાંથી ચાલ્યો ગયો.

બીજે દિવસે એક ફાંકડી ટુસીટર બારણામાં આવીને ઉભી રહી. સુમનલાલને ઓફિસને કામે અવારનવાર મોટરનો ઉપયોગ કરવો પડયો હતો એટલે તે ડ્રાઈવીંગ જાણતો હતો. આથી તે જાતેજ ટુસીટર પસંદ કરીને, લઈ આવ્યો હતો. પહેલી જ વાર નાનકડા પ્રમોદને તથા વિમળાને લઈને તે એક લટાર મારી આવ્યો. પ્રમોદના હર્ષનો તો પાર ન હતો.

વિમળાએ ડ્રાઈવીંગ શીખવા માંડયું. સુમનલાલ તે શિખવતો હતો. એ ડ્રાઈવીંગ શીખવવાને કારણે, અનેકવાર વિમળાના શરીરને સુમનલાલનો સ્પર્શ થતો અને વિમળાના શરીરમાંથી એક ઝણઝણાટી પસાર થઈ જતી. સુમનલાલને પણ એ અકથ્ય લાગણી થતી

હતી. સ્પર્શ સુખની અગાઉ ભોગવેલી લાગણી સજીવન થતી અને તેમના મનમાં વિકાર ઉત્પન્ન થતો પણ યશોદાનું સ્મરણ થતાં જ એ વિકાર પાછો હઠતો. વિમળાને તો કોઇ કોઇક વાર એ લાગણી ગમગીન કરી મૂકતી, તેના આખા શરીરને પ્રસ્વેદથી ભીંજાવી નાખતી.

એક રવિવારે સવારે આવી જ રીતે ડ્રાઇવીંગ માટે બન્ને નીકળ્યાં હતાં. વિમળા હવે ડ્રાઇવીંગ શીખી ગઇ હતી. છતાં હજી તેને એના પર પૂરતો કાબુ આવ્યો ન હતો એટલે કાંઇક કોઇક વાર સુમનલાલને અચાનક તેના હાથ સ્ટીઅરીંગ વ્હીલ ઉપર મૂકવા પડતા. આમ અચાનક થતા સ્પર્શથી વિમળાને કંપારી છૂટતી. ટુસીટર હોવાથી બન્નેને જોડાજોડ બેસવું પડતું અને એથી બન્નેનાં શરીરોનો સ્પર્શ પણ થતો. કોણ જાણે વિમળાને કંઇ લાગણી એમાં અકથ્ય આનંદ આપી રહી હતી.

રજાનો દિવસ હતો સુમનલાલને ઓફિસે જવાનું નહતું અને વિમળાને કોલેજ નહતી. એટલે તેમણે ઘણે લાંબે સુધી મોટર હંકારી હતી, કોલ્લાબાના છેક છેડા આગળ મોટર દોડતી જતી હતી. એ વખતે વિમળાના હાથમાં જ સ્ટીઅરીંગ વ્હીલ હતું. મોટર એક મસ્ખી ઝડપે ગતિ કરી રહી હતી. સુમનલાલ સામે નજર સ્થિર રાખી રહ્યા હતા. મોટરને અચાનક એક લેમ્પ પોસ્ટની નજીક આવી પહોંચેલી જોતાં જ સુમનલાલ ચેત્યા અને તેમણે ઝડપથી સ્ટીઅરીંગ વ્હીલ પર હાથ નાખીને મોટરને બાજુએ ફેરવી દીધી. વિમળા ચોંકી ઉઠી. અચાનક આંચકો લાગ્યાથી તે ઉછળી અને તેનું માથું સુમનલાલ ઉપર પડ્યું.

સુમનલાલને કોણ જાણે શું થઇ ગયું તે તેમણે વગર વિચાર્યે વિમળાને બેચાર ચુંબનો કરી દીધાં.

અને વિમળા ફરી ચોંકી.

"સુમનલાલ !" એમ કહીને તેણે રૂમાલવતી ગાલ લુંછી નાખ્યા. જાણે ચુંબનના લાગેલા ડાઘ એથી એકદમ કેમ દૂર થઇ જવાના ન હોય !

સુમનલાલ શરમાઇ ગયો. તે, પછી બન્ને પાછા ઘરે આવ્યાં ત્યાં સુધીમાં એક શબ્દ સરખો તેમનાં મુખમાંથી નીકળ્યો નહિ.

બંગલાના પગથીયાં આગળ મોટર આવીને ઉભી રહી. એમાંથી બહાર નીકળતાં જ ઘરમા ભારે ધાંધલ ચાલી રહી હોય એમ લાગ્યું. શું હશે ? એનો સુમનલાલ વિચાર કરતા હતા ત્યાં તો એક નોકરે દોડતા આવીને કહ્યું:

"શેઠ, શેઠ, બાઇસાહેબની તબીયત એકદમ બગડી ગઇ છે. દાકતરને હમણા જ બોલાવવા ઘડુને મોકલ્યો છે."

સુમનલાલ ગભરાયા. કાલ રાત્રિ સુધી યશોદાની તબીયત સારી હતી અને આજે આમ અચાનક શું થઇ ગયું ? એમ વિચારતા વિચારતા તે તરત જ યશોદાના ખંડમાં ગયા. તેમની પાછળ પાછળ લપાતી—શરમાતી વિમળા પણ ગઇ.

યશોદાના ઓરડામાં પ્રવેશ કરતાં વિમળાને કાંઇક અકથ્ય લાગણી થઇ. ઘડી ઘડીએ તે ગાલ ઉપર રૂમાલ ફેરવતી હતી. યશોદા તરફ નજર કરતાં આજે તેને કાંઇક દુઃખ થતું હતું.

સુમનલાલ એકદમ યશોદાના પલંગ આગળ ગયા. યશોદાને હૃદયમાં ભારે ગભરાટ થતો હતો. તેનાથી બરાબર બોલાતું પણ ન હતું. સુમનલાલ તરફ તે આંખો ફેરવી રહી, બોલવાનો પ્રયત્ન કરવા છતાં જાણે તેની વાચા બંધ થઇ ગઇ હતી.

પછી મહામુશ્કેલીએ તેણે થોડાક શબ્દો ઉચ્ચાર્યાઃ

"નાથ, આજે મારી અંતિમ પળ આવી રહી છે. મને આજે અકથ્ય અકળાટ થાય છે. મારે માથે પ્રાણ ઉડી જવાનો... પણ..." તેનાથી ઝાઝા શબ્દો બોલાયા નહિ. હૃદયના ગભરાટને અંગે થતી વેદના તેના મુખ ઉપર સ્પષ્ટ જણાતી હતી.

એટલામાં બહાર પ્રમોદનો રડવાનો અવાજ સંભળાયો. સુમનલાલ વહેલા વહેલા જઈને પ્રમોદને ઉંચકી લાવ્યા.

એ વખતે ઓરડામાં સુમનલાલ અને વિમળા ઉપરાંત, તેની માતા અને બીજા એક બે માણસો હતા. યશોદાએ ઇશારતથી સર્વને ત્યાંથી ચાલી જવા સૂચવ્યું. પતિ સાથે છેવટની કાંઈ વાત કરવી હશે એમ ધારીને સર્વ ત્યાંથી ચાલ્યાં ગયાં. વિમળા પણ જતી હતી પણ તેને યશોદાએ અટકાવી.

અને પછી તેણે હાથ લંબાવ્યા. પ્રમોદ માટે તેનો જીવ ઝંખતો હતો. સુમનલાલ એ સમજ્યા અને તેણે પ્રમોદને યશોદાની નજીક ધર્યો.

બાળકને હાથમાં લેવા માટે તે ફાંફા મારતી હતી. પણ તેના હાથમાં એટલું કૌવત ન હતું. એટલે સુમનલાલે પ્રમોદને તેની નજીક પથારી પર બેસાડ્યો. યશોદા કેટલીયવાર સુધી પ્રમોદના શરીર પર સર્વત્ર હાથ ફેરવી રહી. તેના માથાને બે હાથોથી ઝાલીને તેણે નીચું નમાવ્યું અને શુષ્ક થઈ ગએલા ઓઠોથી બે ત્રણ ચુમીઓ ભરી. તે વેળા તેની આંખોમાંથી આંસુની ધારા વહેતી હતી. પાસે ઉભેલાં સુમનલાલ અને વિમળાને પણ એ કરુણ દશ્યથી રડવું આવ્યું.

અને પછી અસ્પષ્ટ અવાજે તેણે વિમળાને બુમ મારી. વિમળા વધારે નજીક આવી, તેના હાથમાં પ્રમોદનો હાથ સોંપીને તે બોલી:

"વિમુ, તારા સગા દીકરાની માફક પ્રમોદને સાચવજે. મારી આંતરડી એથી જ ઠરશે."

અને વિમળાએ ચોધાર આંસુએ રડતાં રડતાં પ્રમોદને પથારીપરથી ઉઠાવી હૈયા સરસો ચાંપ્યો.

યશોદાને એથી સંતોષ ઉપજ્યો હોય એમ તેણે સહેજ સ્મિત કર્યું અને પછી, સુમનલાલ તરફ જોઈને તે બોલી:

"અને તમે હવે મારું કહ્યું માનો. આજે મને કબૂલાત આપો."

"કહે તારી શી ઇચ્છા છે?" ગળગળા અવાજે સુમનલાલ બોલ્યા.

"વિમળા સાથે પરણવાનું તમે વચન આપો. મારે ખાતર, મારા પ્રમોદને ખાતર તમે મને એટલું વચન આપો."

સુમનલાલ અને વિમળા બન્ને સ્તબ્ધ થઈ ગયા. જાણે કલાકેક ઉપર જ બની ગએલા પ્રસંગની યશોદાને ખબર પડી ગઈ હોય અને તેનું તે માત્ર સ્મરણ કરાવતી હોય એમ તેમને લાગ્યું.

"યશુ, વ્હાલી..." સુમનલાલ વધારે બોલે તે પહેલાં યશોદા વચ્ચે બોલી ઉઠી:

"એમાં કાંઈ ખોટું નથી. તમારાં દિલ એકમેક તરફ વળ્યાં છે એટલે તમે સુખી થશો. અને તમને સુખમાં જોઈ મને પણ, મારાં આત્માને પણ, સુખ થશે."

સુમનલાલ કાંઈ બોલ્યા નહિ. તેમનાં મૌનમાં જ જાણે સંમતિ આવી ગઈ હોય એમ યશોદાને લાગ્યું. અને તેણે હર્ષમાં આવીને શાન્તિનો દમ લીધો.

"હાશ. હવે હું શાન્તિથી મરીશ."

× × ×

અને તે સાંજે ૭ વાગ્યે યશોદાનો દેહ ચેતનવિહોણો થયો.




# ભણેલી પડોશણ

લેખિકા :
સૌ. સુમતિબાઇ મોડક

"ખબરદાર, યમૂ, જો ફરીથી ત્યાં ગઇ છે તો ! એ મને નહિ પરવડે."

", પણ ત્યાં કેમ નહિ જવાનું તે તો કહેશે ને ? એની નિર્મળા તો મારા જ વર્ગમાં છે અને કેટલી હુશિયાર ને મળતાવડી છે !"

"જો, આપણે રહ્યાં અભણ. એ, ભણેલીને ત્યાં આપણે શા માટે જવું ? આપણે ભલા ને આપણું ઘર ભલું. તેમાં વળી એ તો નવા ભાકુત. પહેલાં અહીં શાલિની બહેન રહેતાં હતાં. મોટી મોટી સભામાં તે ભાષણ કરતાં. કે, ' આપણી સ્ત્રીઓ અશિક્ષિત છે, અભણ છે તેમનામાં સુધારો કરવો જોઇએ. ' પણ બધું પોથીમાંનાં રીંગણાં જેવું ! ઘરે હોય તો પણ ચાલીમાં કોઇની સાથે એક શબ્દ સરખો બોલી નથી. અને કદિ બોલે તો સાદું બોલતાં બોલતાં પણ વચ્ચે અંગ્રેજી શબ્દો ભરડી નાખે ! આવાં ભણેલાં બૈરાંનું કરવું શું ?"

"અરે પણ મા, જરા ધીમેથી બોલ. નિર્મળાની બા તો કેટલી સજ્જન છે. નિર્મળા કહેતી હતી કે મારી બા તો બી. એ. કે શું એવું કાંઇક થએલી છે."

"બી. એ. થએલી છે ને ? તો તો પછી કાંઇ પૂછવાનું જ નહિ. પેલી શાલિની મેટ્રીક હતી પણ તેને કેટલી ગુમાની હતી તે જોયું હતું ને ? એ પણ તેવી જ હોવાની ! આ ભણેલાં બૈરાં તો જ્યાં જુઓ ત્યાં સરખાં જ ! આપણી સાથે કદિ મળવાનાં જ નહિ."

"હવે બસ કર. જો પેલી નિર્મળાની બા આવે છે."

"કેમ છો, સીતા બહેન, શું ચાલે છે ? હજી આ ચાલમાં મારે કોઇ સાથે ઓળખાણ નથી એટલે થયું કે લાવ તમારી પાસે જાઉં. તમારી યમૂ મારી નિર્મળાની સખી છે, એટલે મનમાં થયું કે આપણે પણ ચાલીમાં ઓળખાણ કરીએ. એટલે અહીં આવી."

"આવો, આ શેતરંજી પર બેસો. મારી યમૂને આમતેમ ક્યાંય જતી નહિ એમ કહેતી હતી. એમના આવવાનો પણ વખત થયો છે ને. યમૂ, જરા બે કપ ચ્હા તો મૂક."

"નહિ, ચ્હા શા માટે ? નિર્મળા શાળામાંથી હમણાં આવશે. આતો જરા ઉભી ઉભી આવીને ઓળખાણ કરું એમ મન થયું;

આજે યમૂ નિશાળે ગઇ લાગતી નથી ! શાળા તો ઉઘાડી છે ને ?"

"આજે નથી ગઇ. મેં જ ના કહી. બહુ થયું હવે ભણવાનું. ઘરમાંનું પણ કાંઇ હવે શિખશે ને ? તે તો જવા હઠ કરતી હતી પણ મેં જ ના પાડી."

"શા માટે ? ના શા માટે પાડી ? ઇચ્છા હોય તો ભલે ભણેને ! જવા દોને ! શાળામાં નાની છે ત્યાં સુધી ભણશે."

"નારે, ચાર ચોપડી થઇ, હવે લખતાં વાંચતાં આવડયું છે એટલે બસ. વધારે ભણે તો વળી વંઠી જાય. ધણીને રાંધીને ખવડાવવું નહિ પણ બહાર શિક્ષણની કેટલી તુમાખી ! 'અમે આવા જાડા જાડાં પુસ્તકો વાંચીએ, ગણિત શીખીએ, તે શું અમને રાંધતાં નહિ આવડે કે શું ? ઉલટું તમારાં જેવી અભણો કરતા વધારે સારૂં કરીએ.' આવી તો એંટ, પણ માત્ર બોલવું અને હાથે કરવું, એ બેમાં કેટલો ફરક છે. એવી કેટલીય ભણેલી બૈરીઓ હું જાતે બતાવું કે જેને ઘરમાંનું કાંઇ કામ પણ કરતાં આવડતું નહિ હોય."

"એમ કેમ બોલો છો સીતા બહેન ! આજકાલ તો છોકરીએ ભણવું જ જોઇએ એ વિના જગતમાં શું ચાલી રહ્યું છે, આપણે શું કરવાનું છે તે સમજાય કઇ રીતે ? તમે તો શિક્ષણના ભારે વિરોધી લાગો છો !"

"અરે, વિરૂદ્ધ લાગુ છું શું, છું જ વિરૂદ્ધ. આજકાલની ભણેલી છોકરીઓની અમારા જેવા અભણો પ્રત્યેની બેપરવાઈ જોતાં એમ જ લાગે છે કે આ શિક્ષણ બિક્ષણ નહિ જોઇએ."

"પણ કાંઈ બધા જ એવાં થોડાં હોય છે ? કેટલાંયે સારાં સુધાં હોય છે."

"સેંકડે એકાદ એવી સારી હશે !"

"ઠીક ત્યારે જાઉં છું. વળી કોઈવાર આપણે વાત કરીશુ, હવે તો નિર્મળા શાળાએથી આવતી હશે."

× × ×

યમુની માતા સીતા અને રમા વચ્ચે ઉપલો સંવાદ થયો. ચાલીમાં સીતાની ઓરડીમાં ત્રણ જ માણસ હતાં: યમૂ, સીતા અને યમૂના પિતા. સીતા ઝાઝું ભણેલી ન હતી. તે જ્યારે પ્રથમ ચાલીમાં રહેવા આવી ત્યારે પડોશમાં શાલિની કરીને એક શિક્ષિકા રહેતી હતી. તેને પોતાના શિક્ષણનું ભારે અભિમાન હતું, એટલે તે ચાલીમાની અશિક્ષિત સ્ત્રીઓમાં-( ચાલીમા મોટાભાગની સ્ત્રીઓ અશિક્ષિતજ હતી. ) બહુ ભળતી નહિ તેના આવાં વર્તનને લીધે ચાલીમાંની સર્વ સ્ત્રીઓનો મત તેને માટે બહુ સારો રહ્યો નહતો. એટલામાં ચાલીમાંની સ્ત્રીઓ અશિક્ષિત છે એમ કહીને એ જગા તે ખાલી કરી ગઇ. પછી શું પૂછવું ? જ્યાં ને ત્યાં એની જ વાત થયા કરતી. એ જગામાં રમા રહેવા આવી. તેની પુત્રી નિર્મળા યમૂની સખી હતી એટલે તેના દ્વારા રમા બી. એ. થયેલી છે એ સર્વેએ જાણ્યું. ચાલીમાં કોઇ નવો આગુંતુક આવે એટલે મોટે ભાગે તેને માટે સર્વને કુતુહળ ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે ચાલીમાંની દરેક સ્ત્રી "આ ઓરડીમાંના માણસો કેવાં છે ? રમાનું વર્તન કેવું છે ? એ ભારે ઉત્સુકતાથી જોતી હતી.

રમા સાથેના વાર્તાલાપને બે ત્રણ દિવસ થઇ ગયા હતા. બપોરનો સમય હતો. સીતાને ઘરે સાવિત્રી, જાનકી વગેરે સ્ત્રીઓ બેઠી હતી.

"કેમ છો સીતાબહેન, તમારે તો નવીન આગુંતુક સાથે ઓળખાણ પણ થઇ ગઇ ?" જાનકીબાઇએ કહ્યું.

"હા, પરમદિવસે થઇ તો ખરી. ક

# રાયચુરાકૃત :

ગુજરાતમાં ગૃહે-ગૃહે વંચાતું રસિક સાહિત્ય : પ્રેમશૌર્યભર્યું લોક સાહિત્ય
બળવંત સમાજ પીતા અને પુત્રી સાથે વાંચી શકે તેવું નિર્દોષ સાહિત્ય

રચવામાં

## રાયચુરા આજે સર્વત્ર પંકાય છે



| | |
|---|---|
| સ્નેહપૂર્ણા : સચિત્ર | રા. ૩- ૦-૦ |
| સોરઠી વીરાંગનાની વાર્તાઓ : સચિત્ર | „ ૨- ૦-૦ |
| હાલચીવડાની દશ વાર્તાઓ | „ ૧- ૮-૦ |
| રાયચુરાની રસીલી વાર્તાઓ: [ બીજી આવૃત્તિ ] સચિત્ર | „ ૧- ૮-૦ |
| કાઠિયાવાડની લોકવાર્તાઓ : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | „ ૧- ૮-૦ |
| રાસ મંદિર : [ બીજી આવૃત્તિ ] સચિત્ર | „ ૧- ૦-૦ |
| કાઠિયાવાડી દુહા : [બીજી આવૃત્તિ] સચિત્ર | „ ૧- ૦-૦ |
| રસિયાના રાસ : સચિત્ર | „ ૧- ૦-૦ |
| વ્યાસજીની વાર્તાઓ : સચિત્ર | „ ૧- ૮-૦ |
| પારેવાં : | „ -- ૬-૦ |
| ...તે : | ૦- ૬-૦ |
| ...મલીલા : પ્રથમ ભાગ : સચિત્ર | ૧- ૪ ૦ |
| ...ાંધીયુગની વાર્તાઓ : સચિત્ર | -૧૨-૦ |
| મહીપાળદેવ : સચિત્ર | ૧- ૮-૦ |
| હાલચીવડાનો હાયરો સચિત્ર | „ ૧- ૮-૦ |
| રાયચુરાની રસકથાઓ : સચિત્ર | „ ૧- ૮-૦ |
| સોરઠી લોકવાર્તાઓ સચિત્ર | „ ૧-૧૨-૦ |
| સોરઠ રાણી : સચિત્ર (બીજી આવૃત્તિ) | „ ૧- ૮-૦ |

કાંઇ તેને ઘરે ગઇ નહતી. તેજ તેની મેળે અહીં આવી હતી. બોલવે ચાલવે તો બાઇ ઠીક લાગી. પેલી શાલિનીબેન જેવી લાગતી નથી. બી. એ. થએલી છે હોં ! "

" બી. એ. થએલી છે ? શું કહો છો, સીતાબ્હેન ? " સાવિત્રીએ આશ્ચર્ય બતાવ્યું. " મને તો લાગતું હતું કે આપણા જેવી જ હશે. અને તે તમારી પાસે ભલી આવી ? "

" અરે તેની પુત્રી મારી યમૂની સખી છે. એટલે તે ઉપરથી ઓળખ કાઢી. વળી આ ચાલીમાં નવી આવેલી એટલે ન મળે કોઇની સાથે ઓળખ કે પાળખ. "

" પણ તે આપ મેળે આવી એ વિશેષતા, નહિતર પહેલા બે માસમાં તો માંડ મોઢું જોવા જેટલી ઓળખાણ થાય ! અરે પણ આ અભણ બૈરાંઓમાં તે ભળી કઇ રીતે ? " જાનકી બહાર જોઇને બોલતી હતી. એટલામાં રમા આવતી જણાઇ.

" અરે, મારા શબ્દો સાંભળી ગઇ કે શું ? મને સુઇને બોલવાનું ભાનજ રહેતું નથી."

" અને સાંભળ્યું હોય તો શું થઇ ગયું ? " રમાએ આવતાંની સાથેજ કહ્યું. " અમે જો એમ વર્તતાં હોઇએ તો તમે એમ શા માટે ન બોલો ? અમારા પરનો તમારો આ આરોપ કાંઇ એકદમ ખોટો નથી. "

" અરે અમે કોઇ તમારા પર આરોપ કરતા નથી. પણ અમારું કહેવું એ છે કે, તમે અમારી સાથે બોલો, બેસો, અમને કાંઇક શિખવો પણ એમ કોઇ કરતું નથી. માત્ર આ અભણ બાઇ છે એટલે તેના તરફ જોવું સુદ્ધાં નહિ. આવી રીતે જો વર્તન થાય તો શિક્ષિત સ્ત્રીઓને અમે ગાંઠી કેમ કરીએ ? " જાનકીના આ શબ્દો સાંભળીને રમાને સહેજ હસવું આવ્યું. એણે વિચાર કર્યો કે આ બાઇ, આપણે કાંઇ પણ કહેશું તે સાંભળવાની નથી. એ તો કરીને જ આપણે કેવા છીએ તે બતાવવું જોઇએ. એટલે હમણાં ઝાઝું નહિ બોલવામાં જ મજા છે. એટલે કાંઇ પણ ન બોલતાં તે ઉઠી.

" કેમ, ચાલ્યાં ? જરા બેસો તો ખરાં. "

" નહિ; નિર્મળા શાળામાંથી ઘરે આવે એટલે તેને થોડું ભણાવું છું. આથી સાંજની વાળુની તૈયારી બપોરે જ કરી રાખું છું. " એટલું કહીને રમા ઘેર ગઇ. તેના ગયા પછી સર્વ સ્ત્રીઓએ તેના પર ઘણી ચર્ચા કરી, અને પહેલી શાલિની જેવી તો આ નથી જ, એમ છેવટે ઠર્યું. ઉપરાંત સીતાએ જ્યારે તેને, કલા કારીગરીનું કામ આવડે છે એમ જણાવ્યું ત્યારે તેની પાસે એ શિખવવા માટે વાત કાઢવી એવું પણ ઠરાવાયું.

બીજે દિવસે રમાને એને માટે પૂછવામાં આવતાં જ તેણે શિખવવાનું ખુશીથી સ્વીકાર્યું. અને રમાએ પોતાના મોજીલા સ્વભાવથી સર્વને પોતાનાં કરી લીધાં. એક દિવસ આમ જ બધી સ્ત્રીઓ સીતાને ત્યાં બેઠી હતી. દરેકના હાથમાં રમાએ શિખવવા માંડેલ કાંઇ કાંઇ કલા કારીગરીનું કામ હતું. એટલામાં રમા ત્યાં આવી પહોંચી. તેને જોઇને સૌ કોઇ પોતાનું કામ તેને બતાવવાની ઉતાવળ કરવા લાગી. એટલે ગીતાએ કૌતુકથી કહ્યું:

" અહાહા, કેટલું સુંદર છે અત્યારનું દૃશ્ય ! એક મહિના પહેલાં મને કોઇએ કહ્યું હોત કે આવો આનંદનો દિવસ ઉગશે તો હું તેને ગાંડપણમાં હસી પ્રદત પણ રમા બહેન, કેટલો ઉપકાર છે તમારો અમારા પર ! "

" અરે, એમાં ઉપકાર શાનો ? ભણેલી

સ્ત્રી જો આમ કોઇને ભણાવે નહિં તો તેના શિક્ષણનો ઉપયોગ શો ? ભણેલી દરેક સ્ત્રીએ પોતાને જે કાંઇ આવડતું હોય તો અશિક્ષિત સ્ત્રીઓને શિખવીને તેને પોતાનાં જેવી શિક્ષિત બનાવવી જોઇએ એવો મારો મત છે. ઘણી અશિક્ષિત સ્ત્રીઓને પોતે શિક્ષિત નથી એનો ખેદ થાય છે. એટલે તેમનાથી દૂર ન જતા તેમની સાથે પોતાપણું દાખવીને તેમને શિક્ષણ આપવું જોઇએ. એમા જ આપણું અને સમાજનું હિત છે. અશિક્ષિત સ્ત્રીઓ શિક્ષિત સ્ત્રીઓને ખરાબ કહે છે એનું કારણ સુશિક્ષિત સ્ત્રીઓની અશિક્ષિત સ્ત્રીઓ પ્રત્યેની ઉદાસીનતા જ છે એ આરોપ જો દૂર કરવો હોય અને જો દરેક સ્ત્રી સુશિક્ષિત થવી જોઇએ એવી ઇચ્છા જ હોય તો અશિક્ષિતો પ્રત્યે પ્રેમાળ વર્તન રાખી તેમને શિક્ષણ આપવું એજ એક ઉપાય છે."

રમાના આ ઉદ્‌ગાર કેટલા સાચા છે વારૂ ?

---

## સાસુના ત્રાસમાંથી છુટવા : બે આપઘાત

[ ૧ ] ધ્રાગધ્રા રાજ્યના હળવદ ગામમા ઔદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિમા કમળા નામની એક યુવતીએ ગઇ તા પમીએ કુવામા પડી આપઘાત કર્યો છે

એ હૃદય વલોવનારી કહાણી નીચે પ્રમાણે છે

કમળાનુ લગ્ન પાચેક વર્ષ પહેલા રાવળ રવિશંકર ધનેશ્વરના પુત્ર દલપતરામ સાથે થયેલુ

પ્રથમથી જ કમળાને તેની સાસુનો ત્રાસ હતો

ગઇ તા પમીએ કમળા ઢમર નબ્જવા કારણે અસહ્ય માર પડયો

કમળાના મ્હોમાથી ઉદ્‌ગાર નીકળ્યા ' આવો માર સહવા કરતા મરવુ વધારે સારૂ ' કમળાએ પારણામા ઝુલતા તેના બાળકને બહાર લઇ ચુમન કર્યુ અને દિશાએ જવાનુ કહી ઘરમાથી ચાલી નીકળી

ગઇ સાલની વરસાદની તગીને લઇ ગામના કુવાઓમા પાણી ન્હોતુ એટલે કમળા ગામ બહાર અર્ધા ગાઉ દૂર એક વાડીના કુવે ગઇ

લોટો માળી કાઠે મૂકયો ચપલ પડખે મૂકયા અને કુવામા ઝંપલાવ્યુ.

બે કલાક વીત્યા પછી પુત્ર પારણામા રડવા માડયો ઘરમા પૂછપરછ થઇ આખરે તપાસમા કમળાનુ શબ કુવામાથી મળ્યુ

* * *

[ ૨ ] ધ્રાગધ્રાથી ત્રણ ગાઉ દૂર કકાવટી ગામમા હળવદના ગાધી ભાઇચદ જેચદની દીકરી સાકુ વોરા કાનજી સાથે પરણાવેલી.

સાકુ ઉપર પ્રથમથી તેની સાસુનો ત્રાસ હતો આ સ્થિતિમા સાકુએ વર્ષો કાઢયા

અંતિમે એ ત્રાસ અસહ્ય બન્યો અને સાકુએ ગયે અઠવાડિયે દેહ ઉપર દિવાસળી ચાપી આપઘાત કર્યો

પતિને ખબર પડતા તેણે પત્નીને બચાવવા મહેનત કરી તે પણ દાઝયો પણ સાકુ બચી નહિ

સાકુએ મરણ પથારીએથી તેની મા પાસે કરેલુ આખરી નિવેદન ભારે દુ ખદ છે

ચાલુ વાર્તા

સુપ્રસિદ્ધ મહારાષ્ટ્રીય લેખિકા શ્રીમતી ઇન્દિરા સહસ્રબુદ્ધેકૃત નવલકથા 'બાળૂ તાઇ-ધડા ઘે'નો ગુજરાતી અવતાર

# એ પત્ની કોની ?

રજુ કરનાર ;
શ્રી. ચન્દ્રેશ હ. શુકલ

## પ્રકરણ અઢારમું

### નવી સખી

આવી સ્થિતિમાં મારું એક દોઢ વર્ષ જેમ તેમ વીતી ગયું.

આટલા દિવસોમાં કોલેજમાં મારો જીવ ઠીક લાગી ગયો હતો. તે સમયે મારા વર્ગમાં નવ દશ છોકરીઓ હતી. એમાં સગુણા નામની એક શ્રીમંત સ્થિતિની ગુણવાન છોકરી હતી. તેની અને મારી મૈત્રી સારી જામી હતી. તે અભ્યાસમાં ઘણી હુશિયાર હતી. તેનામાં એકજ દોષ હતો. કોઇ-પણ વાતમાં ચોક્કસ મતજ ન મળે. જેની હોડીમાં બેઠી હોય તેના જેવી તે થવાની. પરંતુ મને તેના આ સ્વભાવ સાથે કાંઇ લેવા દેવા ન હતી એટલે મારો અને તેનો મેળ મળી ગયો.

એ ઉપરાંત તેની મૈત્રી કરવાનું એક વધુ કારણ મળ્યું તે જુદું જ એક દિવસ અમને 'ફ્રી અવર' હતો એટલે અમે રેસીડન્સીમાંની અમારી ખોલીમાં બેસી વાતચીત કરતા બેઠાં હતાં. સગુણા બોલતાં બોલતાં એક પુસ્તકનાં પાનાં ફેરવતી હતી એટલામાં કાર્ડ સાઇઝનો એક ફોટો પુસ્તકમાંથી બહાર પડ્યો તે મને બતાવીને તે બોલી:

"શાન્તા, જોતો આ મારા મનોહરનો ફોટો ! બસ એટલો એક મારે ભાઇ છે, બીજું કોઇ જ નથી. અમે બન્ને આટલા મોટા હોવા છતાં અમારા મા બાપ મરણ પામતા આ જગતમા દિવસ કાઢવા અમને કેટલા ભારે પડે છે ! પછી ગરીબ બિચારાં બાલકોની શી દશા થતી નહિ હોય ?"

મેં તેના હાથમાંથી ઉત્સુકતાથી ફોટો લઇ લીધો અને તે બરાબર જોવા લાગી. કેટલીય વાર સુધી હું તે ફોટા તરફ જોઇ રહી. ફોટો જોતા જોતા મારા ચહેરાપર વિલક્ષણ આનંદની સુરખી આવી હોવી જોઇએ એમ મને લાગે છે.

કેટલોક સમય પછી મેં પૂછ્યું:

"સગુણા, આ તારા ભાઇ અને આ બીજું કોણ છે ?"

"કેમ, એ કાંઇ તારો ઓળખીતો છે શું ?" સગુણાએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"નહિ રે. મને પહેલાં એમ લાગ્યું પણ એવું કાંઇ નથી." મેં જરા અચકાઇને કહ્યું.

મારી છાતી પર હાથ મૂકીને તે બોલી.

"પણ, શાન્તા, તને થાય છે શું ! તારી છાતી આટલી બધી ધબકારા શાથી મારે છે ? આટની બધી તું બાવરીબાવરી શાથી થઇ ગઇ ?"

મારું રહસ્ય પ્રકટ થઇ જશે કે શું !

એમ લાગતાં મેં તેના શરીર ઉપર ફેંટો ફેંકીને કહ્યું:

" લઇ જા તારો ફેંટો. મને બતાવ્યો અને હવે મારા હાથમાંથી શામાટે ખેંચી લે છે ! "

તે ફરીથી મારા હાથમાં ફેંટો આપીને બોલી:

" છટ્ ! " પણ શાન્તા, આટલો ક્રોધ કરવા જેવું શું થયું ? "

" ક્રોધ નહિ કરું તો શું કરું ? તું જોને કેટલું વિચિત્ર બોલી રહી છે ! હાવરી-બાવરી કેમ થઇ ગઇ કહે છે ? એમાં હાવરીબાવરી થવા જેવું શું છે ! એમાં કોઇ તારો......નથી સમજી ! તારા મનોહરનો મિત્ર મારા મધુના મિત્ર જેવો લાગ્યો એટલે મેં જરા વધારે બારીકાઇથી જોયું ! "

" પણ મારા બોલવાનો તું આવો ખોટો અર્થ શામાટે કરે છે ? તારું લગ્ન થએલું છે એટલે તારો પ્રેમ કોઇ બીજા પર હોય એ શકયજ નથી, એની મને ખબર છે. "

" ઠીક, પણ તારા આ મનોહરના મિત્રનું નામ શું છે ? તે શું કરે છે તે કહે એટલે મને લાગે છે તેજ એ છોકરો છે કે કેમ તેની મને સમજ પડે. "

" મારે ને તેને કાંઇ ઓળખાણ નથી પણ તેનું નામ ભાસ્કર છે અને તે અહીંની મેડીકલ કોલેજમાં જાય છે. મારા મનોહરની સાથે જ બીજા વર્ષમાં છે. "

એ સાંભળીને આ તો મારો ભાસ્કર જ એવી મને પાકી ખાત્રી થઈ. છતાં મેં તેને કહ્યું: " નહિ, એ મારા મધુનો મિત્ર નથી. પણ એ બે છોકરાઓના દેખાવમાં કેટલું બધું સામ્ય છે ! "

આ પ્રસંગ પછી સગુણાની અને મારી મૈત્રી વધુને વધુ જામતી જ ગઇ. તેને હું મારે ઘેર લઈ જવા લાગી. તે પણ મને તેને ઘરે ઘણીવાર બોલાવતી પણ હું ગમે તેમ કરીને ત્યાં જતી નહિ.

આ મૈત્રી વધારવામાં મારો અંતરનો હેતુ તો મને વારંવાર ભાસ્કરની ખબર મળે અને કદિ તેને નજર ઠારીને જોવાનું મળે એ જ હતો. ભાસ્કરની વાત સાંભળીને મને ઘણું જ સારું લાગતું. મને એક પ્રકારનો ઉત્સાહ લાગ્યો. અણધારી રીતે હું તાત્યા સાહેબ પ્રત્યે દુર્લક્ષ કરવા લાગી. હવે તેમના બેફિકરપણા બદલ મને ઝાઝું ખરાબ લાગતું નહિ. અને તેઓ પણ કદિ મારી સાથે બોલે તો બોલે, નહિતર કેટલાય દિવસો વગર બોલ્યે જ પસાર થતા. તેઓ ઘણોખરો વખત ઓફીસના કામમાં નહિતર કલબમાં ગાળતા અને મારો સમય કોલેજમાં નહિતર સગુણા સાથે હરવા ફરવામાં જતો.

આવી રીતે મારા દિવસ સાધારણ ઠીક ઠીક પસાર થતા હતા. અભ્યાસ સારો થતો હતો. હું દર વર્ષે પાસ થતી હતી. મારે ઘેર પુરુષો આવે તો તેમની સાથે હું કદિ બોલતી ચાલતી નહિ. મારી પાસે સગુણા સિવાય બીજું કોઇ આવતું જ નહતું એટલે મારા વર્તન બદલ તાત્યાસાહેબને કાંઇ સંશય આવ્યો નહિ.

## પ્રકરણ ઓગણીસમું

### પતિ (?) વ્રતા

આમ અમારું જીવન ચાલતું હતું. એક દિવસ હું સગુણાને ત્યાં ગઇ હતી. તે વેળા ખરેખર જ મારી ઇચ્છા પ્રમાણે ત્યાં અચાનક ભાસ્કર આવ્યો.

અમે બંન્ને મનોહરની ખોલીમાં બેઠી હતી. મનોહર અને ભાસ્કર આવ્યા ત્યાં સહજ જ તેમના તરફ અમારું લક્ષ ગયું.

સગુણા અને હું ત્યાંથી જવા લાગ્યાં ત્યાં સાથે જ મનોહરે સગુણાને કહ્યું:

" એ શું સગુણા ? તમે બૈરાંઓ આ શરમ કયે દિવસે દૂર કરશો ? કેટલાય દિવસથી ભાસ્કર આપણે ત્યાં આવે છે તો પણ હજી તું તેનાથી શરમાય છે ? હવે તમે અહીં જ બેસો. તેની સાથે તમારી ઓળખાણ કરાવું."

" એમાં શરમાવાનું કાંઇ કારણ નથી, પણ ગમે તેમ હોય, કોઇ પુરુષ આવે કે ત્યાં બેસવામાં અમને મોકળાશ લાગતી જ નથી. અમારી બૈરાંઓની એ ટેવ કોણ જાણે ક્યારે જશે ?" એમ જવાબ આપતાં સગુણાએ મારો હાથ પકડીને ' અહીં જ બેસ, શાન્તા ! ' એમ કહીને મને ત્યાં જ બેસાડી.

ભાસ્કરને જોતાં મને ભાન જ રહ્યું ન હતું. એકાદ પત્થરની મૂર્તિની માફક મારી દશા થઇ હતી. તેણે મને બેસવાનું કહ્યું એટલે તેણે આગળ કરેલી ખુરશી ઉપર હું મોકળાશથી બેઠી.

ભાસ્કરની સ્થિતિ પણ મારા જેવી જ થઇ હોવી જોઇએ-પણ તે તરત જ શુદ્ધિમાં આવ્યો અને જાણે મારી ને તેની ઓળખજ નહિ હોય એમ બતાવીને તેણે સગુણાને કહ્યું:

" મનોહર દ્વારા તમારું નામ તો હું જાણી શક્યો છું. પણ તમારી સખીનું નામ શું ?"

સગુણાએ મારું નામ કહ્યું અને પછી તે બોલી:

" આમ આપ આપ કરીને મોટપણુ બતાવશો તે શાન્તાને નહિ ગમે તો તેને કૃત્રિમ પણાનો ભારે રોષ છે. સ્ત્રી અને પુરુષમાં કૃત્રિમતા હોય એ તેને બિલકુલ ગમતું નથી."

સગુણા બોલતી હતી, હું સાંભળતી હતી. કેમે કરી મારી છાતીના ધબકારા શમતા ન હતા. શું બોલવું તે મને સમજાતું ન હતું. તો પણ મારે હવે કાંઇક બોલવું જોઇએ [illegible]

" મારું નામ ગામ, મારા સ્વભાવની માહિતી, સર્વ કાંઇ સગુણાએ તમારા મિત્રને કહી દીધું. હવે તમારા મિત્રની હકીકત જણાવો. "

" તમે એનું નામ સગુણાને મોઢે અનેકવાર સાંભળ્યું હશે. એનું નામ ભાસ્કર. અમારી કોલેજના હુશિયાર વિદ્યાર્થીઓ પૈકી એ એક છે. સ્વભાવમાં કહીએ તો લાખમાં એકાદ આવો માણસ મળવાનો નથી. તે ઉદારતા વાદી અને સુધારણપ્રિય છે. એટલે તમારો-તેનો મેળ ચોક્કસ જામશે. "

' મનોહરે અને સગુણાએ અમારી ઓળખ કરી દીધા પછી ભાસ્કર મશ્કરીમાં મારી સાથે હસ્તધૂનન કરવા આગળ આવ્યો.

પણ મેં હાથ સંકેલી લઇને કહ્યું: " હસ્તધૂનન કરવાની શી જરૂર છે ? આપણે એ અંગ્રેજી પદ્ધતિ શા માટે રાખવી જોઇએ ? "

એ સાથે જ ભાસ્કરનો ચહેરો ઉતરી ગયો. તે શરમાઇને પાછળ હઠ્યો.

મારું એ ચમત્કારિક બોલવું સાંભળીને સર્વને કાંઈ કાંઈ થઇ ગયું.

નિરૂપાય થઇને ભાસ્કર ત્યાં બેઠો અને પછી તેણે મનોહરને કહ્યું:

" મનોહર, હવે હું કોર્ટમાં જાઉં છું. મારે કાંઇક કામ છે. "

એમ કહીને તે ત્યાંથી તરત ચાલી ગયો. તે ગયો એથી સર્વને ખોટું લાગ્યું.

મારાં વર્તનથી એ બન્ને ભાઇબહેનને રોષ આવ્યો હોય એમ લાગ્યું. તે બન્નેએ એને માટે મને કાંઇ કહ્યું નહિ પણ તેઓના મોં ઉપરથી હું તે સમજી અને હવે 'અહીં બેસવામાં કાંઇ અર્થ નથી' એમ સમજીને હું પણ તેમની રજા લઇ ઘેર ગઇ.

## પ્રકરણ વીસમું.

### સોનૂ ગરીબ ગાય કેમ થઈ ?

તે દિવસે ઘરે જઈને હું દિલ ખોલીને રડી. તે પછી ફરીથી આવો પ્રસંગ ઉપસ્થિત થવા ન પામે એમ સમજીને સગુણાને ત્યાં જવાનું મેં ઘણીવાર ટાળવા માંડ્યું.

જેને મળવા માટે હું તલપતી હતી, જેનાં દર્શન અને સ્પર્શથી મને અનહદ આનંદ થનાર હતો, તેની સાથે હું આવાં કઠોર અંતઃકરણથી વર્તી, તેને વિલક્ષણ દુઃખ દીધું—અને તે કોને સારૂ ?—જે માણસને માટે મને જરાસરખો પણ પ્રેમ ન હતો. પણ જેની સાથે મને બીજાની ઇચ્છાને કારણે બંધનમાં રાખવામાં આવી છે તેને માટે ! !

હાય ! ! એ વત કેટલું ભ્રમક હતું !

ગમે તે હોય ! તે દિવસે મારા ભાસ્કરનો ઉતરેલો ચહેરો જોઈને મારૂં અંતઃકરણ દુઃખથી એટલું બધું પીગળી ગયું હતું કે, આ સમાજના બંધન તડફડ તોડી નાખીને ભાસ્કર પાસે દોડી જાઉં, તેની ક્ષમા માગું અને તેનાં હૃદયપર માથું મૂકીને સ્વસ્થ ચિત્તે સૂઈ જઈ પરમ સુખનો આસ્વાદ લઉં, એમ મને લાગ્યું.

મને મારા પિતા પ્રત્યે તિરસ્કાર ઉપજ્યો હતો, તે જ પ્રમાણે તાત્યાસાહેબ પ્રત્યે પણ ઉપજ્યો હતો અને એથી પણ આગળ વધીને, તેમની સાથે પતિપત્નીનો સંબંધ સુદ્ધાં રાખવો નહિ એમ મારા મને નક્કી કર્યું.

આ બાજુએ તાત્યાસાહેબ મારી બિલકુલ દરકાર કરતા ન હતા. તેઓ ખુશીથી ચાહે તેટલાં માણસોને ઘરે એકઠા કરતા, પત્તાં રમતા અને ગાયન વાદનમાં સમય ગાળતા.

હું પણ મારો બધો સમય મારી ઓરડીમાં બેસીને પુસ્તક વાંચવામાં ગાળતી. વાંચી વાંચીને પણ માણસ કેટલું વાંચે ? તેનો પણ મને કંટાળો આવ્યો. મારી સાથે બોલવા ચાલવાવાળું બીજું કોઈ બરોબરીનું માણસ ન હતું. મને એકાદ બંદીવાન જેવું લાગવા માંડ્યું. મારો એક એક દિવસ કેટલો કંટાળા ભર્યો જતો હતો, તેની તને તો કલ્પના સુદ્ધાં આવી શકનાર નથી. અત્યાર સુધી સગુણાને ઘરે જવાથી મને કાંઈક ઠીક ઠીક લાગતું. પણ તે દિવસ પછી, મેં તેને ઘરે જવાનું છોડી દીધું હતું. આવી પરિસ્થિતિમાં મુંબાઈ સરખા પ્રવૃત્તિમય શહેરમાં રહીને પણ મને જાણે એકાદા જંગલમાં રહેલી હોય એવું અટુલું લાગતું હતું.

મારા જીવન પ્રત્યે મને હવે કંટાળો આવ્યો. 'આ જગતમાં રહેવાને હું યોગ્ય નથી...મારા જીવનનું હું ગમે તે કાંઈ કરી નાખું તો તેથી કોઈનું શું નુકસાન થવાનું હતું ?' વગેરે વિચાર મારા મનમાં આવવા લાગ્યા પણ એથી વિશેષ કાંઈ થયું નહિ.

ભાસ્કરને મળવા માટે મારો જીવ હમેશાં તરફડતો પણ મનમાં આવેલા વિચારોથી હું દૂર રહેતી. ભાસ્કરને ભૂલી જવાના મેં કેટલા કેટલા પ્રયત્નો કર્યા પણ તેમાંથી કોઈ મને સાધ્ય થયો નહિ...એથી તો મને પણ ભારે આશ્ચર્ય ઉપજ્યું.

એટલે મેં મારી પરિસ્થિતિ બદલવા માટે એક યુક્તિ કરી:

હું કોલેજ છોડવાને અને માતૃપદ સ્વીકારવાને તૈયાર થાઉં તો તેથી તાત્યાસાહેબને ઘણો આનંદ થશે અને તેઓ મારી સાથે સારી રીતે વર્તવા માંડશે એ વિષે મારી ખાત્રી હતી. એટલે 'હું તેમની ઇચ્છા પ્રમાણે વર્તું અને ભાસ્કર પાસે પણ જવા આવવાનું રાખું. આમ કરવાથી મારાં મનને ઠીક લાગશે અને આ જીવનમાંની શુષ્કતા નહિવત્ થશે.'

એમ મે મારા મનમા વિચાર્યું અને તરત જ એ વિચારને અમલમા મુકવાનો મેં નિર્ણય કર્યો.,

મેં હવે કોલેજ છોડી દેવાનો વિચાર તાત્યાસાહેબને જણાવ્યો મારી વૃત્તિમા આવો ફેર પડેલો જોઈને તાત્યાસાહેબને ઘણુ જ આશ્ચર્ય ઉપજ્યું. તેમને ઘણો આનંદ થયો અને મારા ઉપર વિજય મેળવવા બદલ તેમને અભિમાન પણ ઉત્પન્ન થયું !!

" મારા સત્યાગ્રહથી મેં તને વાળીને ? ભળતીજ હઠ ભળતીજ વખતે લઇ બેસે તે કેમ ચાલે ?" મને તેઓ એમ કહેતા.

તેમના આ શબ્દોથી મારૂં માથું ફરી જતું પણ હું કરૂ શુ ?

પરિસ્થિતિને કારણે હું એકદમ ગરીબ ગાય જેવી થઇ ગઇ હતી.

તેમની ગુલામગિરિમા રહેવા સિવાય મારો છૂટકો નહતો.

હરહર ! હુ સાધારણ ભણેલી હતી, છતા મારી આવી સ્થિતિ હતી. તો બિચારી અજાણ, અજ્ઞાની છોકરીની શી દુર્દશા નહિ થતી હોય ? તેને પગલે પગલે સ્વાભિમાન કેવું ગુમાવવું પડતું હશે ? તેને કેટલી યાતના સહન કરવી પડતી હશે ?

પણ કરવું શું ?

માનહાનીની મહત્ત્વ કંઈ ન હોય, પતિની ગુલામ બનવુ ન હોય, તો, મારા જેવી સ્ત્રીઓ માટે ઘરમાથી ભાગી જવા સિવાય, કિંવા જીવ આપવા સિવાય કયો માર્ગ ખુલ્લો હતો ?

એટલે, હું એ જ પરિસ્થિતિમાં સુખથી રહેવાનો મેં નિર્ણય કર્યો. મેં કોલેજ છોડી દીધી અને, તાત્યાસાહેબની ઇચ્છા પ્રમાણે ઘરગથ્થુ કામમા લક્ષ આપવા માંડ્યું. અમારા ઘરમા અમે બે જ જણ હતા. એટલે કામ ઓછું ન હતું ગણો તે પણ કરવા માટે ત્રણ ચાર નોકરો હતા જ. તો પણ તાત્યાસાહેબ ઘેર હોય એટલે હું હમેશા તેમની પાસે ને પાસે જ રહીને તેમનું બારીક મારીક કામ કરતી અને એક સરખી તેમની તહેનાતમા રહુ છું એમ તેમને લાગે તે પ્રમાણે મારા મન વિરુદ્ધ એ કામ હું કરવા લાગી. સવારે, સંધ્યાકાળે, રાત્રે-કયારેક પણ તાત્યાસાહેબની મોટર પોર્ચમા આવે કે હું મોઢા ઉપર દેખાવ પૂરતુ હાસ્ય લાવીને તેમની સામે જવા લાગી. તેમની બેગ અથવા કાગળ પત્રો લેવા માટે નોકર હતો છતા હુ જાતે જ તે ઘરમા લઇ આવતી અને તે પછી તેમણે કાઢી આપેલા કપડા બરાબર જગ્યાએ મૂકી તેમની ચાહ વગેરે લાવતી અને તેઓ ચ્હા પી રહે ત્યા સુધી તેમની પાસે વાત કરતી બેસતી. તેઓ પણ મને ' બપોરે વખત કેમ ગયો, શું, કર્યુ ? ' વગેરે પૂછતા અને ઘરધણીથી જેટલા પ્રેમથી વર્તવાનુ, શક્ય હતું તેટલા પ્રેમથી તેઓ મારા તરફ વર્તતા.

મારા જેવી સ્થિતિમા સ્ત્રી એકાદી કોઇ બાઇ કેટલી બધી સુખી, થઇ હોત ! પણ હુ જ સુખી કેમ નહિ થઇ ? મારો જ સ્વભાવ કાંઇ વિચિત્ર હતો, કે શુ ? તને સહેજે જ આવી શંકા થશે પણ એતુ ખરૂં કારણ તો એ હતુ કે, બીજી છોકરીઓને નાનપણથી જ પુરુષની ગુલામગિરિમા ઉછેરવામા આવે છે તેમ મને ઉછેરવામા આવી ન હતી, એજ કારણ હતું.

છોકરીઓને તેમના માબાપ તરફથી ભાઇ બરોબરીનો હોય તો પણ તેને માન આપવાની સખ્ત તાકીદ હોય છે ભાઇને ઘરમા કશી પ્રકારનુ કાંઇ પણ કામ કરવાનું નથી હોતુ એ તો તેની નાની કે મોટી બહેને જ કરવાનુ. આવી પરિસ્થિતિમાં જે છોકરી ઉછરી હોય તે પુરુષોને સ્વાભાવિક રીતે જ માન આપે છે, પોતાની ઇચ્છાને

બાજુએ રાખીને તે પુરૂષોની આગળ પોતાનું માન મૂકવા તૈયાર થાય છે.

પણ મારા પિતાએ મને ઉલટી જ રીતે ઉછેરી હતી. એટલે મારે તો બીજાનું ઓશિયાળું પાણી સુદ્ધાં પીવાનું ન હતું. મારો પતિ ભોગી તો હું પણ મોટી જ.-એમ મને લાગતું ન હતું. મારી કર્તબગારીને દાદ મળતી ન હતી. હું બીજાના સુખને માટેનું બોલતું ચાલતું રમકડું છે એમ મને પગલે પગલે લાગતું હતું. એક વાર તો મારા મનમાં એવી પણ કલ્પના આવી હતી કે પેટને માટે અને સુખને માટે હું વેશ્યા જ બની છું. મને આમ લાગતું અને આ પરિસ્થિતિમાંથી કેમ બહાર પડવુ એનો હું વિચાર કરવા લાગી. પણ કોઇ માર્ગ ખુલ્લો ન હતો. એટલે હું નિરૂપાય હતી. જીવન જીવવાનું જ છે તો સદા સર્વદા રડવાથી કેમ ચાલશે? આવો પુખ્ત વિચાર કરીને એ જ પરિસ્થિતિમાં આનંદિત રહેવાનો હું પ્રયત્ન કરતી હતી.

આથી તાત્યાસાહેબ પહેલાંના જેમ આનંદી અને નિખાલસ થયા. તેઓ મને કેટલીક વાર ભારે પ્રેમથી કહેતાઃ

"જો, કોલેજ છોડી તે ઠીક થયું ને? હવે આપણે કેટલાં સુખી છીએ! હવે ફક્ત જો આપણને કાંઇ ખોટ હોય તો તે એક બે ભુલકાં......પણ તેય હવે તો જલદી થશે. પછી કેટલો, આનંદ મળશે, નહિ? આપણે તેમને ખૂબ ભણાવશું, વિલાયત મોકલશું તેમના સર્વ પ્રકારનાં લાડ પુરા કરીશું."

તેમના આ શબ્દો પ્રત્યે હું માત્ર માથું હલાવતી.

મને મારી ભૂલ બતાવવા માટે તેમણે ફરી કહ્યું.

"આ પહેલાં જ તે કોલેજનું ગાંડું છોડી દીધું હોત તો કેટલું સારૂં થાત! નકામાં આપણાં દોઢ બે વરસ દુઃખમાં ગયાં તે ન ગયાં હોત!"

તેઓ આમ બોલતા કે બધી ખરી બીના તેમને જણાવીને મોકળી થઇ જાઉં એમ મને મારા મનમાં કેટલીયવાર લાગતું પણ આવાં સ્પષ્ટ વક્તાપણાનું પરિણામ કેવું આવશે એની ઘણી શંકા થતાં મેં હોઠ પર આવેલા શબ્દો પાછા અંદર ખેંચી લીધા.

## પ્રકરણ એકવીસમું

### ભાસ્કર માટે શંકા

તાત્યાસાહેબ સાથે આવી રીતે વર્તવાનું નક્કી કર્યા બાદ ભાસ્કર સાથે બોલવું ચાલવું શરૂ કરવા માટે મે તેને એક પત્ર લખ્યો.

પ્રિય ભાસ્કર,

મારો પત્ર જોઇને તને પણું આશ્ચર્ય થશે મને પત્ર લખવાની મેં જ તને બંધી કરી હતી અને હવે હું જ તને પત્ર લખું છું એ જોઇને કોને આશ્ચર્ય નહિ ઉપજે? પણ ખરેખર, ભાસ્કર, મારા જેવી વિચિત્ર પરિસ્થિતિમાં ભાગ્યેજ કોઇ સપડાયુ હશે.

ભાસ્કર, તારા પર પ્રેમ હોવા છતાં, બાપુજી પ્રત્યેના પ્રેમને ખાતર કે બાપુજીના વચને ખાતર (અને છેવટે 'કોને ખાતર?' તે મારાથી જ કહી શકાય એમ નથી!) મેં તાત્યાસાહેબ સાથે લગ્ન કર્યું અને તને વિસરી જવાનો મેં બારેબાર પ્રયત્ન કર્યો. પણ, ભાસ્કર, આટલા અઢી વર્ષોમા મને તારૂં સ્મરણ ન થયું હોય અને તારે માટે મેં ખેદ કર્યો ન હોય એવો મારો એક પણ દિવસ ગયો નહિ હોય!

એકાદ કેદી પ્રમાણે મેં બલબાર દિલની આ દુરંગમાં અઢી વર્ષો ગાળ્યાં. છેવટે દુરંગવાસથી હું ભયંકર રીતે કંટાળી અને મારા જીવનનો ભમે તે તોડ લાવી નાખવો એવો વિચાર મારાં મનમાં આવવા લાગ્યો. એટલામા મારી પરિસ્થિતિને જીર્ણ જ વળણ આપવું એટલે આ કાયર વિચાર મારા

મનમાંથી જશે, એમ લાગતાં મેં તાત્યાસાહેબ સાથે વર્તવાની મારી પદ્ધતિ બદલી છે અને તારી સાથે પત્રવ્યવહાર કરીને, નહિતર તારાથી મારી પાસે આવવાનું બની શકે તો તારો મારો મેળાપ થવા દઇને, બની શકે ત્યાં સુધી આત્મહત્યાની કલ્પનાથી દૂર રહેવાનું મેં ઠરાવ્યું છે.

એટલે, ભાસ્કર, મારી તને એક જ વિનંતિ છે. મારી બધી મૂર્ખાઇ ભૂલી જઇને મારા ઉપર તને કાંઇ રોષ ચઢયો હોય તો તે દૂર કરીને તને સગવડ મળે ત્યારે તું મારી પાસે જલદી આવી જા. એટલે મારાં મનનું સમાધાન થશે અને મને જીવવાનો કાંઇ આધાર છે, એમ લાગશે.

એ ઉપરાંત હું તને વધુ શું લખું? તું મને ભૂલી નહિ જ ગયો હોય એવી મારી પાકી ખાત્રી છે એટલે મેં આ પત્ર તને મોટી આશાથી લખ્યો છે. તું મને નિરાશ કરતો નહિ, મને એકવાર મળી જા એટલી જ મારી તને વિનંતિ છે.

તારી
સોનૂ

ઉપર પ્રમાણે પત્ર લખીને ભાસ્કરના આવવાની હું રાહ જોવા લાગી.

ઘણા દિવસ થયા છતાં ભાસ્કરનો કાંઇ પત્તો ન મળે. ભાસ્કર મારી પાસે આવ્યો નહિ, એટલું જ નહિ પણ તેણે મારા પત્રનો ઉત્તર સુદ્ધાં લખ્યો નહિ! આથી મને ઘણું જ ખોટું લાગ્યુ.

મારી સર્વ આશા ભાસ્કર મારી પાસે આવે તેના ઉપર હતી. તે આજે આવશે કાલે આવશે, એવી આશા પર મેં કેટલાય દિવસ વીતાવ્યા. પછી તેના આવવાની મને આશા રહી નહિ.

ભાસ્કર મને વિસરી ગયો ને?

હં, તે મને શા માટે ન વિસરી જાય?

તે મને વિસરી જાય, હું તેને વિસરી જાઉં, એ માટે જ તો મારો સર્વ પ્રયત્ન હતો, પછી એને માટે મને ખોટું શા માટે લાગે?

ભાસ્કર, તું બીજા કોઇના પ્રેમપાશમાં તો સપડાયો નથીને? ખરેખર, એમ જ કાંઇ હોવું જોઇએ. નહિતર તું મારી પાસે તાબડતોબ આવ્યા વિના કદિ રહો નહોત.

# ::હિન્દી સ્ત્રીઓ માટે વિજ્ઞાનનું ક્ષેત્ર::

- વ્યાખ્યાતા :

ડૉ. સર ચન્દ્રશેખર વેંકટ રામન

[ શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીનો પદવીદાન સમારંભ તા. ૨૯ મી જુને મુંબઇના સર કાવસજી જહાંગીર હોલમાં થયો હતો. તે સમયે નોબેલ પારિતોષિકના વિજેતા જાણીતા વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. સર સી. વી. રામને માંગલિક પ્રવચન કર્યું હતું તે નીચે આપ્યું છે.

સ્ત્રીઓની યુનિવર્સીટીના પદવીદાન સમારંભમાં અમારી જાણ મુજબ લેડી પ્રેમલીલા વિઠ્ઠલદાસ ઠાકરસીની હાજરી પહેલીજવાર હતી. યુનિવર્સીટી સાથેના ઝઘડાના સમાધાન બાદ તેમની હાજરીથી પ્રસંગને ઉચિત ગૌરવ મળ્યું હતું.

યુનિવર્સીટીનાં રજીસ્ટ્રાર શ્રીમતી ઇરાવતી કર્વેએ પરીક્ષાઓનો હેવાલ વાંચ્યો હતો. એ મુજબ મેટ્રીકમાં ૨૨૩ માંથી ૧૧૬ વિદ્યાર્થીનીઓ, બીજાં વર્ષમાં ૯૦ માંથી ૩૧ અને જી. એ. માં ૬૫ માંથી ૪૮ વિદ્યાર્થીની બહેનો પસાર થયાં હતાં. તે બાદ ચાન્સેલર પાટકરને હાથે પદવીઓ અપાઇ હતી. અને તેમણે પોતાનું ભાષણ વાંચ્યું હતું. ભાષણમાં સ્વ. સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસી ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ અને યુનિવર્સીટી વચ્ચેના ઝઘડાનાં થએલા સમાધાનની શરતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. આ શરતોનો, અમે જુનના અંકમા લગોલી એ પ્રશ્નને લગતી નોંધમાં ઉલ્લેખ કરેલો છે. તે પછી સર સી. વી. રામને પોતાનું માંગલિક પ્રવચન કર્યું હતું. જે બાદ પ્રો. ધોંડો કેશવ કર્વેએ આભાર માન્યો હતો.]

કોઇ પણ ભપકા વગર આ સમારંભ કરવામાં આવ્યો છે. આ સારો વિચાર છે. મને ઘણીવાર વિચાર થાય છે કે આ ઝભ્ભા-ઓ વગેરે પદવીદાન વખતે શા માટે દાખલ કરવામાં આવે છે ? સ્ત્રીઓની વિવિધ રંગની સાડીઓ એજ ઝભ્ભાની ગરજ સારે છે.

તમારી યુનીવર્સીટીના કેટલા મીત્રો છે, તેમની તમને ખબર નથી.

પ્રોફેસર કર્વેના પ્રયોગો બીજે ઠેકાણે પણ દાખલ કરવામાં આવ્યા છે. શ્રી. કર્વે તેમજ તેના ઉદાર દાતાઓના વિચારો આજે બધે સ્વીકારવામાં આવ્યા છે.

ઉચ્ચ શિક્ષણ માતૃભાષામાં આપી શકાય એ વિચારે પંદર વર્ષ પહેલાં કેળવણીના કચુ-તરખાનામાં ફફડાટ મચાવ્યો હોત. પણ આજે તે સામાન્ય વસ્તુ થઇ પડી છે.

કલકત્તા યુનીવર્સીટીની સેનેટમાં હું સભ્ય હતો. સેનેટે મેટ્રીકની પરીક્ષામાં માતૃભાષા દાખલ કરવાની ભલામણ કરી હતી જે ચાર પાંચ વરસ પછી બંગાળ સરકારે મંજુર કરી હતી પણ આ બધું બહુ ધીમે ધીમે ચાલે છે. કેળવણી એ પણ રૂઢીચૂસ્તોનો ઇલ્લો કીલ્લો છે.

કેળવણીની કોઇ પણ ફતેહમંદ યોજનાનો પાયો માતૃભાષા ઉપર જ રહેવો જોઇએ. ઉચ્ચ શિક્ષણમાં પણ તે વિઘ્નને બદલે મદદ-રૂપ થઇ પડશે.

બીજો એક મુખ્ય વિચાર તે સ્ત્રી અને પુરૂષના શિક્ષણ વચ્ચેના ભેદનો સ્વીકાર છે. હું પણ આવા જ મતનો છું. જો કે બંગાળની કેળવાયલી સ્ત્રીઓને આવા વિચારો ગમ્યા નથી. પણ આખરે આ વિચાર રજુ કરવાની ફરજ પુરૂષોને માથે જ આવી છે.

સામાન્ય સ્ત્રી એમ માને છે કે પુરૂષના જેવી જ તેને કેળવણી આપવી જોઇએ. બીજી જાતિ કરતા ઉતરતા રહેવું તેને પસંદ નથી છતાં સ્ત્રીની કેળવણી સંબંધી આ યુનીવર્સીટીના મૂળ વિચારો તદ્દન સાચા

છે. ભૂતકાળનો જે વારસો આપણુને મળ્યો છે તેના આપણે ભાગીદાર છીએ. ભૂતકાળની રૂઢીઓને આપણે તોડી શકીશું નહિ, તેનો સ્વીકાર કર્યેજ છુટકો. તેને ધ્યાનમાં રાખીને જ આપણે આગળ વધવાની નવી યોજનાઓ કરી શકીએ.

આજે કોઇ એવો હિંદી નથી કે જે એમ માનતો હોય કે સ્ત્રીઓને પુરૂષોના જેવીજ સારી કેળવણી ન મળવી જોઇએ.

આપણા દેશના પુરૂષ અને સ્ત્રીએ સાથે મળીને રાષ્ટ્રીય પ્રગતિ સાધવાની છે. એકપક્ષી પ્રગતિ થઇ શકશે નહિ.

વ્યવહારમાં સ્ત્રી પુરૂષ વચ્ચે સમાનતા છેજ નહિ. માત્ર પાઠ્ય પુસ્તકોમાં છે. દરેકમાં જુદી જુદી જાતની બુદ્ધિ વગેરે રહેલી છે. માણસના જુદા જુદા વિભાગો માટે જુદીજુદી જાતની તાલીમની જરૂર છે, અને દરેકની શક્તિ અનુસાર વિકસવાની તેને તક મળવી જોઇએ. આપણે સ્ત્રી અને પુરૂષ વચ્ચેની બૌદ્ધિક જરૂરિયાત, શારીરિક શક્તિ, વગેરેના ભેદોની ઓળખ કરવી જોઇએ.

હિંદમાં સ્ત્રી માટે સેવાના વિશાળ ક્ષેત્રો ઉઘડતાં જાય છે. પશ્ચિમની સંસ્કૃતિના વંટોળીયા જેવા જાતીય કલહમાં આપણે ઉતરવા માગતા નથી. આપણા ઘરોને આપણે સ્ત્રી અને પુરૂષના અતિ સ્વાતંત્ર્યને નામે આપણે તોડી નાખવા માગતા નથી.

પ્રો૦ કર્વેના વિચારોના સ્વીકાર માટે વર્ષો જોયાં છે તેને આર્થિક વિઘ્નો પણ અનેક નડયા છે. હું ધારૂં છું કે આ યુનીવર્સીટી હવે વધુ આગળ ને આગળ પ્રગતિ કરશે. તેને મળતી આર્થિક મદદ બમણી ત્રમણી થશે અને જેમાં આપણી સ્ત્રીઓની પ્રગતિનો સવાલ છે તેમાં મદદ કરવામાં મુંબઇ જેવું શહેર પછાત નહિ પડે તેવી મને આશા છે.

યુનિવર્સિટિનો ચાર્ટર મેળવવા પ્રયત્ન કરવાનું તમે જણાવ્યું છે. આપણે ગમે તેમ સરકારી ખાત્રી મેળવવી જોઇએ છે. જો કે હું સરકારી ટેકાને બહુ મહત્વનો નથી ગણતો, છતાં જાહેર મદદ મેળવવા માટે આવા સરકારી સ્વીકારની જરૂર રહે છે. મને આશા રહે છે કે આ યુનિવર્સીટી પણ બીજી યુનિવર્સીટીઓની હરોળમાં રજીસ્ટર થઇ જશે.

સ્ત્રીઓ રાજકીય જાગૃતિમાં ન અવગણી શકાય તેવું મહત્વનું અંગ છે.

તેઓ મતદારીમાં અગત્યનો ભાગ ભજવે છે. ઘણી હીલચાલોમાં સ્ત્રીઓએ આગળ પડતો ભાગ લીધો છે અને ભવિષ્યમાં હિંદમાં સ્ત્રીઓ સ્પષ્ટ વિચાર માટે આગ્રહ રાખી જ્ઞાનનો ઉચ્ચતમ પ્રકાશ ફેલાવશે.

જો આપણા રાજદ્વારી કાર્યકર્તાઓ સ્ત્રીઓને પોતાના મતમાં લેવા માંગતા હોય તો તેમણે સ્ત્રીઓની યુનીવર્સીટી માટે પૈસા આપવાનો ઠરાવ ધારાસભામાં કરવો જોઇએ.

આપણી સ્ત્રીઓને સૌથી ઉચ્ચ કેળવણી મળે તેની જરૂરીયાત ઓછી નથી. આપણે ૩૫ કરોડ લોકો આટલી જુની સંસ્કૃતિ છતાં આ સ્થિતિમાં શા માટે પડયા છીએ ? આનું એક કારણ છે કે આપણે સ્ત્રીઓને તેમનો જન્મ સિદ્ધ અધિકાર–કેળવણી આપવાની ના પાડી છે. જે પ્રજાનો અરધો ભાગ અજ્ઞાન ને વ્હેમમાં ઘેરાયલો હોય તેની જગતની જાગૃત પ્રજાઓમાં ગણના કયાંથી થાય ?

પિતા નહિ પણ માતા બાળકને આદર્શો આપે છે. ઉગતી પ્રજાને બૌદ્ધિક અને આધ્યાત્મિક સંસ્કારો આપવાનું કામ માતાનું છે. જો બાળકમાં બહાદુરી, ખંત, નિર્ણય વગેરે ગુણો લાવવા હોય તો તે તેમને માતાના દુધ સાથે મળવા જોઇએ. સ્પાર્ટાની વીર પ્રજા સ્પાર્ટન માતાઓની તેજસ્વિતાનું પરિણામ હતું.

પ્રો૦ કર્વેની સાથે હું તદ્દન સમત છું કે આપણે ખુબ વિશાળ પાયા ઉપર કેળવણીની જરૂર છે આ જમાનામા અમેરીકનો વગર પાયે મોટા ૬૦ માળના મકાનો બાંધે છે એ ખરૂં, પણ તેઓ ખુબ ઉંડા ઉતરે છે, માત્ર રેતી ઉપર નથી બાંધતા

સ્ત્રીઓ ઉંચાંણીઉ આ પ્રકારનું બુદ્ધિ તેજ મેળવે એ બાબતમા મને ઘણો રસ છે વિજ્ઞાનની બાબતમાં બૌદ્ધિક જાગૃતિમા સ્ત્રીઓએ કેટલો ભાગ ભજવ્યો છે તે મેં હમણા જ વાચ્યુ. લગભગ ૨૫ સૈકા પહેલા એક ગ્રીક બાનુએ સ્ત્રીઓના દરદો ઉપર પુસ્તક લખ્યુ હતુ ઇતિહાસમા આવી ઘણી સ્ત્રીઓના વર્ણનો છે. કદાચ પુરૂષોએ તે લખેલ હોવાથી સ્ત્રીઓને પૂરતો ન્યાય મળ્યો નહિ હોય પણ આ જમાનામાં ઘણી સ્ત્રીઓ છે કે જેમણે વિજ્ઞાનના જુદા જુદા ક્ષેત્રોમા મારૂ કામ કર્યુ છે લીલાવતીને તો આજે ગણિતક્ષેત્રમા આખુ હિંદ ઓળખે છે લીલાવતીને પૂરતી તક નહોતી આપવામા આવી છતા તેનુ નામ આજે ગણિતશાસ્ત્રીઓને પ્રેરણા સમ થઇ પડયુ છે .

રેડીયમના શોધક મેડમ કયુરીનુ નામ ઘણાએ સાભળ્યુ હશે. તેની પુત્રીએ તેનું સ્થાન સભાળ્યુ છે તે અને તેના ધણી બને મારા મિત્રો છે ઇન્ડીયન સાયન્સ એકેડેમીના ફેલો તરીકે મે તેમને નીમ્યા છે કદાચ તેને પણ નોબલ પ્રાઇઝ મળશે એવી મારી ધરણા છે .

વર્તમાન વિજ્ઞાનનો ઇતિહાસ આપણે જોશુ તો તેમા સ્ત્રીઓની હારની હાર આપણને જણાય છે. ભૂગોળશાસ્ત્રમા પણ સ્ત્રીઓએ સારો ભાગ ભજવ્યો છે. મીસ કેનને ખગોળ-શાસ્ત્ર ઉપર રોયલ એકેડેમીક સોસાયટીનુ ઇનામ મેળવ્યું છે.

કેટલાક કામો ખાસ સ્ત્રીઓ માટે જ જાણે રખાએલા છે માંદા પડીએ ત્યારે આપણે સ્ત્રી પરિચારિકાજ જોઇએ છે. તેવીજ રીતે વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ ઘણા કામો એવાં છે કે જ્યા સ્ત્રીઓને લાયક શાંત અને ખત પૂર્વકના પદ્ધતિસરનાં કામની જરૂર પડે છે જ્યાં તેઓ અસત્યમાંથી સત્યને બહાર કાઢે અને જ્ઞાનમદીરમા તેની પ્રતિષ્ઠા કરે

દુનીયામા ઘણા ભાગોમાં સ્ત્રીઓ વંશ વૃદ્ધિ શાસ્ત્રમા ખુબ રસ લઇ રહી છે. મેરી સ્ટોપ્સનુ નામ તો તમે સાભળ્યુ હશે તે માટે તેણે સતતિ નિયમનની હિમાયત કરી તે પહેલા વિજ્ઞાનના ક્ષેત્રમા ઘણી શોધો કરી હતી હિંદના ક્ષેત્રોમા સ્ત્રીઓ જો ધારે તો આ ક્ષેત્રમા ઘણુ કરી શકે

પુરૂષો સખ્ત કામ કર્યા વગર જલ્દી માન ખાટી જવા માગે છે, પણ સ્ત્રીઓએ સખ્ત અભ્યાસ કરી તેમને માર્ગ દેખાડવો જોઇએ અને હિંદી વિજ્ઞાનના ક્ષેત્રમાં પોતાનો ફાળો આપવો જોઇએ સ્ત્રીઓએ આગળ આવીને નામ કાઢવુ જોઇએ

વિજ્ઞાનમા સ્ત્રીઓ તેમજ પુરૂષો બન્નેને માટે સ્થાન છે ઇંડીયન એકેડેમીદ્વારા સ્ત્રી કાર્યકર્તા માટે દ્વાર ખુલ્લા મુકવામા આવ્યા છે, સ્ત્રીઓ તેમા નામ મેળવશે, એટલુ જ નહિ પણ ભાવિ પ્રજાને જ્ઞાનનો વારસો આપી જશે જ્ઞાનને આપવા માટે આપણે પણ જ્ઞાન મેળવવુ જોઇએ

આ યુનીવર્સીટીના ગ્રેજ્યુએટોને હુ ફત્તેહમદ ભાવિ અને ઉપયોગી જીદગી ઇચ્છુ છુ, અને આપ સૌનો આભાર માનુ છુ

# ફૂલવેણી

## [૧] સ્ત્રીઓ અને મતાધિકાર

વ્યાખ્યાતા શ્રીમતી સરોજિની મ્હેતા, એમ એ

" સ્ત્રીઓને જવાબદારીનુ ભાન નથી તો મતાધિકાર મેળવીને તેઓ શુ કરશે ? આમ કહેવામા આવે છે પણ જવાબદારી સોપ્યા વીના જવાબદારીનુ ભાન કયાથી આવે ? એક વખત સ્ત્રીઓને મતાધિકાર આપો પછી સ્ત્રીઓ બતાવશે કે જ્યાસુધી સ્ત્રીઓ અને બાળકોના અને દલિત વર્ગોના હીતના કાયદા ન થાય ] ત્યા સુધી સ્ત્રીઓ જપીને બેસશે નહિ ".

મુબઇના ભગિની સમાજના આશ્રયે " સ્ત્રીઓ અને મતાધિકાર " એ વિષય ઉપર શ્રીમતી સરોજિની મ્હેતા એમ. એ એ ભાષણ કરતા ઉપરના શબ્દો ઉચ્ચાર્યા હતા શ્રીમતી હંસાબ્હેન મ્હેતા બી એ પ્રમુખસ્થાને હતા શિક્ષિત બહેનોની ઠીક ઠીક સખ્યા હાજર હતી.



શ્રીમતી સરોજિની મ્હેતા, એમ. એ.

તેમણે વધુમા કહ્યુ

' મતાધિકાર એટલે ત્રણ કે પાચ વર્ષે એકવાર મત આપવા જવુ એટલુ જ નથી જ્યા પ્રજાનો સમૂહ કાયદા ઘડી શકતો હોય ત્યા મત એ મોટુ સબળ હથીયાર છે એ હથીયારનો સદુપયોગ પણ થઇ શકે અને દુરૂપયોગ પણ થઇ શકે જો પ્રજા ધારે તો મતનો ઉપયોગ કરીને સાચા લાયકાતવાળા જ માણસોને ધારાસભામા મોકલી શકે

અત્યારે નવુ બંધારણ આપણા દેશ માટે ઘડાઇ રહ્યુ છે અને જ્યારે એ અમલમા આવશે ત્યારે સ્ત્રીઓને હમણા કરતા વધારે પ્રમાણમા મત મળશે, અને બ્હેનોએ એ તકનો લાભ લેવો, જ જોઇએ.

દરેક મત આપનારને ધારાસભામા બેસવાનો હક્ક મળે છે અને તેથી જો સ્ત્રીઓ ઉમેદવાર તરીકે બહાર પડે અને ધારાસભામા જાય તો સ્ત્રીઓ અને બાળકોના હીતમા ઘણુ કામ કરી શકે અત્યારે સ્ત્રી વર્ગની જરૂરીયાતો કઇ કઇ છે તે જાણીતુ છે વારસાના કાયદામાં સ્ત્રીઓને અન્યાય થઇ રહ્યો છે તે દૂર કરવાનો છે બાળકોના હીત માટે, લગ્નવય વધારવા માટે મજુર સ્ત્રીઓના હીત માટે એવા અનેક નવા કાયદાની જરૂર છે તે સ્ત્રીઓના ધારાસભાપ્રવેશ શીવાય નહિ જ થઇ શકે શારદા કાયદા જેવો નરમ નજીવો સુધારો પસાર કરતા પણ પુરૂષોએ કેટલો વખત લગાડયો ? અને હજીએ એને રદ કરાવવાના પ્રયત્નો થયે જ જાય છે. બીચારી ગરીબડી હિંદુ વિધવાનો એકનો એક હક્ક દત્તક પુત્ર લેવાનો તે પણ લઇ લેવા શ્રી દેસાઇ જેવા પુરુષો તૈયાર થયા છો સ્ત્રીઓના હાથમા મત આવે તો એવા પાછેહઠ કરનાર પુરૂષો

ધારાસભામાં પ્રવેશ ન કરી શકે એ જોવાની ફરજ છે.

પુરાણમતવાદીઓની એક દલીલ એવી છે કે સ્ત્રીઓના હાથમાં રાજસત્તા આવશે તો સ્ત્રીઓ જુલ્મગાર થશે. અને એના ટેકામાં રશીયાની કોઇ કેથેરાઇન કે ઇગ્લંડની બ્લડી મેરીના દાખલા ટાંકે છે, પણ ધારાસભામાં જવાથી કાંઇ એકહથ્થુ સત્તા આવતી નથી. અને એકહથ્થુ સત્તાનો દુરૂપયોગ પુરૂષોએ નથી કર્યો ? દુનીયાભરના દેશોના અત્યાર સુધીના ઇતિહાસમાંથી સારા પ્રજાપાલક રાજા ભાગ્યે આંગળીને વેઢે ગણાય એટલા નીકળે. વળી હિન્દુસ્તાનમાં તો એકહથ્થુ સત્તા ધરાવનાર સ્ત્રી રાજકર્તાઓ સુલતાના, રઝીયા, ચાંદબીબી કે અહલ્યાબાઇ જેવું રાજ કોઇક જ પુરૂષ રાજાનું હતું.

કાયદાની મદદથી મોટા ક્રાંતિકારક સુધારા એકદમ થઇ શકે છે તે તુર્કસ્તાન, રશીયા વિગેરે દેશોના દાખલા ઉપરથી જોઇ શકાય છે. હિંદમા પરદેશી રાજસત્તા હોવાને લીધે એટલી બધી પ્રગતિ ન થઇ શકે, તો પણ ઘણા ફેરફાર થઇ શકે.

સ્ત્રીઓ ધારાસભામાં જાય તેની ઇર્ષાખોર લોકો મશ્કરી પણ કરશે. પણ આપણે ડરવાનું નથી. કાર્ય કરી બતાવવાનું છે. ઇગ્લંડમાં લડાઇ પહેલાં સ્ત્રીઓ જાહેર નોકરીના હક માગતી ત્યારે અનેક પત્રો મશ્કરી કરતાં પણ લડાઇ દરમીયાન સ્ત્રીઓએ પુરૂષોનાં એકેએક કામ ઉપાડી લઇ પોતાની શક્તિનો પરિચય કરાવ્યો. આપણે ત્યાં પણ ૧૯૩૦ ની ચળવળ સમયે બ્હેનોએ પોતાની શક્તિનો પરિચય કરાવ્યો હતો. આ નવી દિશામાં પણ તેમ કરાવવાની જરૂર છે.

જે બ્હેનોને મત હોય તેમણે નામ વેળાસર નોંધાવી લેવાં. નવી ચુંટણી વખતે સ્ત્રી ઉમેદવારો ઉભી કરવી અને જે પીછેહઠ કરનારાં પગલા ભરનાર પુરૂષો હોય તેમને મત ન મળે અને ઉદાર વિચાર વાળાને જ મળે એમ જોવું જોઇએ.

સ્ત્રીઓને જવાબદારીનું ભાન નથી તે મતાધિકાર મેળવીને શું કરશે એમ પણ કહેવામાં આવે છે. પણ જવાબદારી સોંપ્યા સિવાય જવાબદારીનું ભાન ક્યાંથી આવે ? એક વખત સ્ત્રીઓને અધિકાર આપો પછી સ્ત્રીઓ બતાવશે કે જ્યાં સુધી સ્ત્રીઓ અને બાળકોના અને દલીત વર્ગોના હીતના કાયદા ન થાય ત્યાં સુધી સ્ત્રીઓ જંપીને બેસશે નહીં."

ત્યાર પછી ભાષણકર્તાએ નવા બંધારણ પ્રમાણે મુંબઇની સ્ત્રીઓને કેટલા પ્રકારના હક મળશે તે સમજાવ્યું હતું અને બ્હેનોને તાકીદે પોતાનાં નામ મતપત્રકમાં નોંધાવવા વિનંતી કરી હતી.

## [૨] હિન્દુ લગ્નનો અન્યાયી કાયદો

વ્યાખ્યાતાઃ ડૉ. શ્રીમતી મુથુલક્ષ્મી રેડ્ડી

હિન્દુ લગ્નનો કાયદો અન્યાયી છે, નાશકારક છે. પુરૂષને તે ફાવે તેટલી વાર પરણવાની છુટ આપે છે: ફાવે તેટલી પત્નીઓ કરવાની–પછી તેની વય ગમે તેટલી હોય–સંપૂર્ણ છુટ આપે છે. આમ એ કાયદો એકતરફી છે. સ્ત્રીઓ પ્રત્યે ચોખ્ખો અન્યાય કરનારો છે.

મદ્રાસનાં એક અગ્રગણ્ય સ્ત્રી નેતા, મદ્રાસ ધારાસભાનાં પહેલાં સ્ત્રી ઉપપ્રમુખ, અને હિંદી સ્ત્રીઓની એસોસીએશનના અગ્રગણ્ય સભ્ય ડૉ० મુથુલક્ષ્મી રેડીએ બેંગલોરમાં હાલમાં જુદી જુદી સંસ્થાઓને આશ્રયે ભાષણોની હારમાળા આપી હતી તે દરમ્યાન સ્ત્રીઓના સંઘ તરફથી યોજાયલી સભામાં તેમણે ઉપલા ઉદ્‌ગારો કાઢયા હતા. તેમણે વધુમાં કહ્યું:

લાંબા સમયથી સ્ત્રીઓ પુરૂષના સ્વાર્થની ભોગ બની છે. તેઓએ મુક્તિ મેળવવી એ તેઓનું પોતાનું જ કાર્ય છે.

એક સભામાં બેલગામવાળા ડૉ० સાવિત્રીબાઇએ, સ્ત્રીઓ તરફ જે રીતે વર્તન થઇ રહ્યું છે તે સામે ખેદ દર્શાવ્યો હતો. તેમણે કહ્યું: શરીર અને મનને સબળ બનાવે એવી તાલીમની આજે સ્ત્રીઓ માટે વ્યવસ્થા નથી.

માઇસોરની ધારાસભાના સભ્યો સમક્ષ શ્રીમતી ડૉ० મુથુલક્ષ્મીએ ભાષણ કરતાં સ્ત્રીઓના અનીતિ માટે થતા વેપારને અટકાવનારૂં બીલ તેમજ માઇસોરમાં બાળલગ્નો થતાં અટકાવનારૂં બીલ જેમ બને તેમ જલ્દી ધારાપોથી પર દાખલ કરવાની માગણી કરી હતી. બાળલગ્ન થતાં અટકાવનારાં બીલ સંબંધમાં ધારાસભાના સભ્યો સમક્ષ બોલતાં તેમણે, બાળલગ્નના રૂપનિષ્ટો દર્શાવ્યાં હતાઃ

બાળલગ્નનાં અનિષ્ટો સારી રીતે જાણીતાં છે. અનેક પ્રસંગોએ અનેક વક્તાઓએ તે જણાવેલાં છે. એ બીલ માઇસોરની ધારાપોથી પર જલ્દી દાખલ થાય એવી સભ્યોને હું વિનતિ કરું છું. કે જેથી, બ્રીટીશ હિન્દમાં શારદા કાયદાનો ભંગ કરનારાઓ માટે માઇસોર આશ્રયનું સ્થાન બનતું અટકે.

એક બીજી સભામાં તેમણે સ્ત્રીઓનો અનીતિ માટે થતો વેપાર અટકાવનારા બીલ સંબંધમાં વિવેચન કરી જણાવ્યું હતું કે એ માત્ર સ્ત્રીઓનો પ્રશ્ન નથી, માનવતાનો પ્રશ્ન છે.

મહીલા સેવા સમાજના આશ્રયે તેમણે 'સમાજ પુનર્ઘટનામાં સ્ત્રીઓની ફરજો ' એ વિષય ઉપર પ્રવચન કર્યું હતું. તે વેળા તેમણે માઇસોર રાજ્યે સામાજીક કાયદાઓ કરવામાં આગેવાની આપી ન હોવાની ફરીયાદ કરી જણાવ્યું હતું કે, " સ્ત્રીઓએ પોતે શિક્ષિત થવું જોઇએ અને તેઓની પુત્રીઓને પણ સુશિક્ષિત બનાવવી જોઇએ. એ પછી શાસ્ત્રોનો જાતે જ અભ્યાસ કરવો જોઇએ. હિન્દુ લગ્નનો કાયદો જે અન્યાયી અને નાશકારક છે તેમાં ફેરફાર કરાવવા માટે સ્ત્રીઓએ પ્રયત્ન કરવો જોઇએ. એ કાયદો સ્ત્રીઓ પ્રત્યે હડહડતો અન્યાય કરે છે પુરૂષોને અનેકવાર પરણવાની, ગમે તેટલી પત્નીઓ કરવાની છુટ આપે છે. લાંબા સમયથી સ્ત્રીઓ પુરૂષોના સ્વાર્થની ભોગ બનેલી છે. એટલે તેઓએ પોતે જ પોતાની મુક્તિ મેળવી લેવાની છે. આમાં સ્ત્રીઓએ કાંઇ નવું કરવાનું નથી. તેમણે તો ભૂતકાળમાં હિન્દની સ્ત્રીઓ જે હક્કો ભોગવતી હતી તે હક્કો પાછા મેળવવાનો પ્રયત્ન કરવાનો છે.

શારદા સ્ત્રી સમાજના આશ્રયે પણ તેમણે વ્યાખ્યાન કર્યાં હતા.

## [ ૩ ] કર્ણાટકમાં સ્ત્રીઓનું સ્થાન

વ્યાખ્યાતા : ડૉ. સાવિત્રીબાઇ

"પ્રાચીન કાળમાં હિન્દી સ્ત્રીઓને માનભર્યું અને વંદનીય સ્થાન આપવામાં આવતું હતું. 'ન માતૂ પરદૈવતમ ' ( માતાથી વધારે દિવ્ય બીજું કોઇ નથી ) ' માતૃ દેવોભવ ' ( માતાને દેવ માનો ) એવાં એવાં સૂત્રો અને ' અર્ધાંગી ' જેવા શબ્દ પ્રયોગો પ્રાચીન હિન્દમાં સ્ત્રીઓ પ્રત્યે કેવું વલણ હતું તેનાં સૂચક છે. અર્વાચીન હિન્દમાં એ વલણ સામે તદ્દન અસંગત રીતે, સમાજની સામાન્ય પ્રવૃત્તિઓમાં પુરૂષોની સામાન રીતે ભાગ લેવાની સ્ત્રીઓને તક આપવામાં આવી નથી. "

" કર્ણાટકમાં સ્ત્રીઓનું સ્થાન " એ વિષય ઉપર બેલારીમાં ડૉ૦ સાવીત્રીબાઇ એમ. બી. બી. એસ. એ ભાષણ કરતાં ઉપલા શબ્દો ઉચ્ચાર્યા હતાં.

કર્ણાટકના ઇતિહાસનો ઉલ્લેખ કરતાં તેમણે કર્ણાટકની રાણીઓની લાક્ષણિક સિદ્ધિઓનો ઉલ્લેખ કરતાં બુક્ક રાજાની પત્ની પન્નાદેવી-'વીર કેમ્પન્ન-રાય ' નામના સંસ્કૃત પુસ્તકની લેખીકા ગજાદેવીના દૃષ્ટાંતો ટાંક્યા હતા.

કૃષ્ણદેવરાયના સમયમાં શાહી કુટુંબની સ્ત્રીઓ જ તીજોરી ખાતાને લગતી બધીય વ્યવસ્થા કરતી. એ સ્ત્રીઓ ઘણી કુશળ હતી. એ સ્ત્રીઓ પૈકી કેટલીક સ્ત્રીઓ તો પ્રમાણમાં હાલની સ્ત્રીઓ કરતાં ઘણી ઘણી બાબતમાં [illegible] ઘણી ખરી સ્ત્રીઓ તો અર્થ વિનાનું જીવન જીવી રહી છે. તેઓ શારીરિક, સાંસ્કૃતિક કે બૌદ્ધિક સિદ્ધિઓ વિનાની છે. આજે સ્ત્રીઓની શારીરિક સ્થિતિ જે નબળી થઇ ગઇ છે તે ખેદજનક છે. સ્ત્રીઓએ તેઓનો શારીરિક વિકાસ કરવાની જરૂર છે. છોકરાના જન્મથી ખુશ થતી પણ છોકરીના જન્મથી નાખુશ થતી હિન્દી મનોદશામાં કાંઇક બગાડો થાય છે, એમ તેમણે જણાવ્યું હતું.

છોકરી દશ બાર વર્ષની થાય એટલે, અથવા બહુ બહુ તો છોકરી પરણે કે તરતજ તેનું શિક્ષણ બંધ કરવાની માબાપોની મનોવૃત્તી પરત્વે તેમણે અત્યંત ખેદ દર્શાવ્યો હતો.

સ્ત્રીઓના મતાધિકાર સંબંધમાં બોલતાં ડૉ૦ સાવીત્રીબાઇએ જણાવ્યું કે, બેલારી જીલ્લા જેવી દશ લાખની વસ્તીવાળા દેશમાં જીલ્લા બોર્ડમાં સ્ત્રીઓ માટે માત્ર બેજ બેઠકો હોય એ કોઇ સારી વાત ન કહેવાય. સ્ત્રીઓએ ચળવળ કરીને બોર્ડમાં વધારે જગાએ મેળવવાની પ્રવૃત્તિ કરવી જોઇએ એમ તેમણે આગ્રહપુર્વક જણાવ્યું હતું.

શ્રીમતી સતાબાઇ સત્યનન્તરાવે જણાવ્યું કે હવે સ્ત્રીઓનો યુગ આવવા લાગ્યો છે. દરેક બાબતમા, સ્ત્રીઓ પુરૂષોના સમાન હકની માગણી કરી રહી છે. પુરૂષ સ્ત્રી કરતાં ઉંચો છે એ ભ્રમ હવે દૂર થઇ ગયો છે.




## સ્વદેશ

**શ્રી દેસાઈ બીલ સામે વિરોધ** હિન્દુ વિધવાઓ પતિનાં અવસાન પછી તેના સગાંવહાલાંઓની સંમતિ લીધા વિના દત્તક લઈ શકે એવો ચુકાદો એક મુકદ્દમાને અંગે પ્રિવી કૌન્સિલે આપ્યો હતો. વિધવાઓનો એ હક છીનવી લે એવું બીલ શ્રી. દેસાઇ નામના એક સભ્યે મુંબાઇની ધારાસભામાં પેશ કરેલું છે. મુંબાઇ ઇલાકાની જ નહિ પણ હિન્દભરની મહિલાઓમાં એ બીલ સામે સખ્ત રોષની લાગણી ફેલાઇ રહેલી છે. મુંબાઇ ધારાસભાની ગઇ-મુંબાઇમાં મળેલી બેઠકમા શ્રી. દેસાઇએ છેલ્લી ઘડીએ એ બીલ રજુ કર્યું નહતું અને હવે પુનાની આ વખતની બેઠકમાં પણ તેમણે છેલ્લી ઘડીએ એ બીલ રજુ કર્યું નથી એટલે હવે સપ્ટેમ્બરની બેઠક પર વાત ગઇ છે.

મુંબાઇમા તેમજ અન્યત્ર આ બીલ સામે વિરોધ ઉઠાવવા સ્ત્રીઓની મોટી મોટી સભાઓ વારંવાર મળી હતી અને તેમાં એ બીલ સામે સખ્ત રોષ દર્શાવનારા ઠરાવો કર્યાં હતા. ધારાસભાની જડક બેઠકમાં એ બીલ જે દિવસે રજુ થનાર હતું તે દિવસે સ્ત્રીઓએ ત્યાં વિરોધી દેખાવો કર્યાં હતા. બીલની વિરૂદ્ધમાં ૩૦૦૦ ઉપર સ્ત્રીઓની સહીઓવાળું એક નિવેદન પણ ધારાસભાના પ્રમુખશ્રીને સુપરત કરવામાં આવ્યું હતું. હજી પણ આ ભય શ્રી. દેસાઇએ માથે લટકતો રાખેલો હોવાથી સખ્ત ઝુંબેશ ચલાવવાનું ચાલુ જ રાખવું જોઇએ.

**સ્ત્રી કાંઇ જાનવર નથી.** મુંબાઇમાં બઝારગેટમાં ચણાગલીમા રહેતા રવિશંકર રામજી નામના એક યુવાને થોડાક સમય ઉપર તેની પત્ની માણેકબાઇને ડામ દીધા હતા. આથી બાઇએ ફરિયાદ નોંધાવી હતી. એક વર્ષથી માણેકબાઇ પતિ સાથે રહેતી હતી. રવિશંકરની મા માણેકબાઇ વિષે વખતોવખત રવિશંકર આગળ ફરિયાદ કર્યા કરતી. એટલે રવિશંકર તેને મારતો અને બાઇ રૂદન કરતી. થોડાક દિવસ પર રવિશંકર જમવા બેઠો હતો માણેકબાઇ રાંધતી હતી, તે વેળા અચાનક શાકની તપેલી સરકી, એટલે રવિશંકરે દમ આપવા માંડયો. પછી માણેકબાઇ આગલા ખંડમાં જતી રહી. રવિશંકરે તે બાદ એક સળીયો સગડીમાં તપાવ્યો, અને તેની માએ માણેકબાઇનો હાથ પકડી રાખ્યો એટલે રવિશંકરે તેના હાથ પર ત્રણ ડામ દીધા. આ કેસમાં પાછળથી માંડવાળ કરવાનો પ્રયત્ન થયો પણ વડા પ્રે. મે. સર એચ. પી. એચ. દસ્તુરે સમાધાનની ના પાડી, તે પછી ગઇ તા. ૨૯ મીએ એ કેસ ફરી નીકળતાં માણેકબાઇએ ના. મેજીસ્ટ્રેટને કાકલુદી ભરી વિનતિ કરી: "મેં ફરિયાદ માંડી છે: મારા ધણીએ મને ડામ્યો છે એ વાત ખરી પણ હું સગર્ભા છું. જે થઇ ગયું છે તે નાદાનીયતમાં થઇ ગયું સમજી મારી અરજ છે કે મારા ધણીને બચાવવાની કૃપા કરો." આ છતાં આરોપીએ તો ગુન્હાનો ઇન્કાર જ કર્યો, તેનો બચાવ એવો હતો કે શાકની તપેલી સરકતાં તેણે ખિજાઇને ધક્કો મારવાથી બાજુમાંથી સગડી પર તેનો હાથ લાગી જતાં તે દાઝી હતી. ના. મેજીસ્ટ્રેટે એ વાત માનવાની ના પાડી. માણેકબાઇની જુબાની અક્ષરશઃ સાચી માનીને 'સ્ત્રી એ જાનવર નથી' એવો ધડો બેસાડવા આરોપીને સખ્ત સજા કરવાનો તેમનો ઇરાદો હતો પણ માણેકબાઇની અરજ ધ્યાનમા લઇને તેમણે રવિશંકર તેમજ તેની માતા ગોદાવરીને દરેકને રૂા. ૫૦) ના દંડની સજા કરી હતી.

**શ્રીમતી સરલા પી. દેસાઈ, પી. એ.** શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી હિન્દી સ્ત્રીઓની યુનિવર્સીટીની પી. એ ની પદવી પ્રાપ્ત કરનાર આ ગુજરાતી બહેન, અમદાવાદની મહિલા પાઠશાળામાં ચિત્રકળાના ઐચ્છિક વિષય સહિત ત્રણ વર્ષ અભ્યાસ કરીને જી. એ. થયાં હતાં. તે બાદ બે વર્ષ ઘેર અભ્યાસ કરીને તેઓ ૧૯૩૪ માં ૨૨ વર્ષની ઉમરે પી. એ. થયાં. હાલમાં એક વર્ષથી તેઓ ઘાટકોપરની રાષ્ટ્રીય શાળામાં શિક્ષિકા તરીકે કામ કરે છે. સ્ત્રીઓની યુનિવર્સીટીનો પદવીદાન સમારંભ ગઇ તા. ૨૯મી જુને થયો: તે વખતે એ બહેનને પી. એ. [illegible] આવી હતી

## ટેલીફોન પર પરણી !



મીસ નીવા કાર્ફર્ડ

બ્લેક પુલની એ રહીશ છે ટેલીફોન પર વાત કરતા અચાનક બીજે નંબર એકવાર જોડાઇ ગયો, લંડનથી એક જુવાનની મીઠી વાત તેણે ટેલીફોન પર સાભળી અને તે એના પ્રેમમા પડી ટેલીફોન પર જ બન્નેએ એકમેકને કહ્યુ કે આપણે ટેલીફોન પર જ પરણી લઇએ એમ એમના લગ્ન થયા

રાજ્યોમાં, સ્ત્રીઓ માટેના જુનવાણી વિચારો પાછા મહત્વ મેળવવા લાગ્યાં છે."

બ્રિટનની સ્ત્રી-સ્વાતંત્ર્યની ચળવળના એક અગ્રગણ્ય નેતા મીસ સીલ્વીયા પેન્કહર્સ્ટે "દુનિયાભરની સ્ત્રીઓનો આજનો દરજ્જો" એ વિષય ઉપર માન્ચેસ્ટરમાં ભાષણ કરતાં ઉપલા શબ્દો ઉચ્ચાર્યા હતા.

તેમણે કહ્યું, "સ્ત્રીઓ દેવીઓ છે પણ તેઓ મુર્ખી અને ગુલામ છે એવી રીતેજ તેઓ પ્રત્યે વર્તવું જોઇએ. બધાં ફેસીસ્ટ રાજ્યોમાં આ જુનવાણી વીચાર પાછો જાગૃત થયો છે. સ્ત્રીઓને સંરક્ષવા માટે ભૂતકાળમાં જે કાંઇ કરવામાં આવ્યું હતું તે ફેસીસ્ટ રાજ્યકાળમાં નહિવત કરવામાં આવ્યું છે.

ઇટાલીમાં સ્ત્રીઓએ તેઓના હક્કો અને વૈયક્તિક સ્વતંત્રતા ગુમાવ્યાં છે. પતિની પરવાનગી વિના તેઓ પોતાનાં ઘર સુદ્ધાં છોડી શકે નહિ. સ્ત્રીઓ પ્રત્યેના અત્યાચારોને લગતા ગુન્હાઓ કે વર્તનો માટેની સજાઓ તેમજ કાયદેસરનાં સંરક્ષણમાં ઘણો જ ઘટાડો કરવામાં આવ્યો છે.

જર્મનીમાં તો સ્ત્રીઓની દશા આથીય વધારે ખરાબ છે. તેઓએ રાજકીય સ્વતંત્રતા સર્વાંશે ગુમાવી છે. વહીવટી ખાતાંઓમાં તેઓને તેઓના હોદ્દાઓ પરથી ખસેડવામા આવી છે, અને તેઓને ફરજીયાત મજુરી કરવા તરફ વળવું પડ્યું છે. જર્મનીની સ્ત્રી જાણે આજે મધ્યયુગમાં હતી તે ઉતરતી દશામાં આવી છે.

આ વિચારો ફેલાતા જાય છે. અત્યારે આપણે પ્રત્યાઘાતની સ્થિતિમાં રહેવું ન જોઇએ. આપણે નિશ્ચિત કાર્યક્રમ સાથે આગે કૂચ કરવી જોઇએ."

**ડૉ૦ મેરી સાર્જન્ટસન:** સાહિત્ય અને વિજ્ઞાનના ક્ષેત્રમાં આગળ પડતો ફાળો આપનારી સ્ત્રીઓ દુનિયાભરમાંથી મળી આવે છે. સાહિત્યની દિશામાં નોબલ પ્રિતોષિક મેળવનારી મહિલાઓ પણ ઉત્પન્ન થઇ છે. તેમ ભાષાશાસ્ત્ર જેવા શુષ્ક લાગતા વિષયમાં અભ્યાસપૂર્ણ શોધખોળ કરનારી સ્ત્રીઓ પણ મોજુદ છે.

આવી એક અભ્યાસશીલ મહિલાએ "અંગ્રેજી ભાષામાંના વિદેશી શબ્દોનો ઇતિહાસ" નામનો ગ્રંથ તૈયાર કર્યો છે. આ ગ્રંથ-લેખિકાનું નામ ડૉ૦ મેરી એસ્. સાર્જન્ટસન છે.

આ મહિલાએ ભારે અભ્યાસ અને શોધખોળ પછી, આ પુસ્તક તૈયાર કર્યું છે અને એમાં જણાવ્યું છે કે અંગ્રેજી ભાષામાં લેટીન અને ગ્રીક, ફ્રેન્ચ અને સ્કેન્ડીનેવીયન, સ્પેનીશ અને પોર્ટુગીઝ શબ્દો સારાભાર પડેલા છે. ડૉ૦ મેરી એસ. સાર્જન્ટસને આના કારણ રૂપે એમ જણાવ્યું છે કે નવા શબ્દો અને નવા વિચારો દાખલ કરવામાં વેપારે હંમેશા આગળ પડતો ભાગ ભજવ્યો છે.

ડૉ૦ સાર્જન્ટસનના જણાવ્યા પ્રમાણે "વેપાર અને વૈજ્ઞાનિક શોધખોળ સાથેસાથ જ જાય છે અને એને ભાગ્યેજ છુટા પાડી શકાય છે. અંગ્રેજી ભાષાના ઇતિહાસમાં આવા વેપારી-સાહસિકો મહત્વનું સ્થાન ધરાવે છે.

આખાંય પુસ્તકમાં અંગ્રેજી ભાષાએ લેટીન ગ્રીક, ફ્રેન્ચ સ્કેન્ડીનેવીયન, ભાષામાંથી ઉછીના લીધેલા શબ્દો અને તેને લગતી ચર્ચામાં મોટો ભાગ રોક્યો છે, પણ એટલેથી જ ન અટકતાં ડૉ૦ સારજન્ટસને આખી દુનિયાની ભાષાઓમાંથી અંગ્રેજી ભાષામાં કયા કયા શબ્દો આવેલા છે તેનો પણ ઉલ્લેખ કરેલો છે. દુનિયાની બીજી ભાષાઓમાં ઇટલીયન, સ્પેનીશ, પોર્ટુગીઝ, સ્લેવોનીક, ડચ, અરબ્બી, ઓસ્ટ્રેલીયન વગેરેનો સમાવેશ થાય છે. શબ્દો અને તેની વ્યુત્પત્તિઓ આપીને તેમણે દૃષ્ટાંતો સહિત આ પુરવાર કર્યું છે.

આમ ડૉ૦ સાર્જન્ટસને ઐતિહાસિક ભાષાશાસ્ત્રને લગતી અપૂર્વ શોધ કરી છે. ને એમનું પુસ્તક વિદ્વત્તાથી ભરેલું છે અને ભાષાશાસ્ત્રના ઇતિહાસમાં ઘણું ઉપયોગી છે.

## ડૉ. એલીસ વેર્નીન

આફ્રિકાના વતનીઓની બસો જેટલી બોલીઓ બોલી શકનારી દુનીયાભરમાં એક માત્ર સ્ત્રી હતી. એનું નામ ડૉ. એલીસ બર્નર વેર્નીન. ગાર્ડન સીટીમાં આવેલા તેનાં મકાનમાં ૭૫ વર્ષની વયે તે અવસાન પામી છે.

છેલ્લાં ૧૫ વર્ષથી લંડન યુનીવર્સીટીમાં તે સ્વાહીલી અને બંટુ ભાષાઓની ઇમેરીટસ અધ્યાપક તરીકે કામ કરતી હતી.

પુર્વ અને મધ્ય આફ્રિકાની જંગલી જાતિઓમાં તેણે ખુબ ખુબ પ્રવાસો ખેડયા હતા. તેને લીધે તે પ્રજાનાં ભાષા અને લોક-સાહિત્ય ઉપર તેને ઘણો અચ્છો કાબુ આવ્યો હતો, અને ઇંગ્લાંડમાં આફ્રિકન ભાષાઓનું શિક્ષણ આપનારી તો તે સૌથી પહેલીજ હતી. એ ભાષાઓમાં તે નિષ્ણાત ગણાતી. તેની હરિફાઇ કરી શકે એવું કોઇ ન હતું.

શરૂઆતના જીવનમાં તે શિક્ષિકા હતી. કરો હાઇસ્કુલમાં તે શિક્ષણ આપવાનું કાર્ય કરતી. પણ શિક્ષણના કાર્ય પ્રત્યે તેને કંટાળો આવ્યો અને તેણે એ ધંધો છોડી દઇ પત્રકાર તરીકેનો ધંધો મહણ કર્યો.

ફરીથી તે ગુરૂ અને આફ્રિકનો, તેઓનાં જીવનો અને [illegible] વગેરેના અભ્યાસ માટે

ન્યાસાલેંડ ગઇ. ૧૯૧૧ માં તેને મેરી એની સ્ટુઅર્ટ ટ્રાવેલીંગ સ્કોલરશીપ આપવામાં આવી અને બ્રીટીશ પૂર્વ આફ્રિકાના કિનારા પર રહેલી જાતિઓમાં બે વર્ષ સુધી તેણે સંશોધન કર્યું. યુરોપની સાત ભાષાઓ તે બોલતી તેમજ વાંચતી અને આફ્રિકાનાં સાહિત્ય અને લોકસાહિત્ય વિષે તેણે ઘણું લખ્યું છે તેમજ તેણે ઘણું સાહિત્ય ભાષાંતર કરીને ઉતાર્યું પણ છે.

**રાણી હેલનને છૂટાછેડા મેળવ્યાઃ** ગ્રીસના માજી રાજા જ્યોર્જની રાણી એલીઝાબેથે તેનાથી છૂટાછેડા માટે માંગણી કરી હતી. તા. ૬ઠ્ઠી જુલાઇએ આ છૂટાછેડા અપાયા હતા. એ છૂટાછેડા સામે કાંઇ પણ અપીલ ન થયાથી તે કાયમી બન્યા છે.

**પ્રેમ બતાવવા ઉપવાસઃ** યુગોસ્લાવીયામા આવેલા બેગોલીનાની દાક્તરી લાઇનમાં અભ્યાસ કરતી યુવાન વિદ્યાર્થીની ઓલીવસ ઝાડોરોવીશ, સ્ટેનીસ્લાવ પેગેવીશ નામના ધનિક વેપારી યુવાન સાથે પ્રેમમાં પડી. પણ પેગેવીશે એ પ્રેમનો સ્વીકાર ન કર્યો. તેની માતા, ઓલીવસ વફાદાર નહિ રહી શકે એમ માનતી હતી. યુવાને ઓલીવસને જો સાચો પ્રેમ હોય તો તેને ઘરેથી ભાગી છુટી પોતાનાં કારખાનાના કાતરીયામાં સંતાઇ રહેવા સૂચના કરી. ઓલીવસે એ સૂચના સ્વીકારી અને પોતાનો પ્રેમ સાચો છે એ પૂરવાર કરવા સાત વર્ષ સુધી એ કાતરીયામાં પૂરાઇ રહી. એ દરમ્યાન તેણે ભૂખમરો વેઠયો. પછી બન્ને પરણી ગયા.

**રશિયામાં છૂટાછેડાનું પ્રમાણ વધતું જ જાય છે.** ગયે વર્ષે મોસ્કો ખાતે દર સો લગ્ન ઠીક ૩૫ છૂટાછેડા થયા હતા. આ વર્ષે મે માસ સુધીમાં ૪૪ ૩ ટકા છૂટાછેડા થયા છે. ૪૩૮૧ લગ્નોમાં ૨૦૪૦ છૂટાછેડા નોંધાયા છે. સોવિયેટ વર્તમાનપત્રોમાં આ આંકડાઓ પ્રકટ થયાથી, લગ્ન અને છૂટાછેડાના કાયદાઓ વહેલી તકે કડક થાય એવો સંભવ છે.

**ઉડ્ડયનનો રેકોર્ડ તોડયો:** એક વખતની જાણીતી અમેરિકન નટી ઇગ્લંડે ન્યુયોર્ક અને બુરબંક વચ્ચેનું ત્રણ હજાર માઇલનું અંતર ૧૮ કલાક અને ૧૦ મીનીટમા વિમાન દ્વારા કાપીને મીસીસ એમીલીયા ઇયરહાર્ટે કરેલો રેકોર્ડ તોડયો છે. પૂર્વ કિનારેથી પશ્ચિમ કિનારે, અટકયા વિના ઉડનાર ઇગલ્સ પહેલી જ મહિલા છે.

**કયુબાની સ્ત્રીઓને મતાધિકાર-** કયુબાના નવા બંધારણ ઉપર કામચલાઉ પ્રમુખ કર્નલ ટોન ૦ કારગોર મ્યાનટી ચેટાએ સહી કરી છે. ૧૯૩૪ ના કામ ચલાઉ બંધારણનું સ્થાન હવે આ નવું બંધારણ લેશે. શહેરનાં મૂળ બંધારણનું આ નવું બંધારણ સુધરેલું સ્વરૂપ છે.

હવે સ્ત્રીઓને પુરૂષોના જેવા જ સમાન અધિકારો આપવામાં આવ્યા છે. હવે ચુંટાયલા પ્રતિનિધિઓ અને સેનેટરો તરીકે કેટલી સ્ત્રીઓ સ્થાન લઇ શકે છે તે જોવાનું રસપ્રદ થઇ પડશે. અનુક્રમે તેઓની મુદત ચાર અને આઠ વર્ષની છે.

---

**ભાવનગર મહિલા વિદ્યાલય**ની બેનોએ દર વર્ષની માફક આ સાલ પણ ગૌરીવ્રત ઉત્સવ તા. ૧૩-૧૪-૧૫ મી જુલાઇને દિવસે ઉજવેલો હતો. તા. ૧૩ મીએ શ્રી હરજીવન કાળિદાસ મહેતાએ બેનોની સભામા 'તહેવારનું રહસ્ય' એ વિષય ઉપર મનનીય ભાષણ આપ્યું હતું. તા. ૧૪ અને ૧૫ મીએ વિદ્યાલયની બેનોએ રાસ, ગરબા, નાટયપ્રયોગો અને નૃત્યના સુંદર પ્રયોગો ભજવી બતાવ્યા હતા. નાટયપ્રયોગોનું અને બીજા કાર્યક્રમની ઉજવણીનું સ્થાન થિઓસોફીકલ લૉજ હતું. સ્ત્રીપુરૂષોની ઘણી મોટી હાજરી હતી. જગ્યાને અભાવે ઘણી બેનોને પાછાં જવું પડયું હતું. નાટયપ્રયોગો, નૃત્ય અને રાસ ગરબાનો કાર્યક્રમ રસિક અને સુંદર થયાનો અભિપ્રાય પ્રેક્ષકોને મુખે સંભળાતો હતો. આ ગૌરીવ્રત ઉત્સવથી ભાવગરની સ્ત્રીજનતામા ઠીક ઠીક જાગૃતિ આવી હતી.

---

**પેટલાદમાં** ગૌરીપૂજનના તહેવારોને અંગે શ્રી દશા દિશાવાળ વણિક વિદ્યોત્તેજક સમાજ તરફથી બહેનો માટે રમતગમતોની યોજના કરવામાં આવી હતી. તેમજ દિશાવાળ વણિક બહેનોને હાથે તૈયાર થએલા નમુનાઓનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. આશરે ૨૫૦ થી ૩૦૦ નમુનાઓ લગભગ ૭૫ જેટલી બહેનોએ તૈયાર કરેલા પ્રદર્શનમાં રજુ થયા હતા. એ ઉપરાંત, નિબંધ, ભાષણ, ભરતગુંથણ, શિવણ, તોરણકામ, રંગોળી વગેરેની હરિફાઇ અને ઇનામો વહેંચવાનો મેળાવડો શ્રીમતી ચંચળબહેન રમણલાલ પરીખનાં પ્રમુખપદે થયો હતો. એમાં નિવેદનો વગેરે બાદ ગરબા વગેરેનો કાર્યક્રમ રખાયો હતો. પ્રમુખબહેને ગૌરીપૂજનના તહેવારોનું મહત્વ સૂચવ્યું હતું. ઇનામો વહેંચાયાં હતાં.




**વર્ષાન્તે**

ઓગસ્ટ માસના આ અંક સાથે, 'ગુણસુન્દરી' ઇશ્વરકૃપાથી, ગુજરાતી બહેનોની સેવા કરતાં, બારમું વર્ષ નિર્વિઘ્ને પસાર કરે છે. આટલાં વર્ષો દરમ્યાન 'ગુણસુન્દરી' એ પોતાની શક્તિ અનુસાર ગુજરાતી બહેનોની સેવા કરી છે અને હવે પછીનાં વર્ષોમાં પણ એ સેવા ચાલુ કરતું રહેશે. આગલાં વર્ષોની માફક ગયા વર્ષમાં પણ 'ગુણસુન્દરી'એ પોતાના વાચકોને વિવિધ વાચન સામગ્રીથી સંતોષ આપવાનો પ્રયત્ન કર્યો છે. મોટેરાંઓને રુચે એવા વિવિધ ઉપયોગી વિષયો, ખાસ કરીને સ્ત્રી ઉપયોગી લેખો, પ્રેરક રાસ-કાવ્યો, ટુંકી સુંદર-પ્રેરક વાર્તાઓ તેમજ ચાલુ વાર્તા તેમજ દુનિયાભરની સ્ત્રીઓની પ્રવૃત્તિના સંકલિત સમાચાર વગેરે વાચન સામગ્રી "ગુણસુન્દરી"એ આપી છે. જાણીતા મરાઠી લેખિકા શ્રીમતી ઇન્દિરાબાઇ સહસ્રબુદ્ધેની, મરાઠીમાં ક્રાન્તિકારી નવલકથા તરીકે વિખ્યાત પામેલી નવલકથા 'બાળુતાઇ ધડા ઘે'નો ગુજરાતી અનુવાદ 'એ પત્ની કોની?' એ શીર્ષક હેઠળ ક્રમશઃ પ્રકટ થઇ રહ્યો છે. વળી 'એક અજાણી સ્ત્રીનો પત્ર' શીર્ષક હેઠળની રસિક વાર્તા પણ ગયા વર્ષમાં આપી છે. બાળકો માટે બાલવિભાગનું વાચન પણ ગયા વર્ષ દરમ્યાન ચાલુ આપવામાં આવ્યું છે. એ વિભાગના સંપાદન માટે અમે શ્રી. સોમભાઇ પટેલના આભારી છીએ. આવતાં વર્ષ દરમ્યાન પણ 'ગુણસુન્દરી' યથાશક્તિ સેવા કરવા તત્પર રહેશે.

**આભાર**

નવા વર્ષ દરમ્યાન માસિકના સંચાલનમાં અમને એક વા અન્ય રીતે સહાય કરનારા સર્વનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. માસિકની સાહિત્ય સામગ્રી પૂરી પાડવામાં અમને અમારા અનેક લેખક ભાઇબહેનોની સહૃદયતાભરી સહાય મળી છે. એ સહાય અમને ન મળી હોત તો અમે આવી રસિક સામગ્રી ભાગ્યે જ રજુ કરી શક્યા હોત. આ સહકાર માટે અમે અમારા એ સર્વ લેખક ભાઇ બહેનોનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ અને તેઓ તરફથી ભવિષ્યમાં અમને ચાલુ સહકાર મળતો રહેશે એવી અમે આશા રાખીએ છીએ. માસિકનાં ચિત્ર વિભાગને આકર્ષક બનાવવામાં અમને મુંબાઇનાં અગ્રગણ્ય દૈનિક પત્ર 'જન્મભૂમિ'ના સંચાલક તરફથી જે સહકાર મળ્યો છે તે માટે પણ અમે તેમનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

**સુનીતા શ્રોફ એમ. એ. ભેટ પુસ્તક**

નવા વર્ષનાં એટલે કે ૧૯૩૫-૩૬ના વર્ષનાં ભેટ પુસ્તક તરીકે 'ગુણસુન્દરી'ના ઉપનંત્રીને હાથે લખાયલી સ્ત્રી જીવનના પ્રશ્નોને સ્પર્શતી નવલકથા 'સુનીતા શ્રોફ એમ. એ.' પ્રકટ કરવામાં આવી છે. આગલાં ભેટ પુસ્તકોની જેમ આ પુસ્તક પણ વાચક વર્ગને ગમી જશે એવી અમે આશા રાખીએ છીએ. 'ગુણસુન્દરી'ને વધુને વધુ વિકસાવવાની અમારી અંતરની ઇચ્છા હોવા છતાં સાધન અને સામગ્રીના અભાવે અમારી એ અભિલાષાઓ અમારે અંતરમાં જ સમાવી રાખવી પડે છે. પ્રભુ અમને ગુજરાતી બહેનોની વધુ સંગીન સેવા કરવા જેવાં સંજોગો આપે એટલી અભ્યર્થના.

“ગુણસુન્દરી”

બાલવિભાગ

તન્ત્રી: સોમભાઇ પટેલ,

C/o ધી ન્યુ એરા સ્કૂલ, મુંબઈ, ૭.

વર્ષ ૫ : અંક ૮ પુસ્તક ૫ ઓગસ્ટ : ૧૯૩૫

# સિંહ ને તેના મિત્રો

[ ઇસપની વાત ]

એક વાર એક ચિત્તો, તરસ ને વરૂ એ ત્રણ પશુઓ ભેળાં થયાં, ને વાતો કરવા લાગ્યાં.

“ચાલોને આપણે વનના રાજા સિંહની ભાઇબંધી કરીએ.”

ત્રણે જણ હિમ્મત કરી પહોંચ્યા વનરાજની પાસે. તેમની આજીજી સાંભળી વનરાજે તેમને પોતાના ભાઇબંધ તરીકે રાખ્યા.

શિકારનો વખત થયો ને ત્રણે ભાઇબંધો સાથે વનરાજ શિકાર ખોળવા નીકળ્યો.

ફરતાં ફરતાં સિંહે એક હરણ માર્યું. હવે ત્રણે પશુઓના મોંમાં પાણી આવ્યું, “આહા ! આજે વનરાજની ભાઇબંધીને લીધે કેવું સરસ ભોજન મળશે !”

પણ સિંહે તો એ હરણના ચાર ભાગ કર્યા ને જણાવ્યું, “જુઓ, મેં આ શિકાર પકડ્યો માટે આ એક ભાગ તો મારા હક્કનો, મારી હિમ્મત ને મારા બળને લીધે જ શિકાર કરી શકાયો તેથી આ બીજો ભાગ પણ મારો, આ ત્રીજો ભાગ વનના રાજા તરીકેના હક્કનો, ને આ ચોથો ભાગ તો કોઇ વાર જરૂર પડે તેટલા માટે હું રાખી મૂકીશ.”

આમ કહી ચારે ભાગ ઉપાડી સિંહ ચાલ્યો ગયો.

વનરાજની ભાઇબંધી બાંધી મનમાં ફૂલાતા પેલા ત્રણે મિત્રો ઘડીક તો એક બીજાની સામે જોઇ રહ્યા.

ને પછી ‘વીલે મોઢે ત્યાંથી ચાલ્યા ગયા.

ચન્દ્રશંકર

# મદનિયો

દુનિયામાં ઊંચામાં ઊંચો પર્વત કૈલાસ. તેની તળેટીમાં વિશાળ મોટાં જંગલ ને ઊંડી ઊંડી ખીણો. ઝાડઝાંખરાંનો પાર નહિ. ધોળે દહાડેય અંધારું ઘોર લાગે!

એ જંગલના એક ભાગમાં હાથીનું એક ટોળું રહે. સોએક વરસનો એક ઘરડો હાથી એ ટોળાનો સરદાર હતો. કોઈની મગદૂર નહિ કે તેની સામે થાય. બધાનું તે રક્ષણ કરે.

કોઈ વખત હાથીનું બીજું કોઈ ટોળું એ ટોળા પર હુમલો કરે તો મોટા મોટા પોતાના હાથી લઈ એ લડવા જાય. સામા ટોળાને હરાવી એ નસાડી મૂકે ને સૂંઢ ઉછાળતો મલકાતો મલકાતો પાછો વળે.

એક દિવસ એ ટોળામાં એક હાથણીને બચ્ચું જન્મ્યું. ભૂખરા રંગનું ને ત્રણેક ફુટ ઊંચું. પાંચ સાત કલાકમાં તો એવું કૂદવા માંડ્યું અને થોડી વારે ટોળા ભેગું ભળી ગયું. બીજા હાથીને એ બહુ ગમ્યું. બધાંએ મળી એનું નામ પાડ્યું: મદનિયો.

સાંજના બધા હાથી જંગલમાં રખડવા ચાલ્યા, એટલે મદનિયો પણ પોતાની નાનકડી સૂંઢ હાથણીને પગે વીંટાળી ચાલવા માંડ્યો. એક મોટા હાથીએ જંગલમાં ઊગેલા માથાપૂર ઘાસમાં આગળ ચાલી રસ્તો કર્યો ને એ મા દીકરો પાછળ ચાલ્યાં.

રસ્તામાં એક નદી આવી. બધા હાથી તેની અંદર નહાવા પડયા. ઊંડા પાણીમાં ઊભા રહી સૂંઢમાં પાણી ભરી ઊંચે ઊંચે એ ઉછાળવા લાગ્યા, એટલે મદનિયાને પણ નહાવાની ઇચ્છા થઈ. હાથણીની સાથે એ નદીમાં ગયો ને છીછરા પાણીમાં ઊભો રહ્યો. હાથણીએ પોતાની સૂંઢમાં પાણી ભરી એની પર છાંટવા માંડ્યું. મદનિયાને ખૂબ મજા પડી. બીજા હાથી એની પાસે ઊભા રહી આજુબાજુ જોવા લાગ્યા. કદાચ કોઈ મગર આવીને બચ્ચાને ઉપાડી જાય!

નદીમાં ખૂબ નાહી બધા હાથી બહાર નીકળ્યા. આસપાસ નજર નાખી બધાએ ચાલવા માંડ્યું. થોડા મોટા હાથી પાછળ ચાલ્યા. જંગલમાંથી વાઘવરુ આવી બચ્ચા પર તરાપ ન મારે એટલા માટે મોટા હાથી ચોકીપહેરો ભરતા પોતાને સ્થાને પહોંચ્યા.

ત્યાં જઈ બધાએ લીલું લીલું ઘાસ ને ઝાડની કુળી કુળી કુંપળો ખાધી. મદનિયો પણ પોતાની સૂંઢને વાળી હાથણી પાસે આવ્યો ને ધરાઈને ધાવ્યો.

રાત્રે ભેગાં મળી બધાં થોડી વાર બેઠાં ને પછી ઊંઘી ગયાં. મોટા હાથીઓમાંથી વારા ફરતી ચોકીપહેરો ભરવાનું કામ શરૂ થઈ ગયું.

થોડા દિવસ પછી પાનખર આવી ને ઝાડનાં લીલાં લીલાં પાન પાકીને ખરી પડયાં. ઘાસ સુકાઈ ગયું એટલે ટોળાના સરદારે જંગલમાં કોઈ ઝરણાંવાળી જગાએ જવાનો વિચાર કર્યો. હવે જંગ

લના બીજા ભાગ જોવાના મળશે એ વિચારે મદનિયો ને તેના જેવડા જેવડાં બચ્ચાં રાજી થઇ ગયાં.

અને પછી તો થોડા દિવસમા હાથીનો ઘરડો સરદાર બધાંને દોરીને ચાલવા મંડયો. મદનિયાને એની મા સાથે હવે રહેવાનું નહોતું ગમતું. નાનાં નાનાં બચ્ચાં સાથે એને દોસ્તી થઇ હતી એટલે એ તો એમની સાથે સાથે જ ચાલવા લાગ્યો.

બે ચાર દિવસમાં તો એ ટોળું એક નદી કિનારે આવી પહોંચ્યું. નાના હાથી ને હાથણીઓને ત્યાં રાખી મોટા હાથી આજુબાજુની જગા જોઇ આવ્યા. પાસે ડાંગરનાં ખેતર જોયાં ને બધા રાજી થયા. બરાબર જગા જોઇ એ પાછા વળ્યા.

તે જ રાતે નાનાં મોટાં સર્વ હાથી–હાથણીઓ હળવે હળવે અવાજ ન થાય તેમ ડાંગરના ખેતરમાં પેઠાં ને ડાંગરનો ઊભો પાક ખાઇ પાછાં વળ્યાં.

એ પ્રમાણે ઘણા વખત રાતના ડાંગરનાં ખેતરોમાં જવાનું ને દિવસે નાના બચ્ચાંને જંગલના કાયદા શીખવવાનું કામ ચાલ્યું. ચાલતાં ચાલતાં પગ કેમ ઉપાડવા, આજુબાજુ બીજાં પ્રાણીઓ કે માણસો હશે કે કેમ એ શી રીતે પારખવું, અવાજ કેમ ઓળખવો, પોતાનાં શરીર સ્વચ્છ ને ઠંડાં રાખવાનું અને પોતાના ટોળાને કેવી રીતે ઉપયોગી થઇ પડવું, વગેરે નિયમો બધાં બચ્ચાંએ શીખી લીધા.

એક વખત હાથીનાં બે ચાર ટોળાંના સરદારો ભેગા મળ્યા. થોડા દિવસ બધા ટોળાં સાથે રહે એવો વિચાર કર્યો.

બીજે દિવસે તો બધાં ટોળાં ત્યાં આવી પહોંચ્યાં ને એક બીજા સાથે ભળી ગયાં. મોટા હાથીએ એક બીજા સાથે મળી જુદું ટોળું કર્યું ને દૂર જઇ બેઠા. નાનાં નાનાં બચ્ચાંએ ભેગાં થઇ રમતો રમવા માંડી. જુવાન હાથીઓએ બીજા ટોળાંમાંથી જુવાન હાથણીઓ સાથે દોસ્તી કરી. એમ ઘણા દિવસ ચાલ્યું વળી પાછાં નવા ટોળાં બનાવી દરેક સરદાર પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

એમ કરતાં કરતાં મદનિયો પાંચ સાત વરસનો થયો. સૂંઢની બન્ને બાજુ બરફ જેવા ઉજળા ને સુંદર દાંત ઊગ્યા. બીજાં નાના બચ્ચાંનો એ સરદાર બન્યો. પછી તો પોતાની જાતે છેક પાસેના જંગલમાં રખડવા મંડયો. જેમ જેમ મોટો થયો તેમ તેમ એ પણ બીજાં બચ્ચાંને જંગલના કાયદા શીખવવા લાગ્યો ને ટોળાને બહુ ઉપયોગી નીવડયો.

પચીસેક વર્ષની ઉમ્મરે મદનિયાને આખા ટોળાનો સરદાર બનવાનું મન થયું. પણ પેલો સરદાર એ વાત કેમ માને? મોટા મોટા હાથીઓએ એને શિક્ષા કરી ને ટોળાની બહાર કાઢી મૂકયો.

મદનિયો ટોળાથી જુદો પડી એકલો એકલો રખડવા મંડયો બીજાં ટોળાંમાં પણ કોઇએ એને દાખલ નહિ કર્યો.

આખરે કંટાળી મદનિયો એકલો એકલો જંગલમાં ગમે ત્યાં ફરવા લાગ્યો. ફાવે ત્યાં રાત રહેવા લાગ્યો, કોઇ કોઇ વખત બીજાં જંગલી પ્રાણીઓ સાથે એને લડવું પડતું. અને કોઇ વખત નદીમા મગર સાથે પણ યુદ્ધ કરવું પડતું.

એક વખતે એમ ફરતા ફરતાં તે

એક જગાએ આવ્યો. આજુબાજુ કદી નહિ જોયેલું એવું સરસ ઘાસ ત્યાં ઊગ્યું હતું. આસપાસ જોયું તો એટલામાં કોઇ નહોતું. મદનિયો ખૂબ રાજી થઇ ગયો. કૂદતો કૂદતો તે એ જગાએ ગયો પણ ત્યાં તો કડ્ડ્ડ્ અવાજ થયો ને એક મોટું ગાબડું પડ્યું ને ખાડો દેખાયો. મદનિયો બિચારો એ ખાડામાં ગબડી પડયો. આખો દિવસ એ ભૂખે ને તરસે ત્યાં ને ત્યાં બેસી રહ્યો.

બીજે દિવસે ત્યાં થોડા માણસો આવ્યા. મદનિયો એમને જોઇને ખૂબ ક્રોધે ભરાયો પણ બિચારો શું કરે ? એમ ને એમ દસ પંદર દિવસ સુધી ભૂખ્યો ને ભૂખ્યો એ ખાડામાં પડી રહ્યો. એના પેટમાં પણ ખાડા પડયા ને આંખો ઊંડી ઊતરવા લાગી. હવે તો એનાથી ઊઠાતું નહોતું.

એક દિવસ સવારમાં મદનિયો સૂઇ રહ્યો હતો. થોડીવારે આંખો ઊઘાડીને જુએ તો પાસે એક બીજો હાથી ઊભો હતો. પોતાનો કોઇ ભાઇબંધ મળ્યો જાણી એ જરા રાજી થયો ને માંડ માંડ બેઠો થયો.

પણ પેલો બીજો હાથી તો પાળેલો હતો. એણે મદનિયાને હળવે હળવે કેળવવા માંડયો. હવે તો દરરોજ ખોરાક પાણી પણ મળવા લાગ્યાં ને મદનિયામાં ધીરે ધીરે શક્તિ આવવા માંડી.

કેટલાક વખત પછી મદનિયાને બહાર કાઢયો ને પાળેલા હાથીના ટોળામાં એને રાખ્યો. બીજા હાથીનું કામ એણે ધીમે ધીમે શીખી લીધું ને એ હોશિયાર બન્યો.

એક દિવસ પેલા માણસને ત્યાં એ-ચાર માણસો આવ્યા ને મદનિયાને વેચાતો રાખી લીધો. પોતાની સાથેના બીજા હાથીઓને છોડી જતાં એને બીલકુલ ન ગમ્યું પણ બીજો ઉપાય નહોતો,

થોડા દિવસ પછી એ પેલા માણસોની સાથે બીજે ગામ ગયો. ત્યાં એક મેદાનમાં ખૂબ બધાં પાંજરાં હતાં. કોઇમાં વાઘ તો કોઇમાં સિંહ, કોઇમાં વરુ તો કોઇમાં ચિત્તો, કોઇમાં રીંછ તો કોઇમાં દીપડો. એક બાજુએ ઘોડા ને ઊંટ બીજી બાજુએ બકરા ને વાંદરા બાંધેલા હતા. એક ઝાડ નીચે પાંચ સાત નાના મોટા હાથી પણ બાંધેલા હતા. ત્યાં આગળ મદનિયાને બાંધ્યો ને એક માણસે એને ખાવાનું આપ્યું. દરરોજ રાતના એ બધાં જુદાં જુદાં પ્રાણીઓને વારા ફરતી એક મોટા તંબુમાં લઇ જવામાં આવતાં ને ત્યાં તેઓ તરેહ તરેહના ખેલ કરતાં.

મદનિયાને પણ એવા ખેલ શીખવવા માંડયા. એની સાથેના હાથીઓમાંથી એક સિલોનથી આણેલો હતો ને બીજો મલાયાથી મંગાવ્યો હતો. એક મોટો હાથી તો આફ્રિકાનો હતો. પહેલાં તો એ દરેક પોતપોતાના માલિકને ત્યાં જુદું જુદું કામ કરતા હતા. કોઈ મોટા પાટડા ઊંચકતો તો કોઇ વળી બીજું જ કામ કરતો. પણ આ સરકસના માલિકે એ બધાને ખરીદી સરકસના દાવ શીખવ્યા.

સરકસમાં કોઇ હાથી ત્રણ પગ પર ઊભો રહેતો તો કોઇ વળી પાછલા બે પગ પર કે આગલા બે પગ પર ઊભો રહેતો. એક હાથી તો પોતાની સૂંઢમાં ... ... ... વગાડતો ને પૂછડાથી

ઢોલ વગાડતો. એક હાથી પોતાના ચારેય પગ લાકડાની એક નાની ગોળ બેઠક ઉપર ગોઠવી ઊભો રહેતો. મદનિયો ધીમે ધીમે સરકસના જુદા જુદા દાવ શીખ્યો. જમીન પર પડેલી નાનામાં નાની ટાંકણી કે પાઇ પણ એ પોતાની સૂંઢથી ઉપાડતો.

એમ ઘણો વખત એ સરકસમાં રહ્યો. એક દિવસ વળી બીજા થોડા માણસો સાથે સરકસનો માલિક મદનિયા પાસે આવ્યો ને થોડી વાતચીત પછી પેલા માણસો મદનિયાને લઇ ગયા.

એને થયું, હવે વળી પાછું ક્યાંયે જવાનું હશે ને શું ય કામ કરવાનું હશે, પણ એનો આ નવો માલિક તો રાજા હતો. મદનિયાને હવે બહુ કામ નહોતું કરવું પડતું. આખા વરસમાં માત્ર બે ચાર વખત એને જુદા જુદા રંગથી ચિતરતા ને પીઠ ઉપર મખમલની સુંદર શાલ ઓઢાડતા પછી તે પર સોનાની અંબાડી મૂકી તેમાં રાજા બેસતો. એના ડોકા પર માવત બેસતો ને આખા શહેરમાં સવારી ફરતી. એ સિવાય એને બીજું કંઇ કામ નહોતું.

મદનિયાને હવે લાગ્યું, " હાશ, ઘણા વખતે ખરેખરું સુખ મળ્યું ! "

સો.

---

## ઓહો, કેવું એ બાળ !

સરોવરની પાળ, લીલી લીમડાની ડાળે,
ઝૂલે નાનું શું બાળ, એની કોણ લે સંભાળ ?
જો ! જો ! કુદરતની નિશાળ, એની અજબી છે જાળ,
એવા વિખરેલા વાળ, જાણે કોપેલો કાળ,
મુખે નીતરતી લાળ, કાંઇ સાંભર્યું અકાળ,
ઉની ઢાલવી વરાળ, ગાવા લાગ્યું તત્કાળ,
દેખી દૂરે ત્યાં ઝાળ, એની એને થઇ ભાળ,
ભરતું ઝાઝી એ ફાળ, દોડી ચાલ્યું ઘરને માળ,
કોઇ પીરસેલો થાળ, એમાં ઢોળી દીધી દાળ,
જ્યાં હોજ હતો ઢાળ, ત્યાં દીઠો એક ખાળ,
એને દેવા લાગ્યું ગાળ, ઓહો, કેવું એ બાળ !

# હું વર્ષા ઋતુ બનુ તા

બા, મને થાય છે, હું વર્ષા ઋતુ બનું તો કેવી મજા પડે ? પહેલાં સૂર્યના તાપથી પાણીની વરાળ બની ઉપર ચડું. ત્યાં વાદળાં બનું, અને પછી પવનનું મોટું વાવંટોળું થાય, ત્યારે નાનાં નાનાં ટીપાં રૂપે બાળકોને રાજી કરતી, આખી સૃષ્ટીને જળથી નવડાવતી પડું.

ઘડીકમાં વાદળાં રૂપે આવું, અને સૂર્યને સંતાડી દઉં તો પળ વાર એને પ્રકાશ પણ ફેલાવવા દઉં, અને એમ સૂર્યની સાથે સંતાકુકડી રમું સાથે સાથે સૌને ભૂલથાપ પણ ખવડાવું. નાના ટીપાંથી સ્હેજ મોટાં ટીપાંનું રૂપ ધારણ કરી પડું, બાળકોની સાથે ખૂબ રમું, પછી ખૂબ મજામાં આવી જોરથી પડું. બાળકો રાજી થાય વનસ્પતિ પણ રાજી થઇ ખીલે, અને ખેતરો લીલાંછમ થઇ જાય, જેને જોઇ ગરીબ ખેડૂતો રાજી થઇને કૂદવા માંડે અને મને પૂજે, હું પ્રેમનો પાક વધારું.

કોઇ વખત મસ્તીમાં આવી બહુ જ જોરથી પડું કે નદીઓ હદ કરતાં વધારે ઉભરાઇ જાય અને રસ્તાઓ સાફ થઇ જાય. ત્યાંનો કચરો નદીઓ ખેંચી લઇ જાય ને જમીન ફળદ્રુપ બનાવે.

છોકરીઓ રાજી થતાં થતાં હીંચકે બેસી ખૂબ મીઠાં મીઠા ગીતો ગાય, જુદા જુદા તહેવારો ઉજવે, મોર આનંદથી નાચે અને ટહુકારા કરે.

કવિઓ મારી કવિતા રચે, લેખકો લેખ લખે ને વાર્તા કહેનારા વાર્તા લખે ને કહે. હું તો વસંત પરી સાથે બહેનપણાં બાંધું. પછી તો ખૂબ નાચું કૂદું, ખેડૂતોને રાજી કરું, સૌ લોકોને રાજી કરું, બાળકો સાથે મસ્તી તોફાન કરું, સૌ મારા ગુણ ગાય, સાથે સાથે થોડાકને ગુસ્સે પણ કરું. કોઇને ગમું, કોઇને ન ગમું, તું તો મને બોલ્યા જ કરે, પણ હું માનું જ નહિ એટલે હું થાકીને બેસી જાય. ત્યારે મારા ચાર મહિના પૂરા કરી તારી પાસે આવું. હેં બા ! આ બધું કરવાની કેવી મજા પડે, ખરુંને.

# પીપળો

ગામની ભાગોળે પીપળાનું ઝાડ હતું. પાસે આકડા અને ધંતુરાના છોડ ઊગ્યા હતા. આજુબાજુનાં ગામડાંમાંથી કેટલાય માણસો ત્યાં જતાં ને પીપળાનાં મૂળીઆંમાં પાણી રેડતાં. થડની આજુ બાજુ ફરતાં ને પીપળાની પૂજા કરી એ પાછાં ફરતાં.

પીપળાનાં આવાં માન જોઇ આકડાને અને ધંતુરાને અદેખાઇ આવી. અંદર અંદર એ વાતો કરવા લાગ્યા, "જો તો ખરો, ધંતુરા, લોકો મારાં ફૂલ તોડી તોડી એના હાર બનાવીને હનુમાનજીને ચડાવે છે, પણ કોઇ મને ખોબો પાણી ય પાતું નથી. અને આ પીપળો, ના આપે ફળ કે ના આપે ફૂલ પણ આવતું જતું સર્વ કોઈ એને નમે!"

ત્યાં તો ધંતુરો બોલી ઊઠયો, "અને આકડાભાઇ, મહાદેવને હું બહુ વહાલો હોવા છતાં મારાં ફૂલ શંકરને માથે ચડે પણ લોકો મારી ય પૂજા કરે છે? ત્યાં ખોબા પાણીની શી આશા?"

આકડાની અને ધંતુરાની વાતો સાંભળી પીપળો ક્રોધે ભરાયો. એને વિચાર થયો, "આ બંને નાદાન મારી અદેખાઇ કરે છે. લાવને, હનુમાન પાસે જાઉં ને આકડા સાથે અબોલા લેવડાવું. અને મહાદેવજી તો ભોળા છે. જરા કરગરીશ એટલે તો એ ધંતુરાનાં ફૂલને અળગાં કરવાના જ. અક્કલ વગરના એ સમજે શું? એમને ખબર પાડી દઉં કે મારી અદેખાઇ કરવી સહેલી નથી!"

એમ વિચાર કરી પીપળો તો હનુમાન પાસે ગયો. ત્યાં જઇ હનુમાનજીને એણે વિનવવા માંડયા, "જય હનુમાનજી, મારી વિનતિ ધ્યાનમાં લો, ને આજથી આકડાનાં ફૂલના હાર પહેરવા છોડી દો."

હનુમાન કહે, "એ ન બને. આકડાનો હાર તો મને બહુ ગમે છે. એના વિના મને જરાય ન ચાલે. મારાથી આકડાને નહિ છોડાય."

પીપળો તો ધુંવાંકુંવાં થતો, હનુમાનનું ભુંડું બોલતો બોલતો ત્યાંથી મહાદેવજી પાસે ગયો. ત્યાં જઇ મહાદેવને પગે પડયો અને એમને એણે વિનવવા માંડયા, "જય શંકર ભોળા, મારી વિનતિ સ્વીકારો ને આજથી ધંતુરાનાં ફૂલ દૂર કરો, તમને એ જરા ય શોભતાં નથી."

મહાદેવ કહે, "ના, ભાઈ, ના. તું કહેતો હોય તો બીજું બધું ય છોડી દઉં, પણ ધંતુરાનાં ફૂલને તો મારાથી દૂર નહિ કરાય. મારે ને એને બહુ જૂનો નાતો, એટલે એનું સ્થાન મારે માથે."

પીપળાની તો બહુ કફોડી સ્થિતિ થઇ ગઇ. એને એટલી બધી રીસ ચડી કે અંગે અંગમાં ક્રોધ વ્યાપ્યો ને થર થર થર કંપવા મંડયો. આકડાને અને ધંતુરાને એ કાંઇ ના કરી શકયો.

પીપળો વીલે મોંએ પાછો ફરતો હતો ત્યાં તો પાસે ઊગેલી એક આવળ બોલી ઊઠી, "કેમ, પીપળાભાઇ હનુમાનજી અને મહાદેવજી પાસે જઇ શો લહાવો લઇ આવ્યા? નમે ય ખરા હો!

સયાજી સાહિત્યમાળા તથા સયાજી બાલજ્ઞાનમાળા
પૈકીનાં ચૂંટી કહાડેલાં કેટલાંક ઉપયોગી અને

# ખાસ સંગ્રહ કરવા લાયક પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧ ઋગ્વેદ સંહિતા ભાગ ૧ | ૨-૦-૦ | ૨૧ ગર્ભવિદ્યા | ૦-૧૨-૦ |
| ૨ ,, ,, ૨ | ૨-૦-૦ | ૨૨ નૌકા [illegible] | ૦-૧૧-૦ |
| ૩ ,, ,, ૩ | ૨-૦-૦ | ૨૩ સૂર્ય | ૦-૧૨-૦ |
| ૪ જુવાનીની ચાવી | ૧-૮-૦ | ૨૪ ધનવિદ્યા | ૦-૧૧-૦ |
| ૫ વેપારની ચાવી | ૧-૧૨-૦ | ૨૫ ખેતીના ઉપદ્રવો | ૦-૧૪-૦ |
| ૬ આપણું પ્રાચીન રાજતંત્ર | ૧-૪-૦ | ૨૬ ફળઝાડનો બગીચો | ૧-૨-૦ |
| ૭ કળા વિષે પ્રવચનો | ૨-૭-૦ | ૨૭ છોડવાનું જીવન | ૦-૪-૦ |
| ૮ નેલ્સનનું જીવનચરિત્ર | ૧-૦-૦ | ૨૮ કરોળીઆનાં કાવત્રાં | ૦-૬-૦ |
| ૯ વલ્લભ | ૧-૦-૦ | ૨૯ મનુષ્ય ભ્રમણ | ૦-૧૨-૦ |
| ૧૦ મહિપતરામ | ૧-૧-૦ | ૩૦ કેનેડાનું જવાબદાર રાજતંત્ર | ૧-૮-૦ |
| ૧૧ નરસિંહમહેતો | [illegible]-૧૧-૦ | ૩૧ ઉદ્ભિજ્જોની ઉત્ક્રાંતિ | ૧-[illegible] |
| ૧૨ પરિવર્તનવાદ | ૦-૧૦-૦ | ૩૨ કેળવણી | ૧-૮-૦ |
| ૧૩ ઈંગ્લાંડ અને હિંદુસ્તાન | ૦-૧૪-૦ | ૩૩ સીતા | ૦-૬-૦ |
| ૧૪ હિંદુસ્તાનના લોકો | ૦-૧૧-૦ | ૩૪ બુદ્ધ ભગવાનની વાર્તાઓ | ૦-૬-૦ |
| ૧૫ જગતની રાજનીતિ અને હિંદ | ૦-૮-૦ | ૩૫ મેગાસ્થીનીસના સમયનું હિંદ | ૦-૮-૦ |
| ૧૬ આર્યોનું આદિ નિવાસસ્થાન | ૦-૬-૦ | ૩૬ પ્રકાશ | ૦-૬-[illegible] |
| ૧૭ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ | ૦-૯-૦ | ૩૭ ફાહીયાનના સમયનું હિંદ | ૧-૧૨- |
| ૧૮ સામાજિક સુખરચના | ૦-૧૧-૦ | ૩૮ શીવની મુલાકાત | ૦-૬-૦ |
| ૧૯ સરોવરના જીવો | ૦-૧૩-૦ | ૩૯ પ્રાચીન પૂર્વ | ૦-૧૨-૦ |
| ૨૦ તરવાની કળા | ૦-૭-૦ | ૪૦ હિંદની સફરે નીકળેલા વહાણવટીઓ | ૦-૧૨-૦ |

આજેજ મેળવી લ્યો લખો નીચેને સરનામે

**અંબાલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર**

C/o લુહાણામિત્ર પ્રિં. પ્રેસ

ટાવર પાસે—વડોદરા

રાવપુરામાં લુહાણામિત્ર સ્ટીમ પ્રિં. પ્રેસમાં અંબાલાલ વિ. [illegible] [illegible] પ્રસિદ્ધ [illegible] તા 31-3-35

# ભોરસીમી

શુધ્ધ સ્વદેશી જ્યોર્જેટ અને ક્રેપની

સુંદર સાડીઓ

વિવિધ
સુંદર
મુલાયમ
અને
આકર્ષક

